# મોઢમહોદય

વર્ષ ૩૨ : પોષ ૨૦૦૫
જાન્યુઆરી ૧૯૪૯ : અંક ૩





સ્વ૦ પારેખ લખીભાઈ ભાવાભાઈએ મોઢ વણિક
તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ કરેલ

## અનુક્રમણિકા.



મુંબઈ—ઓરીએન્ટલ ગવર્નમેન્ટ સીક્યુરીટી લાઈફ એસ્યોરન્સ કું. તરફથી કંપનીના ચેરમેન અને આ સંસ્થાના આદ્યપ્રમુખ સર પરશોતમદાસ ઠાકોરદાસના બસ્ટની અનાવરણ વિધિ નામદાર ગવર્નર રાજા સર મહારાજસિંહ સી આઈ ના હસ્તે તા ૨૪–૧–૪૯ ના રોજ કરવામાં આવનાર છે

× × × ×

**શ્રી મોઢ વણિક કોંગ્રેસ**—ની કાર્યવાહક કમીટીની બેઠક બોટાદમાં તા ૬–૨–૪૯ ના રોજ મળવાની છે.


આદ્ય પ્રમુખ-સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ-મુંબઈ.

તંત્રી અને પ્રકાશક

ગોરધનદાસ અમીચંદ મણિયાર.

પત્રવ્યવહારનું સ્થળ "મોઢ મહોદય" ઓફીસ, ભાવનગર

વાર્ષિક લવાજમ રૂા ૩-૦-૦ વી પી ખર્ચ અલગ.

મુદ્રણસ્થળ—પ્રભુ પ્રિન્ટીંગ પ્રેસ- ભાવનગર.

# શેઠ રમણલાલભાઇને અભિનંદન આપવાના સમારંભ પ્રસંગે ગવાએલ પદ.

(રાગ-બિહાગ)

"મોઢ મહોદય" ના અખંડ પ્રેમી,
રમણલાલ શેઠશ્રી રત્નમણિ છે,
અમદાવાદમા વસી રહ્યા છે,
મીલવાદીના શુદ્ધ પ્રેમી છે—ટેક૦
જ્યોતિ ઝળક મોઢેશ્વરી માતના,
અનહદ પ્રેમી ભક્તમણિ છે,
ધન્ય ધન્ય તેમની અજબ સેવા,
જ્ઞાતિ તારવા કમર કસી છે  ૧
પ્રેમ ભાવથી મીલ માલીકોએ,
પ્રમુખપદ પદ્વી આપી છે,
જીવન સત્વિક ભાવના ઊંચી,
માનવ સમુહે કદર કરી છે  ૨
ધર્મ ધુરંધર દાનવીર,
સમાજ સેવા અનોખી કરી છે,
દુખ ભંજન વિચાર સાગર,
ગરીબ નીવારણ સતવાદી છે  ૩
મોઢ ભાઇઓની કુલદેવીનું,
મોઢેરા સ્થાન જાહેર કર્યું છે,
સગવડતાઓ યાત્રાવાસીની,
વીરમણિએ સુંદર કરી છે.  ૪
મોઢ ભાઇઓ જાગૃત થાશો,
મોઢેશ્વરી માતની પ્રાર્થના કરશો,
મોઢ જ્ઞાતિની આધુનિક દશાને,
ઊંચ ભાવથી ઉજ્વળ કરશો  ૫
જ્ઞાતિ ઉદ્ધારક ભાવના રાખી
"મોઢ મહોદય" ને સાથ આપશો;
શેઠશ્રીના   માનપત્રમાં,
દરેક ભાઈઓ એક સંપે થાશો.  ૬
ખટપટ રૂપી કપટ ભાવના,
જ્ઞાન તરવારે નષ્ટ કરશો;
અહીંના પ્રમુખશ્રી ભોગીલાલભાઇને,
ચુની કહે સૌ વંદન કરશો  ૭

ચુનીલાલ વનમાળીદાસ-વીરમગામવાળા

દોહરો.

મોહના ઠગલા મહિં, મહોદય નહિં માનશો,
રમણ થશો જો આતમધનમા, લાભ અમર લઈ જશો

અમરચંદ માવજી શાહ

# એકલો જા પ્રભુના પંથે.

એકલો જા, એકલો જા, પ્રભુના પંથે એકલો જા
તારી સાથે જો કોઈ આવે તો અંતરના અમી પા એકલો૦

સાથે કોઇ આવે નહિ તો, પરવા કરીશ મા,
મુક્તિનો માર્ગ શિરના સાટે, કાયર નહિ તું થા. એકલો૦

ભય શાનો તને પગલે પગલે, શ્યામ સુંદરનો સાથ,
આંગળીએ વળગાડીને તને, દોરશે જગનો નાથ એકલો૦

હીંમત હારે હરિ મળે નહિ, દઢ નિશ્ચયી તું થા,
થાકયો હો તો સતને શરણે, જઇ વિસામો ખા એકલો૦

સૂર્ય શશિને તારલાં તને, આપે છે નિત્ય પ્રકાશ,
ત્વરિત પગલા ભરતી સરિતા જાય જો સાગર પાસ એકલો૦

કામ ક્રોધાદિ લુંટારાં મુંઝવે, જોરથી કર પોકાર
સામે આવી તને બચાવી લેશે, પ્રભુજી તારણહાર એકલો૦

દ્રૌપદી ગજના પોકારથી, ક્યાં આવ્યા નથી અવિનાશ,
પગલા માંડતો આગળ વધજે, રાખી તેનો વિશ્વાસ એકલો૦

કુસંગી મળે કીસ રંગી મળે ત્યારે, પ્રભુનો મહિમા ગા;
ખૂબ તું પીજે શ્યામ સુંદરનો, ગરમા ગરમ ચા. એકલો૦

વનને વિંધી ડુંગરા ચીરી, પગલા માંડતો જા,
શરણાગતના વહાલા પ્રભુજી, કરશે રખોપા એકલો૦

## વાંચન.

વિચાર વિનાનું વાચન હૈયાને જરાય અડતું નથી અને જે હૈયાને સ્પર્શે નહિ, બુદ્ધિને કસે નહિ તે વાચન માત્ર, શોખ અને શોભા પુરતું વખત કાઢનારું છે વિચારપૂર્વકનું અલ્પ વાચન પણ ઉપયોગી અને વિચાર વિનાનું વિશાળ વાચન પણ નિરૂપયોગી છે વાચન એટલે માત્ર આંખતળે કાઢી નાખવુ એમ નહિ. પણ બુદ્ધિમા કસાવવુ, અંતરમાં ઉતારવું અને આચરણમા લાવવું જરૂરી પુસ્તક ઉથલાવી નાખ્યા પણ જીવનમાં કોરા ને કોરા રહ્યા તો તે રસોઇ ઘરમાં ફરતા કડછાની સમાન છે. વાચો એવુ કે વિચારમાં ફૂટી નીકળે અને આચારમાં પરિણમે, સાત્વિક વાચનથી સંસ્કારો શુદ્ધ થાય અને સંસ્કારો શુદ્ધ થાય તો જરૂર વિચાર અને આચારમા સાત્વિકતા જન્મે આધ્યાત્મિક વાચન સાત્વિક છે, કપોલકલ્પિત નવલકથાના પુસ્તકનું રાજસી છે અને ભાગવત, ગીતા ઉપનિષદોનું વાચન તો સર્વથા શુદ્ધ સાત્વિક છે પ્રભુ! તને ઉત્તમ વાચન પ્રાપ્ત કરાવે.

ચંદ્રપ્રભ.

# તંત્રીની કલમે.

વાડાનો વિસ્તાર—રાજકોટ મુકામે મળેલ કાર્યવાહક કમીટીએ નિમેલ તપાસ પંચ ધોળકા જઇ આવ્યું અને પોતાનો રીપોર્ટ રજુ કર્યો, જે અન્યત્ર પ્રગટ થયો છે રીપોર્ટ જોતા જણાય છે કે ડોગ્રેસે જેમ બને તેમ વહેલાસર તેને ગોળમા ભેળવી દેવું જોઇએ.

અમે તો ગોળના વિસ્તારના વર્ષો જૂના હિમાયતી છીએ અમારા પાછલા અંકોમા કેટલીયે વાર અમે પ્રતિપાદન કર્યું છે કે ટૂકા ટૂકા વાડાઓમા આપણે વહેચાએલા હોવાથી આપણી જ્ઞાતિએ ઘણુ સહન કર્યું છે આવા વાડાઓથી કન્યાની લેવડ દેવડમા જે મુશ્કેલીઓ પડે છે તેનો દરેક સમજુ માણસને વધતો ઓછો અનુભવ છે. આટલું બસ નથી, આ વાડાઓએ આપણી અખિલ મોઢ વણિક કોમને આર્થિક નુકશાન પણ ઘણુ કર્યું છે આપણી ઘણી સસ્થાઓને અમુક વાડાની હોઇ મદદ મળતી નથી, ગરીબ વિદ્યાર્થી કે અનાથ ભાઇબહેનને મદદ મેળવવામા ઘણી મુશ્કેલી પડે છે કન્યાના અછત વાળા વિસ્તારોમાના ઘણા ઘરો નિર્વંશ બંધ પડે છે કોઇ વિભાગનો ભાઇ ધધાર્થે કે નોકરી અર્થે મોટા શહેરમા જાય તો તેને પોતાનાજ વિભાગના કોઇ ભાઇનો આશ્રય મેળવવો પડે છે આ કારણથી તેને ઠેકાણે પડતા વાર લાગે છે પણ આવા વાડા ન હોય તો કોઇને કોઇ તેનો હાથ થોભનાર મળી આવે

ઉપર દર્શાવેલા મુદ્દાઓ ઉપરથી સહેજે જોઈ શકાશે કે સમસ્ત મોઢ કોમનુ સગઠન એજ માત્ર આપણી ઉન્નતિનુ સાધન છે અને એટલા માટેજ ગત મોરબી પરિષદ વખતે અમે સમસ્ત સૌરાષ્ટ્રના એકમ કરવાના ઈરાદાથી ધારાની બુક ઉપર જૂનું નામ ફેરવી "સૌરાષ્ટ્ર મોઢ વણિક જ્ઞાતિ"ના ધારા ધોરણ એવું નામ રાખવાનો આગ્રહ કર્યો હતો

આપણે સ્વતત્ર થયા ત્યારે હિંદુસ્તાનના રજવાડાઓ જે સ્થિતિમા હતા તે સ્થિતિમા હાલ સ્વતત્ર હોત તો હિંદ કેટલુ નબળુ પડયું હોત ? પરતુ સરદારશ્રી વલ્લભભાઈની કુનેહથી આ રાજસ્થાનોમાથી કેટલાએક પ્રાંતિક સરકારો સાથે ભળી ગયા અને બીજાઓએ અદર અદર જોડાઈ પોતાનું સ્વતત્ર એકમ યોજ્યુ આથી આપણું રાષ્ટ્ર કેટલુ બળવાન થયુ છે તે આપણે જોઈ શકીએ છીએ એજ રીતે જો આપણુ સંગઠન થાય તો આપણે પણ બળવાન થઈએ તે નિ:શક છે

ગુજરાતમા પણ આપણી જ્ઞાતિમા ગામેગામમા નોખાનોખા વાડાઓ છે તેઓ પણ સમસ્ત ગુજરાતનુ એકમ રચે અને એ રીતે સમૃદ્ધ બને તો ભવિષ્યમાં સૌરાષ્ટ્ર અને ગુજરાત એક થઇ મહાગુજરાતની અખિલ મોઢ વણિક

જ્ઞાતિનું સગઠન બને, એ જોવા અમે બહુ આતુર છીએ. પરમાત્મા અમારી એ અભિલાષા પુરી પાડો.

**શેઠ રમણલાલ લલ્લુભાઇને બહુમાન**—આ સસ્થાના પ્રમુખ શેઠ શ્રી રમણલાલ લલ્લુભાઇ અમદાવાદ મીલ માલેક મડળના પ્રમુખ ચુંટાયા એ માટે પોતાનો હર્ષ પ્રદર્શિત કરવાને આ સસ્થા તરફથી શેઠશ્રીને અત્રે ભાવનગરમા અભિનંદન પત્ર આપવામાં આવ્યુ તે યથાર્થ છે શેઠ શ્રી રમણલાલભાઇ અને તેમના બધુ શેઠ શ્રી રતનલાલભાઇ બને ઘણા સેવાભાવી છે આપણી કુલદેવી શ્રી 'મોઢેશ્વરી' માતાજીના પરમ ભક્ત છે. આ સસ્થાની અત્યારની પ્રગતિમા બને ભાઇઓનો તન, મન અને ધનનો મહાન ફાળો છે શેઠ રમણલાલભાઈ તો જાહેર પુરુષ છે રાજદ્વારી, સામાજિક અને ધાર્મિક પ્રવૃત્તિઓમા તેઓ પ્રેમથી પોતાની સેવા અર્પી રહ્યા છે તેમની અનેકવિધ પ્રવૃત્તિઓની વિસ્તૃત નોધ અન્યત્ર આપવામા આવી છે આવા સેવાભાવી જ્ઞાતિ રત્નને આ સંસ્થાએ માન.આપી પોતાની ફરજ બજાવી છે તેથી અમે અમારો આનદ વ્યક્ત કરીએ છીએ, અને શેઠ રમણલાલભાઈ સેવાના ક્ષેત્રોમા વધુને વધુ પ્રગતિ કરવા શક્તિમાન થાય તે માટે તેમને પરમકૃપાળુ પરમાત્મા તદુરસ્તી સાથે દીર્ઘાયુ બક્ષે તેવી અમારી પ્રાર્થના છે

∴ ∴ ∴

## જખમ.

લેખક—શ્રી કાંતિલાલ ર મહેતા

શરીરપર જખમ થાય છે ત્યારે પીડા કરે છે એ જખમની પીડા દૂર કરવા તાત્કાલિક ઇલાજ લેવો જોઇએ અને રૂઝ વળે તેવી કાળજી રાખવી જોઇએ પપાળી પપાળી જખમને રુઝાવા ન દઇએ તો જખમ વધે, અને વધુ ને વધુ પીડા કરે હૃદયમા થયેલા જખમનુ પણ આવુ છે. કોઇ કાતિલ શબ્દબાણ, દુખ, શોક કે એવા બીજા કોઇ કારણસર થયેલ જખમ હૃદયને ડખ્યાજ કરે છે અને હૃદયની પીડા વધારે છે હૃદયના આ જખમની પીડા દૂર કરવા એને અથવા એના કારણને પચાવવુજ જોઇએ પપાળી પપાળી એ પર વિચાર કરવા બેસીયે તો ડખ ખૂબ ને ખૂબ સાલે, અને આપણા રુધિરને વધુ ને વધુ ચૂસી લે. શોક, દુખ કે શબ્દબાણની કટુતાને પચાવી જાણનારજ હૃદયના જખમ પર રૂઝ લાવી શકે છે જે એવું કરી શકતા નથી તેનો જખમ તેને શોષીજ લે છે

---

## ખુલાસો.

વડોદરા રાજ્યના મહેસાણા પ્રાતના મતદાર વિભાગના પત્રો છપાવવા અહીંના છાપખાનામાં આવેલા તેને લીધે આ અક પ્રગટ કરવામા જે ઢીલ થઇ છે, તે માટે ગ્રાહકો દરગુજર કરશે તેવી વિનંતી.

વ્યવસ્થાપક.

# અભિનંદન પત્ર.

**શ્રીમાન્ શેઠશ્રી રમણલાલ લલ્લુભાઇ,**



આપ અમદાવાદના મિલ ઓનર્સ એસોસીએશનના અને ૧૯૪૮–૪૯ ના વર્ષ માટે પ્રમુખ તરીકે ચૂંટાએલા છો અને હાલ તે હોદ્દો બહુ સફળતાપૂર્વક સંભાળો છો તે માટે આપને શ્રી મોઢ-મહોદય સંસ્થા તરફથી અંતઃકરણપૂર્વક મુબારકબાદી આપવા તેમ જ આપે, પ્રમાણમાં નાની વયમાં, વિવિધ ક્રિયાઓમાં ઘણાં ઉપયોગી અને મહાન કાર્યો કર્યાં છે, અને મોઢ જ્ઞાતિની તેમ જ સમાજની ઘણી રીતે સારી સેવા કરી છે તે માટે, આપના પ્રત્યેની અમારી માન અને પ્રેમની લાગણી પ્રદર્શિત કરવા, અમે, પ્રસ્તુત મોઢ મહોદય સંસ્થાની વ્યવસ્થાપક સભાના સભ્યો, તે સંસ્થા તરફથી આ માનપત્ર આપને નમ્રતાપૂર્વક અર્પીએ છીએ આપે અમારી વિનતીને માન આપી તે સ્વીકારવાનું કબૂલ કર્યું છે તે માટે અમે આપના આભારી છીએ

આપ અમદાવાદના સુપ્રસિદ્ધ મિલએજન્ટ સદ્દગત શેઠ શ્રી મોતીલાલ હીરાભાઇના પૌત્ર છો આપના પિતાશ્રીના અકાળ અવસાનથી, આપને આપના પિતામહનો વધુ સમાગમ પ્રાપ્ત થયો હતો અને તેના ઉચ્ચ સંસ્કારો આપને પ્રાપ્ત થયેલા છે, અને આપના જીવનનું ઘડતર તેમની પાસે થએલું છે નાની વયથી આપ મિલ ઉદ્યોગમાં જોડાએલા છો અને આપે આપની જાતે અમદાવાદમાં "વિક્રમ મિલ્સ લિમિટેડ" નામની મિલ-કંપની સ્થાપી તેને ફત્તેહમંદ સ્થિતિએ પહોંચાડી છે તેમ જ કલોલ, કડી, પેટલાદ વિગેરે સ્થળોએ આવેલી બીજી મિલોમાં આપ ડીરેકટર અને સલાહકાર તરીકે જોડાએલા છો બેંક, વીમા કંપની, કેમીકલ્સનું કારખાનું તથા અન્ય ઉદ્યોગોની સંસ્થાઓમાં વિવિધ સ્થળે પણ આપ અગત્યનો હોદ્દો ધરાવો છો અને એ રીતે વ્યાપાર અને ઉદ્યોગના ક્ષેત્રમાં આપે પ્રશંસનીય કીર્તિ અને ફત્તેહ મેળવેલા છે આપને જન્મથી મળેલી રિદ્ધિ-સિદ્ધિમાં આપે ઘણો ઉમેરો કર્યો છે, સત્પુરુષોની વિભૂતિઓ પરોપકાર માટે છે એ સૂત્ર લક્ષમાં રાખી, તેમ જ જીવનનું ધ્યેય, પોતે વૈભવ વિલાસ ભોગવવાને નથી, પરંતુ પોતાના જ્ઞાન, શક્તિ અને સાધનનો ઉપયોગ, જ્ઞાતિ સેવાના, સમાજ સેવાના અને લોકહિતનાં કાર્યો કરવામાં છે તે બરાબર વિચારી, આપે આપનું જીવન તે દિશામાં પણ સારી રીતે દોરેલું છે તેની અમે હર્ષ અને મગરૂરી સાથે નોંધ કરીએ છીએ.

અમદાવાદની આપની જ્ઞાતિમાં કેળવણીની વૃદ્ધિ માટે આપે જ્ઞાતિનાં બાળકોને ફી તથા પુસ્તકો આપવાના કાર્યમાં ઘણી સારી રકમો આપેલી છે અજમેરમાં ગુજરાતી શાળાનું

મહાન આપે બંધાવી આપ્યુ છે અમદાવાદમા "ગુજરાત વૈશ્ય સભા" જેમા વૈશ્ય કોમના વિદ્યાર્થીઓને રહેવાની, જમવાની અને અભ્યાસ કરવાની ઊંચા પ્રકારની સગવડો અપાય છે તેમા આપ અગ્રસ્થાન ધરાવો છો અમદાવાદમા આવેલા "ગીતામંદીર," 'સન્યાસ આશ્રમ," "કાશીવિશ્વનાથ પાઠશાળા," 'બહેરા મુંગાની શાળા," ડાકોરમા ચાલતા અન્નક્ષેત્રો વિગેરે સંસ્થાઓમાં આપ ટ્રસ્ટી છો અમદાવાદ એજ્યુકેશન સોસાયટી તરફથી ચાલતી ફાર્મસી કોલેજ માટે, આપે તથા આપના સુપ્રસિદ્ધ ભાઈઓ શેઠ નરસિંહલાલ લલ્લુભાઈ અને શેઠ રતનલાલ લલ્લુભાઈએ રૂપિયા ત્રણ લાખની ઉદાર સખાવત કરેલી છે આપના કુટુંબે અમદાવાદમા રેવાબાઈ પ્રસુતિગૃહ અને હોસ્પીટલ સામાન્ય જનતાની સગવડ માટે સ્થાપેના છે આપ સત્સગ પ્રેમી છો અને આપ અનેક સુપ્રસિદ્ધ મહાત્માઓનો નિકટ સમાગમ અને સદ્ભાવ અનુભવો છો, વળી આપ વિદ્યાવ્યાસંગી છો અને આપને બહુ રોકાણો હોવા છતા આપ ધાર્મિક વિષયો ઉપર લેખો પ્રસિદ્ધ કરો છો, એ રીતે આપની પ્રવૃત્તિ બહુવિધ અને વિશાળ છે

શ્રી મોઢેશ્વરી ઉર્ફે માતંગી દેવસ્થાનનો જીર્ણોદ્ધાર અને હાલની તે સ્થાનની સુવ્યવસ્થા આપની તથા આપના ભાઈઓની ઉદાર આર્થિક સહાય અને ચીવટભરી સંભાળને આભારી છે કોમી દુષ્કાળોના પ્રસગે, અતિવૃષ્ટિ અથવા દુકાળના સંકટ નિવારણના કાર્યોમા, તેમજ ધાર્મિક સમારભોમા પણ આપ યથાશક્તિ ભાગ લીઓ છો અને આર્થિક સહાય આપો છો

"મોઢ મહોદય" ના આપ હાલ પ્રમુખ છો અને તેની ખીલવણી માટે અમને સંપૂર્ણ સહકાર હમેશ મળે છે તે માટે અમે આપના ઋણી છીએ

આપે જે આર્થિક અને અન્ય સિદ્ધિ પ્રાપ્ત કરી છે તે, કેવળ આપને જન્મથી મળેલી સંગરકોનેજ આભારી નથી, પરંતુ આપની ખંત, આપનું ઉદ્યોગીપણું, મીલનસાર સ્વભાવ, કર્તવ્યપરાયણતા, જ્ઞાતિ અને સમાજ પ્રેમ અને પરોપકાર વૃત્તિ વિગેરે વિશેષ ગુણો વડે આપને તે પ્રાપ્ત થએલા છે આપના આવા સુલક્ષણોથી આકર્ષાઈ આપનું સન્માન કરવામા અમારો આશય, જેમ આપના પ્રત્યેની અમારી લાગણી વ્યક્ત કરવાનો છે તેમ આપનું દૃષ્ટાંત અન્ય જ્ઞાતિજનો સમક્ષ રજૂ કરવા માટે પણ છે

અંતમા અમો ફરી આપને મુબારકબાદી આપીએ છીએ, અને પ્રભુ પ્રત્યે અમારી પ્રાર્થના છે કે તે આપને દીર્ઘાયુ આપે અને હમેશ આપને ધર્મ અને પરોપકારના કાર્યોમાં નિયુક્ત રાખે

ભાવનગર.
સવત ૨૦૦૫ ના પોષ શુદ ૧૦
રવિવાર તા ૯-૧-૧૯૪૯

અમો છીએ,
"મોઢ મહોદય" સસ્થાની વતી
વ્યવસ્થાપક કમિટીના સભ્યો.

•• •• ••

વિદેશ ગમન - અમદાવાદ—શેઠ રમણલાલ લલ્લુભાઈના પુત્ર શ્રીયુત ચદ્રવદનભાઈ તથા શેઠ ભોગીલાલ બાલાભાઈના પુત્ર ભાઈશ્રી જગમોહનદાસ અને તેમનાં પત્ની તા ૨૦-૧-૪૯ ના રોજ ધધાનુ બહોળુ જ્ઞાન મેળવવા માટે જાપાન જનાર છે

શ્રી "મોઢ મહોદય" સંસ્થા તરફથી

# શેઠ રમણલાલ લલ્લુભાઈ–અમદાવાદ-ને મળેલ બહુમાન

આ સંસ્થાના પ્રમુખ શેઠ શ્રી રમણલાલ લલ્લુભાઈ અમદાવાદ મીલ માલેક મંડળના પ્રમુખ ચુંટાયા તે માટે પોતાનો હર્ષ બતાવવા અને શેઠશ્રીને અભિનંદન આપવાને એક સમારંભ આ સંસ્થા તરફથી અત્રેની જૈન આત્માનંદ સભાના શેઠ ભોગીલાલ લેકચર હોલમાં તા. ૯-૧-૪૯ રવિવારના રોજ સવારના દશ વાગે યોજવામાં આવ્યો હતો. પ્રમુખસ્થાન અત્રેની મહાલક્ષ્મી મીલવાળા શેઠ ભોગીલાલ મગનલાલે સ્વીકાર્યું હતું.



મહાલક્ષ્મી મીલવાળા શેઠ ભોગીલાલ મગનલાલ.

ચાણી જ્ઞાતિના પ્રગતિ મંડળના એન્ડે મહેમાનો, અને જ્ઞાતિજનોનો સત્કાર કર્યો હતો. સમારંભમાં જ્ઞાતિજનો ઉપરાંત અન્ય કોમના પ્રતિષ્ઠિત ભાઈઓએ પણ હાજરી આપી હતી, જેમાં શેઠ રમણિકલાલ ભોગીલાલ, શેઠ ગુલામમહમદ આજમજી, શેઠ જ્યોતિલાલ અમરચંદ, શ્રીયુત જીવાભાઈ ઓધવજી, શેઠ વસંતરાય હરગોવિંદદાસ, મોદી રતિલાલ પરશોત્તમદાસ, શ્રીયુત બાળકૃષ્ણ ડોસાભાઈ, શ્રીયુત વલ્લભદાસ ત્રિભોવનદાસ ગાંધી, શ્રીયુત વિઠ્ઠલદાસ મૂળચંદ શાહ, ડૉ. એમ. બી. શાહ, નૂતન વિદ્યાલયના પ્રોપ્રાયટર શ્રીયુત અમૃતલાલ આર. મહેતા, સનાતન ધર્મ હાઈસ્કૂલના સેક્રેટરી શ્રીયુત હરિલાલ લલ્લુભાઈ ઠક્કર વિગેરે સંભાવિત ગૃહસ્થો હતા.

શરૂઆતમાં સંસ્થાના માનદ સેક્રેટરી શ્રી દામોદરદાસ પરમાણંદદાસ દેસાઈએ શેઠશ્રી ભોગીલાલભાઈને પ્રમુખસ્થાન લેવા વિનંતિ કર્યા બાદ "મોઢ મહોદયે" ઉત્તરોત્તર કરેલ પ્રગતિ, આ સંસ્થાનો શેઠ રમણલાલભાઈ સાથેનો સંબંધ અને આ પ્રસંગ સંબંધી ટૂંક પ્રવચન કર્યું હતું. તે પછી માસિકના તંત્રીશ્રી ગોરધનદાસ અમીચંદ મણિયારે આવેલ સંદેશા અને શુભેચ્છાના તાર તથા પત્રો વાંચ્યા હતા. આ સંદેશાઓ નીચેના ગૃહસ્થો તરફથી મળ્યા હતા.

(૧) શેઠશ્રી શાંતિલાલ મગનદાસ ધી ન્યુ જહાંગીર વકિલ મીલ્સ લી ના એજન્ટ અમદાવાદ (૨) પૂજ્ય પાદ મહારાજશ્રી વિજ્ઞાનચંદ્રજી મહારાજ (૩) શ્રીયુત નટવરલાલ માણેકલાલ સુરતી સાહેબ-ભરૂચ (૪) શ્રીયુત રણછોડદાસ વૃન્દાવનદાસ પટવારી સાહેબ-રાજકોટ (૫) શ્રીયુત નારણદાસ ઓધડભાઇ શેઠ-વઢવાણકેમ્પ (૬) શ્રીયુત ભગવાનજીભાઇ દેવજીભાઇ મણીયાર-જામનગર (૭) શ્રીયુત ધીરસિંહ વ્હેરાભાઇ ગોહિલ-તંત્રી 'ક્ષત્રિય મિત્ર' -ભાવનગર (૮) રાજરત્ન તારાચંદ પોપટલાલ અડાલજા-વડોદરા (૯) શ્રીયુત હિંમતલાલ નાગજીભાઇ વોરા-રાજકોટ (૧૦) શ્રીયુત અનંતરાય જમનાદાસ વોરા-ભાવનગર (૧૧) શેઠ મણિલાલ હેમચંદ-અમદાવાદ (૧૨) શ્રીયુત હરિદાસ લીલાધર-મુબઇ (૧૩) શ્રીયુત શીવલાલ તારાચંદ-મુંબઇ (૧૪) ડૉ. એમ એમ પરીખ-માટવા (૧૫) શ્રીયુત વલ્લભજી ભાણજી કવિ-મોરબી (૧૬) શ્રીયુત ભોગીલાલ અમૃતલાલ પારેખ-અમદાવાદ (૧૭) શ્રીયુત રતિલાલ હરજીવનદાસ મણિયાર-વઢવાણ કેમ્પ (૧૮) શ્રીયુત પુરશોતમદાસ મહાદેવભાઇ-હળવદ (૧૯) શ્રીયુત મલુકચંદ મોતીચંદ-હળવદ (૨૦) પંડ્યા જોઇતારામ મોહનલાલ ચોકસી-વડનગર (૨૧) શ્રીયુત હરકીશનદાસ ડી પટેલ મુંબઇ (૨૨) શ્રીયુત રમણિકલાલ હાકેમચંદ-કલકત્તા ગ. સ્વ ચંચળબેન લીંચ-મુંબઇ શ્રી મોઢ વણિક વિદ્યાર્થી મંડળ-મોરબી (૨૫) ડૉ. બિહારીલાલ મદનજીભાઇ-મુંબઇ (૨૦) શ્રીયુત શવચંદ પરશોતમદાસ-દીવ.

સંદેશાઓના વાચન પછી શ્રીયુત દામોદરદાસ પરમાણંદદાસ દેસાઇએ માનપત્રનુ વાચન કર્યું હતું (જે અન્યત્ર પ્રગટ કરવામાં આવેલ છે) તે બાદ ચાંદીની સુંદર ફ્રેમમા મઢેલુ માનપત્ર શેઠશ્રી રમણલાલભાઇને પ્રમુખશ્રી હસ્તક અર્પણ કરવામા આવ્યુ હતું અને તેમને હાર તોરા પહેરાવ્યા પછી શ્રી ગોરધનદાસ મણિયારે પ્રવચન કર્યું કે શેઠશ્રી રમણલાલભાઇએ નાનપણથી જ પિતાશ્રીનું છત્ર ગુમાવ્યુ હતું, પરતુ તેમના કાકા શેઠશ્રી મોતીલાલ હિરાભાઇ જેવા અગ્રગણ્ય શહેરી મીલ ઉદ્યોગમા પ્રવીણ, અનુભવી અને ધર્મનિષ્ઠ વડિલની સતત દેખરેખ નીચે તેમનો ઉછેર થયો હતો જે જમાનામા સંકુચિત ભાવનાને લીધે પોતાની જ્ઞાતિ પુરતિજ સખાવતો થતી, જ્ઞાતિનીજ બોર્ડીંગો સ્થાપવામા આવતી તે વખતે બહોળી દૃષ્ટિવાળા શેઠ મોતીલાલભાઇએ સમગ્ર વૈશ્ય કોમના વિદ્યાર્થીઓને વિદ્યા પ્રાપ્તિમાં સગવડ મળી શકે તે માટે ગુજરાત વૈશ્ય સભા નામનું એક વિશાળ બોર્ડીંગ હાઉસ સ્થાપ્યુ આવી વિશાળ દૃષ્ટિવાળા ગૃહસ્થની સંભાળભરી દેખરેખ નીચે ઉછરવાથી શેઠ રમણલાલ ભાઇની નજર ઘણી વિશાળ થઇ છે તેઓશ્રી પોતાના કુટુંબીઓ અને જ્ઞાતિજનોના બાળકોની કેળવણી માટે સારી રકમ તો વાપરે જ છે પરતુ સમાજના બાળકો તે પોતાના જ છે ગમે તે કોમના વિદ્યાર્થીને અભ્યાસનો લાભ અને તે આપવો તેવી પોતાની ફરજ છે એવી દૃષ્ટિથી જ તેમણે તથા તેમના વડીલ બંધુઓ શેઠશ્રી નરસિંહલાલભાઈ તથા શેઠશ્રી રતનભાઇએ ત્રણ લાખની સખાવત કરી પિતાશ્રીના નામે હાર્મોરયુગીકલ કોલેજ સ્થાપી છે અને તેનો વહીવટ એજ્યુકેશન સોસાયટીને બીન શરતી સોંપ્યો છે તેમણે અજમેરમા ગુજરાતી શાળાના મકાન માટે પણ સારી જેવી રકમ અર્પણ કરી છે આ ઉપરથી આપને સૌને તેમની અભેદ દૃષ્ટિનો ખ્યાલ આવશે.

શેઠ રમણલાલભાઇ સામાજિક સેવાઓ અનેક રીતે કરી રહ્યા છે એટલુંજ નહિ પરતુ તેઓ ધાર્મિક ક્ષેત્રમા પણ તેટલું જ કામકાજ કરી રહ્યા છે સન્યાસ આશ્રમ

ગીતા મ દિર, કાશી વિશ્વનાથ પાઠશાળા, બહેરા-મુંગાની શાળા જેવી સસ્થાઓનું પોતે સચાલન કરે છે. માતુશ્રીના નામે રેવાબેન લલ્લુ ભાઇ મોતીલાલ પ્રસુતિ ગૃહ તથા હોસ્પીટલ ચલાવી ગયા છે આપણી કુળદેવી શ્રી મોઢેશ્વરી દેવસ્થાન જેનો વહીવટ બહુ જ ખરાબ થઇ ગયો હતો અને સસ્થા દેવાદાર બની હતી તે સંસ્થાનો વહીવટ સંભાળી પ્રતિષ્ઠિત ગ્રહસ્થોની એક કમીટી નીમી સંસ્થાના પ્રમુખ-સ્થાને રહી પોતે અને પોતાના કુટુંબ તરફથી હજારો રૂપિયા ખર્ચી સસ્થાનો પુનરોદ્ધાર કરી એ સ્થળ સુશોભિત, સુદર, અને યાત્રાળુઓને સપૂર્ણ સગવડતા આપનારૂ બનાવી મોઢ જનતા ઉપર મહદ્ ઉપકાર કર્યો છે આ સસ્થાની ખીલવણી માટે તેમના બધુ શેઠ રતનલાલભાઇ પણ મહાન ભોગ આપી રહ્યા છે

આ પ્રમાણે શારીરિક અને આર્થિક સેવાઓ ઉપરાંત તેઓશ્રીની સાહિત્ય પ્રત્યેની સેવાઓ પણ અમૂલ્ય છે તેમણે શ્રીમદ્ ભગવદ્ ગીતા, માતાજી સ્તવન અને બીજા પુસ્તકો પ્રગટ કરી જનતાને લાભ આપ્યો છે શ્રી ગીતા ધર્મમા નિયમિત એક આધ્યાત્મિક લેખ આપે છે. 'મોઢ મહોદય'મા તેઓશ્રી નિયમિત લેખ મોકલી આપણી મોઢ જનતાને તેમના જ્ઞાનનો લાભ આપે છે આ પ્રમાણે તેઓશ્રી તન, મન અને ધન ખર્ચી સમાજ સેવા અને જ્ઞાતિ સેવા કરી રહ્યા છે તે ઉપરાંત દેશની ઔદ્યોગિક પ્રવૃત્તિમા પણ તેઓ ખુબ રસ લઇ રહ્યા છે પોતાની વિક્રમ મીલ ઉપરાંત કડી, કલોલ અને પેટલાદ વિગેરે સ્થળોની મીલો અને કેમીકલ્સના કારખાનાઓમા તેઓ સફળ દોરવણી આપી રહ્યા છે. આ રીતે તેઓ દેશની સેવા ખૂબ કરી રહ્યા છે તેમનાં આવા અનેક ગુણો ને લીધે અને મોઢ માહેક મડળની વર્ષો જુની સેવાઓને લીધે આ વર્ષે તેઓશ્રી એ મંડળના પ્રમુખ ચુટાયા એ આપણી જ્ઞાતિને ગૌરવ લેવા જેવુ છે અને તેટલા માટેજ આ આ સસ્થાએ પોતાનો હર્ષ બતાવવા આ સમારભ યોજ્યો છે પરમાત્માને અમારી પ્રાર્થના છે કે તેઓશ્રીને દીર્ઘાયુ બક્ષે અને તેમના હસ્તક જ્ઞાતિના, સમાજનાં અને દેશ હિતના અનેક કાર્યો થાય તે પછી અમરેલીવાળા ગજજન મોહનલાલ ઓધવજી પારેખે જણાવ્યુ કે શેઠ રમણલાલભાઇ ધાર્મિક ક્ષેત્રમા અને સમાજ સેવાનાં કાર્યમા ખુબ ભોગ આપી ગયા છે તેમણે કેળવણીની સંસ્થાઓમા, દવાખાના અને પ્રસુતિ ગૃહ વગેરેમા મોટી રકમની સખાવતો કરી છે તે ઉપરથી આપણને પ્રતિતિ થાય છે કે તેમણે મનુષ્ય ધર્મ બજાવ્યો છે. તેમણે આપણી મોઢ કોમ માટે પણ મોઢેશ્વરી દેવસ્થાન સંસ્થા તથા મોઢ મહોદયનું સફળ સચાલન કરી તન, મન અને ધનનો ઘણો ભોગ આપ્યો છે માટે આપણે તેમને જે અભિનદન પત્ર અર્પણ કર્યો છે તેમા યોગ્યને યોગ્ય સન્માન આપ્યું છે

ત્યાર બાદ મોરબીવાળા શ્રી પરમાણદદાસ ગુલાબચદે જણાવ્યુ કે જેવી રીતે તારાના સમુહમા ચદ્ર છુપાતો નથી તેવી રીતે મનુષ્યના સમુહમા જેનામાં ધર્મ, સત્ય અને પ્રકાશ છે તે સ્વય પ્રકાશી છે શેઠશ્રી રમણલાલભાઇ જેવા દાનવીર સ્વય પ્રકાશિત ગૃહસ્થને આપણે માન આપીએ તે ઉચિત છે

તે પછી વીરમગામવાળા શ્રી ચુનિલાલ વનમાળીદાસે સ્વયંસ્ફુરિત પ્રશસ્ય પદ ગાયુ હતું જે અન્યત્ર પ્રગટ કરવામાં આવ્યુ છે તે પછી શ્રીયુત ગુલાબરાવ છગનલાલ ગાંધીએ જણાવ્યુ કે જ્યારે જ્યારે આવા માનપત્રના સમારભમાં આપણે જઇએ છીએ ત્યારે ત્યારે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આવા મેળાવડાની જરૂરીઆત છે ? કેટલાક છીછરી બુદ્ધિવાળા અને તર્ક બુદ્ધિવાળાઓ માને છે

કે આવા મેળાવડા યોજવામાં યોજકોનો ખરા હો લાભ લેવાનો હોય છે આ વિચારણા બરાબર છે ? આપણા ધર્મશાસ્ત્રોમા એક હકીકત સ્વીકારવામા આવી છે કે દરેકે સત્સગ કરવો અને તેનો હેતુ એ છે કે સત્સંગ કરવાથી મનુષ્ય સાધુ જીવનનું અનુકરણ કરે ચાલુ કાળમા ધર્મવૃત્તિ ઘટતી જાય છે એવે વખતે હુ માનુ છુ કે જેમણે તન, મન અને ધનથી પોતાની જ્ઞાતિને, સમાજને અને દેશને લાભ આપ્યો છે તેમને સન્માનવા જોઇએ અને તેમના ગુણોને આપણાં જીવનમા ઉતારી તેમના માર્ગે વિચરવા પ્રયત્ન કરવો જોઇએ ' 'શેઠશ્રી રમણલાલભાઇએ ઔદ્યોગિક, સામાજિક, અને જ્ઞાતિ હિતનાં જે જે કાર્યો કર્યા છે તે તે કાર્યોનો અભ્યાસ કરવો જોઇએ અને તેમનામા જે જે સદ્દગુણો છે તે આપણામા ઉતારી પચાવવા જોઇએ મારી માન્યતા છે કે આવા સમારભની ઉપયોગિતા છે હુ વિનતિ કર છુ કે આ પ્રસગોથી અને તેટલો લાભ ઉઠાવજો.

ત્યારબાદ શ્રીયુત ઉમેદલાલ પુરૂષોત્તમદાસ લિમ્બાર્ડે પ્રસગોચિત વિવેચન કર્યું હતું તેમણે જણાવ્યું કે માનપત્ર આપવામો આશય સન્માનને યોગ્ય વ્યકિતનુ સન્માન કરી કૃતાર્થ થવુ અને તેના સદ્દગુણો લાગતા વળગતા વર્ગની પાસે દૃષ્ટાંત રૂપે રજી કરવા માનપત્ર યોગ્ય વ્યકિતને વિચારપૂર્વક અપાવુ જોઇએ શેઠ શ્રી રમણલાલભાઇનું સન્માન કરવામા આવે છે તે એટલા માટે નહિ કે તે બહુ ઉચ્ચ કોટિના વિદ્વાન અથવા અવર્ણનીય શક્તિવાળા છે, પરંતુ એક વિદ્વાને કહ્યું છે તેમ તેઓ પોતાની સાધારણ શક્તિઓ જ્ઞાતિ અને સમાજસેવા માટે અને પરોપકાર માટે અસાધારણરીતે વાપરે છે અને પોતાની શક્તિ અને સાધનોનો લાભ જનતાને આપે છે શેઠ શ્રી રમણલાલને આ માનપત્ર તેઓ અમદાવાદ શ્રીમાલીક મડળના પ્રમુખ તરીકે ચુટાયા છે તથા તે હોદ્દો સફળતા પૂર્વક બજાવે છે તે માટે આપવામા આવે છે આ સ્થાનની મહત્તા અને ગૌરવ સમજવા માટે યાદ રાખવું ઘટે છે કે આ સ્થાનની ચૂટણી કરનાર મીલ માલીક મડળના સભ્યો બહુ બુદ્ધિમાન, અનુભવી, સ્વતંત્ર વિચારના અને ધનાઢય હોય છે તેઓ ખરેખર યોગ્ય અને શક્તિશાળી પુરૂષને આ સ્થાને ચૂટે છે. અને હાલના જેવા કટોકટીના સમયે આ સસ્થાના પ્રમુખને અનેક પ્રકારના પ્રશ્નો વિચારવા તથા ચર્ચવા પડે છે. મીલો તથા મજુરો વચ્ચેના પ્રશ્નો, કાચામાલની ખરીદના પ્રશ્નો, કાપડ તથા રૂના કન્ટ્રોલ અગે કરવાની વ્યવસ્થા સરકારના જુદા જુદા ખાતાના રોજ બ રોજ નવા નવા નીકળતા ધારાધોરણ સમજી તેનો અમલ કરવાની બાબતો, તે વિષે પોતાના વાધા હરકત રજુ કરવાના પ્રશ્નો, આર્થિક નીતિ, ઇન્કમ ટેક્સ વિગેરે વિગેરે અનેક વિષયોનો ઉંડો અભ્યાસ અને જ્ઞાન ધરાવનાર તેમજ અથાગ કામ કરવાની શક્તિ ધરાવનાર આ હોદ્દો સફળતાથી સંભાળી શકે શેઠ શ્રી પોતાનાં આવા વ્યવસાયો અને બીજા રોકાણો હોવા છતા હમેશ પોતાનું નિત્ય ધાર્મિક કર્મો તથા ધાર્મિક વાંચન અને ધાર્મિક લેખો લખવાનુ કામ કરવાનુ ચુકતા નથી આવા અનેક ગુણોથી આકર્ષાય તેમજ આ "મોઢ મહોદય" સસ્થાના કાર્યમાં તે બહુ રસ લે છે તે કારણે જ આ સસ્થા આજે તેમનુ આ સન્માન કરે છે તે યોગ્ય છે તેમનુ દૃષ્ટાંત અન્ય બધુઓને ધ્યાનમાં લેવા જેવું છે. પ્રભુ તેમને દીર્ઘાયુ આપે અને તેમને અનેકરીતે જ્ઞાતિ અને સમાજની વધુ સેવા કરવાની શક્તિ આપે એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે

ત્યાર પછી અત્રેના માજી ન્યાયાધિશ શ્રીયુત જીવરાજભાઇ ઓધવજીએ જણાવ્યુ કે "મોઢ મહોદય" સંસ્થાએ અમને સૌ બહારના ભાઇઓને બોલાવી શેઠશ્રી રમણુલાલ ભાઇ જેવા ઉદ્યોગપતિ અને સેવાભાવી નર રત્નનો પરિચય આપ્યો છે તે માટે અમે એ સસ્થાના આભારી છીએ 'શેઠ રમણુલાલ ભાઇનુ જીવન કેવા ઉંચા પ્રકારનુ છે તે આજે અમારા જોવામા આવ્યુ દયાદાન કેવુ હોવુ જોઇએ ને તેમના ઉદાહરણથી બધાએ શીખવુ જોઇએ. મારા અભ્યાસથી મારી માન્યતા થઇ છે કે આવુ ઉચુ સ્થાન પુર્વના પુન્ય પ્રતાપે જ મળે છે અને શેઠશ્રી રમણુલાલભાઇ અને તેમના કુટુબ વિષે વિસ્તારથી જે કંઇ અહિં કહેવામાં આવ્યુ છે તેથી મારી માન્યતા દઢ થઇ છે આવા ઉચ્ચ કુટુંબમા જન્મ મળવો તે પણ પુણ્યનો પ્રતાપ છે

અત્રે મારે એક વાત કહેવી જોઇએ કે મહાત્માશ્રી મોહનદાસ ગાંધી પણ આજ કેમના હતા જે જ્ઞાતિમા આવા રાષ્ટ્રપિતાનો જન્મ થયો તે જ્ઞાતિ જેવી તેવી નથી. મહાત્માશ્રી વાડાઓમા માનતા નહોતા પરંતુ જો જ્ઞાતિઓ રાષ્ટ્ર સાથે રહી રાષ્ટ્રની સેવા કરે તો તેઓ ઘણી ઉપયોગી નીવડે શેઠશ્રી રમણુલાલભાઇ એવી રીતે રાષ્ટ્રની સેવા કરી રહ્યા છે તેથી તેમની જ્ઞાતિને ધન્ય છે

માનપત્રના જવાબમાં શેઠશ્રી રમણુલાલભાઇએ જણાવ્યુ કે આજે મને ભાવનગરની અમારી જ્ઞાતિના ભાઇઓ અને ભાવનગરના પ્રજાજનોના દર્શનનો લાભ મળ્યો છે તે માટે આપ સૌનો અને આ સંસ્થાના કાર્યવાહકોનો આભાર માનુ છુ મારામા જે સદ્ગુણો કહેવામા આવ્યા છે તેમાં કેટલી ત્રુટીઓ છે તેનો મને ખ્યાલ છે અને તે દુર કરવા હું પ્રયત્ન કરી રહ્યો છું અને તેમાં મને પ્રભુ સહાય આપે તેવી મારી પ્રાર્થના છે

મારા માટે જે કહેવામાં આવ્યું છે તે બાબતમા કહેવાનું કે જે ધંધામાં અને બીજા દરેક કાર્યમા ધાર્મિક ભાવના નથી હોતી તો ઇશ્વર મદદ કરતો નથી. ધાર્મિક વૃત્તિ વગરના માણસનુ જીવન શાંતિમય હોવું નથી મહાત્માજીનુ જીવન ધાર્મિક હતુ. તેમણે શ્રીમદ્ ભગવદ્ ગીતાનો ખાસ અભ્યાસ કર્યો હતો અને ગીતાના કર્મયોગમા **कर्मण्ये वाधिकारस्ते मा फलेषु कदाचन** । એ મંત્ર સ્વીકાર્યો હતો અને આપણે સૌ જાણીએ છીએ કે એ જ ભાવનાથી તેમણે દેશને સ્વતત્ર બનાવ્યો છે

હાલમાં ધાર્મિક ભાવના નષ્ટ પામતી જાય છે. હાલના યુવકોમા તે જોવામા આવતી નથી ધર્મનો પ્રચાર કરવાનું સાધન. પણ જોવામા આવતું નથી હું ખાત્રીથી કહુ છુ કે જ્યારે દેશમા ધાર્મિક ભાવના જાગ્રત થશે ત્યારે જ દેશ સુખી થશે મહાત્માજીની રામરાજ્યની જે ભાવના હતી તે ત્યારે જ મૂર્ત સ્વરૂપ પામે જ્યારે આપણે ધર્મભાવના કેળવીએ.

મનુષ્ય કોઇપણ હોદો સ્વીકારે તે પહેલા તેને પોતાની જવાબદારીનું ભાન હોવુ જોઇએ 'મોઢ મહોદય' સસ્થાના પ્રમુખ તરીકે હુ જે કંઇ કાર્ય કરી રહ્યો છુ તે ફક્ત મારી ફરજ જ બજાવુ છુ, તેમા કંઇ વિશેષતા નથી

આપે મને જે બહુમાન આપ્યુ છે તે માટે આપ સૌનો હું આભાર માનું છું.

ઉપસંહાર કરતાં પ્રમુખશ્રી જોગીલાલ ભાઇએ જણાવ્યુ કે આજના સમારંભનું પ્રમુખસ્થાન લેવા જ્યારે મને શ્રીયુત ગોરધન દાસ કહેવા આવ્યા ત્યારે મને થયુ કે મારા મિત્ર શેઠ રમણુલાલને સન્માનવાના પ્રસંગનો લાભ મારે કેમ જતો કરવો ! તેમને ભાવ-

નગરના તેમના જ્ઞાતિબંધુઓ આવુ મહાન સન્માન આપે તે જાણી મને ઘણો આનંદ થયો.

તેમના માટે ઘણું કહેવાનું છે અને એક નીકટના મિત્રના આવા સુંદર અને અનુકરણીય ગુણોનુ મારે ફરીફરીને વર્ણન કરવુ તે મને ઠીક લાગતુ નથી તેઓશ્રીને અમદાવાદ અને ભાવનગરમાં તો માન મળે પણ અજમેર જેવા સ્થળમા પણ તેમને સન્માન મળે તે ઘણા હર્ષની વાત છે. હમણા જ એ ચાર દિવસ ઉપર અજમેરની ગુજરાતી સભા તરફથી તેમ માનપત્ર આપવામાં આવ્યુ તે ઉપરથી આવા માનને તેઓ કેટલા લાયક છે તેની પ્રતીતિ થાય છે તેઓશ્રી રાષ્ટ્રના ઉદ્યોગમાં ખૂબ ભાગ લઇ રહ્યા છે; તે ઉપરાંત તેઓ સામાજિક અને ધાર્મિક પ્રવૃત્તિઓમા એટલો બધો રસ લઇ રહ્યા છે કે જેના લીધે આવા સન્માનને તેઓ પાત્ર છે

ત્યારપછી શ્રીયુત વૃજલાલ ગોકળદાસ વોરાએ પ્રમુખશ્રીનો તથા શ્રોતાઓનો સંસ્થાના આમંત્રણને માન આપી સમારંભને સફળતા પૂર્વક પાર ઉતારવામા હાજરી આપવા માટે આભાર માન્યો હતો.

અંતમાં શ્રી ગોરધનદાસ મણિયારે જૈન આત્માનંદ સભાનો લેકચર હોલ આ સમારંભ માટે ઉપયોગ કરવા દેવા માટે સભાના કાર્યવાહકો, પ્રમુખ મહાશય અને મંત્રીઓનો તથા હોલમા સુંદર રીતે બેઠક ગોઠવી આપવા માટે સભાના માણસોનો આભાર માન્યો હતો

તે પછી દુગ્ધ પાન અને હારતોરા થયા પછી મેળાવડાનુ વિસર્જન થયુ હતું

# "મોઢ મહોદય" સંસ્થાની કાર્યવાહક કમીટીની બેઠકનો અહેવાલ.

આ સંસ્થાની કાર્યવાહક કમીટીની બેઠક શનિવાર તા. ૮-૧-૪૯ ના રોજ ઓફીસના મકાનમાં બપોરના ત્રણ વાગે મળી હતી, જેમા નીચે મુજબનું કામકાજ થયુ હતું

શરૂઆતમા નોટીસ વંચાયા બાદ ગત મીટીંગનુ પ્રોસીડીંગ વાચી સંભળાવ્યુ હતુ તે પછી સંસ્થાના સેક્રેટરીએ આખા વર્ષ દરમિયાન સંસ્થાએ કરેલ પ્રગતિ વિષે પોતાનું નિવેદન રજુ કર્યું હતું (જે અન્યત્ર પ્રગટ કરવામા આવ્યુ છે) ત્યારબાદ મે. પ્રમુખ સાહેબ શેઠ રમણલાલ લલ્લુભાઈએ પોતાનું વક્તવ્ય કર્યું હતું. તે પછી નીચેનુ કામકાજ સર્વાનુમતિથી કરવામા આવ્યુ હતુ

આપણા રાષ્ટ્રપિતા મહાત્માજીના દેહોત્સર્ગ માટેનો શોકનો ઠરાવ તથા આ માસિકના સંચાલક ભાઈશ્રી છબિલદાસના અવસાન માટેનો શોકનો ઠરાવ પાસ કરવામા આવ્યા આ બને ઠરાવો સભાએ ઉભા થઈ પાસ કર્યા હતા

તે પછી પ્રમુખ સાહેબની સૂચનાથી સંસ્થાના સેક્રેટરીએ સંસ્થાનો સંવત ૨૦૦૪ ના કામકાજનો રીપોર્ટ અને ઓડીટ થએલો આવક-જાવકનો હિસાબ તથા સરવૈયુ રજુ કર્યા હતા સભા તરફથી માસિકના ફેલાવામા થયેલો વધારો, માસિકના લેખોની વિવિધતા અને ઉચ્ચકોટીના લેખકોની મદદથી વધતી જતી ઉંચા પ્રકારની સંપાદકતા પ્રત્યે સંતોષ દર્શાવવામાં આવ્યો હતો સંસ્થાની એકંદર આર્થિક સ્થિતિ સંતોષકારક અને પ્રગતિકારક છે, પરંતુ સામાન્ય આવકમાંથી હાલના વધતા જતા ખર્ચને પહોંચી શકાતું નથી અને રીપોર્ટવાળા વર્ષમાં રૂા ૧૬૩૮-૦-૯ ની નુકશાની છે તે તરફ સભાનું ધ્યાન દોરવામાં આવ્યુ હતું પરશુરામ ભેટ ખાતે જમા રહે છે તે રકમમાંથી સદરહુ વર્ષમા તે નુકશાની લખી વાળવામા આવી છે પરશુરામ ભેટમા સદરહુ વર્ષ આખરે રૂા ૨૩૯૫-૮-૯ બાકી જમા છે યોગ્ય ચર્ચા અને ખુલાસા થયા બાદ હિસાબ તથા સરવૈયુ મંજુર કરવામા આવ્યા તે પછી નવા વર્ષ માટે રૂા ૨૨૫૧) ની ખાદવાળુ બજેટ રજુ કરવામા આવ્યું જે મંજુર કરવામાં આવ્યુ

નવા વર્ષનુ બજેટ તૈયાર કરવામા વધતી જતી મોંઘવારી અને બીજા વધતા જતા ખર્ચો ધ્યાનમા રાખવામા આવેલ છે, અને તે હિસાબે ઉપરની નુકશાની આવવા સંભવ છે સંવત ૨૦૦૫ નું ચાલુ સાલનું લવાજમ તો જુના દરે વસુલ કરવામા આવ્યુ છે એટલે સદરહુ ખાદ પરશુરામ ભેટના ફંડમાથીજ માંડી વાળવી પડશે વળી આ સંસ્થાના બીજા જે હેતુઓ છે તે હેતુઓ માટે પણ ખર્ચ અનિવાર્ય હોઈ સાલુ ખર્ચ માટે વધુ આવક મેળવવાની જરૂર છે એમ આ સભાનું મતવ્ય હતું અને તેની નોંધ લેવામાં આવી હતી

સંવત ૨૦૦૫ મા રૂા ૨૨૫૧) ની જે નુકશાની આવવા સંભવ છે તેને કેટલેક અંશે પહોંચી વળવા માસિકનું લવાજમ હાલ રૂા બે છે તે વધારી રૂા. ત્રણ કરવુ અને તા ૧૫ ૧-૪૯ પછી જેમનું વર્ષ પુરૂં થાય તેમની પાસેથી નવો સુધારેલો દર લેવો અને નવા નક્કી કરેલ લવાજમ ઉપરાંત આઠઆના અને તે ઉપરાતની રકમ લવાજમ તરીકે મોકલનારની પહોંચ માસિકમાં પ્રસિદ્ધ કરવી તેમ ઠરાવવામા આવ્યુ.

તે પછી બીજુ કેટલુંક કામકાજ થયા પછી શેઠ રમણલાલભાઈએ પ્રમુખસ્થાનનો થોડો વખત ત્યાગ કરવાથી રાજરત્ન મોહનલાલ ઓધવજીના પ્રમુખસ્થાને નીચે પ્રમાણે કામકાજ

થયુ હતું.

શેઠ રમણલાલ લલ્લુભાઇ અમદાવાદ મીલ માલીક મંડળના પ્રમુખ નીમાયા તે માટે પોતાનો હર્ષ પ્રદર્શિત કરવા તથા તેમને માનપત્ર આપવા એક સમારંભ યોજવાની કમીટીની પરવાનગી ગઈ સાલ પત્ર દ્વારાએ મેળવવામા આવી હતી, તેને મંજુર રાખવામા આવી તથા માનપત્રનો ખરડો વાંચી સભા તરફથી મંજુર કરવામા આવ્યો તે ઉપરાંત સભાએ શેઠશ્રી રમણભાઈને અભિનંદન આપતો એક ઠરાવ સર્વાનુમતે પાસ કર્યો

છેવટે સેક્રેટરીએ પ્રમુખશ્રી, બહારગામથી આવેલ સભ્યો અને કમીટીના સ્થાનિક સભ્યોનો સભાના કામમાં સહકાર આપવા તથા માર્ગદર્શક થવા માટે આભાર માન્યો હતો

"મોઢ મહોદય" સંસ્થાની કાર્યવાહક કમીટીની બેઠકમાં

# પ્રમુખશ્રી શેઠ રમણલાલ લલ્લુભાઇનું નિવેદન.

ગૃહસ્થો—

આ સંસ્થાની ગયા વરસ પછી વ્યવસ્થાપક કમીટીની મીટીંગ આજે મળે છે માસિકને ૩૧ વર્ષ પુરા થયા છે અને ૩૨ મા વર્ષમાં પ્રવેશ કર્યો છે ગયા ભાર માસ દરમિયાન રાષ્ટ્રપિતા પૂજ્ય મહાત્માજીનું તા ૩૦-૧-૪૮ સંવત ૨૦૦૪ ના પોષ વદ પાચમે સાંજના ૫-૩૦ વાગતા દેહાવસાન થયું હતું તેમના જેવા નરરત્ન આપણી જ્ઞાતિમા હતા તેમના અવસાનથી આપણી સમસ્ત મોઢ કોમનેજ નહિં હિંદી સંઘનેજ નહિ પરંતુ આખા જગતને એક નહિ પુરાય તેવી મોટી ખોટ પડી છે તેની આજે નોંધ લેવામા આવે છે

બીજો દુઃખદ બનાવ શ્રી છબીલદાસ અમીચંદ દેશાઇ તા ૧૦-૮-૧૯૪૮ મંગળવારના રોજ હૃદય રોગથી સ્વર્ગવાસી થયા એ છે તેઓએ આ સંસ્થાની ૨૭ વરસ સુધી એકધારી સેવા કરી છે તેઓ આ સંસ્થાના માસિકના સંચાલક હતા તેમણે માસિકના વાચકોને ધાર્મિક, સામાજીક, નૈતિક, રાજ્યદ્વારી અને જ્ઞાતિવિષયક લેખો લખી મનનીય વાચન પુરૂં પાડયુ છે તેઓ સ્વભાવે આનંદી, મીલનસાર, નિરાભિમાની, નિખાલસ દીલવાળા અને નિસ્વાર્થ સેવા-પરાયણ હતા. એમના અવસાનથી આપણી સંસ્થાએ એક મૂક કાર્યકર્તા ગુમાવ્યો છે અને સંસ્થાને મોટી ખોટ પડી છે તેની પણ આજે નોંધ લેવામાં આવે છે

આપણા માસિકે ૩૧ વર્ષ સુધીમાં દિનપ્રતિદિન પ્રગતિમાં ખૂબજ વધારો કર્યો છે, ગ્રાહકોની સંખ્યા વધતી જાય છે

જ્ઞાતિના લેખકો માસિકમા વિવિધ પ્રકારના લેખો મોકલી વાચક વર્ગને જુદી જુદી રીતનુ વાચન પુરૂં પાડે છે

આપણી સંસ્થાના ફંડમા હમણા થોડા વરસો દરમિયાન પ્રત્યેક વરસે સારો વધારો થતો જાય છે અને તેનો યશ શ્રી દામોદરદાસ દેશાઇ અને શ્રી ગોરધનદાસ મખિયારના ફાળે જાય છે. તેમના તે માટેના પૂરજ પ્રયાસો થયેલા છે અને હજુ પણ તે તરફ તેમના પ્રયાસો ચાલુજ છે આ વસ્તુ મંત્રીશ્રીએ સંસ્થાનો હિસાબી હેવાલ આપની સમક્ષ હમણાંજ વાંચી સંભળાવ્યો તેથી આપ જોઇ શકયા હશો

આપણી સંસ્થાનુ સદ્ભાગ્ય છે કે આ બન્ને સેવાપરાયણ સદ્ગૃહસ્થો આપણને મળી ગયા છે, તેમની કામ કરવાની ધગશ, ઉત્સાહ અને અવિરત પરિશ્રમને લઇને આપણું માસિક મોઢ જ્ઞાતિમા અતિપ્રિય થઇ પડયુ છે અને માનીતું થઇ રહેલું, આ માસિક જે પ્રગતિ અને પ્રતિષ્ઠા સાધી શકયુ છે તે આ બન્ને સદ્ગૃહસ્થોને આભારી છે. કમીટી તરફથી હું તેઓને ધન્યવાદ આપું છું.

કેટલાએક જ્ઞાતિસજ્જનો એમ સમજે છે કે આ બન્ને સદ્ગૃહસ્થો સારો પગાર સંસ્થામાંથી લે છે તેથી આ માટે મારે ખુલાસો કરવાની જરૂર છે

શ્રી ગોરધનદાસ મખિયારને જે પગાર કહેવામા આવે છે તે તેમણે પોતે માગ્યો નથી, કમીટી પોતે તેમને Honourarium તરીકે રાજીખુશીથી આપે છે એ રકમ તેમની સેવાના હિસાબે કાંઇજ નથી અને શ્રી દામોદરદાસ

દેશાઈ આપણા મંત્રીશ્રી સંસ્થામાંથી કાંઈપણ લીધા સિવાય મંત્રી તરીકેની જવાબદારીવાળી ફરજો બજાવી ગયા છે એટલુંજ નહિ પરંતુ તે ઉપરાંત અવારનવાર સંસ્થાને આર્થિક મદદ પણ આપી તન, મન અને ધનથી સેવાઓ આપી ગયા છે હું જરાએ સંકોચ વગર કહીશ કે આ બન્ને ભાઈઓના કામથી સંતોષ છે તેની આ કમીટી નોંધ લે છે.

બીજા આપણી કમીટીના સેવાભાવી કાર્યકર્તા શ્રી ઉમેદલાલ પુરૂષોત્તમદાસ મણિયાર આપણી સંસ્થાને વારંવાર દોરવણી આપી ગયા છે અને પોતાની સેવાઓ આપે છે તેમનો કમીટી તરફથી આભાર માનું છું

છેવટે વરસ દરમિયાન કમીટીના સભ્યોએ મને જે સહકાર આપ્યો છે અને મિત્રો, માસિકના લેખકો વાંચકો, ગ્રાહકો વિગેરેએ આ સંસ્થાને જે જે સહાયતા આપી છે તે સૌનો આભાર માનું છું



શેઠ મગનલાલ નાનાભાઈની વાડીએ આ વખતે લેવાએલ સમૂહ ફોટો.

## શ્રી મોઢ વણિક વિદ્યાર્થી ભવન–ધોળકા.

મોઢ વિદ્યાર્થી ભાઈઓને—

માહે ફેબ્રુઆરીમા થનારી ષાન્માસિક પરીક્ષા બાદ શાળાના નવા વર્ગો તા ૧-૩-૪૯ થી શરૂ થતા હોવાથી અત્રેના વિદ્યાર્થી ભવનમા ખાલી પડતી જગ્યાઓ માટે મેટ્રીક સુધીના વિદ્યાર્થી લેવાના છે, તો દાખલ થવા ઇચ્છતા મોઢ વણિક વિદ્યાર્થીઓએ નીચે સહી કરનાર પાસેથી અરજીના ફોર્મ તથા નિયમો મંગાવી પોતાની આવકાત, સ્થિતિ અને અભ્યાસની પુરતી વિગતો સાથે પોતાની અરજી મોકલી આપવી.

ખોખર ચકલા<br>ધોળકા.

મનહરલાલ દવે<br>ગૃહપતિ

# "મોઢ મહોદય" સંસ્થાની કાર્યવાહક કમીટી આગળ સંસ્થાના મે. સેક્રેટરી સાહેબનું નિવેદન.

મે. પ્રમુખ સાહેબ, તથા અન્ય સભ્ય સાહેબો,

આ સંસ્થાનું બંધારણ ઘડાયા પછી આપણી કમીટીની આ ત્રીજી બેઠક મળે છે આપની આગળ મારૂં નિવેદન રજુ કર્યા પહેલા આ માસિકના મંચાલક ભાઇશ્રી છનિલદાસનાં ખેદજનક અવસાનની નોંધ લેવી આવશ્યક છે મર્હુમ નિખાલસ હૃદયના, મીલનસાર સ્વભાવના, અને ઉત્તમ કોટીના લેખક હતા તેમની મ્રુદુ વાણી અને અલૌકિક ભાવાથી જે કોઇ તેમના સહવાસમાં આવતુ તે તેમના તરફ આકર્ષાતું તેમની કમાયેલ કલમથી તો આપણો વાચક વર્ગ પરિચિત છે અમને તેમની ખોટ લાંબો વખત સુધી સાલે તેમ છે. તેમના વિયોગથી ભાઇશ્રી ગોરધનદાસ મણિલાલ ઉપર ભારે બોઝો વધી પડ્યો છે મર્હુમ અને શ્રી ગોરધનદાસ બને બાળસ્નેહી, સાથે ભણેલા, સાથે રહેલા તેથી તેમને જે આઘાત લાગ્યો છે તે સ્વાભાવિક છે

આ સંસ્થાએ ઉત્તરોત્તર જે પ્રગતિ કરી છે તે આપ સૌના સહકાર અને ખાસ કરી મે પ્રમુખ સાહેબ શેઠ શ્રી રમણલાલભાઇની સતત કાળજી, સલાહ અને સુચનાને આભારી છે મે. પ્રમુખ સાહેબ અનેક પ્રવૃત્તિમા ગુંથાએલા રહે છે તેમજ હાલમા મીલ માલેક મંડળના પ્રમુખસ્થાને ચુટાયા હોવાથી તેમના શીરે અનેક જવાબદારીઓ છે છતા આ સંસ્થા માટે તેઓશ્રી ખુબ મમત્વ ધરાવતા હોઇ દરેક પ્રસંગે તુર્ત માર્ગદર્શન કરાવે છે તેમની આવી કાળજીભરી દેખરેખને લીધે આ સંસ્થા વધુ ને વધુ લોકપ્રિય બની છે તેના સ્થાયી ભંડોળમાં વધારો થયો છે. ગ્રાહકો અને વાચકોની સંખ્યા પણ વધી છે આપણી જ્ઞાતિ કાઠિયાવાડ અને ગુજરાતના બધા ગામો અને શહેરોમા પથરાએલી છે એટલે હજુ ઘણા સ્થળોએ જઇ આ સંસ્થા માટે પ્રચાર કરવાનો અવકાશ છે આ માટે અમે અમારાથી બનતું કરી રહ્યા છીએ

આ સંસ્થાના લેખક મંડળમા પણ સારા પ્રમાણમા વધારો થયો છે જ્ઞાતિના યુવાન લેખકો પોતાની નૂતન ભાવના આ માસિક દ્વારા જનતા આગળ મૂકી રહ્યા છે તે ઉપરાંત અન્ય જ્ઞાતિના પણ સારા લેખકો આ માસિક તરફ આકર્ષાયા છે એટલે આપ જોઇ શકશો કે માસિકમાં વિધવિધ વાનીઓ આવે છે અને એક મુશ્કેલી વધી છે લેખકોની સંખ્યા વધવાથી માસિકમા સ્થળ સંકોચ બહુ થઇ ગયો છે જેથી અનુકુળતાએ વહેલા મોડા તેમના લેખને સ્થાન આપવું પડે છે

ગત વર્ષમા વાચકો આગળ અમે જે સામગ્રી મૂકી છે તે આપ નીચે આપેલ વીગત ઉપરથી જોઇ શકશો

સામાજિક લેખો, ધાર્મિક લેખો, નૈતિક લેખો, વાર્તાઓ, યુવકો સંબંધી, યુવતીઓને લગતા, ઐતિહાસિક, વાર્તા, પરિષદને લગતા પરિષદની કાર્યવાહીઓના રીપોર્ટો સંસ્થાઓ માટે અપીલ, જીવન પરિચય, સ્થળ પરિચય, કાવ્યો, પર્યટન, સ્વીકાર, જ્ઞાતિના રીપોર્ટો જુદી જુદી સંસ્થાઓનાં રીપોર્ટ, સ્વીકાર,

બાલવિભાગ ચાલુ, ચાલુ વાર્તા, અન્જલીઓ, સસ્થાઓને મળેલ ભેટની પહોંચો, એ ઉપરાત રાષ્ટ્ર પિતા મહાત્મા ગાંધી સ્મારક અક તથા મોગ્બી મુકામે ભરાએલ ચોત્રીમ તાલુકા પરિષદ્ અક જેમા પ્રમુખ, અને સ્વાગત પ્રમુખનાં ભાષણો અને સપૂર્ણ કાર્યવાહી પ્રગટ કરવામા આવી છે

આપણી જ્ઞાતિની મુખ્ય વસ્તી સૌરાષ્ટ્રના ચોત્રિસ તાલુકાના ગોળમા વસેલી હોઇ વધુમા વધુ આ વિભાગને લગતુ સાહિત્ય પ્રગટ થાય છે તે ઉપરની હકીકતથી માલુમ પડશે આ રીતે આ સસ્થા સમસ્ત મોઢ વણિક કોમની હોવા છતા ગોળના મુખપત્રની જેમ તેની સેવા બજાવતી રહી છે પરિષદ્ પ્રમુખ શ્રી નારણદાસ ઓધડભાઇ શેઠે ખુલ્લા અધિવેશનમા આ સસ્થા પ્રત્યે સહાનુભૂતિ બતાવી દરેક ભાઇઓને ગ્રાહક થવા અપીલ કરી છે તે માટે અત્રે અમારો સતોષ વ્યકત કરીએ છીએ.

આ સસ્થા આપણા કુળદેવી શ્રી માતગી માતાજીની પણ યથાશક્તિ સેવા કરે છે

અત્યારની અસાધારણ મોઘવારીના વખતમા દરેક પત્રે બની શકે તેટલુ પોતાનું કદ ઘટાડયુ છે, અને લવાજમ બમણ કે તેથી વધુ કર્યું છે પરતુ આપણે લવાજમ વધાર્યું નથી તેમજ કદ ઘટાડવાને બદલે કેટલીક વખત તો વધારે પૃષ્ઠો આપ્યા છે આ વખતે તો દળદાર દીપાવલી અક પણ પ્રસિદ્ધ કર્યો છે આ કારણથી માસિકની ચાલુ આવકમા મોટી નુકશાની આવે છે તે પુરી કરવા માટે આપણે પર્યુષણ ભેટ ઉપર આધાર રાખવો પડે છે સવત ૨૦૦૩ ના આસો માસમા અમે આ માટે મુબઇ ગએલા મુબઇમા આપણા ભાઇઓની મુલાકાત લેવામા કેવી મુશ્કેલી પડે છે તે આપ સૌ જાણો છો અમારી પાસે જે વખત હતો તેટલા ગાળામા અમે સૌ ભાઇઓને મળી શકયા ન હોતા તેથી ફરી એક વખત મુંબઇ જઇ તેમને મળી માસિક માટે સહાય મેળવવાનો અમે વિચાર કરતા હતા તેવામા મુંબઇથી શેઠ શ્રી ગોકળદાસ કરશનચંદ મણિયાર તરફથી અમને આગ્રહભર્યું આમત્રણ મળ્યુ; તેથી ભાઇશ્રી ગોરધનદાસ તથા હું ગયા મે માસમા મુંબઇ ગયા હતા આસો માસમા જે ભાઇઓએ અમને મહાય કરી હતી તેમની પાસેથી કઇ ન માગવાનો અમારો નિર્ણય હતો તેમ છતા શેઠ ગોકળદાસભાઇ મુરબ્બી વર્ગમાંથી માનદ મુરબ્બી વર્ગમા દાખલ થયા મેસર્સ ગોવ્ધનદાસ કુ ( શેઠ પ્રાણલાલભાઇ તથા ગોરધનદાસભાઇ ) તેમજ આ સસ્થાના ઉપ પ્રમુખ શેઠ વાઘજીભાઇ લખમીદાસ એમણે દરેકે રૂા અઢીસોની મદદ કરી છે તે બને ગૃહસ્થોએ વણમાગી પ્રેમપૂર્વક જે મહાય કરી છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે આ મુસાફરીમા અમને સ્થાયી ભેટમા રૂા ૨૭૧૬) તથા પર્યુષણ ભેટમા રૂા ૧૪૨૦) મળ્યા છે. આ વખતે પણ અમને ઘણા ભાઇઓ તરફથી સપૂર્ણ સહકાર મળ્યો હતો આ બધા ગૃહસ્થોનો અમે આ સ્થળે આભાર માનીએ છીએ

આપણી સસ્થાનું વાર્ષિક લવાજમ ફકત રૂા ૨) છે અલબત્ત આ દર ઘણો ટુકો હોઇ કેટલાક ઉદાર દિલના ગ્રાહકો રૂા અઢી અને કેટલાક રૂા ત્રણ અને બહુ ઓછા રૂા પાચ કે તેથી વધુ લવાજમ મોકલે છે, પરતુ અમે ઇચ્છીએ છીએ કે લવાજમનો દર વ્યાજબી હદે વધારી એક સરખો રાખવામાં આવે તો ઘણી સુગમતા થશે હિસાબ ઉપરથી આપ જોઇ શકશો કે આપણે તેમ કર્યા વગર છૂટકોજ નથી કારણકે કાગળ અને છપાઇના ભાવો ચાર પાચગણા વધ્યા છે અને નજિકના ભવિષ્યમા તે ઘટે તેમ લાગતું નથી

લવાજમની ઉપજ ગત વર્ષમા રૂા ૨૬૪૨-૬-૦ ની થઇ છે તે રકમ તથા જાહે૰ ખબર અને વ્યાજની કુલ આવક રૂા ૩૯૩૬-૧-૦ થઇ છે જ્યારે ઉધાર બાજુ કુલ ખર્ચ રૂા ૫૫૭૪-૧-૯ નો થયો છે એટલે વાર્ષિક ખોટ રૂા ૧૬૩૮-૦-૯ ની આવી છે જે આપણે પરચુરણ ભેટ ખાતે માંડી વાળવી પડી છે, પરચુરણ ફંડની રકમ હવે આપણી પાસે રૂા ૨૩૯૫-૮-૯ ની નજીવી છે વાર્ષિક આવતી આવડી મોટી ખોટ હમ્મેશાં મુશ્કેલ જઈ પુરી ન પાડી શકાય તેમજ બીજા સ્થળેથી એવી ભેટ મળવા સંભવ નથી માટે આપણે જો પાણી પહેલા પાળ બાંધીએ અને યોગ્ય રીતે લવાજમ વધારીએ તો વટાવ ખાતામા દેવું કરવા વખત ન આવે

સ્થાયી ફંડમા ગત વર્ષ આખરે રૂા ૪૦૨૩) નો વધારો થયો છે અને તે રકમ રૂા ૩૫૧૪૦-૮-૦ ની થઇ છે, તે ઉદાર જ્ઞાતિ બંધુઓની આ સંસ્થા પ્રત્યે સહાનુભૂતિ ભરેલ લાગણીની નિશાની છે

છેવટ આપ સૌના સહકાર અને સહાનુભૂતિ માટે અને ખાસ કરી મે પ્રમુખ સાહેબ અને અન્ય જે બંધુઓ પોતાની અનેક પ્રવૃત્તિઓ છોડી સંસ્થાના કાર્ય માટે બહારગામથી અહિં પધાર્યા છે તે સૌનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.



જસદણ
તા ૮-૧-૧૯૪૯

શ્રીમાન માઢ મહોદયના તંત્રીશ્રીની સેવામાં,
શ્રી ભાવનગર

જસદણથી લી. મંગળાગૌરી કાનજી તે શા કાનજી લાલચંદ ખારિયાની દીકરીના જયહિન્દ સાથ લખવા વિનંતી જે મારૂં સગપણ મારા પિતાશ્રીએ આશરે દશેક વરસ પહેલાં એટલે સં. ૧૯૯૫ ની સાલમા મારી સગીરાવસ્થામા જસદણના શા લખમીચંદ હકમીચંદ કલ્યાણજીના દીકરા અમૃતલાલ વેરે કરેલ છે છેલ્લા પાંચ વરસથી અમારે તથા તેને બોલ્યા વહેવાર નથી. આવા સંજોગોમા મારા લગ્ન તેની સાથે થાય તેમાં હું સુખી થઇ શકુ તેમ નથી, તેમ મારો ગૃહવ્યવહાર સુખશાન્તિથી ચાલી શકે તેમ મને જણાતું નથી હું હવે ઉંમરલાયક છુ અને મારૂં પોતાનુ સારાસાર હિત પુરી રીતે સમજી શકુ છુ અને તેથી તે સગપણ મે રદ કરેલ છે અને તે મતલબની નોટીસ મારી સંમતિથી મારા પિતાશ્રીએ તેને આપેલ છે તો તે મતલબની નોંધ આપ આપના પત્રમાં લઇ આભારી કરશોજી

મંગળાગૌરી કાનજીની સહી દ: પોતે

## શ્રી "મોઢ મહોદય" સંસ્થાનો સં. ૨૦૦૪ ની સાલનો
## આવક જાવકનો હિસાબ.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૬૪૧ાા | શ્રી લવાજમ ખાતે જમે | ૩૫૯૮ાા | છપાઇ તથા ટપાલ ખર્ચના |
| ૭૯૭) | શ્રી વ્યાજ ખાતે જમે | ૧૨૧૦) | પગાર ખર્ચના |
| ૪૯૭ાા | શ્રી જાહેર ખબર ખાતે જમે | ૨૦૦)ાા | શ્રી પરચુરણ ખર્ચના |
| ૧૬૩૮)ાાા | શ્રી પરચુરણ ભેટ ખાતે જમે બાબત જે નુકશાનીના માંડી વાળ્યા તે | ૩૪૯)ા | માંડવાળ ખાતે ઉ |
| | | ૨૫૧ાા | મુસાફરી ખર્ચના |
| | | ૨૪ાા | પેપરોના લવાજમના |
| | | ૩૬) | ભાડાના |
| ૫૫૬૪)ાાા | | ૫૫૬૪)ાાા | |



જન્મ—બોટાદ વડો ભોગીલાલ નરસીદાસ વકીલને ત્યાં પુત્ર જન્મ
સોનગઢ—મહેતા કાંતિલાલ જગજીવનદાસને ત્યાં પુત્રી જન્મ

# શ્રી "મોઢ મહોદય" સંસ્થાનું સં. ૨૦૦૪ નું સરવૈયું.

**જમે**

૩૫૧૪૦॥ શ્રી સ્થાયી ભેટ ખાતે જમે
૩૧૧૧૭॥ ગઈસાલ આખરના
૪૦૨૩) ચાલુ સાલમાં આવ્યા

૩૫૧૪૦॥

૨૨૯૫॥ શ્રી પરચુરણ ભેટ ખાતે જમે
૨૨૪૮)- ગઈસાલ આખરના
૧૬૮૫॥ ચાલુ સાલમાં આવ્યા

૪૦૩૩॥-

૧૬૩૮)॥ ખોટ ખાતે માંડી વાળ્યા તે

૨૨૯૫॥

૦। શ્રી તુલસીદાસ નથુભાઈદાસ જામનગરવાળા ખાતે જમે
૩) ગાંધી જગમોહનદાસ વિઠ્ઠલદાસ મુંબઈવાળા ખાતે જમે

૩૭૫૩૯।૦।

**ઉધાર**

૧૧૦૦૦) શ્રી ભા. દ બેંકના ફીક્સડ ડીપોઝીટ ખાતા ખાતે ઉ
૩૭૨૩)ના શ્રી ભા દ બેંકના સેવિંગ્ઝ બેંક ખાતા ખાતે ઉ
૫૪૧॥ના શ્રી દેના બેંક ખાતે ઉ
૪૦૦૦) શ્રી છોટાલાલ ભીખા કડીના પ્રેફરન્સ શેરો ખાતે ઉ
૮૨૯૯॥- શ્રી છોટાલાલ ભીખા કડી ખાતે ઉધાર. વ્યાજ મુકયા તે
૩૦૦૦) ધી સંદેશ લી. અમદાવાદ ના પ્રેફરન્સ શેરો ખાતે ઉ
૬૬૯॥- શ્રી કાગળ ખાતે ઉ
૮૫૧) ડૉ નગીનદાસ પરશોતમદાસ ડરબનવાળા ખાતે ઉ
૫૧) મેસર્સ જી કે મણિયાર મુંબઈવાળા ખાતે ઉ
૪॥- શ્રી ચંપકલાલ સી. મોદી સુરતવાળા ખાતે ઉ
૨) શ્રી નટવરલાલ ટી જામનગરવાળા ખાતે ઉ
૨) શ્રી બાબુલાલ ઝવેરચંદ અમદાવાદવાળા ખાતે ઉ
૨॥ શ્રી વ્રજલાલ મગન અમદાવાદવાળા ખાતે ઉ

૩૭૩૪૭॥૭

૧૯૧॥- શ્રી સીલીક બાકી

૩૭૫૩૯।૦।

ભાવનગર—મણિયાર કાંતિલાલ માણેકલાલને ત્યાં પુત્રી જન્મ.
બોટાદ—ગાંધી શાંતિલાલ ઉજમશીને ત્યાં પુત્રી જન્મ

## ચોત્રીસ તાલુકા ગોળ પરિષદની

# શ્રી ધોળકા તપાસ કમીટીનો રીપોર્ટ.

કોન્ગ્રેસે ધોળકાની નાતને અગે કરેલ ઠરાવ મુજબ કાર્યવાહક કમીટીએ જે પેટા સમિતિ નીમેલી છે તેની મિટીંગ મગળવાર તા ૭-૧૨-૪૮ ના રોજ ધોળકા મુકામે થતા તેમા કરેલ કામકાજનુ પ્રોસીડીંગ

કાર્યવાહક કમીટીએ ગજ્જકોટ મુકામે ગઇ તા ૧૯-૯-૪૮ ના રોજ સાત સભ્યો અને એક ઓન જન સેક્રેટરીની આ માટે પેટા કમીટી નીમી તેમા કમીટીને ઠીક લાગે તે પદ્ધતિએ તપાસ કરી પોતાનો રિપોર્ટ સ ૨૦૦૫ ના માગસર વદી ૦)) સુધીમા કરવાનુ ઠરાવેલું છે તે ઉપરથી કોન્ગ્રેસે આ સબધે કરેલ અસલ ઠરાવ જોતાં તેમા ૧ પત્રકની તજવીજ ૨ સ્થાનિક પરિસ્થિતિની માહેતી ૩ રેહણીકરણી રીતરસમ અને ૪ જરૂરી તપાસ કરવાનુ ફરમાન કરેલુ તે લક્ષમા રાખી તે કાર્યપ્રદેશ નક્કી કરવામા આવેલો. અને તેને અંગે યોગ્ય તજવીજ કરવામા આવી છે

(૧) પત્રકની તજવીજને અગે જે પત્રક રજુ થયેલ છે તે બરાબર અને ખાત્રીલાયક હોવાનું અમારી તપાસમા જણાયુ છે અને પત્રક રજુ થયા બાદ એક સમપણ અદરો-અદર ( ગામમા ) થતા તેનો તથા એક ઘર સ્થાનિક ધારા મુજબ હાલ નાત વહેવારથી અલગ હોઇ તે મુજબની નોધ સુધારવી લેવામા આવેલ છે

(૨) આ પત્રકની તપાસમાં ધોળકા ગામમા કુલ્લે હાલ ઘરોની સખ્યા ૬૮ છે જેમાં ઘરો ૧૦ અપુત્ર તથા વિધવાઓના છે બાકીના વસ્તીવાળા ઘરોમા હાલ ૧૩ વર્ષથી મોટી અને ૧૫ વર્ષ સુધીની ઉમરની કુલ્લે ૮ દીકરીઓ કુંવારી છે અને ૧૪ વર્ષથી મોટા અને ૩૨ વર્ષ સુધીના કુલ્લે ૨૯ કુવારા છોકરાઓ છે. તેથી નાની ઉમરના છોકરા ૫૮ કુવારા હોઇ કુલ્લે ૮૭ છોકરા છે અને ૧૩ વર્ષથી નાની ઉમરની કન્યાઓ ૪૮ હોઇ કુલ્લે ૬૧ કુવારી કન્યાઓ છે, મતલબ કે એકદર પત્રક જોતા મેળવવા માટેની મતોષકારક સ્થિતિ અમને જણાઇ કે આજ સુધીમાં ધોળકાના કોઇ સભ્યે ગોળ બહારમાથી કન્યા લાવવા કે મવેલી પરણાવવા સબધે ગુન્હો કે તજવીજ પણ કરી નથી.

(૨) સ્થાનિક પરિસ્થિતિની માહિતી—આ કાર્યને અગે તપાસ કરતા સદરહુ ૫૯ ( ૮ વીધવાના ઘરો જતા ) ઘરો પૈકી ૩૭ ઘરો વેપારી વર્ગના છે. એક ઘર વકીલનું છે ૧૭ ઘરો નોકરીયાત છે સામાન્ય આર્થિક સ્થિતિ ગોળ વિરનાગના સભ્યોથી ઉતરતી નથી કન્યાવાળાઓમાં કન્યાવિક્રયનો અવાજ નથી કે તેવા દાખલા જોવા મળ્યા નથી. કવચીત જ હોય તો ભલે પણ મોટા ભાગે બીલકુલ નથી. તેમ જણાયુ છે. તેઓ સર્વની ગોળમાંથે બળવાની ઇચ્છા અને સમતિ રાજીખુશીથી છે અને તેમાં ઉત્સુકતા ઘણી છે તેમ દેખાયુ છે ગામમા બે તડ કે મતભેદો કે કજીયા તકરારો નથી સૌ સપ સપીને રહે છે અને એકજ લત્તામાં નાતીભાનો ઘરો એકત્રીત રીતે આવેલા છે એકદર પરિસ્થિતી અમોને સંતોષકારક જણાએલ છે દરેકને ઘરના ઘર છે કોન્ગ્રેસ કે ઇકને નહીં હોય તેમ જણાયુ જે

(૬) રેહણીકરણી અને રીત રસમ

રહેણીકરણી સામાન્ય રીતે ગોળના

મળ્યોના જેવી છે એવીરીતની આછકલાન દેખાઇ નથી મોટા ભાગે વેપારી વર્ગના ઘણા સબંધો હોઇ તેઓને લગ્ન, શરમ, વેપારીરીત રશમ અને ધીરધાર પરપ્રમતની હોઇ એકંદર રહેણીકરણી મા ! પ્રકારની જળવાઇ રહી છે

નાતમા ખાસ લગ્ના સમાદિ પ્રસગોમા નથી લેવાના તેમજ તેવા પ્રસગોમા બોજારૂપ થાવ તેવા રીવાજો નથી અનપણ વખતે આદનાના રૂા ૫૧) વગ વખતે ૪૫૦) નુ ઓધન અપાય તે સન્તે ઘરેણ કે રોકડ અને રૂા ૧૫૧)ના લુગડાંની મુગતવતી છાન લેવાનો રીવાજ છે આમમાં પણ આપણા જ્ઞાતિ ભાઇઓની લાજ, પ્રતિષ્ઠા અને કીર્તિ સારી છ આમમા પાય છ મોદ ગોના ઘર છે તમામ ઘર વૈષ્ણવ સંપ્રદાયમા છ અને તેથી ધાર્મિક રીતરીવાજ અને ક્રીયાઓ સપૂર્ણરીતે કરે છે

(૪) ધોળકામા હાઇસ્કુલ, દવાખાનુ, અને સ્થાનિક મ્યુનીસીપાલીટી છે મોટા વેપારનુ મથક છે અને મધ્યસ્થ વતેનુ છે ઘણા ઘરોના સગપણ ગોળ બધાયા પહેલા ગોળના ગામો સાથેના છે, જે હજુ જળવાઇ રહ્યા છે બોટાદ જે મધ્યસ્થ મણાય ત્યાથી ધોળકા નજીક છે અને તેઓના જુના સગાઓ સાયલા, ચુડા, હળવદ, અમરેલી, લીંમડી તરફના છે

યુવાનો વેપારી મગજવાળા અને વિવેકી જણાય છે, જેથી તેઓને મેળવવામા આવે તો આપણા રીતરીવાજ અને ધાર્મિકનુ બરાબર પાલન કરવા, કરાવવા સબધે કબર પૂછતા તેઓ સમત થયા છે, જેથી કુલે ૬૭ ઘર મેળવવા જોઇએ તે બહારનું ઘર છે તે ન મેળવતા નાત બહાર ન રાખવા તેઓ ખુશી છે

ઉપર મુજબ અમારી તજવીજના પરિણામે સદરહુ ધોળકા ગામના તમામ લાગેદાર સબધોને ગોળમા મેળવવા માટે તેઓ દરેક પ્રકારે લાયક છે તેવો અમારો અભિપ્રાય થાય છે જે કાર્યવાહક કમીટી મજુર રાખે તો.

૧ કોન્ફરન્સના ઠરાવમા જણાવ્યા પ્રમાણે સર્ટીફીકેટ આપતા પહેલા તે ઠરાવની પેરા કલમ અ થી ઇ સુધીની શરતો કા ક એ નક્કી કરવાની રહેશે, જે કરવા માટે ધોળકા જ્ઞાતિ તરફથી જ્યારે કહેવામા આવશે ત્યારે મતાવાળા પ્રતિનિધિઓ હાજર રહેશે તેમ તેઓ સમત થયા છે

૨ આ કાર્ય જલદીથી પૂર્ણ કરવા માટે બોટાદમા (મધ્યસ્થ સ્થળ હોઇ) ધોળકાના ખર્ચે મોડામાં મોડી પોષ શુદ ૧૫ સુધીમા કાર્યવાહક કમીટીની મિટીંગ બોલાવવી જોઇએ અને તેમ કરવામા ધોળકાની જ્ઞાતિના આગેવાનો અમારી રૂબરૂ સમત થયા છ

૩ જે શરતો કાર્યવાહક કમીટી ઠરાવશે તે બની શકવા મુજબ કબુલ રાખવા અને ખાસ કરીને પેરા કલમ ફ માટે જે નિર્ણય કરશે તે કબુલ રાખવા ત્યાંના નાતના આગેવાનો અમારી રૂબરૂ સમત થયા છે

દ.જુ —(સહી) મલુકચંદ મોતીચંદ ગાંધી

વકીલ હળવદ

એક્સ ઓફીશીયલ ઓ. જ. સેક્રેટરી

* * *

ભાવનગર—વોરા અનતરાય જમનાદાસને ત્યા પુત્રી જન્મ તા ૧-૧-૪૮
માડવી (કચ્છ)—મેતા ઝવેરીલાલ મોહનદાસને ત્યા પુત્ર જન્મ
ભુજ (કચ્છ)—મેતા હરિલાલ કાનજીને ત્યાં પુત્ર જન્મ

## અભિનંદન

મદ્રાસના આપણા જ્ઞાતિબંધુ શ્રીયુત શેઠ ચંદુલાલ મોતીલાલ કોઠારી શ્રી એ એસ એસ બી, એમ એલ એ ચાલુ વર્ષ માટે મદ્રાસના શેરીફ નીમાયા છે, તે માટે શ્રી ચંદુલાલભાઇને અમારા હાર્દિક અભિનંદન.

શ્રીયુત ચંદુલાલભાઇ આગેવાન વેપારી અને ઉદ્યોગ પતિ છે અને કોઠારી એન્ડ સન્સના મુખ્ય ભાગીદાર છે તેઓશ્રી એક ફર્મની મીલના તથા દક્ષિણની ઘણી ચા અને કોફીના પ્લેન્ટીંગ કંપનીના મેનેજીંગ એજન્ટ છે વળી દેશના ઘણા ઉદ્યોગો સાથે તેમને સંબંધ છે તેઓ ઇન્ડીયન ચેમ્બર ઓફ કોમર્સ અને ઇન્ડસ્ટ્રીઝના ફેડરેશનની એકઝીક્યુટીવ કમીટીના સભ્ય છે જુન ૧૯૪૮ મા તેઓશ્રી એમ્પ્લોયર્સ એડવાઇઝર તરીકે આંતરરાષ્ટ્રીય પરિષદમા હાજરી આપવા સાનફ્રાન્સીસ્કો (યુ એસ એ) ગયા હતા તેઓશ્રી ઇન્ડીયન ટી લાઇસેન્સીંગ કમીટીના સભ્ય છે, હિંદ સરકારના ઉદ્યોગ પ્રધાન શ્રી જગજીવનરામના પ્રમુખ પણા નીચે મળેલ ઘણી પરિષદોમા તેઓએ દક્ષિણના મીલ માલીક મંડળના પ્રતિનિધિ તરીકે હાજરી આપી છે તેઓ મદ્રાસ ધારા સભામાં દક્ષિણ ઇન્ડીયા પ્લાન્ટર્સના પ્રતિનિધિ તરીકે બેસે છે તેઓ મહાત્મા ગાંધી મેમોરીયલ ફંડની દિલ્હીની ઔદ્યોગિક કમીટીના એક સભ્ય છે

આવા બાહોશ ઉદ્યોગપતિ મદ્રાસના શેરીફ નીમાય તે આપણી અખીલ મોઢ જનતાને ગૌરવરૂપ છે અમે શ્રીયુત ચંદુભાઇની યશસ્વી કારકીર્દિ માટે ફરીથી તેમને અભિનંદન આપીએ છીએ

---

### ૨૧ શ્રી શામળદાસ ભવાનદાસ મહેતા.

(જેમનો પરિચય અંકમાં શ્રધ્ધાંજલિ રૂપે અપાયો છે)

તેઓ જુના જમાનાના છતા નવા વિચારોને આવકારતા શિહોરની જ્ઞાતિ તરફથી ઘણી કોમોમા લગભગ દરવખત ચુંટાઇને



મોકલાતા તેઓ જ્ઞાતિ હિતચિંતક તેમજ 'મોઢ મહોદય' ને પોતાનું માનનાર પૈકીના એક હતા તેમને પ્રભુ પર અગાધ શ્રદ્ધા હતી અને ગરીબ અવસ્થા છતા આવતી કાલનો વિચાર ન કરતા. કોઇ પૂછે 'કાલનું શું' તો 'પ્રભુ જોઇશે ત્યારે આપશે' કહી સંતોષ અનુભવતા

---

મુંબઇ—શેઠ જવેરીલાલ ગોરધનદાસને ત્યાં પુત્ર જન્મ આ ખુશાલીમાં તેમણે કચ્છના માંડવીયા યુવાન ભાઇઓને કેનેરી ગુફાઓ જોવા માટે આનંદ પર્યટન ગોઠવેલ.

વેવિશાળ—મહુવા શેઠ નાનાલાલ કેશવજીના પુત્ર નટવરલાલનુ વેવિશાળ નાગપુરના શાહ હિંમતલાલ કરશનજીની પુત્રી ચંદ્રાવતી સાથે

## સમાચાર સંગ્રહ

**અજમેરમાં શેઠશ્રી રમણલાલ લલ્લુભાઈના સન્માનાર્થે યોજાએલો મેળાવડો**

**શ્રી ગુજરાત મહામંડળ અજમેર**—તરફથી અમદાવાદના જાણીતા મીલ માલીક શેઠ શ્રી રમણલાલ લલ્લુભાઈ જેઓ આ વખતે અમદાવાદ મીલ માલીક મંડળના પ્રમુખ ચુંટાયા છે, અને જેઓની ઉદાર સહાયથી અજમેર ગુજરાતી શાળા-પોતાનું મકાન બનાવી શકી છે, તેઓને અભિનંદન આપવા શનિવાર તા ૧-૧-૪૯ના રોજ "શ્રી વિઠ્ઠલભાઈ સ્મારક" ભવનમા એક મેળાવડો યોજવામા આવ્યો હતો જેમા અજમેર તથા બ્યાવરના અગ્રગણ્ય નાગરિકો, મીલ માલીકો, અમલદારો તેમજ અત્રેના વસતા ગુજરાતી સ્ત્રી, પુરુષો ઘણી મોટી સખ્યામા હાજર હતા

શરૂઆતમાં ધ્વજવંદન, પ્રાર્થના તેમજ શાળામા ભણતી બાળાઓના કલામય-રાસ ગરબા વગેરે આકર્ષક કાર્યક્રમ યોજવામા આવ્યો હતો ત્યારબાદ સમાજના પ્રમુખ ગ મા ચુનીલાલભાઈએ શ્રી રમણલાલ શેઠનુ માનપત્ર સભા સમક્ષ વાચી બતાવ્યું હતું જેમા શ્રી રમણલાલભાઈએ ઉદ્યોગ, ધર્મ, સમાજ વગેરે વિધવિધ ક્ષેત્રોમા કરેલ પ્રગતિ તથા દાનનુ સ્પષ્ટિકરણ કરવામા આવ્યુ હતું

ત્યારબાદ સમાજના માનદ મંત્રી શ્રી વિષ્ણુપ્રસાદ ગીરધરલાલ મહેતાએ ગુજરાત મહામંડળની વિવિધ પ્રવૃત્તિઓ જેવી કે—

શ્રી માણેકબેન રમણલાલ લલ્લુભાઈ ગુજરાતી મિડલ સ્કૂલનુ સંચાલન, ગુજરાતી પુસ્તકાલય વગેરે પર પ્રવચન કરતા અજમેરમા આધુનિક ઢબનું, અજમેરમા આવતા યાત્રાળુઓ માટે અતિથિગૃહ બાધવા ઇચ્છા દર્શાવી હતી

શેઠશ્રી રમણલાલભાઈએ જવાબ આપતા તેઓને આપેલ માનપત્ર બદલ શ્રી ગુજરાતી મહામંડળનો ઉપકાર માની હાજર રહેનારાઓને સ્વાશ્રયી થવા અને શિક્ષણમા નવયુવકોને સુસંસ્કારમય રાખવા, ધાર્મિક શિક્ષણ આપવુ જોઇએ એ વિષયપર ખાસ ભાર મૂક્યો હતો

ત્યારબાદ, શાળામા ભણતા બાળકોને શેઠ સાહેબના શુભ હસ્તે ઇનામો વહેંચવામાં આવ્યા હતા અંતમા પાન સોપારી લઇ સૌ વિખરાયા હતા

શેઠશ્રી રમણલાલભાઈના સન્માનાર્થે સંસ્થાના પ્રમુખ ગ સા ચુનીલાલભાઈ તરફથી એક ઉપવન સમેલનની યોજના કરવામા આવી હતી તેમજ શેઠ સાહેબના આગમન તથા વિદાય પ્રસંગે સમાજના સભ્યો ભાવથીનો સત્કાર કરવા હાજર રહ્યા હતા

**શ્રી મોઢ મિત્ર મંડળ-મદ્રાસ**—શ્રી મોઢ મિત્ર મંડળની સ્થાપના તા ૫-૯-૪૪ ના રોજ થએલ છે મદ્રાસમા વસતી આપણી જ્ઞાતિની સંખ્યા દિનપ્રતિદિન વધતી જતી હોવાથી સર્વે જ્ઞાતિ ભાઇઓ એક બીજાના સંસર્ગમા આવી જ્ઞાતિ પ્રેમ કેળવે તથા એક બીજાને સારામાઠા પ્રસંગે મદદરૂપ થઇ પડે તે હેતુથી મંડળ સ્થાપવામાં આવેલ છે. નીચે મુજબ કાર્યવાહકોની ચુંટણી થએલ હતી

પ્રમુખ —શ્રીયુત શેઠ ચંદુલાલ મોતીલાલ કોઠારી
ઉપ પ્રમુખ.—શેઠ જેઠાલાલ કરસનદાસ ગાધી

મંત્રીઓ— { શ્રીયુત પુરૂષોતમદાસ હરીલાલ પારેખ
" બાબુભાઈ જેશંગભાઈ

ખજાનચી—શ્રીયુત જયંતીલાલ ચોકસી

મંડળ તરફથી દરમાન રામનવમી તથા જન્માષ્ટમીની પાર્ટી તથા દીપોત્સવી ઉત્સવ અને નૂતન વર્ષે સાલ મુબારક ઇચ્છવા માટે મેળાવડો કુટુંબ સહીત યોજવામા આવેલો. તેમા સર્વે ભાઈઓએ સારી હાજરી આપેલ છે તા ૨૯–૧૦–૪૭ ના નવરાત્રી ઉત્સવ ઉજવાએલ તેમજ મંડળ તરફથી પીત્તળની થાળીની લાણી કરવામાં આવેલ હતી.

અવારનવાર મુંબઈ, કોચીન વિ. સ્થળેથી આપણી જ્ઞાતિના આગેવાન વેપારીઓની મદ્રાસની મુલાકાત દરમ્યાન આપણા મંડળ તરફથી આમંત્રણ આપવામાં આવેલ છે, જેમાં મુખ્યત્વે કરીને મુંબઈના શ્રીયુત્ શેઠ રમણલાલ ગોકળદાસ સરૈયા તથા સૌ પદ્માબ્હેન, શ્રીયુત્ શેઠ જગમોહનદાસ મંગળદાસ મહેતા તથા સૌ. કુન્દનબ્હેન, શ્રીયુત્ શેઠ સર મુનિલાલ પીજભુખણદાસ મહેતા, શ્રીયુત્ શેઠ મનોરદાસ નારણદાસ નાળીયેરવાળા, કોલંબોના વેપારી શ્રીયુત્ શેઠ ચત્રભુજ ભગવાનજી મોદી, ઝંડુ ફા ના એજન્ટ શ્રીયુત શેઠ દામોદરદાસ પરમાણંદ દેસાઈ છે મંડળને અવારનવાર જે જ્ઞાતિ ભાઈઓ તથા મહેમાનો તરફથી ભેટ મળેલ છે તે માટે આભારી છીએ

શ્રીયુત્ રતીલાલ અબાણીએ મંડળની મુલાકાત લીધેલ અને રાજકોટ મોઢ બોર્ડીંગમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધતી જતી હોવાને અંગે વધારે ફંડની જરૂરીઆત હોવાથી મંડળ તરફથી આપણી જ્ઞાતિએ બોર્ડીંગને મદદરૂપ થવા મંડળના મેમ્બરોમાથી ફાળો ઉઘરાવેલ તે રૂા ૨૦૦૧) રાજકોટ મોઢ બોર્ડીંગને આપણા મંડળે ૧૯૪૬ ની સાલમા મોકલાવેલ છે આપણા મંડળના પ્રમુખ શ્રીયુત્ શેઠ ચંદુલાલ કોઠારી મદ્રાસની ધારાસભાના મેમ્બર તરીકે ચુટાએલ જેથી માનપત્ર આપવા તથા તેમની અમેરીકા યુરોપ વિ. સ્થળે સહેલગાહ સફળ ઇચ્છવા એક મેળાવડો તા ૨૬–૪–૪૮ ના રોજ યોજવામા આવેલ હતો સહર્ષ જણાવવાનું કે શ્રીયુત શેઠ ચંદુલાલ કોઠારીની મદ્રાસના શેરીફ તરીકે આ વર્ષ માટે ચુટણી થઈ છે તે આપણી જ્ઞાતિને ગૌરવરૂપ છે અને ધન્યવાદ પાત્ર છે

મંડળ ચાર વર્ષ પુરાં કરી પાચમા વર્ષમાં પ્રવેશે છે મંડળની શરૂઆત ૨૦ કુટુંબોથી થએલ હાલમા તે સંખ્યા ૩૦ કુટુંબ સુધી પહોંચેલ છે. આ ચાર વર્ષ દરમ્યાન મંડળે સારી પ્રગતિ કરેલ છે અને રૂા ૨૦૦૧) નો જે સુંદર ફાળો રાજકોટ મોઢ બોર્ડીંગને કેળવણી ફંડમા સર્વે ભાઈઓએ આપેલ છે તે પ્રશંસનીય છે.

પુરૂષોતમદાસ હરીલાલ પારેખ.
સેક્રેટરી

**શ્રી મોઢ ઉત્તેજક મંડળ**—કલકત્તાની સાધારણ સભા તા. ૧૧–૧૨–૪૮ ને રોજ ભાઈ છોટાલાલ રાઘવજીના પ્રમુખપણા હેઠળ ભાઈ રતિલાલભાઈને ત્યાં નં. ૩ અમૃતલાલ સ્ટ્રીટમાં ભરવામા આવી હતી જેમાં નીચે મુજબ કાર્યક્રમ થયો હતો

(૧) ગઈ મીટીંગનો અહેવાલ વાચી સંભળાવવામાં આવ્યો હતો

(૨) બહારગામથી આવેલા પત્રો વાચી સંભળાવવામા આવેલ હતા.

(૩) શ્રીયુત ગોરધનદાસભાઈએ પ્રસ્તાવ મુકયો હતો કે મંડળના ભાઈઓ તો અવાર-નવાર મળે છે, પરંતુ હાલના સંજોગોમાં પીરણા ન થતા હોવાથી બહેનો તથા બાળકોને મળવાનો પ્રસંગ મળતો નથી, જેથી એક સાધારણ ચા-પાર્ટી કરી જ્ઞાતિની બહેનો તેમજ બાળકોને લાભ આપવો કેટલાક ભાઈઓએ તેમની વાતને ટેકો આપ્યો હતો, જેથી તે બાબત પર વિચાર કરી યોગ્ય કરવા કાર્યવાહક કમીટીને વિનંતી કરવામાં આવી હતી

(૪) આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થીનીઓને પુસ્તકો આપવા માટે ચર્ચા કરવામા આવેલ હતી, અને તેના માટે યોગ્ય કરવા કાર્યવાહક કમીટીને વિનંતી કરવામા આવી હતી

(૫) ઉપરોક્ત બન્ને વિષયો પર વિચારણા કરવા કાયવાહક કમીટીની મીટીંગ તા. ૧૮-૧૨-૪૮ ના રોજ શેઠ નગીનદાસ એસ પારેખને ત્યા ૭ વાગે બોલાવવાનું નક્કી કરવામા આવેલ હતું

(૬) ઉપરોક્ત મંડળનો રીપોર્ટ ઘણા લાંબા વખત થયા અનેક કારણોસર બહાર પાડવામા આવેલ નથી, તેમજ આજ દિવસ સુધીની મંડળની મીનીટબુક, રીપોર્ટ વગેરે રેકર્ડ ગયા ૧૯૪૬ ના હુલ્લડ દરમ્યાન લુંટાઈ ગયા છે જેથી મંડળના જુના મુરબ્બીઓ શેઠ નગીનદાસ એસ પારેખ તથા શેઠ દુવારકાદાસ મથુરાદાસ વગેરે ભાઈઓની મદદથી મંડળનો આજ દિવસ સુધીનો એક રીપોર્ટ તૈયાર કરવા માટે કમીટી નીમવામા આવી હતી

આવતી જનરલ મીટીંગ તા ૮-૧-૪૯ ને શનિવારના રોજ ૩ વાગે ભાઈ છોટાલાલ રાઘવજી મહેતાને ત્યા નં ૧૪૩ હેરીસન રોડમા ભરવાનું નક્કી કરવામાં આવ્યું હતું

અંતમાં પ્રમુખશ્રીનો આભાર માની સભા વિસર્જન થઈ હતી

× × × × ×

શ્રી મોઢ ઉત્તેજક મંડળ—કલકત્તાની કાર્યવાહક કમીટીની મીટીંગ તા. ૧૮-૧૨-૪૮ ના રોજ શેઠ નગીનદાસ એસ. પારેખને ત્યાં નં. ૫ પોલોક સ્ટ્રીટમાં ભરવામા આવી હતી

શેઠશ્રી નગીનદાસ એસ પારેખની દરખાસ્તથી શેઠ દુવારકાદાસ મથુરાદાસને આજની મીટીંગનું પ્રમુખસ્થાન આપવામા આવ્યું હતું

જેમા નીચે મુજબ કાર્યક્રમ થયો હતો

(૧) તા ૧૧-૧૨-૪૮ ની સાધારણ સભાની મીનીટ વાંચી સંભળાવવામાં આવી હતી

(૨) મંડળનો રીપોર્ટ તૈયાર કરવામા આવ્યો હતો.

(૩) આપણી જ્ઞાતિનું સ્નેહ સંમેલન કરવા માટે વિચારણા થયેલ, પરંતુ છેલ્લા સરક્યુલર પ્રમાણે જે જે વસ્તુઓ રેશનમા નથી તે પણ ૫૦ માણસથી વધારેની સંખ્યાને એકીસાથે ન પીરસી શકાય જેથી તે બાબત સંજોગો ન સુધરે ત્યાસુધી મુલતવી રાખવાનુ નક્કી કરવામા આવ્યું હતું

(૪) આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓ તેમજ વિદ્યાર્થીનીઓને પુસ્તકો આપવાના વિષય પર વિચારણા કરવામા આવી હતી અને એમ ઠરાવવામા આવ્યુ હતુ કે જેમને ખાસ જરૂર હોય તેમણે શેઠ નગીનદાસ એમ પારેખને ત્યા જવુ. ત્યાથી પુસ્તકો આપવાની વ્યવસ્થા કરવામા આવશે આ કાર્ય કરવા માટેની તમામ સત્તા શેઠશ્રી નગીનદાસ એસ પારેખને આપવામા આવી હતી.

પ્રમુખશ્રીએ આભાર માની સભા બરખાસ્ત કરવામા આવી હતી

ઓન સેક્રેટરી વૃજલાલ-પરશોત્તમ મહેતા
શ્રી મોઢ ઉત્તેજક મંડળ–કલકત્તા

વડનગર—શ્રી ચા મો બ્રા યુવક મંડળ તરફથી સિદ્ધપુરમા શ્રી ચંદુલાલભાઈ જોશીના અધ્યક્ષપદે સ્નેહ સંમેલન ભરાયું મા મંત્રી શંકરલાલ ત્રીવેદીએ મંડળના કાર્યનો વિગતવાર હેવાલ સમજાવી દરેકને શક્ય ને સક્રિય સેવા આપવા અપીલ કરી મુરબ્બીવર્ગમાથી કેટલાક ભાઈઓએ હાજર રહી મંડળે સાધેલ પ્રગતિથી સંતોષ વ્યક્ત કર્યો

શ્રુ માસ્તર જેઠારામ જાનીએ મદદનો ફાળો ઉઘરાવી રૂા. ૧૬) મોકલ્યા તે માટે આભાર નકામી વાતો યા ટીકાકાર બનવા કરતા દરેક સભ્ય, યુવાન બધુઓ અને મુરબ્બીઓ આ રીતે સહકાર આપી કામ કરી બતાવે એ આજે જરૂરનુ છે

લખો—મા મંત્રીજી વડનગર

**મુબઇ**—શ્રી સુરત અરૂણ ના માન પ્રમુખ ગીરીજાશંકરભાઇ ભટ્ટ, શ્રી પુરૂષોત્તમ ર ત્રીવેદી, (કર્તા ન ધર્મોત્સવ) શ્રી જયસુખલાલ ત્રીવેદી, શ્રી રતીલાલભાઈ ચોકસી, શ્રી મત્રીજી, શ્રી દુર્ગાશંકર જોશી વ સાથે જ્ઞાતિહિતના પ્રશ્નોની છણાવટ શ્રી જોઇતારામ પડ્યા (વડનગર) એ કરી. મોઢ બ્રા જ્ઞાતિનુ એક માસિક શરૂ કરવા વિચારણા થઇ, મોઢ મિત્રના ગુજ વિ સંપાદન માટે તેઓને અભિનંદન આપ્યુ

**વિસનગર**—શ્રી મુળશંકર ત્રીવેદી, શ્રી ચુનીલાલ જાની, શ્રી રામનારાયણ મોદી, શ્રી ચુનીલાલ ત્રીવેદી વડોદરા, શ્રી દયાશંકરભાઇ (મીઠા) સાથે મોઢ બ્રા જ્ઞાતિના છાત્રાલય સબધી શ્રી જોઇતારામ પડ્યા (ખજાનચી શ્રી ચા મો બ્રા યુ મડળ) એ ચર્ચા કરી દરેક જ્ઞાતિબધુ આ માટે સહકાર સેવા અને સૂચનો મોકલી આપે

**દિલ્હી**—શ્રી વસુભાઇ આચાર્ય દિલ્હીમાં ગુજરાત કાઠી ના બધુઓને શક્ય તમામ સહકાર આપી રહ્યા છે સાથે ત્યાના ગુજરાતી સમાજમા પણ સેવા આપે છે અભિનદન

શ્રી જોઇતારામ પડ્યા

**બારડોલીમાં દેના બેકની શાખા**—તા ૧૭-૧૨-૪૮ ના રોજ બારડોલીમા દેવકરણ નાનજી બેકીંગ કો લી ની શાખા ખોલવામા આવી છે બેકની ઉદ્‌ઘાટન ક્રિયા વખતે સ્થાનિક આગેવાન વ્યાપારીઓ અને પ્રતિષ્ઠિત શહેરીઓ હાજર રહ્યા હતા આ પ્રસગે બેકના સેક્રેટરી શ્રી પટવર્ધને મહેમાનોનો સત્કાર કર્યો હતો

**આર્યકન્યા મહા વિદ્યાલય-વડોદરા**—ની બાળાઓ બીજી વખત આફ્રિકાની મુસાફરીએ તા ૭-૧૨-૪૮ ના રોજ ગઇ છે. આ બાળાઓમા ઇદોરના વતની આપણા બધુ વૈદ્ય ભૂષણ શ્રી કિશોરદાસ બી ગુપ્તા (ઉ-ડીરટ) ના પુત્રી કુ બેન ચદ્રકાંતા પણ છે. માળવાના આપણા ભાઇઓ કેળવણીની બાબતમા ઘણા પછાત છે, એવા એક વર્ગમાંથી બેન ચદ્રકાતાએ સાત વર્ષની ઉમરે વડોદરામા રહી ૧૯ વર્ષની વય થતા સુધી સસ્કૃત ભાષા સાથે ઉચ્ચકક્ષાની કેળવણી લીધી છે, અને માળવામાથી વિદેશ ગમન કરનાર આ બહેન પ્રથમ છે અમે તેમનો સફર સફળ ઇચ્છીએ છીએ

આ બહેનોને વિદાયમાન આપવાને મુબઇમા આર્યસમાજની બધી સસ્થાઓ તરફથી તા ૫-૧૨-૪૮ ના રોજ એક સમારભ યોજવામા આવ્યો હતો

**શ્રી મોઢ વણિક મંડળ-નાસિક**—તરફથી શેઠ ભગવાનદાસ મુલચદ વાસનજી આરોગ્ય ભવનમા રવિવાર તા ૨-૧-૪૯ ના રોજ સાંજે પાચ વાગે શ્રી બસીલાલ સી વકીલ ડીસ્ટ્રીક જડજ નાસિક તથા રા શેઠ વ્રજસુખલાલદાસ જમનાદાસ તે મુબઇ શ્રી ભગવાનદાસ મુલચદ વાસનજી આરોગ્ય ભવનના મેનેજીંગ ટ્રસ્ટીના માનમાં સમારભ યોજવામાં આવ્યો હતો. આમત્રિત ગૃહસ્થો હાજર હતા આ પ્રસગે શેઠ વ્રજસુખલાલદાસ જમનાદાસે મડળને રૂા ૨૫) ભેટ આપ્યા હતા, તે આભાર સ્વીકારવામા આવ્યા હતા

જયંતિલાલ વીસનજી

શ્રી મોઢ યુવક મંડળ-મુંબઇ—આ વર્ષે મંડળના ભાઇઓ દીવાળી નિમિત્તે જ્ઞાતિ ભાઇઓ પાસે બોણી ઉઘરાવવા નીકળ્યા હતા અને લગભગ રૂા ૨૩૦૦) ઉઘરાવ્યા હતા આ વખતે જ્ઞાતિ ભાઇઓએ પુરો સહકાર આપ્યો છે અમારી આ યોજનાને શ્રીયુત ગોવિંદજીભાઇ, શ્રીયુત જયતિલાલભાઇ, શ્રીયુત ગોરધનદાસભાઇ, શ્રીયુત પ્રાણલાલભાઇએ પ્રેરણા આપી છે અમે તેમના આભારી છીએ આ વખતે ઘાટકોપરના આપણા બંધુ શ્રીયુત રતિલાલ બેચરદાસનો સહકાર મળ્યો છે તેમણે સાથે ફરીને પૈસા ભેગા કરવામા પોતાનો કીમતી સમય આપ્યો છે તેમનો અને મદદ આપનારાઓનો અમે આભાર માનીએ છીએ, અને મંડળને દરેક પ્રસંગે યાદ કરવાની વિનંતિ કરીએ છીએ

બાબુલાલ હ દાણી
વલ્લભદાસ જ શાહ

---

## ગ્રાહકોને.

જેમનુ લવાજમ જાન્યુઆરીની તા. ૧૫ મીએ પુરૂં થાય છે તેમણે કૃપા કરી નવા દર પ્રમાણે લવાજમના રૂા ત્રણ મોકલવા, હવેથી લવાજમ તરીકે રૂા. સાડાત્રણ કે તેથી વધુ લવાજમ મોકલશે તેમનીજ પહોંચ છાપવામાં આવશે જે ગ્રાહકો ઉદાર દીલના છે તેમણે યથાશક્તિ વધુ લવાજમ મોકલવા મહેરબાની કરવી.

વિદેશના ગ્રાહકોએ હવેથી લવાજમના રૂા ૪-૦-૦ મોકલવાના છે

લવાજમ માટે ચેક સ્વીકારવામાં નહિ આવે.

વ્યવસ્થાપક.

---

**વિદ્યાર્થી ભાઇઓને:—**

સૌરાષ્ટ્રની બધી શાળાઓમાં વાર્ષિક પરીક્ષાઓ આ વખતે આવતા ફેબ્રુઆરી માસમાં થવાની છે, અને નવાવર્ગો માર્ચ માસમાં શરૂ થશે, એટલે આ વિદ્યાર્થી ભવનમાં દાખલ થવા ઇચ્છતા ભાઇઓ વહેલાસર પોતાની અરજીઓ મોકલી આપે.

અરજીના ફોર્મ માટે નીચેના સરનામે પત્રવ્યવહાર કરે.

જયસુખલાલ શાહ

મોઢ વણિક વિદ્યાર્થી ભવન—રાજકોટ. ગૃહપતિ.

---

## મેટ્રીક તથા ઇન્ટરની યુનિવરસીટીની પરીક્ષા આપવા આવનાર ભાઇઓને

પ્રતિવર્ષની માફક ચાલુ વર્ષે પણ આ સંસ્થા તરફથી પરીક્ષા આપવા આવનાર ભાઇઓ માટે રહેવા જમવાની બધી સગવડતા કરવામાં આવશે તે માટે કશીપણ ફી લેવામાં આવશે નહિ આ વ્યવસ્થાનો લાભ લેવા માગતા વિદ્યાર્થીઓ નીચેના સરનામે પત્રવ્યવહાર કરે.

જયસુખલાલ શાહ

મોઢ વણિક વિદ્યાર્થી ભવન—રાજકોટ. ગૃહપતિ.

**વેવિશાળ**—ખસ—જગજીવનદાસ ડાહ્યાભાઈના પુત્ર બાલચંદનુ વેવિશાળ આણંદ-પુરવાળા લક્ષ્મીચંદ ગોબરભાઈની પુત્રી ધીરજ સાથે

ધમતરી—જસદણવાળા મોહનલાલ જેતસીના પુત્ર ચંપકલાલનુ વેવિશાળ કોન્ડાગાવ ચતુરદાસ પ્રભુદાસની પુત્રી સરસ્વતી સાથે.

મુંબઈ—ભાવનગરવાળા ખીમચંદ ઝીણાભાઈના પુત્ર ચંદુલાલનું વેવિશાળ વાકાનેર-વાળા મેતા મોહનલાલ મોતીચંદની પુત્રી મંછાગૌરી સાથે

રાજકોટ—શા તારાચંદ જેચંદ કલ્યાણીના પુત્ર રમણલાલનુ વેવિશાળ પોરબંદરના અંબાણી જમનાદાસ શામળજીની પુત્રી સુશીલા સાથે તથા શા હરજીવન વિઠ્ઠલદાસના પુત્ર પ્રભાકરનુ વેવિશાળ અંબાણી અમૃતલાલ રામચંદ્રની પુત્રી નલિની સાથે

**લગ્ન**—રાજકોટના વડોદરીઆ ચત્રભુજ પરસોતમના પુત્ર ભાઈ રમણિકલાલના લગ્ન ચોરાડવાના મણિયાર શાંતિલાલ ડાહ્યાલાલની પુત્રી તારાગૌરી સાથે મા શુ ૧૦

ભાવનગર—શા વૃજલાલ વિઠ્ઠલદાસના પુત્ર ભાઈ કાંતિલાલનાં લગ્ન સનખડાના શા મણિલાલ ઓતમચંદની પુત્રી મંજુલા સાથે મા શુ ૧૦

જામનગર—શ્રી જેઠાલાલ પ્રભુદાસ અડાલજાના પુત્ર કૃષ્ણલાલના લગ્ન કોડીનારના શ્રી જેઠાભાઈ પુરૂષોત્તમ શાહની પુત્રી દમયંતી સાથે તા ૯-૧૨-૪૯

**દેહ વિલય**—ઝરીયા-હળવદવાળા શા નટવરલાલ માણેકચંદ ૩૧ વર્ષની નાની વયે હાર્ટફેલથી સ્વર્ગવાસી થયા. તા ૨-૧૨-૪૮ મર્હુમ પોતાની પાછળ મોટું કુટુંબ મૂકી ગયા છે

અમદાવાદ—દોશી અમૃતલાલ પરભુદાસ ન્યુમોનીયાની ટુંકી માંદગી ભોગવી સ્વર્ગવાસી થયા તા ૧૫-૧૧-૪૮.

ભાવનગર—પારેખ અનંતરાય વૃજલાલનાં ધર્મપત્ની અ સૌ. મદનરમાબા ટુંક વખતની ટાઈફોડની માંદગી ભોગવી સ્વર્ગવાસી થયા તા ૩૧-૧૨-૪૮.

ગીરધરલાલ ધનજીભાઈ કુંડલાવાળાના પુત્રના ધર્મપત્ની સ્વર્ગવાસી થયા

વાગડ—માસ્તર મણિલાલ પ્રેમચંદ સ્વર્ગવાસી થયા પોષ શુદ ૫

પરમાત્મા સદગતોના આત્માને શાંતિ અર્પો

**શેઠ વાલજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવિંદજી જેઠાભાઈ-**
**મોઢ વિદ્યાર્થી ભવન રાજકોટને**

૧૯૪૮ ડીસેમ્બર માસમાં રૂ. ૨૫) અને તે ઉપરાંત મળેલ ભેટો.

૨૫) શેઠશ્રી હરખચંદ મોતીચંદ તરફથી નૂતન વર્ષની ભેટ. ચોરવાડ

૨૫૧) શ્રી અભેચંદ પ્રેમચંદના ટ્રસ્ટી શ્રી ગીરધરલાલ હીરાલાલ તરફથી સદગત શ્રી અભેચંદ પ્રેમચંદની તિથિ ચૈત્ર શુદ ૧૪ ના રોજ સારૂ ભોજન આપવા કાયમી જમણ ફંડમાં ભેટ.

૨૫) શ્રી ભીખાલાલ પ્રભુદાસ પારેખ તરફથી ચી ભાઈ બચુ ઉર્ફે જસવંતરાયના શુભ લગ્નની ખુશાલીમાં ભેટ. ભાવનગર

૭૨) શ્રી મોઢ યુવક મંડળ મુંબઈ તરફથી સાત વિદ્યાર્થી ભાઈઓને ડીસેમ્બર—જાન્યુઆરીની સ્કોલરશીપ.

૨૫) એક ગૃહસ્થ

૫૧) શ્રી જી કે મઢીઆ- તરફથી એક વિદ્યાર્થીને સ્કોલરશીપ.

**જયસુખલાલ શાહ**
ગૃહપતિ

## શ્રી મોઢ વણિક વિદ્યાર્થી ભવન-ધોળકા-ને મળેલ ભેટ.

૬૦) શ્રી કોઠ, તથા ગાગડના જ્ઞાતિબંધુ તરફથી દીવાળીની ભેટ.
૩૭૪) શ્રી ધોળકા " " " "
૫૧) શ્રી મણીલાલના ચિ નટવરલાલનાં લગ્ન પ્રસંગે ભેટના

**મનહરલાલ દવે.**
ગૃહપતિ

## "મોઢ મહોદય"ને મળેલ ભેટની પહોંચ

૨) રા વડોદરીયા ચત્રભુજ પરશોતમ તરફથી ચિ રમણિકલાલના લગ્ન પ્રસંગે-રાજકોટ
૧૧) રા. બાબુભાઈ અમૃતલાલ દોશી તરફથી તેમના પિતાશ્રી અમૃતલાલ પરભુદાસના સ્મરણાર્થે-અમદાવાદ
૫) રા અમીચંદ ભાવળદાસ મહેતા તરફથી ચિ પ્રભાવતીના લગ્ન પ્રસંગે-નંદરબાર
૫) રા જીવરાજ ધનજીભાઈ મહેતા તરફથી ચિ પરમાણંદદાસના લગ્ન પ્રસંગે-સોનગઢ

વ્યવસ્થાપક

"મોઢ મહોદય"ના રૂા અઢી કે તેથી વધુ લવાજમ મોકલનારની પહોંચ.

| | | |
|---|---|---|
| ૩) રા | પ્રભુદાસ હરિલાલ | મેસાણા |
| ૭) ,, | મણિલાલ મહાદેવ | મોરબી |
| ૧૦) ,, | દામોદરદાસ મોતીચંદ | પુના |
| ૩) ,, | સી ડી સરૈયા | મુંબઈ |
| ૨॥ ,, | નાથાલાલ રવજી | સનખડા |
| ૨॥ ,, | છોટાલાલ વલ્લભદાસ | મુંબઈ |
| ૨॥ ,, | જીધરદાસ જગજીવનદાસ | ભાવનગર |
| ૫) ,, | હીરાચંદ વિઠ્ઠલદાસ | કલકત્તા |
| ૨॥ ,, | અમૃતલાલ દયાળ | મદ્રાસ |
| ૨॥ ,, | મણિલાલ બાપુલાલ | ભાવનગર |
| ૨॥ ,, | દુલભદાસ નરસીદાસ | ,, |
| ૨॥ ,, | ઇશ્વરલાલ રામજીભાઇ | ,, |
| ૩) ,, | નટવરલાલ અમૃતલાલ | સાંગલી |
| ૨॥ ,, | જીવરાજ હરજીવનદાસ | સમલા |
| ૩) ,, | રતિલાલ રાઘવજી | હૈદ્રાબાદ—ભાલ |
| ૨॥ ,, | બી સી પરેલ | કલકત્તા |
| ૨॥ ,, | શાંતિલાલ પ્રાણજીવનદાસ | ભાવનગર |
| ૨॥ ,, | કેશવજી ગણપતભાઇ | ,, |
| ૨॥ ,, | પરસોતમ મધુસૂદન | અમૃતસર |
| ૨॥ ,, | મફતલાલ ત્રીભોવનદાસ | પાળીયાદ |
| ૩) ,, | કાંતિલાલ વાડીલાલ | અમદાવાદ |
| ૨॥ ,, | નાનાલાલ પરમાણંદદાસ | ભેંસવાડા |
| ૨॥ ,, | કેશવલાલ પરમાણંદદાસ | મદ્રાસ |
| ૨॥ ,, | ખીમચંદ ખોડીદાસ | રોહીશાળા |
| ૨॥ ,, | નાગરદાસ કેશવલાલ | ભાવનગર |
| ૨॥ ,, | કરશનચંદ હરિભાઇ | મોજીદડ |
| ૨॥ ,, | લક્ષ્મીચંદ ગોબર | આણંદપુર |
| ૨॥ ,, | હરિલાલ રામજી | ,, |
| ૨॥ ,, | ઘેલાભાઇ અમરશી | ,, |
| ૨॥ ,, | ચંપકલાલ મગનલાલ | ભાવનગર |
| ૨॥ ,, | જયંતિલાલ અમૃતલાલ | ,, |
| ૨॥ ,, | અમૃતલાલ સુખલાલ | ,, |
| ૨॥ ,, | જગજીવનદાસ જીવાભાઇ | પાળીયાદ |
| ૨॥ ,, | મગનલાલ હીરાભાઈ | ભાવનગર |
| ૨॥ ,, | સોમચંદ માણેકચંદ | ,, |
| ૨॥ રા | કાંતિલાલ મણિલાલ | ભાવનગર |
| ૩) ,, | તુલસીદાસ હરખજી | ,, |
| ૩) ,, | શાંતિલાલ જાદવજી | ,, |
| ૨॥ ,, | વ્રજલાલ ભીખાભાઇ | ,, |
| ૨॥ ,, | ભીખાલાલ હરગોવિંદ | અમરેલી |
| ૫) ,, | જયંતિલાલ અમીચંદ | નાગપુર |
| ૨॥ ,, | બાબુભાઇ પરભુદાસ | ભાવનગર |
| ૨॥ ,, | પ્રાણજીવનદાસ દેવચંદ | ,, |
| ૨॥ ,, | મગનલાલ કહાનદાસ | ,, |
| ૩) ,, | વનરાવનદાસ ચુનીલાલ | અમદાવાદ |
| ૨॥ ,, | રતિલાલ પોપટલાલ | રાણપુર |
| ૨॥ ,, | ધીરજલાલ સુખલાલ | જરીયા |
| ૨॥ ,, | હરગોવિંદ નારાયણજી | બોરસદ |
| ૨॥ ,, | માણેકલાલ નારાયણજી | મોરબી |
| ૩) ,, | ગીરધરલાલ જીવાભાઇ | એડન |

—અપૂર્ણ      વ્યવસ્થાપક.

## શાંતિલાલ મગનલાલ

(મગનલાલ ઘેલુભાઈ સુરતી મીઠાઈવાળા)

શરાફ બજાર—ભાવનગર.

તા. ૧-૧૨-૪૮

## મેસર્સ મણિયાર બ્રધર્સ

ભાવનગરના સ્પેશીયલ એજન્ટસઃ—

## ધી આરગસ ઇન્સ્યુરન્સ કું. લી. અમદાવાદ.

મે. સાહેબો,

પોલીસી નં. ૫૩૪૫ નો કલેઇમ.

મારા સ્વ પત્ની કાન્તાગવરી ઉર્ફે તનમનગવરીનો વિમો તમારા મારફતે ધી આરગસ ઇન્સ્યુરન્સ કું. લી માં ઉતરાવેલ ફકત એક પ્રીમીયમ ભરેલુ અને એકાએક ૧૦ દિવસની માંદગીમા સ્વર્ગવાસ થયો

અમોએ કલેઇમ પેપર્સ કંપનીને મોકલી આપ્યા અને ફકત ૧૫ દિવસ જેવી ટુંક મુદતમાંજ અમોને કલેઇમના નાણા કંપની તરફથી ચુકવી આપવામા આવ્યા છે અને કઇપણ તકલીફ વિના વિમાના નાણા મળેલ છે તેથી આ કંપની માટે અમોને બહુ માન છે, અને જનતાને અમારી ભલામણ છે કે આપણા ગુજરાતની જુની અને શ્રેષ્ઠ કંપનીમા પોતાના વિમા ઉતરાવી સંતોષ મેળવે અમો કંપનીની સારી પ્રગતિ ઇચ્છીએઃછીએ

મેસર્સ મણિયાર બ્રધર્સ જેઓ ધી આરગસ ઇન્સ્યુરન્સ કંપનીના સ્પેશીઅલ એજન્ટસ છે તેઓ વિમા લેવાની સાથે પોતાના ગ્રાહકોના દાવાઓ વગર તકલીફે અને ટુંક મુદતમાં પતે તે માટે બહુજ કાળજી રાખે છે અમારો કલેઈમ અમોને મળે તે માટે તેઓએ ખંત પૂર્વક કામ કર્યુ છે જે માટે અમો તેમના આભારી છીએ

તેઓની મારફતે "ધી આરગસ ઇન્સ્યુરન્સ" કુંપનીમાં જનતા પોતાની જીંદગીના વિમા લઇ અને નિશ્ચીંત બને.

લી

શાન્તિલાલ મગનલાલની સહી.

સ્વ૦ પારેખ લીખાભાઈ ગોપાળજીએ મોઢ વણિક જ્ઞાતિમાં નવજીવન પ્રેરી તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ કરેલ માસિક.

## અનુક્રમણિકા.



### શ્રી મોઢ યુવક મંડળ, મુંબઈ

મંડળ તરફથી માર્ચ માસથી શરૂ થતા નવા વર્ષો માટે મેટ્રીક સુધી ભણતા વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થીનીઓને સ્કોલરશીપ તથા પુસ્તકોની મદદ કરવાની છે તો મદદ લેવા ઈચ્છનારે અરજી પત્રકો તા. ૨૮-૨-૪૯ સુધીમાં મંગાવી ભરીને મોકલી આપવા અથવા નીચેના સરનામે પત્ર વહેવાર કરવાથી પ્રબંધ કરવામાં આવશે.


બાબુલાલ હરજીવનદાસ દાણી
૨ જી સુતાર ગલી,
સચ્ચિદાનંદ ભુવન ૧ લે માળે, મુંબઈ ૪





પત્રવ્યવહારનું સ્થળ
"મોઢ મહોદય" ઓફીસ,
ભાવનગર

વાર્ષિક લવાજમ રૂા. ૩-૦-૦
વી. પી. ખર્ચ અલગ

મુદ્રણ સ્થળ —કૃષ્ણ પ્રિન્ટીંગ પ્રેસ—ભાવનગર.

# મોઢ મહોદય.

વર્ષ ૩૨] માઘ સંવત ૨૦૦૫ : ફેબ્રુઆરી ઇ. સ. ૧૯૪૯ [અંક ચોથો


## અરે જીવ..

શ્રીયુત ધીરજ એ. વોરા.

ભરી મનમાં વિચારો જે તુટી તે આજ પડવાના,
થઈ બરબાદ જિંદગાની હવે બરબાદ થાવાના ટેક

કદી જલતી કદી બુઝતી માયાની જ્યોતિ જલવાના,
હવે આશા નિરાશામાં જીવનના ખેલ રમવાના

ભૂલે છે તું મૂરખ શાને મળી જિંદગાની અણમોલી,
વિચારી તો જરા તું એ હૃદયના પટને ખોલી,
કહે જે મારા મોંથી તું દગાથી વાત કરવાના.

ચઢેલો મેઘ આકાશે અરે એક દિન તુટી પડશે,
ખીલેલા પુષ્પો વાડીના અરે એક દિન ખરી પડશે
પી લે અમૃતના પ્યાલા છોડી દે વિષ પીવાના,

ઊગેલો સૂર્ય આકાશે થતાં સંધ્યા એ ડૂબવાનો,
વિચારી કલ્પનાઓ એ પ્રભુ ગુણ ગા ઓ મસ્તાના

જીવનમાં રંગ નથી કાંઈ જીવન છે દુઃખથી ભરપૂર,
જીવનમાં દુઃખ છે કહે તો સમજે સુખ નથી બહુ દૂર

જીવન છે કાચના જેવું જો પડશે તો ફૂટી જાશે,
જીવન છે આગના જેવું જો ભૂલશો તો બળી જાશે

જીવન છે સ્વપ્નના જેવું એ પ્રશ્ન છે અતિ મોટો,
જીવન છે મોજને માટે એ મનમાં ખ્યાલ છે ખોટો

જીવન છે પ્રેમથી રંગીન સમજ ઓ પ્રેમી દીવાના,
જો પ્રેમે ભક્તિ કરશે તો ત્રિલોકના નાથ રીઝવાના

# પરબ્રહ્મ

શેઠ રમણલાલ લલ્લુભાઈ.

આત્મા કોણ ? એનો વિવેકથી વિચાર કરવો જોઇએ, અને વિચારપૂર્વક તેની શોધ કરવી જોઇએ શોધ કરીને સત્યને દ્રઢ નિશ્ચયપૂર્વક અતઃકરણમા રાખવું જોઇએ. માટે આત્મા કોણ ? તે વિચારથી, વિવેકથી, દ્રઢ નિશ્ચયથી, અસત્ય વસ્તુઓનો ત્યાગ કરીને, સત્ય વસ્તુની શોધ કરીને જાણવું જોઇએ. શરીરની અદર એક વસ્તુ એવી છે કે જે પ્રકાશમય છે, આખથી જુએ છે, કાનથી શ્રવણ કરે છે, જીંહ્વાથી સ્વાદ લે છે, નાકથી શ્વાસ લે છે, સર્વાંગે સ્પર્શ કરે છે, શબ્દનો ભાવાર્થ જાણી વાણી બોલે છે, ઇન્દ્રિયોદ્વારા ચોતરફ પ્રવૃત્તિ કરે છે, પગને ચલાવે છે, હાથને હલાવે છે, સકેતદ્વારા મનોભાવ જણાવે છે, સાહસ કરાવે છે, ભોજન કરાવે છે, પાણી પીવરાવે છે, સપૂર્ણ શરીરની રક્ષા કરે છે, પ્રવૃત્તિ-નિવૃત્તિનો વિચાર કરે છે, સાભળે છે, જુએ છે, સુંઘે છે, ચાખે છે, નાના પ્રકારે ઓળખે છે આનદ, વિનોદ, ઉદ્વેગ, ચિતા, કાયા, છાયા, માયા, મમતા ઈત્યાદિની સાથે આપોઆપ તન્મય થાય છે, પદાર્થ પર આસ્થા રાખે છે, જગતમા ભલું-બુરૂ કરે છે હસે છે, રડે છે, પસ્તાય છે, ઉદ્યોગ કરે છે, બળવાન બને છે, દુર્બળ બને છે, વિદ્વાન થાય છે, ન્યાયી થાય છે, ઉદ્ધત થાય છે ધીર, ઉદાર, કૃપણ થાય છે, મૂર્ખ છે તેમજ ચતુર છે, ઉચ્છૃખલ છે તેમજ સહિષ્ણુ છે વિદ્યા-અવિદ્યામાં આનદરૂપે વ્યાપ્ત રહે છે જ્યા દૃષ્ટિ કરો ત્યાં સર્વ ઠેકાણે દેખાય છે, સાથી અને સલાહકાર બને છે આ વસ્તુ જે શરીરની અદર છે તે વસ્તુ તેજ આત્મા શરીર અશાશ્વત અને આત્મા શાશ્વત છે, શાશ્વત કોણ અને અશાશ્વત કોણ તે જ્ઞાનીઓ જાણે છે.

આદિથી લઇને અતપર્યંત, બ્રહ્મદેવથી કીડી પર્યંત જેટલા દેહધારીઓ છે તેમા શાશ્વત શું છે અને અશાશ્વત શું છે તે જ્ઞાની મનુષ્ય વિવેક કરીને જાણે છે જડ છે તેટલું અનિત્ય અને નાશવત છે અને સૂક્ષ્મ છે તેટલું નિત્ય અને શાશ્વત છે તેજ સત્ય વસ્તુ છે, નિત્ય છે અને તેજ આત્મા છે, પરબ્રહ્મ છે પરબ્રહ્મનો ક્ષય થતો નથી. તે સર્વવ્યાપી છે, તે મહાન અને સઘન છે અને તે આદિ,

—( અનુસધાન પાને ૧૬૫ )—

# તંત્રીની કલમે.

ધારાનો અમલ—પ્રત્યેક માણસ પોતાને ત્યા પુત્ર કે પુત્રીના લગ્ન પ્રસગે હર્ષ અનુભવે તે સ્વાભાવિક છે આ પ્રસગે માણસ માત્ર પોતાથી બની શકે તેટલો ખર્ચ કરી સમાજમા પોતાનુ સારું કહેવડાવવા ઉત્સુક હોય છે. આ કારણસર ઘણે ભાગે એવું બને છે કે પોતે બીજા કરતા ચઢીઆતો છે, ઉદાર દિલનો છે, સારી આવકવાળો છે એમ બતાવવાને કેટલાક ઘરેણા, કપડા અને ન્યાતીનમાંશ્રીમ તોની હરીફાઈમા ઊતરે છે આવી દેખાદેખી અને હરીફાઇને લીધે લગ્ન પ્રસગના રીતરીવાજો અને ધારા-ધોરણના પાલનમા ગભીર બેદરકારી પેશી ગઈ છે એમ કહીએ કે તે પ્રસગે ધારાની બુક સામુ કોઈ જોતુજ નથી તો ખોટું નથી આ રીત કોંગ્રેસની કાર્યવાહી નિષ્ફળ બનતી જાય છે પરિણામ એ આવ્યું છે કે આ અસહ્ય મોંઘવારીમા માણસ વધુ અને વધુ ભીંસાતો જાય છે કોંગ્રેસના પ્રમુખ કાર્યકરો, જ્ઞાતિના આગેવાનો અને શ્રીમતોને અમારી વિનતી છે કે પોતાને ત્યા આવો પ્રસંગ આવે ત્યારે ધારા બુકના નિયમોનું ચુસ્તપણે પાલન કરે અને આમ જનતાને પોતાનુ અનુકરણ કરવા પ્રેરે.

સોનાના ભાવ અત્યારે છે તેવા કાયમ રહેવાના નથી આ ભાવે સોનું ખરીદી પુત્ર કે પુત્રી પરણાવનાર પિતાને જે ખર્ચ થશે તે ખર્ચની થોડાજ વખતમા ચોથા ભાગની કીંમત અકાશે માત્ર હાથે કરી પોતાની મુડી ઓછી કરવી તે શું હિતાવહ છે ? મોરબી પરિષદે અત્યારના સજોગો લક્ષમા રાખી કન્યાને દાગીનો ચઢાવવાને બદલે રૂ. ૧૦૦૦) રોકડા પડલાના આપવાનુ ઠરાવ્યુ છે, તેનો અમલ બને પક્ષના વાલીઓ પરસ્પર સમજીને કરે તે ઇચ્છનીય છે આગેવાન વ્યક્તિઓ આ રીવાજની પહેલ કરે તો અન્યને આશીર્વાદ રૂપ થશે.

કપડા લત્તા, દરદાગીનો, જમવા જમાડવા એ બધા ઉપર આજના યુગમા ખાસ અકુશની અનિવાર્ય જરૂર છે અને એ અકુશ ત્યારેજ આવી શકે જ્યારે જ્ઞાતિના યુવકો સજાગ હોય અને સેવાપરાયણ હોય, પરતુ દુર્ભાગ્યે કેટલેક સ્થળે આજના યુવકો મિથ્યા વાદવિવાદમા, ક્ષુદ્ર મતભેદો અને અથડામણમાં પડી ગયેલા જોવામા આવે છે આથી જે હિતો માટે આ અથડામણો અને મતભેદો ઊભા થાય છે તે હિતો તો સધાતા નથી પણ જાહેર કાર્યના—સેવાના—ભુક્કામા ભગાણ પડે છે આ સત્ય જો તેમના જોવામાં આવે તો પરસ્પર સમાધાનકારક વૃત્તિ કેળવી જ્ઞાતિના ધારા ધોરણને ચુસ્તપણે પળાવવા પ્રયત્ન કરે, આમ કરે તોજ તેઓ જ્ઞાતિમાં જે ધરખમ સુધારા કરા-

વવાની મહત્વાકાક્ષા ધરાવે છે તે કેટલેક અશે સફલ થાય અમે ઈચ્છીએ છીએ કે દરેક ગામના યુવકો અને યુવક મડળો જાગ્રત થાય અને ચાલુ લગ્ન સરામા ધારાના પાલન માટે પ્રયત્ન કરે આ પ્રમાણે જો તેઓ સમાજ સેવાની ભાવના કેળવે તો આવતી કાલ તેમનીજ છે

**આપણાં વિદ્યાર્થીભવનો અને જાહેર ફંડો**—ના એકીકરણ માટે અમે આજ સ્થળે અગાઉ અમારુ મતવ્ય પ્રગટ કર્યું છે એ ઉપરથી બીજા ભાઈઓએ પણ આ મુદ્દા પર પોતાના વિચારો જણાવ્યા છે આ અકમા શેઠ વાઘજી લખમીદાસ તથા શેઠ ગોવિંદજી જેઠાભાઇ મોઢ વણિક વિદ્યાર્થીભવનના માનદ સેક્રેટરી શ્રીયુત પોપટલાલ અબાણીના આ સબધે પ્રગટ થએલ લેખ તરફ અમે વાચકો અને સસ્થાઓના સંચાલકોનુ લક્ષ ખેચીએ છીએ શ્રી અબાણી સાહેબ કેળવણીકાર, વિચારક અને શિક્ષણશાસ્ત્રના નિષ્ણાત છે તેમના હાથમાં રાજકોટની આપણી સમૃદ્ધ બૉર્ડીંગનુ સુકાન છે એટલે વિદ્યાર્થી ભવનના ઊંડા અભ્યાસી છે. આવા જ્ઞાતિના સેવાભાવી વિદ્વાન ગૃહસ્થના મતવ્ય પર આપણી સસ્થાઓના સ્થાપકો, દાતાઓ અને સચાલકો, ગભીરપણે વિચાર કરે અને જેનાથી જેટલું બને તેટલુ કરવા તત્પર થાય તેવી અમારી આગ્રહભરી વિનતી છે

આ મુદ્દાની ચર્ચામા આપણી દોલતનો જે નિરર્થક વ્યય થઈ રહ્યો છે તે અટકે અને તેથી બચતા પૈસાથી વધુ વિદ્યાર્થીઓ લાભ લઈ શકે તેમજ આપણે જમાનાને અનુરૂપ આપણા બાલકોને તાલીમ આપી શકીએ એજ અમારો ઉદ્દેશ છે ગુજરાત અને કાઠિયાવાડમા આપણી આટલી બધી સસ્થાઓ હોવા છતા ઘણા વિદ્યાર્થીઓને તેમા સ્થાન મળતુ નથી તેનો પ્રત્યક્ષ પુરાવો મોરબી પરિષદ વખતે એક યુવાનભાઇએ આપણને આપ્યો હતો જ્ઞાતિનો કોઇ વિદ્યાર્થી સાધનના અભાવે અભણ ન રહે તેવું જોવા અમે ઇન્તેજાર છીએ અમારી એ ઇચ્છા બર આવો તેવી પ્રભુ પ્રાર્થના

**અગ્નિ સ્નાન**—છેલ્લાં કેટલાક માસથી આપણી જ્ઞાતિમા બેરાઓના બળી મરવાના બનાવોના અતિ દુખદ સમાચારો આવે છે અમને કેટલાક ભાઈઓ તરફથી આવા કીસ્સામા સાચી હકીકત બહાર પાડી આવા કુટુબોને ખુલ્લા પાડવાનો આગ્રહ કરવામા આવે છે, પરતુ આવા બનાવોની સાચી માહિતી પ્રાપ્ત કરવી કેટલી મુશ્કેલ હોય છે તે તેમને ખબર નથી પોલીસ તપાસમા પણ સાચી માહિતી દટાઈ જાય છે અને અકસ્માત દાઝી જવાથી મરણ નીપજ્યું છે એવા પુરાવા પડે છે અને મરનારને અવલમજલ દેવામા આવે છે

જ્યા પોલીસ ગુન્હો ન બને ત્યા અમારે એવા કીસ્સાને ગુન્હાહિત જાહેર કરવામા જે જોખમ રહે છે તે તેઓએ સમજવું જોઇએ. છતાં અમે માનીએ

છીએ કે આવા બનાવો ઘણે ભાગે સાસુ વહુ, નણંદ ભોજાઇ અથવા પતિ પત્નીની વચ્ચેના કકાસને આભારી હોય છે જ્યાં સુધી આપણા બૈરાને ધાર્મિક, નૈતિક અને વ્યવહારિક કેળવણી નહિ મળે ત્યાં સુધી આવા બનાવો બધ થવા મુશ્કેલ છે સમાજના અગ્રણીઓ સ્ત્રી સમાજની સાચી ઉન્નતિ ઇચ્છતા હોય તો તેમણે આપણી સ્ત્રીઓને આ જાતની કેળવણી આપવી જોઇએ.

જે કુટુંબમા આવો કરૂણ બનાવ બને છે તે કુટુબની અને તે જ્ઞાતિની આબરૂને કેટલી હાનિ પહોંચે છે તેનુ ભાન જો દરેકને થાય તો આવા કીસ્સા સહજ અટકે એમ અમે માનીએ છીએ જ્યા જ્યા ગૃહકલેશ જોવામા આવે ત્યા ત્યા કુટુબના વડીલે તે શરૂઆત થીજ દાબી દેવા પ્રયત્ન કરવો જોઇએ પરમાત્મા સૌને સન્મતિ આપો અને આપણા સમાજને આવી નામોશી ભરી અપકીર્તિમાથી બચાવો એજ અભ્યર્થના



શ્રી મોઢ વણિક વિદ્યાર્થી ભવનને મળેલ ભેટ ધોળકા

૧૦૧-૦૦ શા મોહનલાલ લખમીચદના દીકરાના લગ્ન ભાગ્ય થયા તે પ્રસંગે ભેટના

મનહરલાલ દવે, ગૃહપતિ

# સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસની પ્રતિમાનો થયેલો અનાવરણ વિધિ



સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ–મુંબઈ

ઓરીએન્ટલ ગવર્નમેન્ટ સીક્યુરીટી લાઇફ એસ્યોરન્સ કું મુંબઇ, તરફથી કંપનીના ચેરમેન અને આ સંસ્થાના આદ્યપ્રમુખ સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસનાં બસ્ટની અનાવરણ વિધિ મુંબઇના નામદાર ગવર્નર રાજા સર મહારાજસિંહ સી આઇ ના વરદ હસ્તે સોમવાર તા ૨૪–૧–૪૯ ના રોજ કરવામા આવી હતી

નામદાર ગવર્નરે સર પુરુષોત્તમદાસની પ્રશસ્તિ કરતાં જણાવ્યુ કે તેઓશ્રી હિન્દના વ્યાપારી જગતમાં એક અગ્રગણ્ય સ્થાન ધરાવે છે, તેઓ એક મહાન ઉદ્યોગપતિ, કુશળ ધારાસભ્ય અને બાહોશ મુત્સદ્દી છે, આ ઉપરાંત તેઓ મહાન દાનવીર છે, ઇશ્વરે તેમને આપેલ સંપત્તિનો તેઓ હરહમેશ સદુપયોગ કરતા આવ્યા છે તેમનું હૃદય મમતા અને ઉદારતાથી ભારોભાર ભરેલું છે તેમના વતન સુરતમાં ગરીબો માટે તેમણે ત્રણ ચાર લાખ રૂપીઆનું દાન કર્યું છે પ્રાંત અને જીલ્લાઓમાં શિક્ષણિક સંસ્થાઓ તથા પુસ્તકાલયો માટે મકાને ઊભા કરવામા તેમણે છૂટે હાથે નાણા આપ્યા છે મુંબઇમા ક્ષય નિવારણ મંડળ તરફથી ઊભી થનારી હોસ્પીટલ માટે પણ તેમણે મોટી એવી રકમ આપી છે.

આ કંપનીના સંચાલક મંડળના પ્રમુખપદે રહી તેમણે કંપનીની અમૂલ્ય સેવા બજાવી છે હિંદમા અને કદાચ સમગ્ર એશિયામાં કોઇપણ વીમા કંપની સૌથી મોખરે હોય તો તે ઓરિએન્ટલ છે

વધુમાં તેમણે જણાવ્યુ કે સર પુરૂષોત્તમદાસની પ્રતિમા બધાને અને ખાસ કરીને યુવાન પ્રજાને પ્રેરણાદાયી થશે આપણને તેમની શક્તિ, ઉત્સાહ અને કુશળતાનો થોડો ઘણો અંશ પણ મળો છેવટે તેમણે સર પુરુષોત્તમદાસ સાથેના પોતાના ત્રીશ વર્ષના સબંધો તાજા કર્યા હતા અને તેમની કાર્યદક્ષતાને અંજલી આપી જણાવ્યું કે સર પુરુષોત્તમદાસના સબંધમા આવવુ એ પણ એક અહોભાગ્ય છે

આ પ્રસંગે સર કાવસજી, રીઅર્ડ એકના

ભૂતપૂર્વ ગવર્નર સર દેશમુખ, શ્રી જહાંગીર, શ્રી ભાભા શ્રી રૂસ્તમ મસાણી, શ્રી રતિલાલ ગાંધી વગેરે ઉદ્યોગપતિઓ, પ્રતિષ્ઠિત વેપારીઓની મોટી સંખ્યામાં હાજરી હતી

સમારંભના આરંભમાં કંપનીના શેર હોલ્ડરો અને પોલીસી હોલ્ડરો વતી રાજા-મહારાજશ્રીનો સત્કાર કરતા કંપનીના સંચાલક સર જોસેફ કે એ જણાવ્યું હતું કે અમારી કંપનીના સંચાલન મંડળના પ્રમુખશ્રીની પ્રતિમાનો અનાવરણ વિધિ કરવા આપે સંમતિ દર્શાવી તે બદલ અમે આપનો હાર્દિક આભાર માનીએ છીએ કંપનીના મુખ્ય ખંડમાં આ પ્રતિમા ઊભી કરવામાં આવી છે અને તે અમારા એ પ્રભાવશાળી વ્યક્તિ પ્રત્યેના ભવ્ય માનનું પ્રતીક છે તે પછી તેમણે સર પુરુષોત્તમદાસ પ્રમુખપદે આવ્યા તે પછીના ચૌદ વર્ષમાં તેમની બાહોશીને પરિણામે કંપનીનું કામકાજ જે રૂા. અડતાલીસ કરોડનું હતું તે વધીને રૂા. એકસો છાસઠ કરોડ સુધી પહોંચ્યું હતું તેની વિગત આપી હતી અને કંપનીની આવી આબાદી માટે "અમે સૌ તેમના ઋણી છીએ" એમ જણાવી તેઓ બીજા અનેક વર્ષ સુધી પ્રમુખપદે ચાલુ રહે તેવી પ્રાર્થના કરી હતી તે પછી શ્રી એ ડી શ્રોફે સર પુરુષોત્તમદાસની કાર્યદક્ષતાના વખાણ કરતાં જણાવ્યું કે જોકે તેઓ બહુ ઓછું બોલે છે તો પણ તેમનામાં એક મહાન પુરુષ બનવાના સમસ્ત ગુણો છે, તેમણે દેશની પ્રગતિ અને આબાદી માટે મોટો ફાળો આપ્યો છે

સર કાવસજી જહાંગીરે નામદાર ગવર્નરનો આભાર માનવાની દરખાસ્ત મૂકતા જણાવ્યું કે સર પુરુષોત્તમદાસની હયાતિમાં તેમને હૃદયપૂર્વકની અંજલી આપવાનો પ્રસંગ આવે એ એક સુખી પ્રસંગ છે છેવટે શ્રી રતિલાલ ગાંધીએ આભાર દર્શનને અનુમોદન આપ્યા પછી વંદેમાતરમનું ગીત ગવાયાબાદ સમારંભનું વિસર્જન થયું હતું

* * *

( પાને ૧૬૦ થી ચાલુ )

મધ્ય તથા અંતમાં અચળ, અટલ, પૂર્ણ તથા એક સમાનજ રહે છે તે નિરંજન છે સદા-સર્વદા એકસરખો પ્રકાશિત રહે છે નામરૂપનો મન ત્યાગ કર્યા વિના પરબ્રહ્મની પ્રાપ્તિ થતી નથી વૃત્તિમાત્રના મંશનો ત્યાગ કરીને મૌનના ગર્ભમાં રહેલા અનિવાર્ય બ્રહ્મને પમાય છે વિવેકવડે નિરસન કરવાથી સર્વનું નિરમન થઈ જાય છે અને ચંચળ (માયિક) હોય છે તે સર્વ નીકળી જાય છે, જે પછી નિશ્ચલ એવો પરબ્રહ્મ તેજ માત્ર શેષ રહે છે, તેજ સર્વનો સાર રૂપ છે -

"સોઽહં હંસ" તે પરબ્રહ્મ હું છુ, "તત્વમસિ" તે બ્રહ્મ તુંજ છે

આ સ્થિતિ વિવેકથી સહજ પ્રાપ્ત થાય છે આ સ્થિતિને પ્રાપ્ત થયેલો માણસ ઉપરથી સાધક જેવો હોવા છતાં અંતરથી તે પરબ્રહ્મ બનેલો હોય છે તેનામાં વૃત્તિ રહેતી નથી આ સ્થિતિને પ્રાપ્ત થનાર જીવનમુક્ત થઈ શાશ્વત પરમાનંદની પ્રાપ્તિ કરે છે ૐ ઈતિ

# આત્મકલ્યાણની વાતો

અનુ—શ્રીયુત વિ મૂ શાહ, બી એ

વિષય સુખમા ફસાવવા મનુષ્યને તો એક રીતે પાગલ અથવા મૂઢ સમજવો જોઇએ કે જે કાલ્પનિક વિનાશી સુખના મોહમા સાચા સુખથી વચિત રહી જાય છે સાચુ સુખ તો ભગવાનમાં છે, જે ભગવાનનું સ્વરૂપજ છે તે છોડીને ક્ષણિક, પરિવર્તનશીલ દુ ખ-દાયક ભોગોમા સુખ ઇચ્છવુ એ તો મતિભ્રમજ છે બુદ્ધિમાથી એ ભીષણ ભ્રમ કાઢી નાખવો પડશે, વિષય સુખના ભ્રમથીજ વિષયોમા આસક્તિ થઇ રહી છે, એ વિષયાસક્તિને કારણેજ માણસ બીજામા દોષારોપણ કરે છે, જાણી-બૂઝીને જૂઠુ બોલે છે, પ-પીડા અને હિંસા કરે છે, પરસ્ત્રીમા પાપબુદ્ધિ કરે છે દભ તેમજ પાખડ રચે છે અને એવી અનેક પ્રકારની નવી નવી તરકીબો કરીને પોતાની પાપવાસનાને સાર્થક કરવા ઇચ્છે છે

આ વિષયાસક્તિનો સર્વથા નાશ તો ત્યારેજ થશે કે જ્યારે તમે અખિલ ઐશ્વર્ય, સૌંદર્ય તથા માધુર્યના સાગરરૂપ ભગવાનને જાણીને તેનામા આસક્ત થઇ જશો ત્યાસુધી શાસ્ત્રો અને સતોની વાણીપર શ્રદ્ધા રાખીને વિષયોની નશ્વરતા અને ક્ષણભગુરતા પ્રત્યક્ષ નિહાળીને વિષયી પુરુષોની માનસિક દુર્દશાપર વિચાર કરીને ચિત્તને વિષયોથી હઠાવતા રહો અને સર્વ સુખ સ્વરૂપ ભગવાનમા લગાડી રાખો ભગવાનના રહસ્ય તથા પ્રભાવની વાતોનું, તેની લીલાઓનું, તેના ગુણોનુ શ્રદ્ધાપૂર્વક સત્પુરુષો પાસેથી શ્રવણ કરો. તેના નામનો જપ કરો અને એવી ચેષ્ટા મનથી કરતા રહો કે જેમાં એક ક્ષણવાર પણ મનથી તેનુ વિસ્મરણ ન થાય પ્રત્યેક ક્ષણ તેનું મધુર સ્મરણ બની રહે તેમ કરો જ્યારે ભૂલી જાઓ ત્યારે પશ્ચાત્તાપ કરો, ફરી ન ભૂલવાની કોશિશ કરો ભગવાનના સ્મરણનેજ પરમ ધન અને પરમ લાભ સમજો, સાચી વાત પણ એજ છે ભગવાનનુ સ્મરણજ જીવનનુ એક માત્ર પરમ ધન છે.

પહેલાના દોષો અને પાપો માટે ચિંતા ન કરો, એનાથી કશો લાભ નથી જે બની ગયુ તે બની ગયુ એહા એહા ભવિષ્ય માટે શોક ન કરો અને ત્યાંસુધી વર્તમાનને સુધારો, પછી ભૂત અને ભવિષ્ય બન્ને આપોઆપ સુધરી જશે વર્તમાનમા પ્રયત્ન કરીને ભગવત કૃપાથી તમે ભગવાનને પ્રાપ્ત કરશો તો પહેલાના સમસ્ત કર્મ બળીને ખાખ થઇ જશે અને ભવિષ્ય તો પરમ કલ્યાણમય થઇ જશે ખરી રીતે તમે ભૂત, ભવિષ્ય અને વર્તમાનના કાળભેદને ઉલ્લઘીને તમે એવી સ્થિતિએ પહોંચી જશો, જ્યા આગળ કાળભેદ તથા દેશભેદ નથી હોતો, જ્યા કેવળ આનંદ આનંદજ હોય છે અને જ્ઞાન-જ્ઞાનજ હોય છે

વર્તમાન પર ધ્યાન રાખવાથીજ એમ થશે, તમારા હાથમા વર્તમાનજ છે એની દરેક ક્ષણ ભગવાનમાં લગાડો બુદ્ધિને, મનને, ઇન્દ્રિયોને બધી બાજુથી ખેંચી લઇને સર્વથા ભાવે ભગવાનની સેવામાં લગાડી દો યાદ રાખો કે જીવન ઘણું ટૂંકુ છે. જો તે આમને આમ વીતી ગયું તો પછી પસ્તાવાથી કશુ વળવાનુ નથી, કેમકે ભગવાનની પ્રાપ્તિનો અધિકાર આ મનુષ્ય જીવનમાજ છે જો તે નષ્ટ થઇ ગયુ તો તમે એક ઘણોજ સારો અવસર હાથથી ગુમાવી દીધો સમજાશે એટલા માટે ભૂતકાળના કાર્યો માટે પશ્ચાત્તાપ કે ચિંતા ન કરો, ભવિષ્યની કોઇ સ્થિતિની રાહ ન જુઓ

એટલુજ નહિ પણ સઘળી બાજુથી ચિત્તને દબાવીને જીવનને આ પરમ ઉદ્દેશની સિદ્ધિના સાધનમા એવી રીતે લગાડી દો કે જેવી રીતે અત્યંત ભૂખ્યો માણસ ખાવાનુ મળતાજ સૌથી પહેલો ખાવા મંડી પડે છે

સઘળી ઇન્દ્રિયોને ભગવત્ સેવામા લગાડી દો ધન, જન, પૂજા-પ્રતિષ્ઠા, માન-સન્માન, આરામ-ભોગ આદિ સઘળી કામનાઓને ચિત્તમાથી કાઢી નાખીને ચિત્તને નિર્મળ કરીને તેમાથી હિંસા, દ્વેષ, વૈર, કામ, ક્રોધ, ઇર્ષ્યા, અભિમાન વગેરે દોષોને કાઢી નાખીને તત્પરતાથી સઘી ઇન્દ્રિયોને એક માત્ર ભગવાનની સેવામા લગાડી દો

ઇન્દ્રિયોને તો ભગવાનને પ્રતિકૂળ કાર્યોથી દબાવી રાખો, મનમા એક પણ પ્રતિકૂળ ભાવના ન આવવા દો તમારા સઘળા કાર્યો ભગવાનને અનુકૂળ તેમજ કેવળ તેની સેવા-પૂજા માટેજ હોવા જોઇએ

મનની અંદર ખરાબ ભાવનાઓનો ઉદય જૂના કર્મ સંસ્કારવશાત્ થાય છે તેમજ વર્તમાન કર્મોના ફળસ્વરૂપ પણ હોય છે વધારે પ્રભાવ વર્તમાનકાળના નવાં કર્મોના સંચિતનોજ થાય છે, એટલા માટે આંખજી ઇન્દ્રિયથી એવુ કોઇ કાર્ય ન કરો કે જેની ખરાબ અસર મન ઉપર પડે અને તમને આગળ ચાલતા દુર્ગતિ તરફ ધકેલી દે

યાદ રાખો, મનને સાથે લઇને ઇન્દ્રિયો જે કાઇ કાર્ય કરે છે તેનુ ચિત્ર મન ઉપર હૂબહૂ અંકિત થઇ જાય છે અને તમારા મન ઉપર અંકિત થયેલી સઘળી ઘટનાઓ સ્મૃતિ-પથમાં જઇને તમને એ રીતેજ કરવાની પ્રેરણા કરે છે

એટલા માટે કોઇપણ ઇન્દ્રિયથી ખરાબ કાર્ય જરાપણ ન કરો ઇન્દ્રિયો સંયમિત થવાથી મનના સંયમ ખૂબ સહેલાઇથી સાધી શકાય છે મનનો સંયમ થયા પછી તો ઇન્દ્રિયોનો સંયમ સ્વયમેવ થઇ જાય છે, પરંતુ ઇન્દ્રિયોને સંયમિત કર્યા વગર મનનો સંયમ કરવો અત્યંત મુશ્કેલ છે. અને સાચી વાત તો એ છે કે મનનો અસંયમજ બધી બુરાઇઓનુ મૂળ છે અને મનનો સંયમજ સમસ્ત સિદ્ધિઓની લીલાભૂમિ છે મનના સંયમ માટે ઇન્દ્રિયોને ખરાબ વિષયોથી દબાવીને, શરૂઆતમા બળજબરીથી પણ દબાવીને, ભગવાન સંબંધી વિષયોમા લગાડવી જોઇએ

મનના સંયમનો ખરો અર્થ મનને પૂર્ણરૂપે ભગવાનમાં લગાડી દેવુ એ છે, નહિ કે શૂન્ય થઇ જવુ એ માટે બધી સાધના છે ભગવાનનુ મહત્વ, પ્રભાવ અને તત્વ જાણ્યા પછી તો બુદ્ધિ આપોઆપ ત્યાં એ થાય છે અને બુદ્ધિ એકાગ્ર તથા નિશ્ચયાત્મિકા થઇ ગયા પછી મન તદાકાર રહેજે થઇ જાય છે અને -અદિ તો ભગવાન ખરી રીતે એક એવો પરમ અર્થ છે કે જે ઐશ્વર્ય, સૌંદર્ય, માધુર્ય વગેરેમાં સર્વથા અનુપમ છે તેની તરફ એક વખત મનને લગાડવામા મુશ્કેલી છે, પણ એક વખત લગાડી દીધા પછી ત્યાથી પાછુ હટવુજ મુશ્કેલ થઇ જશે

ઇતિશમ્,

---

## જાહેર ખબર.

માર્ચ માસથી શરૂ થતી ટર્મ માટે અત્રેના વિદ્યાર્થી ભવનમા ખાલી પડેલી જગ્યાઓ માટે થોડા વધુ મેટ્રીક સુધીના વિદ્યાર્થીઓને દાખલ કરવાના છે તો દાખલ થવા ઇચ્છના વિદ્યાર્થીઓએ નીચેના શીરનામેથી ફોર્મ મંગાવી તા ૨૪-૨-૪૯ પહેલા ભરી મોકલવા

મા મંત્રીઓ-શ્રી નારણદાસ મથુરદાસ નાળીએરવાળા

મોઢ વણિક વિદ્યાર્થી ભવન-રાણપુર

હીંદી વેપારી મંડળના

# નવા ઉપ–પ્રમુખ



શેઠ રમણલાલ ગોકળદાસ ગરૈયા

શ્રી ગરૈયાનો જન્મ ૧૮૯૮ ના જાન્યુઆરીની ૧૬ મીએ અમદાવાદમાં થયો હતો ૧૯૧૯ મા તેઓ સ્નાતક થયા ૧૯૨૦ માં બી અસ સી ની ઉપાધિ મેળવી તેઓ ઈંગ્લેંડ ગયા અને ત્યા લંડનની સિટી અને ગીલ્ડઝ ઇન્સ્ટિટ્યુટના તેલ, ચરબી, સાબુના ઉત્પાદન વગેરેના ડિપ્લોમા મેળવ્યા એટલુંજ નહીં, પરંતુ તેમની પ્રગતિ જોઈ લંડનની કેમીકલ સોસાયટીના તેમને ફેલો બનાવવામાં આવ્યા

૧૯૨૨ થી તેઓ નારણદાસ રાજારામના પ્રસિદ્ધ પેઢીના એક અગ્રગણ્ય સંચાલક બન્યા છે વેપારી પ્રશ્નો પરત્વેની તેમની અનોખી સૂઝને કારણે હિન્દ સરકાર તેઓ ઘણા ઉપયોગી નીવડ્યા છે મુંબઇમા સહકારી કાર્યના તેઓ પ્રણેતા છે ખેતીવાડીના આર્થિક પ્રશ્નો, તથા સહકારી શિક્ષણના, ઔદ્યોગિક તથા નાણાકીય અને રાષ્ટ્રીય યોજનાના તથા બેંકિંગના પ્રશ્નોમા તેઓ પ્રમાણભૂત લેખાય છે, અને અનેક સમિતિ ઉપસમિતિમાં તેઓ જવાબદાર અધિકારપદ પર છે

હિંદી વેપારી મંડળની સમિતિ ઉપર તેઓ ૧૯૩૮ થી કામ કરે છે અને એક ઉદ્યોગપતિ તરીકે તેઓ ઘણી કંપનીઓના ડિરેક્ટર છે

સામાજિક સેવાના ક્ષેત્રમાં પણ એમનુ નામ મોખરે છે કુશાગ્ર બુદ્ધિ, પોતાના વિષયનું ઉંડાણ કાર્યક્ષમતા, વિચારોની તટસ્થતા, અને નિષ્પક્ષતા તથા સહૃદયતા એમના મુખ્ય લક્ષણો છે

હિંદી વેપારી મંડળ એમની પ્રસેવા અનેક આશાઓ રાખી શકે એમ છે

* * *

વેવિશાળ—મુંબઇ-ભાઇ કુવારકાદાસ બ ભાઇ માણેકજીની પુત્રી બેન પ્રેમલત્તાનુ વેવિશાળ નવસારીના રહીશ રા ચુનીલાલ મગનલાલ પારેખના પુત્ર રસિકલાલ સાથે.

મુંબઇ—ગાંધી સુંદરલાલ ભાઇચંદના પુત્ર ચુનીલાલનુ વેવિશાળ વાંટાવદરવાળા મહેતા મનહરલાલ ભગવાનજીની પુત્રી દમયતી સાથે

## જાપાનના પ્રવાસે જાણીતા મીલ એજન્ટ શેઠશ્રી

# ચંદ્રવદનભાઈ

અમદાવાદ મીલ માલીક મંડળના પ્રમુખ અને નામાંકિત ઉદ્યોગપતિ શેઠ શ્રી રમણલાલ લલ્લુભાઈના પુત્ર શેઠ શ્રી ચંદ્રવદન વ્યાપાર અર્થે વિમાનમાં જાપાન તા. ૨૦-૧-૪૯ ના રોજ ગયા છે.

શેઠ શ્રી ચંદ્રવદન મુખ્ય મીલોના એજન્ટ છે અને અસંખ્યાબંધ ઔદ્યોગિક અને વ્યાપારી સંસ્થાઓમાં જોડાએલા છે.

તેઓ વિક્રમ મીલના મેનેજીંગ એજન્ટ છે અને મોતીલાલ હીરાભાઈ સ્પીનીંગ વીવીંગ અને મેન્યુફેક્ચરીંગ કંપની લીમીટેડ, રમણલાલ લલ્લુભાઈ લીમીટેડ, વુડ એન્ડ કેમીકલ્સ લીમીટેડ, પ્રભાત ટ્રેડીંગ કંપની લીમીટેડ, વેલી-અન પેઈન્ટસ લીમીટેડ દીપક આર્ટ પ્રીન્ટર્સ લીમીટેડ, વગેરેમાં ડાયરેકટર છે. તેઓ અમદાવાદની પંજાબ નેશનલ બેન્ક લીમીટેડના સલાહકાર છે.



શેઠ ચંદ્રવદન રમણલાલ

શેઠ શ્રી ચંદ્રવદન ઔદ્યોગિક અને આર્થિક સવાલોના ગંભીર અભ્યાસી છે.

શેઠ શ્રી ચંદ્રવદનનો જાપાનનો પ્રવાસ ગુજરાતની ઔદ્યોગિક સમૃદ્ધિ વધારનારો બનો.



વેવિશાળ—મોરબી—આચાર્ય જેચંદભાઈ પ્રભુરામના પુત્ર ચંદુલાલનું વેવિશાળ જોડીઆના કોઠારી નરોત્તમદાસ ગીરધરલાલની પુત્રી નિર્મળા સાથે તથા મહેતા મનુકચંદ ભગવાનજીના પુત્ર વૃજલાલનું વેવિશાળ ધ્રાંગધ્રાના વોરા ભગવાનજી મકનભાઈની પુત્રી લીલાવંતી સાથે

# આપણાં છાત્રાલયો અને તેમનું સંચાલન.

શ્રીયુત પોપટલાલ અંબાણી.

ગામડાઓમાં રહેતા આપણા બાળકોને ઉચ્ચ કેળવણી આપવામાં આપણા છાત્રાલયોએ કીંમતી ફાળો આપ્યો છે છેલ્લા ચાલીશ વર્ષમાં ગામડાઓમાં વસતા અને સાધનહીન એવા આશરે અઢીહજાર યુવાનો છાત્રાલયદ્વારા કેળવણી પામીને તૈયાર થયા છે, છાત્રાલયો ન હોત તો એમાનો મોટો ભાગ કેળવણીથી વંચિત જ રહેત સૌરાષ્ટ્રમા આપણી જ્ઞાતિનો મોટો ભાગ ગામડા અને કસ્બાઓમાં રહે છે એટલે છાત્રાલયોની સૌથી વધારે જરૂર સૌરાષ્ટ્રમા છે અત્યારે છાત્રાલયોનુ સૌથી વધારે પ્રમાણ ત્યાંજ છે પણ તે પુરતું નથી જરૂરતના પ્રમાણમા અર્ધા ભાગનુ છે

છાત્રાલયની પ્રથમ શરૂઆત દાહરમા થઈ ત્યારપછી, ભાવનગર, રાજકોટ, પોરબંદર, જૂનાગઢ, વાદરા, ધોળકા, બોટાદ, રાણપુર અને સુરતમાં ક્રમે ક્રમે છાત્રાલયો સ્થપાયાં. અત્યાસુધીમા એકંદર ૧૧ છાત્રાલયો સ્થપાયા છે તેમાથી પોરબંદરનું વાલબાઈ છાત્રાલય અને જૂનાગઢનુ હીરા ખુશાલ છાત્રાલય બંધ પડતા અત્યારે ૯ છાત્રાલયો વિદ્યમાન છે

કોઈપણ સંસ્થાનો આરંભ થાય ત્યારે તે સર્વાંગસંપૂર્ણ હોઈ શકે નહિ, આપણાં છાત્રાલયોના સંબંધમા પણ તેમ જ બન્યુ છે રાજકોટ, ભાવનગર કે મુંબઈ જેવા એકાદ શહેરમા થોડાક કેળવણીપ્રિય ભાઈઓના મનમાં પ્રેરણા થાય ફંડ ફાળો થાય અને એકાદ છાત્રાલયનો જન્મ થાય આરંભકાળમા તેને માટે સગવડતાળુ મકાન હોય કે ન હોય, પૂરતું ફંડ હોય કે ન હોય, જરૂરી ઉપસ્કર હોય કે ન હોય એ બધુ તો ધીમે ધીમે થઈ રહેશે એવી માન્યતા સાથે પ્રત્યેક છાત્રાલયનો જન્મ થયો છે છાત્રાલયોનો એ આરંભકાળ વીતી ગયો છે અત્યારે કેટલાક છાત્રાલયોનું વય ત્રણ દાયકા જેટલુ થવા આવ્યું છે એટલે હવે તો તે સર્વાંગસંપૂર્ણ થવા જ જોઈએ. સાધનસંપન્ન થવા જ જોઈએ. આપણા તરુણોનુ ચારિત્ર્ય ઘડનાર થવા જ જોઈએ અને બૉર્ડિંગ હાઉસ મટી જીવન ઘડતરની શાળા સરખા થવાં જ જોઈએ.

થોડા સમય પહેલાં 'મહોદય'ના તંત્રીશ્રીએ છાત્રાલયોનુ એકીકરણ કરવા વિષે એક પ્રેરણાદાયી લેખ લખ્યો હતો આ દિશામા હાલ તરત શું કરી શકાય તેને લગતી વ્યવહારૂ ચર્ચા અહીં કરી છે

છાત્રાલયનો આદર્શ છાત્રાલય એટલે વિદ્યાર્થીઓને રહેવાની અને જમવાની સગવડ આપનારુ સ્થળ આરંભકાળમાં છાત્રાલયના સંબંધમા આપણી કંઈક આવી જ માન્યતા હતી અને હજુયે કદાચ હોય પણ હવે એ માન્યતા પલટો માગે છે છાત્રાલય એટલે વિદ્યાર્થીઓના જીવનઘડતરની શાળા, વિદ્યાર્થીઓના ચારિત્ર્યને ઘડવાનું સ્થળ કે વિદ્યાર્થીઓને જીવનપાથેય બંધાવવાનુ સ્થળ આ દૃષ્ટિથી જોઈએ તો છાત્રાલયોની જવાબદારી ઘણી મોટી છે જીવન ઘડતર કે ચારિત્ર્ય ઘડતર ક્યારે થઈ શકે ? કોઈ સમર્થ કેળવણીકાર અને સેવાભાવી ગૃહપતિની દેખરેખ નીચે જ એ બની શકે. આદર્શ છાત્રાલય

વૈરવૃત્તિથી ચાલતું ન હોય આપણા કિશોરોના શરીર સંગમ બંધાય તેની તે સતત કાળજી રાખતું હોય અને બાળકને લગતા શાસ્ત્રીય પ્રશ્નોનો અભ્યાસ તેમજ પ્રયોગ કરતું હોય પ્રવાસો, પર્યટનો અને સમૃદ્ધ પુસ્તકાલય દ્વારા તે વિદ્યાર્થીઓના જ્ઞાન તેમજ દૃષ્ટિનો વિકાસ સાધવા પ્રયત્ન કરી રહ્યુ હોય. છાત્રોમા દેશસેવા, બંધુત્વ, જ્ઞાતિસેવા વગેરેની ખીલવણી થાય તેને માટે કંઈ કંઈ તજવીજ કરી રહ્યુ હોય ટૂંકામા કહીએ તો છાત્રાલય એ કોઈ વીશી કે લૉજ નથી પણ કેળવણીની સંસ્થા છે એ વાત છાત્રાલયોના સંચાલકોએ સતત દૃષ્ટિ સામે રાખવી જોઈએ

પણ છાત્રાલયનો આ આદર્શ સિદ્ધ ક્યારે થઈ શકે ? છાત્રાલયની પાસે ખર્ચ કરવાને પૂરતા નાણા હોય, તેનું તંત્ર ચલાવવાને નૂતન દૃષ્ટિ ધરાવતુ અને ઉદાર મનવાળુ વ્યવસ્થાપક મંડળ હોય, કેળવણીની નવી દૃષ્ટિ ધરાવતો અને બાલમાનસશાસ્ત્રનો અભ્યાસી ગૃહપતિ હોય

ઉપરની અનુકૂળતા વિના છાત્રાલય ચલાવવુ એ ધનનો અપવ્યય છે, કુમળા કિશોરોમા અનેક કુટેવો પાડવાનો વ્યવસાય છે અને વિદ્યાર્થીઓના ચારિત્ર્યનો નાશ કરનાર પ્રયત્ન છે એ વાત ધ્યાનમાં લઈએ તો આ દશ વિદ્યાર્થીઓને કેવળ રહેવાની અને જમવાની સગવડ આપનાના નાના નાના છાત્રાલયો તરફ આપણું ધ્યાન પ્રથમ જાય છે આવા છાત્રાલયો વીશી કે લૉજના રૂપમા પોતાનું જીવન ગાળતા હોય છે ત્યા ગૃહપતિ હોતો નથી. ગૃહપતિની જવાબદારી વડો નિશાળીઓ ઉપાડતો હોય છે અહીં વ્યવસ્થા જેવુ કંઈ હોતું નથી આવા છાત્રાલયના નમૂના તરીકે જૂનાગઢનુ શ્રી ખુશાલ છાત્રાલય અને પોરબંદરનુ વાલબાઈ છાત્રાલય ગણાવી શકાય એ બંનેએ પોતાનો જીવન ક્રમ પૂરો કર્યો છે

પૂરતા સાધન વગરના જે જે છાત્રાલયો વિદ્યમાન છે, તેમણે પોતાનુ અલગ વ્યક્તિત્વ બંધ કરીને કોઈ સાધનસંપન્ન છાત્રાલય સાથે જોડાઈ જવુ જોઈએ અથવા એવા નાના નાના છાત્રાલયોનુ એક ગ્રુપ બનીને મોટા છાત્રાલયનુ રૂપ ધારણ કરવુ જોઈએ આમ કરતા મોટી મુશ્કેલી છાત્રાલયના નામ સંબંધે ઊભી થવા સંભવ છે ઘણે ભાગે આપણા પ્રત્યેક છાત્રાલય સાથે એકાદ કે વધારે દાનવીરભાઈનુ નામ જોડાયેલું છે એટલે ત્રણ ચાર છાત્રાલયોનુ એકીકરણ થતા છાત્રાલય સાથે કોનુ નામ જોડવુ એ એક કૂટ પ્રશ્ન બને ખરો, પણ તેનો ઉકેલ કોઈપણ પ્રકારે કરવો જ જોઈએ

આપણા જે છાત્રાલયો સાધનસંપન્ન છે, સારા ધોરણે ચાલે છે અને વર્ષોથી કામ કરી રહ્યાં છે તેમનુ સંચાલન પણ હવે ભિન્ન ભિન્ન ન ચલાવતા સમૂહગત ચલાવવાની જરૂર છે દરેક છાત્રાલયના ત્રણ્ણે પ્રતિનિધિઓ મળીને એક મધ્યસ્થ નિયામક મંડળ બનાવવું અને તેની દેખરેખ નીચે સર્વ છાત્રાલયો કામ કરે તો નાણી તંગીની સગવડતા થાય, સર્વનું તંત્ર એકત્વાઈ આવે અને કેટલીક અવ્યવસ્થા અટકે

સમૂહગત સંચાલનની જરૂરત કેમ છે, તે જોઈએ અત્યારે નાના મોટાં જે ૯ છાત્રાલયો છે, તેમની ભિન્નતા માત્ર વહીવટની દૃષ્ટિએજ છે બાકી તો એ બધા જ્ઞાતિનાં જ છે, જ્ઞાતિના બાળકો માટેજ છે. સર્વેનો હેતુ એક જ છે એટલે એ બધાનો વહીવટ એક સરખી રીતે અને વધારે સુવ્યવસ્થિત ચલાવવો હોય બધાની નાની મોટી મુશ્કેલીઓને દૂર કરવી હોય, સૌની આર્થિક ભીંસ ટાળવી હોય અને જ્ઞાતિનાં બાળકોને વધારેમાં વધારે લાભ આપવો હોય તો તેમને જુદા જુદા વાડામાંથી

મુક્ત કરી સર્વેનું વહીવટી એકીકરણ કરવુ જોઇએ એટલે તે સર્વેનો વહીવટ એક મધ્યસ્થ 'નિયામક મડળના હાથમા મૂકવો જોઇએ. જેમને છાત્રાલય સચાલનનો સારો અનુભવ હોય, કેળવણીની નવી દૃષ્ટિથી જે રંગાયેલો હોય, અને જ્ઞાતિ સેવાની જે સાચી તમન્ના ધરાવતો હોય એવાજ ભાઇઓનુ મધ્યસ્થ નિયામક મડળ બનવુ જોઇએ ઉપરાંત તેમાં પ્રત્યેક છાત્રાલયનો એકેક પ્રતિનિધિ હોવો જોઇએ

આ પ્રમાણે બધા છાત્રાલયોના વહીવટનું એકીકરણ થતા મધ્યસ્થ નિયામક મડળ સર્વે છાત્રાલયોનો સમૂહગત વિચાર કરવા લાગશે ક્યા છાત્રાલયને મકાનની શ કડાશ છે, તેને કઇ રીતે દૂર કરવી ? ક્યા છાત્રાલયમા યોગ્ય ગૃહપતિ નથી ? ક્યા છાત્રાલયમા પુસ્તકાલય નથી ? ક્યા છાત્રાલયમાં શારીરિક તાલીમ આપવાની ગોઠવણ નથી ? ક્યા છાત્રાલયમા વધારે વિદ્યાર્થીઓ રહી શકે તેમ છે ? ક્યા છાત્રાલયમા ઓછા વિદ્યાર્થીઓ રાખી શકાય તેમ છે ? કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓને વધારે સંખ્યામાં દર્શા રાખ્યા હોય તો ઠીક ? રીતનું ધોરણ કેવુ રાખવુ ? માથી વિદ્યાર્થીઓનું પ્રમાણ કેટલું રાખવુ ? ભોજનનુ ધોરણ કેવુ રાખવુ ? ચાલુ છાત્રાલયો વિદ્યાર્થીઓની સખ્યાને પૂરા પડી શકતાં ન હોય તો નવાં છાત્રાલયો ક્યા ઉઘાડવાં ? બધા કામોને પહોચી વળવાને જરૂરનુ ધન કેવી રીતે મેળવવુ ? બધા છાત્રાલયોનુ વર્ષમાં એકાદ વખત ની પાસે નિરીક્ષણ કરાવવુ ? આ બધા પ્રશ્નો મધ્યસ્થ મંડળે વિચારવા પડે અને તેને હલ કરવા પડે

અત્યારે આપણાં છાત્રાલયોને સૌથી વધારે મૂઝવતો પ્રશ્ન આર્થિક બોજાનો છે છેલ્લા પાચેક વર્ષથી સૌ આર્થિક મુશ્કેલીથી અકળાઇ રહેલ છે હવે કાયમી ભડોળના વ્યાજમાંથી છાત્રાલયના ચાલુ ખર્ચને પહોચી શકાય તેમ નથી. એટલે પ્રત્યેક છાત્રાલયને દર વર્ષે ઓછીવત્તી ખોટ ખમવી પડે છે પણ આવી પરિસ્થિતિ લાબો સમય ચાલુ રહે તો કાયમી ભંડોળ ખલાસ થઇ જાય અને છાત્રાલયને બધ કરવાનો સમય આવે

અત્યાર સુધી તો છાત્રાલયોના સચાલનનો ભાર કેવળ તેમનાં સસ્થાપકો ઉપર જ રહેલો છે પણ હવે પરિસ્થિતિ પલટાઇ ગઇ છે હવે એ ભાર સમગ્ર જ્ઞાતિએ ઉપાડવો પડશે પણ એમ ક્યારે બને ? જ્ઞાતિના એકેએક ભાઇને એમ લાગે કે આ બધા છાત્રાલયો આપણા છે, આપણા બાળકો માટે છે, તેમાં જેટલી ઊણપ હશે તેટલી ઊણપ આપણાં બાળકોના શારીરિક અને માનસિક વિકાસમાં રહેનારી છે

આ પ્રમાણે છાત્રાલયોનો પ્રશ્ન સમસ્ત જ્ઞાતિ પાસે રજૂ કરી તેનો ઉકેલ કરવાનુ કામ એક એક છાત્રાલયથી થઇ શકશે નહિ એ કામ તમામ છાત્રાલયોના એકીકરણથી જ થઇ શકશે

ઉપર પ્રમાણે છાત્રાલયોના વહીવટનું એકીકરણ થતા સ્થાનિક સમિતિઓની સત્તા ઉપર કઇક કાપ આવે ખરો પણ જ્યા જ્ઞાતિની સેવાનો જ પ્રશ્ન છે, ત્યાં સત્તા અને અધિકાર જેવી બાબતોને પકડી રખાય નહિ એ અચડાને દૂર કમાવી દેવો જોઇએ. છાત્રાલયના સસ્થાપકો તો વહીવટી તત્રમાં બહુજ ઓછો ભાગ લે છે તેમની મુખ્ય ફરજ એટલી જ હોય છે કે છાત્રાલયનુ સચાલન સુવ્યવસ્થિત રીતે ચાલે છે કે નહિ' નવી વ્યવસ્થાથી તેમનો બોજો ઓછો થશે

છાત્રાલયોનો પ્રશ્ન એ સમસ્ત જ્ઞાતિનો પ્રશ્ન છે તે બધા સુવ્યવસ્થિત રીતે ચાલે, તે જોવાની ફરજ સમગ્ર જ્ઞાતિની છે અને તેઓને આર્થિક બોજામાથી મુક્ત કરવા એ કામ પણ સમસ્ત જ્ઞાતિનુ છે આજ સુધી આ બધી ચિંતા આપણાથોડાક ધનિકભાઇઓએ જ કરી છે એ સ્થિતિ હવે પલટો માગે છે.

# સંસારને સીમાડેથી.

લેખક શ્રી વિજયકુમાર કુબેરદાસ પંડ્યા
ઉપતંત્રી, 'શ્રી સયાજીવિજય'–વડોદરા

[ સમાજની પ્રવર્તી રહેલ કુરૂઢિઓ અને કમનસીબ કિસ્સાઓને આલેખતી રસપ્રદ અને બોધક ઘટના........ભાદ્રપદથી ચાલુ ].

[ ૧૨ ]

ભાવિના નહિ પ્રેરક વાયુ,
ભૂત તણો દાબે ઓથાર,
અધકૂમી દીવાદાંડી પર
ખાતી 'આશા મોત પછાડ !
મારી નાવ કરે કો પાર ?

— સ્નેહરશ્મિ 'અર્ધ્ય'માંથી

માલતીએ હવે કૉલેજ છોડી દીધી હતી તેનું ઊગતું જીવન નીરસ બની જઇ ઘોર અંધકાર છવાયો હતો. ભૂતકાળના સ્મરણો યાદ આવતા તે દુઃખી અને ખિન્ન બની જતી. તેની બધી આશાઓ નષ્ટ થઇ ગઇ હતી. યૌવનકાળમાં પ્રાપ્ત થયેલા વૈધવ્યે તેના જીવનને નકામું–નીરસ કરી દીધું હતું. એક દિવસ કલ્લોલ કરતી બાળા આજે દુઃખથી ગંભીર બની ગઇ હતી. સંસારના મધ્યદરિયે તેની જીવન નાવ ઝોલા ખાતી હતી. નાવિક વિનાની અટૂલી તેની નાવ હતી !

વીસ વર્ષની કુમારી વયેજ તેના જીવનની વિકાસ–ભૂમિના પગથિયા તૂટી પડતા, આખા ગામમાં આજે એકજ વાત ચર્ચાઇ રહી હતી 'લગ્ન કરવાં'. માલતી પ્રથમથીજ નાખુશ હતી પરંતુ માબાપના આગ્રહને વશ થઇ, પરિણામે આજે બિચારી છોકરી નિસાસા નાખી રહી છે. ભણેલી, ડાહી, વિવેકી, સુંદર અને ચાલાક એવી બીજી કોઇ છોકરી આપણા ગામમાં નથી. વળી નાતની છોકરી એટલે ફરીથી લગ્ન પણ કરી શકાય નહિ. બિચારીને પાપ આગળી ઝાડવાનું પાપ લાગ્યું કહેવાય. એણે સંસારનું શું સુખ જોયું !"

'દિવસો પસાર થવા લાગ્યા. માલતીના શરીરમાં જીર્ણજ્વર હમેશા રહેતો હોઇ, શરીર પણ ધીમે ધીમે ક્ષીણ થતું જતું હતું. તેની માનસિક સ્થિતિ પણ અસ્થિર બની હતી. તે કોઇવાર અચેતનપણે મૂઢની માફક બકતી તો કોઇ વખત વિચિત્ર ચેનચાળા કરી અટ્ટહાસ્ય કરી આખા વાતાવરણને બિહામણું બનાવી મૂકતી. પ્રથમની સુશીલ, સુંદર અને પ્રેમાળ માલતી આજે બદલાઇ ગઇ હતી. ને કવચિત બોલી ઊઠતી 'મને મૃત્યુ દેખાય છે' આ વાક્યથી આખું ઘર કંપી ઊઠતું.

શરદપૂર્ણિમાના ચંદ્રને જોઇ સામા હાથ કરી બબડતી, 'દૂર થા એ ઘડીની શીતળતા આપીને પાછો ઉતરી ચાલી જનાર, તું દૂર થા'

માલતીની આવી ચેષ્ટાથી બિચારી મનોરમાની સ્થિતિ દયાજનક બની હતી. મણિશંકરને પણ આનો કંઇ ઉપાય સૂઝતો ન હતો. ગામમાં બધા ડૉક્ટરોની દવા વાપરી ચૂક્યા હતા પરંતુ કંઇજ અસર થતી ન હતી. ભોળાનાથ ભગવતી, વિલાસ, વિનોદરાય વગેરે સગા–સંબંધીઓ માલતીને મળવા વારંવાર આવતા અને તેની સ્થિતિ જોઇને અંતરમાં દુઃખી થતા. આ દુઃખને કોઇ કળી શકતું નહિ. પરંતુ વિનોદરાયે માલતીના હૃદયને ઓળખ્યું હતું. તેના દુઃખને તે સમજતા હતા.

'તમે ચિંતા ન કરો. માલતીને માત્ર માનસિક નબળાઇ છે. ભૂતકાળના બનાવોની અસર દૂર થતાં–તેના સ્મરણો વિસારે પડતાં

તેને સપૂર્ણ સ્વસ્થતા આવી જશે તેની આગળ સપૂર્ણ શાંતિ અને આનદી વાતા વરણ ગખવુ વિનોદરાય મણિશંકરને આશ્વાસન આપતા

'અને તો કઇ સમજાતું નથી તેના ચેનચાળા ઉપરથી તો ભૂતનો વળગાડ લાગે છે.' મણિશંકરના મનની મૂઝવણ દૂર થતી ન હતી

'અરે ! તમે આવા ખોટા વહેમ શામાટે કરો છો ? ભૂત જેવુ કઇજ નથી તેની માનસિક સ્થિતિ બગબગ સમજી યોગ્ય ઉપાયો, છતાંએ રોગ તેનુ દુખ દૂર થયા પછી આનદી બની જશે અને તમે કહો તો આપણે તેને સ્થળાતર કરાવીએ. આ ઘરના વાતાવરણમાંથી તેને હવાફેર માટે કોઇ શીતળશાત સ્થાને લઇ જઇએ તો વધુ સારી અસર થશે' વિનોદરાય આશ્વાસન-સતોષ આપતા

'જોઇએ, આપણે બધા ઉપાયો કરી છૂટીએ અને છતા કઇ સુધારો માલુમ નહિ પડે તો પછી તેમ કરવુજ પડશે' મણિશંકર દુખી થતાં કહેતા

'વિનોદરાયનુ કહેવુ તો ઠીક છે માલતીને બીજા સ્થળે ખસેડીએ તો કંઇક સારું પરિણામ આવે ખરુ' વિસામ, મનોરમા અને ભગવતી બધા વિનોદરાયના વિચારને ટેકો આપતા

આ પ્રમાણે એક પછી એક દિવસ વહી જતા હતા માલતીની સ્થિતિમા કઇ ફેર જણાતો ન હતો

× × ×

આજે સર્વ આડોશીપાડોશી અને સગાંસ્નેહી માલતીની સ્થિતિ જોવા આવ્યાં હતા નહોતા ફક્ત વિનોદરાય ઓચિંતા કામપ્રસગ તેમને બહારગામ જવુ પડ્યુ હતુ

દરરોજ મુજબ માલતી ચીસો પાડતી હતી કવચિત બત્રીસી કચકચાવતી ને કવચિત પથારીમાંથી એકદમ ઊભી થઇ કોઇને મારવા દોડતી આ જોઇને સૌ ગભરાયાં બિચારી મનોરમા આવા પ્રસગે પોતાની પુત્રીની નજીક જતા પણ ગભરાતી મણિશંકરે માલતીને પકડી પથારીમા સુવાડી દીધી થોડા વખત શાતિ છવાઇ

'અને તો ભૂત-પ્રેતની કઇ અસર જણાય છે' ભોળાનાથ વૈદ્ય બની બેઠા

'હુ પણ એમજ માનુ છું, પરતુ આપણા વિનોદરાયભાઇ આ વાતને ઉડાવી દે છે ચોક્કસ કઇ વળગાડ હોવોજ જોઇએ' મણિશંકરે ભોળાનાથની ચિકિત્સાને પુષ્ટિ આપી

'જરૂર, ભૂતનો વળગાડજ છે આપણા ગામમાં પેલા રતનજી ગોર વૈદક જાણે છે અને કામણ ટુમણ પણ જાણે છે તેમને બોલાવો એટલે બધીજ પારખ થશે' ત્યાં બેઠેલા બીજા વૃદ્ધ બૈરાએ પોતપોતાના લાબા અનુભવ ઉમેર્યા

બધા તરફથી દબાણ થતા અને પોતાની પણ ઇચ્છા હોઇ, મણિશંકર તુર્તજ રતનજી ગોરને બોલાવવા ગયા

આ બધો તમાસો જોઇ માલતી મગજ પરનો કાબુ ગુમાવી બેઠી અને છપ્પન મારી ઊભી થઇ ગઇ અને ત્યા બેઠેલાંને લાબા હાથ કરી ક્રોધથી કહેવા લાગી

'દૂર, અધમ સમાજ ' દૂર થા મારા આટલા બલિદાનથી તૃપ્ત ન થતાં તારે હજુ મારુ વધુ બલિદાન જોઇએ છે ! તું મારા પર દયા નહિ કરે પણું પ્રભુ તને નહિ મૂકે"

આ સાભળી સૌ કપી ઊઠ્યાં માલતીનુ ઉગ્ર અને બિહામણું સ્વરૂપ જોઇ સૌને પાકી ખાતરી થઇ કે જરૂર કાઇ એવું પેસું તો છેજ, જેવુ તેવુ નથી.

અશક્ત માલતી વધુ ઊભી રહી ન શકતાં પથારીમાં પટકાઇ પડી અને રતનજી ગોરને

લઈ મણિશંકર આવી પહોચ્યા.

મણિશંકર—આ રહી માલતી જુઓ તો, આ છે શુ ?

રતનજી—( માલતીના કોમળ હાથને પકડતા) માલતીને રોગ જેવુ કઇજ નથી તેને તો કંઈક મેલુ છે ઘણુંજ કપરુ છે હું આપુ તે બાધા લો

મનોરમા—જરૂર, મહારાજ ! તમે ગમે તેવી કપરી બાધા આપો તે અમારે જીવને ભોગે પણ માન્ય છે, પરન્તુ તે આને અહિંથી દૂર કરો

રતનજી—(માલતી તરફ જોતા ) જુઓ, બાધા તો ઘણી કપરી નહિ આપુ. મેલુ છે એટલે ચડીપાઠથી દૂર થશે હું મારે ત્યા ચડીપાઠ કરીશ તમે મારે ત્યા આવી મત્રેલુ પાણી લઇ જજો ને પાવાથી બધા સારાવાના થશે પરતુ જો તેમા ચૂક થશે તો કામ વણસી જશે પછી તો તમે જાણો

મણિશકર } જરૂર, જરૂર, તમે કહો તે કરવા
મનોરમા } અમે તૈયાર છીએ માલતી તમારી છે

રતનજી—પ્રભુનો માલ છે અને તેને સભાળવો છે હયો, ત્યારે હું જાઉં છુ

બાધા આપી રતનજી ગોર ચાલ્યા ગયા આ બનાવથી માલતી એટલી બધી હેબતાઇ ગઇ કે તે શૂન્યમૂનત્ પડી રહી તેનામા બોલવાની શક્તિ ન રહી માલતીના આ પરિવર્તનથી સૌ સમજ્યા કે, 'જરૂર વળગાડ હશે મંત્રેલા પાણીથી તે જરૂર દૂર થશે' આમ બોલી સૌ ધીમે ધીમે વિખરાયાં વિલાસ પણ આ વખતે હાજર હતી મનોરમા ઘર કામે વળગી અને મણિશકર કઇ કામસર બહાર ગયા ફક્ત વિલાસ અને માલતીજ ઓરડામાં રહ્યાં

"માલતીબ્હેન ! તમને અચાનક આ શુ થઇ ગયું ?' માલતીની પથારી પાસે બેસતાં દુખી હૃદયે વિલાસે પૂછ્યુ

માલતી નિરુત્તર રહી તેના નિસ્તેજ, શુષ્ક અને ચુમાઇ ગયેલા મુખ ભણી જોઇ વિલાસે ફરી પૂછ્યું, બ્હેન ! બોલોને તમને શુ થાય છે ?"

માલતીએ ઊંચુ જોયુ તેની આખમાં આજે ભાવા કે બીહામ ન હતી આખા સમાજને ભસ્મીભૂત કરવાની વેધક તીવ્રતા હતી તેના શોણિતને પીને તૃપ્ત થવાની તૃષા હતી વિલાસ માલતીના કપાળે હાથ ફેરવવા લાગી કપાળ ધખતું હતુ છાતી જોનથી ધબકારા મા તી હતી તાવથી ધગતા શરીર પર જાણે અગાર પથરાયા હતા તેના પ્રત્યેક ઉચ્છ્વાસમા જાણે તેની કરુણ કથની ભરી હતી.

'વિલાસ બ્હેની ! આ લોકો માના લોહી-માસ વિનાના હાડપીંજરનુ પણ ભક્ષણ કરવા માગે છે. તમે મને નહિ બચાવો ? જુઓ પેલી લાકડી દોડો, તમો તેમને રોકો અને મને બચાવો ' માલતી ઉશ્કેરાઇ બબડવા લાગી

'બ્હેન ! આવુ ના બોલો તમે આવુ બિહામણુ સ્વરૂપ કેમ ધારણ કર્યું છે ? ક્યા તમારો મધુર કર્ણપ્રિય કંઠ ! ક્યા ગયું તમારું નિખાલસ અને નિર્મળ હૃદય ! અને ક્યા ગયુ તમારુ પેલુ મધુર અને મોહક હાસ્ય ! બ્હેન ! એક વખત તો મારી સાથે હસીને બોલો.' વિલાસને માલતી પર પોતાની બ્હેન જેટલો પ્રેમ ઊપજ્યો

"મારુ હાસ્ય ! મારુ હાસ્ય !' માલતીએ અટ્ટહાસ્ય કરી આખો ઓરડો બિહામણો કરી મૂક્યો

વિલાસ હવે ખરેખર ડરી અને ત્યાંથી ઊઠવાની તૈયારી કરતી હતી એટલામાં મણિશંકર ત્યા આવી પહોચ્યા 'અહો વિલાસબ્હેન ! તમે હજુ બેઠા છો કે ?'

'બેઠા માલતી ! આ દોરોજ જરા વાર હાથે બાધવા દે દયાળુ પ્રભુ તને કાલે હસતી રમતી ઊભી કરશે રતનજી ગોરે કરી આપેલો

દોરા મણિશંકરે માલતીના હાથે બાધ્યો

માલતી ન હલી કે ન ચલી ચન્ચવત્ પડી રહી

'વિલાસબહેન ! તમને શુ જણાય છે !'

'મને તો માનસિક નબળાઇ જણાય છે'

'ના, બહેન ! ના કઇ આડ તો હોવુજ જોઇએ'

'પ્રભુ જાણે' વિલાસ માલતીના દોરા ભણી એકી ટસે જોઇ રહી

'માલતીને કેમ છે ?' બીજા ખડમાથી આવતા મનોરમા બોલી

'અરે ! જો માલતીને આ દોરાથી આગમ જણાય છે કેવી શાતિથી સુતી છે ?' મણિશંકર આનદિત થતા બોલ્યા.

'હા, વિલાસબહેન ! દોરાની અસર તો ખરી જુઓને, રતનજી ગોરે બાધા આપ્યા પછી તેને હવે વિશ્રાન્તિ છે પહેલા તો આખા ઘરને ગભરાવી મૂકતી હે પ્રભુ ! તુ મારી માલતીને જલ્દી સારી કરી દે' મનોરમાએ બે હાથ જોડી ઊચે જોયુ.

'જરૂર, પ્રભુ આપણી વહારે આવશે તમો જરાપણ ચિંતા કરશો નહિ લ્યો ત્યારે હવે હુ જાઉ છુ' વિલાસે બે હાથ જોડી 'નમસ્તે' કહી ત્યાથી જવાની રજા લીધી

'આવજો, વિલાસબહેન ! અને વિનોદભાઇને કહેજો કે રતનજી ગોરની બાધાથી માલતીને હવે આરામ છે' મનોરમા-મણિશંકર હસતા મુખે વિલાસને બારણા સુધી મૂકી આવ્યા

બીચારી માલતી બાધેલા દોરા તરફ જોઇ રહી અને દુ ખી થતા કઇક બબડી 'સમાજની મૂર્ખતાને કઇ હદ છે !' ડુસકા લેતી માલતીએ પાસુ ફેરવ્યુ ત્યારે પથારીની તે બાજુ તદ્દન ભીંજાઇ ગઇ હતી

સુઝી ગયેલી આંખોમા આસુ છલકાતા હતા !! [અપૂર્ણ]

---



---

# હિંદુકોડમાં ફેરફાર કરતું બીલ.

ડૉ. જગન્નાથ દામોદરદાસ વોરા.

(હિંદુકોડની વિરુદ્ધમાં ઘણો ઉહાપોહ થઈ રહ્યો છે આ માસિકમાં પણ તેની વિરુદ્ધ ચર્ચા થઈ છે ડૉ. જગન્નાથ એક સેવાભાવી અને ત્યાગી યુવક છે, તેમણે પોતાની ધીકતી કમાણી છોડી સમાજ સેવામાં ઝંપલાવ્યું છે તેમના જેવા વિદ્વાન વિચારકના વિચારો જનતાની જાણ માટે અને રજૂ કરવામાં આવ્યા છે વાચકો તે ધ્યાનપૂર્વક વાંચે અને વિચારે. તંત્રી)

સરકારે હિંદુકોડમાં ફેરફાર કરતા બીલને હાલની ધારાસભાની બેઠક દરમ્યાનજ પસાર કરવાનું નક્કી કર્યું છે તેની સામે અધશ્રદ્ધાળુ હિંદુસમાજ તરફથી ખૂબજ ઉહાપોહ થઈ રહ્યો છે કે આ નવા બીલથી હિંદુસંસ્કૃતિ તૂટી પડશે વિગેરે વિગેરે બણગા અને અભણ બધાય તે ઉહાપોહમાં સામેલ થયેલા છે અને છાપાઓમાં અને માસિકોમાં પણ રોજ રોજ તેની વિરુદ્ધ પ્રચાર ચાલી રહ્યો છે અહીં જરા વિશાળ દૃષ્ટિથી ચર્ચા કરવાની મારી ધારણા છે

— પ્રસ્તાવ —

ઇતિહાસ જાણનાર હવે સૌ કોઈ જાણે છે કે મનુષ્ય જાતિ બીલકુલ જંગલી અવસ્થામાંથી ધીરે ધીરે પોતાનો વિકાસ સાધી આજે આ સંસ્કૃતિને પગથીએ આવી છે અને યુગે યુગે મહાપુરુષોએ તે તે કાળના વિકાસમાં તે તે સમાજોને અનુકૂળ છે કરી મહાન ફાળો આપ્યો છે. જો આ માન્યતા ખરી છે તો આપણા પૂર્વજોએ જે પોતાના પૂર્વજોની જંગલી અવસ્થાને બદલાવ્યા તેમ આપણે પણ આપણા પૂર્વજોની ભૂલોને અને ત્રુટીઓને ફેંકી દઈ આગળ વધવાનું ભાન આપણી સંસ્કૃતિને આજના સંજોગો સાથે બંધબેસતી થવા બદલવાં જોઈએ; જેથી યુવતીઓનો અને દુઃખમય અવસ્થામાંથી વિકાસ સાધી શકાય એવાં તેના વાડાઓ સંસ્કૃતિ તૂટી પડવાનો ભય આપણને નજ હોવો જોઈએ જે ભાગ આપણી સંસ્કૃતિમાં સડેલો અને નુકસાનકારક માલુમ પડ્યો છે અને જેને ટકાવવા આજે કોઈ પાયાજ રહ્યા નથી તેને ટકાવવા માટે 'આપણા બાપદાદાઓ કંઈ મૂર્ખ ન હતા' તેવા પ્રકારની કેવળ વ્હેમમય અને અજ્ઞાનતામય દલીલો આપી પ્રયત્ન કરવો તેના મૂર્ખાઈ સિવાય બીજું કંઈ નથી

આટલી પ્રસ્તાવના પછી હવે આપણા સમાજને અનુકૂળ આ હિંદુકોડના સુધારાઓ છે કે કેમ એ જોઈએ કે વિવાહની જો છૂટ પૂર્વજોએ આપશે તો સ્ત્રીઓ કાબુ વગરની થાય જશે અને પોતાના પુરુષનું ખૂન સુદ્ધા કરશે જરા વિચાર્યા વગર આવું બોલનારની પાછળનો સ્પષ્ટ હેતુ સમજાયા વગર નહિ રહે કે તેઓ સ્ત્રીઓને નિરંકુશપણે ગુલામ બનાવવા-પોતાની સત્ત સ્વાર્થી અને દુષ્ટ ઇચ્છાઓને અધિન બનાવવા માગે છે અને પછી તેમની સામે બળવો પોકારતી સ્ત્રીઓ માટે આ વિધવા વિવાહ-નિષેધરૂપી નૈતિક બંધન ઊભું કરે છે સૌ કોઈ જાણે છે કે સમાનતાને સિદ્ધાંતે ઘરમાં અને પાડોશમાં હજારો સ્ત્રી પુરુષો સુખેથી રહે છે અને કોઈ કાબુ વગરનું બની જતું નથી અને કોઈ કોઈનાં ખૂન કરતું નથી તો કેવળ પ્રેમથી અને જવાબદારીથી જોડાયેલાં કુટુંબમાં સ્વચ્છંદ કે ખુનામરકીને સ્થાન હોવાનું કોઈ

વિગેરે આખી દુનિયામા બધાજ લોકો આજે હજારો વર્ષોથી આવા લગ્નો કરે છે એટલુંજ નહિ પણ સગોત્ર લગ્નોને તો તેઓ સારૂં છે અને હિતનું છે એમ છતા તે પ્રજાઓ આપણા કરતા કોઇ રીતે નબળી નથી — અને કદાચ આવા લગ્નોને કારણે વધારે મ પીલી છે અને વધારે, મજબૂત છે તો સગોત્ર લગ્ન નિષેધ માટે આ કારણ પાયા વગરનું છે

(૨) પાસે પાસેના લગ્નોમા કજીયાઓ અને ફરીયાદો બહુ થયા કરે—એવુ કારણ સગોત્ર લગ્ન નિષેધના હિમાયતીઓ વારંવાર આપે છે આ કારણ પરેજ હાલના અને આજસુધીના સમાજમા સાચું છે અને હાલનો ખરેખર સમાજ આપણે ચાલુ રાખવાનોજ હોય તો આ નિષેધ યોગ્યજ છે પણ આમ-પાસના સંજોગો જોતા હવે આવા સમાજને ચાલુ રાખવો અસંભવ છે કારણકે સ્ત્રીઓએ પાગનોય પોતાની પ્રત્યે આજસુધી થયેલા અન્યાય સામે બળવો પોકારી મૂક્યો છે એટલે કે આપણે સમાજના



દેશોમા એવો રિવાજ છે કે દીકરીઓ એકજ દિશામા આપવી અને તેની સામેની દિશામાથી લેવી આ લોકોને પૂછતા એકજ જવાબ મળે છે કે 'એજ સારુ છે, નહિતો લાઠી છુરાઓ રોજરોજ થયા કરે' બીજી બાજુથી આપણે જાણીએ છીએ કે સુધરેલા સમાજમા દીકરીઓને પોતાની આંખ આગળ પોતાનાજ ગામમા માબાપ આપવાનુ પસંદ કરે છે આ બધુ બતાવે છે કે સગોત્ર લગ્ન નિષેધ પાછળ આ કજીયાઓ દૂર રાખવાનો મુખ્યત્વે હેતુ હોઇ શકે

આ રીતે સગોત્ર લગ્ન નિષેધને કોઇ વૈજ્ઞાનિક કે નૈતિક પાયો નથી કદાચ ખરી વાત એ છે કે ભૂતકાળમા સ્ત્રીઓ મીલકત ગણાતી, અને બીજાઓની મીલકત તેઓને લડાઇમા હરાવી લઇ લેવી, તેમની મીલકત, તેમની સ્ત્રીઓ, તેમના રાજ્યોના માલીક બનવુ એ બહાદુરી ગણાતી ધર્મ ગણાતો પછી જ્યારે રાજ્ય વ્યવસ્થા બદલાવાને કારણે તેવી લડાઇઓ બંધ થઇ ત્યારે સ્ત્રીઓને બીજી જાતિઓમાથી લાવવુ અશક્ય બન્યુ પણ દૂરથી મેળવવાના માન તો ગણાતુ જ. તેના અવશેષો પ્રાચીન શાસ્ત્રમા આવે છે કે વિજેતા વર્ણ—બ્રાહ્મણ ...-વૈશ્ય અને શુદ્ર વર્ણમાથી કન્યા પણ કરી તેઓ તેમને કન્યા ... આજે પણ કેટલીએક જ્ઞાતિ-...ી કન્યાઓ લાવવામા અને ...ન આપવામાં માન ગણાતું ...ધા પાછળ સ્ત્રીઓના માલીકી ...ા છે અને તેમાથી અનેક ...ચિત્ર વિચિત્ર રિવાજો ઉભા ...પણે તે બધુ ભૂલી જવુ ...સમાજની એક પ્રગતિ ...સ્થાન રાખી આપણુ ...રોપ વહેમોમાથી જલ્દી

મુક્તિ મેળવવી જોઇએ.

## ૨ આંતર જાતીય અને આંતર પ્રાંતીય લગ્નની છૂટ

ઉપરની આખીયે ચર્ચાપરથી જો વહેમની સૂચ ઉકલી ગઇ હશે તો, વાચકને આ સમ્મા કંઇપણ વાધા જેવું રહ્યું નહિ હોય આપણા ભારતવર્ષમા છેક પ્રાચીનકાળથી આજસુધીમાં અનેક આવાં લગ્નો થઇ ચૂક્યા છે આર્યજાતિના દેવજાતિના, અસુર જાતિના, નાગજાતિના, પારસીજાતિના એકબીજા સાથેના લગ્નોના અનેક દાખલાઓ આપણી પાસે મોજૂદ છે તો હવે તેના નિષેધ માટે કંઇ પાયો નથી કારણકે આવા લગ્નો કે નિયોગથી થયેલી સંતાન–પાંડવો, કર્ણ, ઘટોત્કચ, રાવણ, ભરત–બીજી કોઇપણ પ્રજા કરતા સદ્‌ગુણ કે શારીરિક બળમાં કોઇ રીતે ઉતરતી નથી કદાચ ચડતી છે

ખરી વાત એ છે કે લોકોએ પોતાના સ્વાર્થ માટે આ જ્ઞાતિના વાડાઓ ઊભા કર્યા છે જેથી પોતાનામાંના નબળાઓને પણ કન્યા મળી રહે જેથી આ નબળાઓ જ્ઞાતિના અગ્રગણ્ય માણસોના હમેશ માટે આભારી અને ગુલામ રહે વાડાઓનુ પરિણામ અને કદાચ હેતુ પણ આજ છે પરિણામ હોય કે હેતુ હોય કે બન્ને હોય, પણ આજે તો તે વાડાઓ આપના કુવામા ડૂબી મરવા માટેજ રહ્યા છે અને સમાજની પ્રગતિને રૂંધે છે કોઇ કોઇ નબળા પોચાને તેનો લાભ મળતો હશે તો બીજી બાજુથી આપણને નબળા પોચા રાખનાર પણ તેજ વાડાઓ છે. તે વાડાઓ આપણી અજ્ઞાનતા, આળસ અને નબળાઇઓને પોષે છે આસપાસની વિશાળ દુનિયાનુ ભાન લેતા અટકાવે છે અને જ્ઞાન અને ઉત્સાહથી ભરપૂર એવા હજારો યુવાન–યુવતીઓનો વિકાસ રૂંધે છે.'

તો હવે તે જ્ઞાતિ અને પ્રાંતના વાડાઓ જવાજ જોઇએ શું સમસ્ત દેશ એક વિશાળ આપણો પોતાનોજ સમાજ નથી કે વળી આપણે આવા સુંડલા જેવડા વાડાઓ ઊભા કરી તેના ઝઘડાઓ પતાવવામા વખત ગુમાવ્યા કરીએ

## ૩ વિધવા વિવાહની છૂટ

વિધવાના આંસુઓ વિષે તો હવે ખૂબજ લખાઇ ચૂક્યુ છે

"જ્યારે સૌ ગાઢ પ્રેમાલિંગનોમા મોજ માણતા સૂતા હોય છે ત્યારે વહેલી સવારે યુવાન વિધવા દીકરી ઊઠે છે, દળણા દળે છે, વાસીદા વાળે છે, વલોણા કરે છે છી પાણી ભરે છે રસોઇ કરે છે અને જે કંઇ ટાઢુંવાળુ મળે તે સૌથી છેલ્લે ખાય છે અને એમ છતા સમાજ કહે છે કે વિધવાઓ સમાજને દુખી કરે છે અને તેમનુ મોઢુ જોતા અપશુકન થાય છે"

આથી બીજાપણ અન્યાય બીજો શો હોઇ શકે?

વિધવા વિવાહ વિરુદ્ધ બોલનારાઓની મુખ્ય દલીલ એ હોય છે કે વિવાહની જો છૂટ આપવામા આવશે તો સ્ત્રીઓ કાબુ વગરની બની જશે અને પોતાના પુરુષનુ ખૂન સુદ્ધા કરશે જરા વિચારતા આવુ બોલનારની પાછળનો સ્પષ્ટ હેતુ સમજાયા વગર નહિ રહે કે તેઓ સ્ત્રીઓને નિરંકુશપણે ગુલામ બનાવવા–પોતાની સર્વ સ્વાર્થી અને દુષ્ટ ઇચ્છાઓને આધિન બનાવવા માગે છે અને પછી તેમની સામે બળવો પોકારતી સ્ત્રીઓ માટે આ વિધવા વિવાહ–નિષેધ રૂપી નૈતિક બંધન ઊભુ કરે છે સૌ કોઇ જાણે છે કે સમાનતાને સિદ્ધાંતે ઘરમા અને પાડોશમા હજારો સ્ત્રી પુરુષો સુખેથી રહે છે અને કોઇ કાબુ વગરનુ બની જતું નથી અને કોઇ કોઇનાં ખૂન કરતુ નથી તો કેવળ પ્રેમથી અને જવાબદારીથી જોડાયેલા કુટુંબમાં સ્વચ્છંદ કે ખુનામરકીને સ્થાન હોવાનું કોઇ

કારણ નથી

બીજી દલીલ એ આપવામાં આવે છે કે સ્ત્રીના ગર્ભમાં વીર્યના મિશ્રણથી નુકસાન થાય છે જે કોઈ શરીર શાસ્ત્રના સાદા નિયમો જાણે છે તે જરૂર જાણે છે કે દર માસે સ્ત્રીનું ગર્ભસ્થાન સાફ થઇ જાય છે અને નવું બને છે

ત્રીજી દલીલ એ આપવામાં આવે છે કે શાસ્ત્રોએ તેનો નિષેધ કર્યો છે જેઓએ શાસ્ત્રો વાચ્યા છે તેઓએ શાસ્ત્રોમા વિધવા વિવાહના દાખલાઓ વાચ્યા છે—મદોદરી અને વિભીષણ-ઇન્દ્રાણી અને નવો ઇન્દ્ર—વળી શાસ્ત્રો વિધવાના નિયોગ લગ્નની ખુલ્લી રીતે છૂટ આપે છે સૌ કોઇ સમજી શકશે કે જો નિયોગની છૂટ છે તો શાસ્ત્રકારોના મનમા વિધવા-વિવાહ નિષેધમાં સ્ત્રીના જાતીય સબંધ માટે કોઇ આધ્યાત્મિક ગુરુતા નથીજ જો આ વાત ખરી છે તો હવે સમાજ બદલાયો છે અને તેને જાતીય સબધ સિવાય બીજુ ઘણુંય વિચારવાનુ છે તો જો રીત-સગની વિધવા વિવાહની છૂટ આપવામાં આવશે તો શાસ્ત્રીય દૃષ્ટિએ પણ કોઇ પાપ થશે નહિ.

ટૂંકમાં હવે સમસ્ત સમાજે જલદીમા જલદી સમજી લેવાની જરૂર છે કે વિધવાને કોઇપણ બીજા સ્ત્રી-પુરુષોની માફકજ સસારના બધાજ આકર્ષણો હોય છે તેથી પુરુષને છ વખત પરણવાની છૂટ આપવી અને સ્ત્રીને બીજીવાર નહિ—તેમાં મહાન અન્યાય સિવાય બીજુ કઇ નથી

### ૪ વારસા હક્ક

મનુષ્ય જાતિનો ઇતિહાસ આપણને કહે છે કે મનુષ્ય સમાજની જગલી અવસ્થામાં સ્ત્રીઓજ ઘરની—કુટુંબની—મીલકતની—માલીક ગણાતી (આજે પણ આસામ અને મલબારેની કેટલીએક જાતિઓમા સ્ત્રીઓજ વારસદાર ગણાય છે અને પુરુષને પરણીને પોતાને ઘેર લાવે છે—એટલે કે સ્ત્રી પરણીને સાસરે જતી નથી પણ પુરુષ પરણીને સાસરે જાય છે) પછી જેમ જેમ સમાજની પ્રગતિ થતી ગઇ તેમ તેમ સ્ત્રીઓને કુદરતે આપેલી અગવડોનો લાભ ઉઠાવી પુરુષોએ માલીકીની સત્તા પોતાના હાથમા લીધી આજે જો કે માલીકીની સત્તા પુરુષોના હાથમા છે, છતાં જરા ઝીણ-વટથી જોતા જણાશે કે સમાજ સ્ત્રીનું વ્યક્તિત્વ ભૂલી શક્યો નથી.

એક બાજુથી સજોગોને વશ માબાપ દીકરીઓ પ્રત્યે બહુ દરકાર બતાવી શકતા નથી, છતા તેમના હૃદયમાં દીકરીઓ પ્રત્યેનો પ્રેમ હજુ તેવો ને તેવોજ છે, તો બીજી બાજુથી સ્ત્રીઓ પોતાનુ વ્યક્તિત્વ અને અગત્યતા જાળવી રાખવા એક યા બીજી રીતે બળવો પોકારે છે આ બન્ને કારણે —પ્રેમને કારણે તેમજ આ બળવાના જોરને બીજી બાજુની દિશામા વાળવાનાં હેતુથી—સ્ત્રી ધનનો સિદ્ધાંત તો સમાજ સ્વીકારે છેજ. દિકરીઓને ઘરેણાં અને રોકડ રકમ આપવામા આવે છે, કન્યાદાન અને કાવરીસો આપવામા આવે છે, પ્રસગે પ્રસંગે કપડાં અને લેણાં આપવામા આવે છે, કોઇ કોઇ જ્ઞાતિમા (દા ત વોહરા કોમમાં) મિલકતના ભાગ તરીકે પુરુષથી અરધો હિસ્સો આપવામાં આવે છે

જો આ વાત ખરી છે—સ્ત્રીઓ પ્રત્યે અન્યાયજ કરવામાં આવ્યો છે, એ જો જોઈ શકાતું હોય—તો સ્હેજેજ સવાલ ઊઠશે કે શા માટે આ દાન ધર્મને બદલે કાયદેથીજ તેમને વારસા હક્ક આપવામાં ન આવે—કે જેથી સમાજના કેટલાએક લુચ્ચા સ્વાર્થી ભાઇઓના હાથ હેઠા પડે અને તેમને પોતાની સગી બહેનો માટેનો કાયદેસરનો હક્ક કાઢી આપવો પડે. સૌ સમજે છે કે આખોય સવાલ મીલકત-

વાળા પૈસાદાર સોદો મારે છે કારણકે તેમને જ વારસાઓ આપવાના હોય છે અને વારસાઓ છુપાવવાના હોય છે બાકી ગરીબ પ્રજાને તો પોતાના વારસોને દેવા સિવાય કશુંય આપવાનુ હોતું નથી દીકરીઓના લગ્ન પણ દેવા કરીને જ કરવાના હોય છે

## ૫ બાળલગ્ન નિષેધ

હજારો દાખલાઓથી કહી શકાય કે સ્ત્રીઓમાં જાતીય આકર્ષણ આશરે અઢાર વરસ પછી શરૂ થાય છે આ વાત સામે દલીલ જલદી મૂકવામા આવશે કે આજકાલ તો નાની નાની છોકરીઓ પણ આકર્ષણનો ભોગ બનેલી હોય છે અને ઘણી સ્ત્રીઓને ૧૩-૧૪ મે વરસે માસિક શરૂ થાય છે તે તેની સાક્ષી છે આ બન્ને દલીલો બીલકુલ સમજ વગરની છે છોકરીઓ અને છોકરાઓ પોતાની આસપાસ જે કંઈ બની રહ્યું હોય છે તે બારીકાઇથી જોતા હોય છે અને વિચાર પણ કરતા હોય છે અને તેમા કોઇ મોટા પરણેલા તેમના મિત્રો તેમને વાકુચુકુ જ્ઞાન આપે છે એટલે પછી જાતીય વિકૃત વાતો તેઓ કરતા થઇ જાય છે આ સાચુ જાતીય આકર્ષણ છેજ નહિ. તે આકર્ષણ તો ડો સમજુ આણુસો સમજે છે તેમ અંતરમાથી ભૂખની માફક આંતરરૂપે ઊભુ થાય છે અને તે ભાગ્યેજ અઢાર વર્ષથી પહેલા આવી શકે છે આ બીલકુલ સત્ય હકીકતને જીવનની આંતરર્માંગ-ભૂખ-Instinct વિષેની અજ્ઞાનતાને લીધે અને મોટી ઉંમરના ખાસ કરીને પુરુષોની મૂર્ખાઇ અને હરામખોરીને લીધે આપણો આખો સમાજ અવગણે છે અને જાતીય આકર્ષણની ભૂખ જરાપણ શરૂ ન થઇ હોય તેવે, વખતે જાતીય આકર્ષણ છોકરાઓ અને છોકરીઓ પર લાદે છે આ રીતે અનેક વિકૃતિ ઊભી થાય છે અને સમાજ ઉત્સાહમાં, તાકાતમા, બુદ્ધિમા, અને જીવનમા પાયમાલ થઇ ગયો છે

ત્યારે લગ્નની ઉંમર શી હોવી જોઇએ? આ નક્કી કરવામા આપણે પશુની નહિ પણ મનુષ્યની જરૂરિયાત જોવી ઘટે છે તેર ચૌદ વરસે માસિક શરૂ થાય ત્યારે બિચારી બાળાઓને લેશમાત્ર જાતીય આકર્ષણ થતુંજ નથી વિચાર માત્રથી તેઓ થરથરતી હોય છે એટલે તે ઉંમરને લગ્ન-વય કહેવી તે તો અનાચાર સિવાય બીજુ કંઇ નથી બીજી બાજુથી આશરે અઢાર વરસે જ્યારે જાતીય આકર્ષણ શરૂ થાય ત્યારે તરતજ તેને તાબે થવુ તેમા બહુ ડહાપણ ન જ કહેવાય યોજનાપૂર્વક મનુષ્ય સમાજની ઉન્નતિ-તેનો શારીરિક અને બુદ્ધિ વિકાસ સૌથી વધારે કેવી રીતે થાય તે વસ્તુ ધ્યાન સમક્ષ રાખી આપણે લગ્ન વય નક્કી કરવી જોઇએ સૌ કોઇ જાણે છે કે ૧૬ થી ૨૩-૨૪ વરસ સુધી યુવાન-યુવતીઓના વિચારો સ્થિર હોતા નથી અઢા પચ્ચીશામાથી તેઓ પસાર થાય છે અનેક મહત્વાકાંક્ષાઓ-જેને માટે મોટા ભાગે કઇ પાયો ન હોય-તેમા તેઓ રાચતા હોય છે એજ રીતે વૈજ્ઞાનિકો કહે છે કે મનુષ્યના શરીરના હાડકાઓનુ બંધારણ ચોવીસમે વરસે પૂરું થાય છે આ બધુ જોતા મનુષ્ય સમાજના સંપૂર્ણ વિકાસ માટે લગ્ન-વય ચોવીસ વરસની આદર્શ તરીકે રાખવી યોગ્ય લાગે છે, કારણકે જો માબાપનો શારીરિક અને માનસિક સંપૂર્ણ વિકાસ નહિ થયો હોય તો પ્રજાના સંપૂર્ણ વિકાસની કઇ રીતે આશા રાખી શકાય? અને તેમ અઢાર વરસથી ઓછી વય લગ્ન-વય તરીકે નક્કી કરવી તે તો બીલકુલ પાયમાલીજ છે.

જુનવાણી લોકો બોલી ઊઠશે કે ગોટાળા થઇ જશે, ભ્રષ્ટાચાર વધી જશે વિગેરે વિગેરે આ બીક બતાવનારાઓનું હું ધ્યાન ખેચુ છુ કે જો આપણે આપણા બાળકો પાસેથી

નાનપણથીજ જાતીય જ્ઞાન નહિ છુપાવતા સાચી રીતે તેમને તે આપીશું. આપણા પોતાના ચારિત્ર્ય તદ્દન ઉચ્ચ રાખીશું, ઉશ્કેરણી ભર્યા ઘરના અને બહારના તમાશાઓ તેમની સામે નહિ થવા દઈએ અને બાળકોને હરામખોર મોટા લોકોના સંસર્ગથી દૂર રાખવાની કાળજી રાખીશું તો કદી કોઈ અત્યાચાર થવાનો સંભવજ નથી ન ટાળી શકાય એવા સંજોગોને કારણે-ખાસ કરીને શહેરોમા તેવું કાંઈ બની જાય પણ તેટલા ખાતર સમસ્ત સ્ત્રી જાતિ પર અપક્વ વયે જાતીય આક્રમણ લાદવું તે સ્ત્રી જાતિ પર જુલમ અને અત્યાચાર છે અને સમસ્ત સમાજની શારીરિક અને માનસિક પાયમાલી છે

ચાલો હવે આપણે લેખ પુરો કરીએ ભૂતકાળમા ગમે તે હો પણ હાલ જે સ્ત્રીઓની પરાધીનતા હિંદુ કાયદા પ્રમાણે રહી છે તેથી સમાજનું-અરધું અંગ-આખી સ્ત્રી જાતી-એક બાજુથી ગુલામ બનતી હોઈ આખો સમાજ દુર્બળ બને છે અને બીજી બાજુથી વિકૃત બનતી હોઈ આખો સમાજ જડ, મડદા, પ્રત્યાઘાતી, પ્રગતિ વિરોધી બને છે. હવે તો લગભગ બધાજ જાણે છે કે કોઈ પણ પ્રજાના ધર્મ, નીતિ, કળા, સાહિત્ય, રીતરિવાજો-એ સઘળુંજ પ્રજાની અર્થ વ્યવસ્થા પર આધાર રાખે છે અને આજની અર્થ વ્યવસ્થા ગઈ કાલ કરતાં તદ્દન જુદી છે આજે એક શુદ્ર બ્રાહ્મણને ત્યાં અને ભંગી સાથે કારખાનાઓમાં એકજ જગ્યાએ નોકરી કરવી પડે છે અને રેલગાડીમાં મુસાફરી કરવી પડે છે આવા સંજોગોમા-અને ખાસ કરીને જ્યારે સમસ્ત દેશના લાખો યુવાન યુવતીઓની નાતજાતના વાડાઓ અને બીજા અનેક વહેમોથી પર-દેશની પુનર્ રચના માટે અત્યંત જરૂર છે ત્યારે કોઈ પણ નાના અર્થ વગરના જુનવાણી વ્હેમો પકડી રાખવા તે દેશની શક્તિ અને સમયની કેવળ બરબાદી છે.

આ બધુ વિચારતા જો આ સ્ત્રી જાતિની ઉન્નતિ સાધવા હિંદુ કાયદામાં કોઈ પણ સુધારો આપણી સરકાર કરતી હોય તો તે અત્યંત અભિનંદનીય છે અને દરેક સમજુ માણસની તેને આવકારવાની ફરજ છે.

---

તરૂણ વિભાગ—

'મોઢ મહોદય' માટે તરૂણ વિભાગની જરૂરિઆત વિષે હું ઘણા વખતથી વિચારી રહ્યો હતો અને તે માટે શ્રીયુત ગોરધનદાસભાઈને મે જ્યારે વાત કરી ત્યારે તેમણે તે તુરતજ સહર્ષ સ્વીકારી લઈ શરૂઆતમાં બે પૃષ્ઠોથી આરંભ કરવાની અનુમતિ દર્શાવી તે બદલ તેમને સાભાર અભિનંદન ઘટે છે

તરૂણ એટલે ચાલુ યુગનો ચેતન-દીપ અને આવનાર યુગની સર્જક જ્યોત... તેમને ચેતનવંતા અને પ્રકાશપૂર્ણ બનાવવાને આવશ્યક અનુકૂળતા રૂપ દીવેલ સામગ્રીના પ્રતીક સમા આ તરૂણ વિભાગના આરંભને કયો નવયુવક, કયો વિદ્યાર્થી, કયો તરૂણ નકારે?

ઇચ્છું છું કે તરૂણો આ વિભાગને પ્રાણવંતો રાખવા પોતાની સર્વે શક્તિઓનો ફાળો આપશે અને ઉગતા 'તરૂણ વિભાગ' ને ચિરંજીવ બનાવશે.

હરિન્ બી. પરીખ.

સરનામું—
હરિન્ બી. પરીખ
C/o મુક્તિ ચાલ રૂમ નં. ૧૬ જવાહરનગર
ખાર (પૂર્વ) ગોળીબાર
P O. સાંતાક્રુઝ (પૂર્વ) ( મુંબઈ ૨૫ )

## આ સંસ્થાના પ્રમુખ શેઠ રમણલાલ લલ્લુભાઈના માતુશ્રી રેવાબાનો થયેલો સ્વર્ગવાસ.

શેઠ નરસિંહભાઈ લલ્લુભાઈ, શેઠ રતનલાલ લલ્લુભાઈ તથા શેઠ રમણલાલ લલ્લુભાઈના પૂજ્ય માતુશ્રી ગ. સ્વ. રેવાબા ૮૪ વર્ષની વયે તેમની પાછળ ત્રણ પુત્રો, બે પુત્રીઓ તેમજ પૌત્રો તથા પ્રપૌત્રોનુ વિશાળ કુટુમ્બ મુકી દેવલોક પામ્યા છે સ્વર્ગસ્થની હયાતિમાંજ તેમના નામનું એક વિશાળ પ્રસુતિગૃહ અને દવાખાનું સારંગપુર કાપડીવાડમા જનતાના લાભાર્થે ચાલે છે, તેમજ સદ્ગતની ઇચ્છાને માન આપીને તાજેતરમાંજ તેમના સુપુત્રોએ લલ્લુભાઈ મોતીલાલ ધાર્મીક કોલેજ માટે અમદાવાદ એજ્યુકેશન સોસાયટીને રૂપીઆ ત્રણ લાખની ઉદાર સખાવત કરી છે

અમદાવાદના વિશા મોઢ અડાલજા ગ્નાતિમા શ્રીમાન પાનાચંદ કહાનદાસ નામના ખાનદાન ગૃહસ્થ કુટુંબમા સ્વ. રેવાબાનો જન્મ સંવત ૧૯૨૧ની સાલમા થયો હતો સ્વ. રેવાબાના માતુશ્રીનું નામ દિવાળીબા હતું દિવાળીબાના બીજા પુત્રી મણીબ્હેન છે અને તેમના બે પુત્રોના નામ શ્રી રણછોડલાલ અને શ્રી લલ્લુભાઈ હતા શ્રી લલ્લુભાઈના બે પુત્રો શ્રી ચીનુભાઈ અને શ્રી જેશીંગભાઈ પૈકી શ્રી ચીનુભાઈ સ્વર્ગસ્થ થયા છે અને શ્રી જેશીંગભાઈનું નામ આજે અમદાવાદની શ્રી વિશા મોઢ ગ્નાતિમા જાણીતું છે શ્રી મોઢેશ્વરી ઉર્ફે માતંગી દેવસ્થાન સંસ્થામા તેમણે અર્પેલી સેવાઓ જાણીતી છે અને ૧૯૪૫ ની સાલથી તેઓશ્રી મોઢેશ્વરી ઉર્ફે માતંગી દેવસ્થાન સંસ્થામા માનદમંત્રી તરીકે જોડાયા છે શ્રી માતંગીમાતામા શ્રી જેશીંગભાઈ ખૂબ શ્રદ્ધા સાથે ભક્તિભાવ રાખે છે



ગ. સ્વ. રેવાબા

રેવાબાનું લગ્ન અમદાવાદમા જાણીતા ઉદ્યોગપતિ અને મીલ એજન્ટ છતા ધર્મનિષ્ટ અને જગદંબાના પરમ ભક્ત શેઠશ્રી મોતીલાલ હીરાભાઈના જ્યેષ્ટ પુત્ર શ્રી લલ્લુભાઈ સાથે થયું હતું આ સમયમા સ્ત્રીઓને બહુજ ઓછી કેળવણી આપવામાં આવતી એટલે રેવાબા બહુ ભણ્યા ન હતા, પરંતુ તેમણે માતાપિતા તરફથી ઉચ્ચ પ્રકારના સંસ્કાર મેળવ્યા હતા આમ માતાપિતાના ખાનદાન કુટુંબના ધર્મપરાયણ સંસ્કારો તો હતાજ તેમા ધર્મવત્સલ શેઠ મોતીલાલ હીરાભાઈના કુટુંબના ધર્મ અને ઉચ્ચ જાતિ સંસ્કારો મળતા રેવાબાનું જીવન અતિ ધર્મપરાયણ અને સંસ્કારી બન્યું. ધર્મ ઉપર તેમની અનન્ય શ્રદ્ધા અને ભક્તિ હતા હંમેશાં નિયમિત બેથી ત્રણ કલાક તેઓ દેવપૂજનમા ગાળતા હતા તેઓશ્રીએ આખા હિન્દુસ્તાનની તિર્થયાત્રા કરી હતી અને આખો સમય કથા, વાર્તા

શ્રવણ કરવામા તેમજ માળા ફેરવવામા અને ભગવદ્ વિચારમાજ વિતાવતા સ્વભાવે મરળ અને નિખાલસ હૃદયના હતા સ્વપ્નમા પણ કોઇનુ બુરૂ ચાહતા નહિ અને ભલુ ઇચ્છતા

તેઓ ત્રણ સુપુત્રો અને બે પુત્રીઓ (૧) હીરાબેન, (૨) વિદ્યાબેન એમ કુટુબ પરિવાર મુકી ૮૪ વર્ષની વૃદ્ધાવસ્થાએ પહેચી સવત ૨૦૦૫ ના પોષ વદ ૦)) શુક્રવાર તા ૨૮-૧-૧૯૪૯ ના રોજ ગતે ૧૦-૫૦ વાગે દેવલોક પામ્યા પરમાત્મા તેમને શાશ્વત શાતિ આપો

---



---



---

# નૂતન બંધારણ ઘડનારી કમીટીને.

ડૉ. મોહનલાલ મહુકચંદ-બાગવા

વિધવા પુનર્લગ્ન બાબત— આપે આપના બંધારણમાં જે બાઈ લગ્નના ૧૬ વર્ષની અંદર વિધવા થાય તેને પુનર્લગ્નની છૂટ હોવી જોઈએ એમ નિર્દેશ કરેલ છે. આપ પુનર્લગ્નના પુરેપુરા હિમાયતી છો એમ જણાઈ આવે છે.

હું એમ કહેવા માગુ છું કે વિધવાઓ વતી આપણને બોલવાનો કશો અધિકાર નથી. તે બાબતનો પ્રશ્ન જ્યારે જરૂર જણાશે ત્યારે વિધવાઓ પોતેજ તેનું નિરાકરણ કરી શકશે. હું મારા ધંધાને અંગે ઘણી સ્ત્રીઓ અને વિધવાઓના પ્રસંગમાં આવેલ છું. આર્ય નારીને પુનર્લગ્નનો પ્રશ્ન અગર શબ્દ પણ પ્રિય નથી તેવો મારો અનુભવ છે. આપણા સમાજમાં હજી ધર્મ ઉપર સ્ત્રીઓ બહુ શ્રદ્ધા રાખે છે, તેમને તે પ્રશ્નજ રૂચતો નથી. આપણા સમાજની આર્યનારીઓને વિષય વાસના બહુજ ઓછા પ્રમાણમાં છે. તેઓ ફક્ત પોતાના પતિની ઇચ્છાને આધિન થઈનેજ વિષય ભોગવે છે. આપણા પુરૂષોજ વધારે વિષયી હોય છે અને મર્યાદા મૂકીને વિષય ભોગવે છે. આપણા હિંદુ-સમાજની સ્ત્રીઓ સાથે ચર્ચા કર્યા પછીનો આ મારો નિર્ણય છે. સ્ત્રીઓ માટે પુનર્લગ્નની છૂટ મૂકવાથી તો તેમનું નૈતિક અધઃપતન થશે અને તેમાં સમાજનું કે તેમનું શ્રેય નહિ થાય. એને બદલે વિધવાઓને આધ્યાત્મિક જ્ઞાન મળે અને પ્રભુભજન સારી રીતે કરી શકે અને બધો વખત ભગવત્ સ્મરણમાં ગાળી શકે, તેવી વ્યવસ્થા જો કરવામાં આવે તો તેમનો, પરલોક સુધરી જાય અને આ ફાની દુનિયામાં પાછો જન્મ-મરણનો ફેરો મટી જાય. ધીરેધીરે મગજ પ્રમાણે સરકાર બધાય છે, માટે આવી યોજના કરી કઈ નહિ તો અમુક વિધવાઓના આત્માનું કલ્યાણ કરી શકો તો તમોએ બહુજ સેવા કરી ગણાશે અને તેને લીધે તમારા આત્માનું પણ કલ્યાણ થાશે. અને જો આ વિચાર તમો ભાઈઓને ગળે ન ઉતરે અને પોતેજ જે વિચાર કરેલ છે તે શ્રેષ્ઠ છે તેમ માનીને તમારા કહેવાતા સુધરેલા વિચારોનેજ વળગી રહેશો તો આપણી જ્ઞાતિ અને સમાજનું પતન થાશે અને ઘણાના સુખી જીવનનો અંત લાવવામાં કારણભૂત થશો. તમે કહેશો કે આ કાયદો ફરજીયાત નથી. પુનર્લગ્ન મરજીયાત છે. આ બાબતમાં જણાવવાનું કે મનુષ્ય માત્ર લાલચને વશ છે. લાંબો વિચાર અને દીર્ઘદૃષ્ટીની આશા તેમની પાસેથી રાખી ન શકાય. કોઈની ઇચ્છા ન હોય તો પણ દેખાદેખી અને લાલચને વશ થઈને તેમનું મન ચલીત થવા સંભવ છે. માટે તે બાબત પુરતો વિચાર કરવાનો છે. બાકી પોતાની જાતને સુધરેલા સમાજમાં ખપાવવાને વાસ્તે આવા સુધારાઓ પણ આગળ લાવવાનો ઘણાને શોખ હોય છે. ઇસ્લામધર્મમાં પુનર્લગ્નની છૂટ છે. તેમાં કોઈપણ જાતની હરકત આવતી નથી છતાં પણ સમજુ વર્ગ એટલે સૈયદલોકો પોતાના સમાજમાં પુનર્લગ્ન ઉપર પ્રતિબંધ મુકે છે. બીજા લોકોમાં પણ પુનર્લગ્ન પ્રતિબંધરૂપ છે. આ લોકોની વિધવાઓ કેઈ દિવસ પુનર્લગ્નની ચર્ચા કરવા પણ તૈયાર હોતી નથી.

બાળવિધવા અને તમારી મરજી મુજબની છૂટ આપવામાં આવતી વિધવાઓનો આંકડો બહુજ ઓછો થશે એટલે અમુક બહુજ જુજ

ટકા નીકળશે આવા નજીવા ગણત્રીનાં ટકા માટે આખા સમાજનું અધઃપતન કરવું વ્યાજબી નથી

જે જ્ઞાતિમાં પુનર્લગ્નનો રિવાજ છે તે જ્ઞાતિમા વળી વિધવાઓને પોતાના આગના પતિથી ગુહ્યેન્દ્રિયના દર્દો મળ્યા હોય છે અને તે રોગના તેના નવા પતિને ભોગ બનવુ પડ્યુ છે એવુ મારા અનુભવમા આવેલ છે આ કાન્ફોમરર પણ વિધવા પુનર્લગ્નની છુટ ન હોવી જોઇએ

**દાગીના અને કપડાં બાબત—** આપે રૂ ૧૦૦ ની કીંમતના દાગીના કરવા તેમ જણાવ્યુ છે, તો કીંમત કરતા અમુક તોલા સોનુ લખવુ વધારે વ્યાજબી થાશે અને કપડામા પણ કીંમત કરતા અમુક કપડા લખવા વધારે ઠીક ગણાશે બાકી તમે લખો છો કે ઘેર આવ્યા બાદ સોને મઢી શકો છો તો તેમ કરવામાં તો કોઇ રોકી શકતું નથી, માટે તેવી છુટ તમો લખો તેની કોઇ કીંમત નથી બાકી તો બાબથી, અવસરે વાજા શોભે, અવસર વીત્યા બાદ જો વાજા વગાડો તો મૂર્ખની ગણત્રીમા ખપવા જેવો સવાલ છે ગરીબના મુત્તીઆ વરી જાય તેવો એકતરફી વિચારજ નકામો છે આ તો આનંદનો પ્રસગ કે કન્યાને પણ આનંદ હોય અને તેમાં જો આપ લખો છો તે પ્રમાણે થાય તો આનંદ ઓસરી જાય હજી આપણા સમાજમા સ્ત્રીઓને દાગીના તરફ મમતા ઓછી થઇ નથી માટે આવા અવસરે દાગીના-લુગડાં જરૂર લઇ શકાય, બાકી પોતાની મેળે અવસર વીત્યા બાદ તો કોઇકનાજ ઘરમાં સેવાતું હશે બલે ધનાઢ્ય હોય તો પણ અવસર પછી તો જરૂર પુરતુજ લેવા ઇચ્છા રાખે તે સ્વાભાવિક છે આ બાબત આપે ફરી વિચાર કરવા યોગ્ય છે તેમ મારૂં માનવુ છે. કન્યાદાનમા આપવા માટે પણ જે આપના વિચારો છે તે સાથે હું સમત નથી કારણકે જે પ્રસગે શાસ્ત્રવિધિ અનુસાર કન્યાદાન દેવાય અને તેની સાથે જે દર દાગીનો કન્યાદાનમાં દેવાય તેજ ઉત્તમ છે. પછી તમે ગમે તેટલું આપો તો પણ વ્યર્થ છે, માટે આવી બાબતમા દખલગીરી નકામી છે આણાની બાબતમાં પણ તેમજ છે ફક્ત એટલુ કરી શકાય કે આવી રીતના કાર્યની જાહેરાત ન થવી જોઇએ.

ગામની જાનને જ્યારે જમાડવાની જરૂર નથી ત્યારે પરગામની જાનને ત્રણ ટંક રાખવાની પણ કશી જરૂર નથી. આપણામા તો માયરૂ અને ચોરી એકજ રાતમા પતી જાય છે માટે સવારના પહોરમા ચાપાણી અને નાસ્તો આપી વીદાયગીરી આપી દેવી જોઇએ અને ગામની જાનને પણ તેમજ થવું જોઇએ તેમા ભેદભાવને સ્થાન રહેવું ન જોઇએ મરણ પાછળનાં જમણ બંધ થવા જોઇએ અને તેનો અમલ પણ ગામના જ્ઞાતિજનોએ પક્ષપાત રહીત કરાવવો જોઇએ રોવા કુટવાના રીવાજ વીગેરે તમોએ જે સુચના કરી છે તે વ્યાજબી છે આ રીવાજ પણ પુરેપુરી રીતે બંધ થવાની જરૂર છે મરણ પાછળ રોવા કુટવાથી મરનારના આત્માને શાંતિના બદલે કલેશ થાય છે, માટે આવા સમયે પ્રભુ ભજન થવુ જોઇએ શ્રી હરિના નામથી મરનારને શાંતિ પ્રાપ્ત થાય છે મરનારનો ખરો સગો અગર તો ખરો સ્નેહી તેજ છે જે પ્રભુ ભજનથી મરનારના આત્માને શાંતિ આપી શકે.

બીજા ગામથી લોકોને આવવાનો જે રીવાજ છે તે પણ બંધ કરવાની જરૂર છે. એક તો આવા વખતમાં રેલ્વેની મુસાફરીની સખત હાડમારી છે તેમા બૈરાઓની સાથે મુસાફરી તો બહુજ મુશ્કેલીરૂપ છે ઉપરાંત મરનારનાં મર્મી સ્નેહીઓને જે કાંઇ થોડી ઘણી આઘાતની વિસ્મૃતિ થઇ હોય તે આવી

રીતે તાજી કરવામા આવે છે જેથી ફરી મન ઉપર ડાઘો વધે છે. ઘરધણી એકજ હોય છે અને આવનાર ઘણા હોય છે એટલે ઘરધણીને તો ખરી રીતે આશ્વાસનને બદલે ઉપાધીજ રહે છે માટે આવી રીત બંધ થવી જોઇએ

બાકી શાસ્ત્રોક્ત શ્રાદ્ધવિધિ તો જરૂર થવી જોઇએ તેમા કોઇપણ જાતની દખલગીરી કરવાની જરૂર નથી.

ગોળ વિસ્તારવાની ખાસ જરૂર છે તેમા તો કોઇપણ ના કહી શકે તેમ નથી તેમા એટલી ખબરદારી રાખવી જોઇએ કે કોઇ સ્વાર્થ સાધુ કન્યા લેવા જ ફક્ત દાખલ થાય અને કન્યા મળ્યા પછી ગોળમાથી નીકળી જાય તેવું ન બને ભૂતકાળમા આવા બનાવો બન્યા છે બાકી આપે જે જણાવ્યુ કે ગામડાવાળાએ શહેર તરફ નજર ન દોડાવવી જોઇએ તે બીલકુલ વ્યાજબી છે ગામડાવાળા જો ગામડાનેજ પસંદગી આપે તો પછી ગોળને વધારવાથી ગામડાવાળાને કંઇ પણ ફરિયાદને સ્થાન રહેવા ન પામે

જુના રીતરીવાજોમા ધરમુળથી સુધારો કરવાની જરૂર છે તેમ તમે માનો છો પણ રીતરીવાજો કાંઇ ખરાબ છેજ નહીં, અલબત્ત અમુક સમય અનુસાર સુધારો માગે તે સ્વાભાવિક છે, અને તેના માટે આપ બાનુઓ જે જ્ઞાતિદાઝ ધરાવો છો અને આપના સમયનો ભોગ આપીને સેવા કરો છો તે જરૂર પ્રશંસાને પાત્ર છે દરેક વીષયને બે બાજુ હોય છે કોઇપણ બાબત સંપૂર્ણ સારી હોતી નથી તેમજ સંપૂર્ણ ખરાબ હોતી નથી તમોએ જે નવા નિયમ સુચવ્યા છે તેને પણ ઉપરનો નિયમ લાગુ પડે છે

## સમાચાર સંગ્રહ

સ્થાનિક—શ્રી ભાવનગર મોઢ જ્ઞાતિ નાના તડની જનરલ સભાની એક મીટીંગ જ્ઞાતિની વાડીએ તા ૩૧-૧-૪૯ ના રોજ સાંજે સાડા પાચ વાગે મળી હતી સભામા મંત્રીઓએ જ્ઞાતિના વહીવટનો અહેવાલ અને હિસાબ રજુ કર્યો હતો અહેવાલ ઉપરથી જણાય છે કે કમીટીએ વંડાની આજુબાજુ નવી જગ્યા લઇ વાડીમાં વધારો કર્યો છે નવુ બાધકામ કરી દુકાનો ઉતારી વાડીની આવકમા સારી રીતે વધારો કર્યો છે બાધકામ અને જમીન ખરીદીમા આશરે ૫૬૨ હજાર ખર્ચ્યા છે સભાએ તે મંજુર રાખ્યા પછી નવી કમીટીની ચુટણી કરવામા આવ્યા બાદ થોડાએક અગત્યના ઠરાવો પાસ કર્યો હતા.

શ્રી મોઢ સેવક મંડળ મુબઇની વાર્ષિક સભા તા ૧૬-૧-૪૯ ના રોજ સાડા ત્રણ વાગે ગુલાલવાડી હોલમાં મળી હતી જેમા વાર્ષિક અહેવાલ, હિસાબ તથા નવા વર્ષના હોદ્દેદારોની ચુટણીનું કામ કરવામા આવ્યું હતું ભાઇશ્રી પરસોતમદાસ ગાંધી પ્રમુખસ્થાને હતા શરૂઆતમાં મંત્રીશ્રી દાણીએ ગત વર્ષનો હિસાબ વગેરે રજુ કર્યો હતો. આવેલ દિવાળીની બોણી તથા ભેટની રકમ વાચી સભળાવી હતી ત્યારબાદ ભાઇ મોહનલાલ મુછાળાની મંડળની પ્રવૃતિ વધતી જતી હોવાથી કમીટી દશ જણની છે તેના કરતા કોઓપ્ટ કરી બે વધારવાની દરખાસ્તને સભાએ મંજુરી આપી અને તેમની દરખાસ્તને ટેકો મળી ગયો હતો ત્યારબાદ નવા વર્ષના પ્રમુખની ચુટણીનું કામ હાથ ધરવામા આવ્યુ હતુ ભાઇ વરજીવનદાસે જુના પ્રમુખશ્રી પરસોતમદાસ માટે ચાલુ રહેવાની દરખાસ્ત મુકી હતી જેને ભાઇ વ્રજલાલે ટેકો આપ્યો હતો. ત્યારબાદ ચુટણીનું કામ લીધુ હતું કુલ ૨૮ ઉમેદવારો બહાર પડ્યા હતા, તેમાથી દશ ચુટવાના હતા અર્ધો કલાક પછી ચુટણીનુ કામ પુરૂં થયુ અને દશ ભાઇઓની કારોબારી ચુટાઇ હતી એકદરે સભામાં ઉત્સાહ સારો હતો. ત્યારબાદ સૌ ચાપાણી લઇને વિખેરાયા હતા.

નવા વર્ષની મંડળની વર્કીંગ કમીટી—(૧) પરસોતમદાસ, હ ગાંધી (૨) બાબુલાલ હ દાણી (૩) વલભદાસ જ શાહ (૪) નાથાલાલ ગી મહેતા (૫) મોહનલાલ હેમચંદ મુછાળા (૬) નટવાલ એમ. મહેતા (૭) ન્યાલચંદ વા વડોદરીયા (૮) અમૃતલાલ ઉજમશી દોશી (૯) વનજીવનદાસ ગો પરીખ (૧૦) વ્રજલાલ કે. શેઠ (૧) કેશવલાલ વી. મહેતા

જન્મ—ભાવનગર-વોરા ધીરજલાલ અમૃતલાલને ત્યાં પુત્રી જન્મ તા. ૨૩-૧-૪૯ રા ઇશ્વરલાલ પરમાણંદદાસને ત્યા પુત્ર જન્મ તા ૨૬-૧-૪૯

ઝરીયા—રા વાડીલાલ ન્યાલચંદ મણિયારને ત્યા પુત્ર જન્મ પોષ વદ ૮ તથા પારેખ દેવચંદ ધરમશીને ત્યા પુત્ર જન્મ પોષ વદ ૦)) •

વેવિશાળ—હળીયાદ-દેશાઇ ભક્તિદાસ ધોળાભાઇના પુત્ર રમણિકલાલનુ વેવિશાળ અમરેલીના પારેખ હરજીવનદાસ ગોરધનદાસની પુત્રી કમાવતી સાથે માધ શુ ૨

વઢવાણ કેમ્પ—ચુડાના વકીલ શાંતિલાલ કાળીદાસ મહેતાના નાનાભાઇ કાંતિલાલનુ વેવિશાળ અમરેલીના પરી. ભીખાલાલ હરગોવિંદની પુત્રી જયાગવરી સાથે માહ શુદ ૫

નાગપુર—ધનશ્યામપુરવાળા પરીખ મણિલાલ પોપટલાલના પુત્ર પાનાચંદનુ વેવિશાળ માયકવાળા મહેતા લક્ષ્મીચંદ સુંદરજીની પુત્રી સાથે

વાંકાનેર—શેઠ શામળદાસ ખીમચંદ મોદીના પુત્ર શ્રીકાંતનુ વેવિશાળ જસદણવાળા શા. વીરચંદ અમરશી અંબાણીની પુત્રી બેન ભાનુમતી સાથે. માહ શુદ ૫

Regd. N. B 1416

| | | |
|---|---|---|
| રાજ્તાવાર થાપણ ... ... .. | રૂ. | ૨,૦૦,૦૦,૦૦૦ |
| ભરાયેલી અને વસુલ થયેલી ,, | રૂ. | ૫૦,૦૦,૦૦૦ |
| રીઝર્વ ફંડ . . . | રૂ. | ૨૬,૦૦,૦૦૦ |
| કુલ ડીપોઝીટ તા ૩૧-૧૨-૪૮ | રૂ. | ૯,૩૪,૫૬,૦૦૦ |
| કુલ વર્કીંગ ફંડઝ .. ,, ... | રૂ. | ૧૦,૫૮,૨૪,૮૦૦ |
| ખાતાંઓની સંખ્યા... ,, | | ૬૬,૭૧૨ |
| શાખાઓની સંખ્યા | | ૪૭ |

## બોર્ડ ઓફ ડીરેકટર્સ.

પ્રાણલાલ દેવકરણ નાનજી, જે પી, ચેરમેન
લલીતચંદ્ર સી. ડી. નાનજી,
પ્રીન્સ ઉદયભાણ, યુવરાજશ્રી, પોરબંદર.
શ્રીયુત કે. એમ. મુનશી,
પીરોજશા એન ગહેતા,
નટવરલાલ એસ. ચોકસી.
રતનચંદ હીરાચંદ, એમ. એ જે પી,
જયંતીલાલ આર ત્રીવેદી,
લક્ષ્મીકાન્ત એસ. ઠાભોલકર, જે. પી.
રાજમીત્ર આર એસ માનેપાટીલ, સી. આઈ ઇ.

પ્રવીણચંદ્ર વી. ગાંધી, મેનેજીંગ ડીરેકટર.

**હેડ ઓફીસ : દેવકરણ નાનજી બીલ્ડીંગ, કોટ, મુંબઈ,**

## શાખાઓ :

| | | | |
|---|---|---|---|
| મુંબઈ | વીલેપારલે | વલસાડ | પોરબંદર |
| ઠાકુરદ્વાર | અંધેરી | બરહાનપુર | પુના |
| સેન્ડહર્સ્ટ બ્રીજ | અમદાવાદ | સીટી | રવીવાર પેઠ |
| કાલબાદેવી | ગાંધી રોડ | મીલ સબ-ઓફીસ | બુધવાર પેઠ |
| માંડવી | ગણપતી માર્કેટ | ધ્રાંગધ્રા | કેમ્પ |
| ઝવેરી બજાર | માણેકચોક | ગોધરા | રાજકોટ |
| ભુલેશ્વર | દીલ્હી ચકલા | લુણાવાડા | સોલાપુર |
| દાદર | અહમદનગર | મનમાડ | સુરત |
| કોલાબા | અમરેલી | નડીયાદ | સુરેન્દ્રનગર |
| શેર બજાર | આણંદ | નાસીક | વીરમગામ |
| માટુંગા | વડોદરા | નાસીક સીટી | વાલચંદનગર |
| ખાર | બારડોલી | નાસીક રોડ | |
| સાન્તાક્રુઝ | ભાવનગર | નવસારી | |
| | ભરૂચ | | |

— બેંકીંગને લગતું દરેક કામકાજ કરવામાં આવે છે. —

સ્વ૦ પારેખ ભીખાભાઇ ગોપાળજીએ મોઢ વણિક જ્ઞાતિમા નવજીવન પ્રેરી
તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ કરેલ માસિક.

## અનુક્રમણિકા.



## સર પુરૂષોત્તમદાસની જાહેરાત

આ સંસ્થાના આદ્યપ્રમુખ મિ૦ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસે મહાકાવ્ય શ્રી રામાયણનું અંગ્રેજીમાં શ્રેષ્ઠ ભાષાંતર કરનારને એ હજાર ગીની (રૂ. ૩૧૦૦૦) આપવાની જાહેરાત કરી છે, (એ પી હિંદ,)

આદ્ય પ્રમુખ—સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ-મુંબઇ
પ્રમુખ—શેઠ રમણલાલ લલ્લુભાઈ—અમદાવાદ
ઉપ પ્રમુખ—શેઠ વાઘજીભાઇ લક્ષ્મીદાસ—મુંબઈ
સેક્રેટરી—દેસાઇ દામોદરદાસ પરમાણંદદાસ—ભાવનગર
તંત્રી અને પ્રકાશક—ગોરધનદાસ અમીચંદ મણિયાર-ભાવનગર

પત્રવ્યવહારનું સ્થળ "મોઢ મહોદય" ઓફીસ, ભાવનગર

વાર્ષિક લવાજમ રૂા ૩-૦-૦ વી પી ખર્ચ અલગ.

મુદ્રણ સ્થળ—કૃષ્ણ પ્રિન્ટીંગ પ્રેસ—ભાવનગર

# મોઢ મહોદય.

વર્ષ ૩૨] ફાલ્ગુન સંવત ૨૦૦૫ : માર્ચ ઇ. સ ૧૯૪૯ [અંક પાંચમો]

## માતંગી સ્તવન.

સંપાદક : શેઠ રતનલાલ લલ્લુભાઈ.

( રાગ—કેદાર. )

મંગળ મૂર્તિ માતંગીની, હૃદય કમળમાં રમી રહી,
કેમ ભૂલાયે ભક્તિ માની, સ્મરણ માંહી વ્યાપી રહી મંગળ૦

જ્યાં જ્યાં નજર મારી ઠરે, સઘળે ઝાંખી માતની,
આબરૂ દોલત ને વૈભવ, અંબે જે આપે બાજરી મંગળ૦

ભક્તિ ભૂખ્યો હું ભિખારી, માની કરતો ચાકરી,
ઓથ મારે એક માની, માતા છે મારી મહારથી.. મંગળ૦

જીવન નૈયાં જાય ચાલી, ભવજળ પાર તરી જવાની,
સાચી સુકાની ને સારથી, તુલજા, બહુચર તારિણી મંગળ૦

અડગ શ્રદ્ધા અડગ ભક્તિ, બાળકને છે ખાત્રી,
હું ન મૂકું એ ન મૂકે, માતંગી છે મારી માવડી...મંગળ૦

# સુખની શોધ.

લેખક : શેઠ રમણલાલ લલ્લુભાઈ.

સંસારના બધા કર્મો કરવા છતા જ્ઞાની પોતાના આનંદ સ્વરૂપમા હમેશા રહે છે માટે મુમુક્ષુએ આનદ સ્વરૂપની પ્રાપ્તિ માટે સત મહાત્મા ( સસાર ત્યાગી નહીં પરંતુ જ્ઞાની ) પાસે જઇ સત્સંગ કરી તેમના અનુભવના ઉપદેશથી મનન અને નિદિધ્યાસન દ્વારા દઢ શ્રદ્ધા રાખી ધારે તો પોતાનું સ્વરૂપ ઓળખી પરમાનદની પ્રાપ્તિ કરી શકે છે આ વસ્તુ ઘણી સહેલી છે તેમજ મુશ્કેલીભરી પણ છે જો જગત ઉપરથી માયા અને મોહ ઊતરી જાય તો સ્હેલી છે અને મોહમાયામાં લપટાઇ રહે તો અઘરી પણ છે. પોતાના સ્વરૂપનું અજ્ઞાન એટલે દુ:ખ પોતાના સ્વરૂપનું જ્ઞાન એટલે સુખ. સ્વ સ્વરૂપનુ જ્ઞાન થયું એટલે પરમ સુખની પ્રાપ્તિ.

મનુષ્યને પોતાના સ્વરૂપનુ અજ્ઞાન છે તે બતાવવા માટે જ્ઞાનીની જરૂર જણાય છે

સીતાજીની શોધમા હનુમાનજી ગયા. સમુદ્ર કિનારે પહોચ્યા પછી વિચાર કરવા લાગ્યા કે સમુદ્રપાર કેવી રીતે જવાશે ? બહુ દુ:ખી થયા ત્યારે જાંબુવાન જે હાજર હતા તેઓએ યાદ કરાવ્યું કે હનુમાનજી તમે તો સમુદ્ર પાર સહેલાઇથી કરી શકો છો. તમારી શક્તિ સમુદ્રપાર કરવા માટે પુરતી છે આટલુ યાદ દેવરાવતાજ હનુમાનજીને પોતાના સામર્થ્યનુ–શક્તિનુ ભાન થયુ પોતાનામા સામર્થ્ય હોવા છતાં ભૂલી ગયા તે જાંબુવાને એમના સ્વરૂપની યાદ આપી અને વિશ્વાસ બેસાડ્યો તેથી તેઓ સમુદ્ર પાર કરી ગયા.

મનુષ્યને પણ પોતાના સ્વ સ્વરૂપનુ અજ્ઞાન છે. સ્વરૂપ ભૂલી ગયો છે તેને જ્ઞાની મળે તો સ્વરૂપ જ્ઞાન આપે છે. અને વિશ્વાસ બ્યાવે છે તેથી પરમપદની પ્રાપ્તિ મેળવે છે

શુકદેવજી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે જનકરાજા પાસે ગયા જનકરાજાએ શુકદેવજીને આત્મજ્ઞાન શુ છે તે કહ્યું શુકદેવજી આશ્ચર્યચકિત થયા કેમકે જનકરાજાએ જે કંઇ કહ્યુ તે શુકદેવજી પ્રથમથીજ જાણતા હતા પરતુ ફેર માત્ર એટલોજ હતો કે પોતાને પોતાના જ્ઞાનમા વિશ્વાસ નહોતો. એમને એમ લાગતુ કે પોતે જે કાંઇ સમજે છે એ અપૂર્ણ જ્ઞાન છે જ્ઞાનનો અર્થ જે શાસ્ત્રમા કહ્યો છે તે કાંઇ બીજુંજ હોવુ જોઇએ. એમ સશય રહ્યા કરતો હતો. રાજા જનકને એજ જ્ઞાન હતુ પણ સશય વગરનુ હતુ. પોતે પોતાની ક્રિયાઓ જ્ઞાન મુજબજ કરતા હતા પોતાના આનંદ સ્વરૂપથી કદી પણ ચલિત થતા નહીં જનકનુ આચરણ જ્યારે શુકદેવજીએ પ્રત્યક્ષ જોયુ ત્યારે શંકા નિવૃત્ત થઇ અને જીવન આનંદમય થઇ ગયુ

આત્મા સ્વયં આનદ સ્વરૂપ છે. વિષયોમા રમતા રમતાં એટલો રમી ગયો છે કે એ પોતાનું સ્વરૂપજ ભૂલી ગયો અને પોતાને થતી લાભહાનિથી સુખી દુ:ખી માનવા લાગ્યો બધા દુ:ખોની નિવૃત્તિ એકમાત્ર સ્વસ્વરૂપનું જ્ઞાન મેળવવામાં છે, જેથી પરમસુખની પ્રાપ્તિ થાય છે; એટલુંજ નહીં પરતુ જીવનમુક્તિ થાય છે.

# તંત્રીની કલમે.

સાબદા બનો—સરદાર શ્રી વલ્લભભાઈ પટેલે મદ્રાસ અને હૈદ્રાબાદમા પોતાના હૃદયના ઊંડાણમાથી જે શબ્દો ઉચ્ચાર્યાં છે તે આપણે સૌએ મનન કરી આચરણમા ઉતારવા જેવા છે તેઓ કહે છે કે આપણે સ્વતંત્ર બન્યા છીએ પરંતુ હજુ આપણને સાચુ સ્વરાજ મળ્યું નથી સાચા સ્વરાજમાં તો કોઇ નાગો કે ભુખ્યો ન હોઈ શકે. અત્યારે આપણી સ્થિતિ વિષમ છે લાખો માણસોને પેટ પૂરતું અનાજ મળતું નથી અને દેહ ઢાકવાને પૂરતા વસ્ત્રો પણ મળતાં નથી. મધ્યસ્થ સરકારને પરદેશથી અનાજ મંગાવવામા અને પાકિસ્તાનથી આવેલા નિરાશ્રિતોને પોષવા તથા કામે લગાડવામા બેસુમાર ખર્ચ કરવો પડે છે વળી કાશ્મીર, હૈદ્રાબાદ અને સરહદના પ્રશ્નોને અંગે સંરક્ષણ દળમાં વધારો કરવામા પણ ઘણો મોટો ખર્ચ થયો છે આથી સરકારને મોટી મોટી યોજનાઓ મુલતવી રાખવી પડી છે આપણી સરકાર ગમે તેટલી બળવાન હોય પરંતુ તેને પ્રજાનો હૃદયપૂર્વકનો ટેકો ન મળે તો તે નિષ્ફળ જ જાય અને તૂટી પડે માટે પ્રજાની ફરજ છે કે પોતાની સરકારને પોત પોતાની ફરજ બજાવીને સંપૂર્ણ ટેકો આપવો દેશનું ઉત્પાદન વધારવામા—ખેડુતોએ ખેતીમા અને પ્રજાએ ગ્રહ ઉદ્યોગોદ્વારા રોજી દી વપરાશની વસ્તુમા—આપણે કટિબદ્ધ થવું જોઇએ.

અત્યારે જ્યાં જુઓ ત્યા નૈતિક અધ પતન થઈ રહ્યું છે વેપારીઓ કાળા બજાર કરી રહ્યા છે, મજૂરો, કારીગરો અને નોકરીઆત વર્ગ કામની ચોરી કરી રહ્યા છે એટલે મચ્છરોના ડંખથી જે આદમીને ટાઢીઓ તાવ લાગુ પડયો હોય તેના જેવી આપણી સ્થિતિ થઇ છે હવે આપણા સમાજ શરીરમાં વહેતા લોહીમા ઘૂસી ગયેલાં એવા ખાઉ ઝેરી તત્ત્વો, જે એ બિમારી ચાલુ રાખી રહ્યા છે તેમના તરફ આપણું ધ્યાન વાળવાની જરૂર છે આપણા સમાજ શરીરમા ઝેર ફેલાવી રહેલા તે તત્વોની સામે દઢતાથી અને ચીવટથી એક ધારી લડત ચલાવી શરીરને નિર્મળ કર્યા વિના છૂટકો નથી કેમકે નહીં તો એ અંદરની બિમારી આખરે આપણને ભરખી ગયા વિના રહેવાની નથી બહારથી આપણે સ્વતંત્ર થયા હોઇએ એવો ભાસ થાય છે પણ ગુલામીનો રોગ હજી હાડમા વળગી રહ્યો છે એ રોગને હઠાવવા આપણે ખૂબ જાગ્રત રહેવું પડશે.

જો આપણે આપણી સ્વતંત્રતા ટકાવી રાખવા માગતા હોઇએ, ભવિષ્યમા આપણો દેશ એશીઆ ખંડને દોરવણી આપી શકે તેવો તેને સમૃદ્ધ બનાવવા માગતા હોઇએ તો દરેક સ્ત્રી પુરુષની ફરજ છે કે તેમણે પોતાનો નવરાશનો વખત નકામો ન ગાળતાં કમને કંઇ ઉદ્યમ કરી દેશની સમૃદ્ધિમાં વધારો કરવો.

દેશના એ કમભાગ્ય છે કે હાલમાં કેટલેક સ્થળે સામ્યવાદીઓ કારખાનાના મજુરો, કારીગરો અને તાર, ટપાલ અને રેલ્વેના કામદારોમાં હડતાળનો પવન ફૂંકી દેશને મહાન નુકશાન કરી રહ્યા છે. તે લોકો પોતાના અંગત સ્વાર્થની ખાતર અજ્ઞાન પ્રજાને હથેળીમાં લાડવો બતાવી ખોટે રસ્તે દોરી રહ્યા છે. અમે આ કારીગર અને કામદાર વર્ગના મંડળોનું ધ્યાન ખેચીએ છીએ કે પૂજ્ય બાપુજી મોટા સમાજવાદી હતા, સરદાર પટેલ પણ તેમનાજ પટ્ટ શિષ્ય છે, આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલજી તો પ્રખર સમાજવાદી તરીકે જગ જાહેર છે એટલે આપણા આવા નેતાઓ કામદાર વર્ગ તથા નોકરીઆત વર્ગ તરફ ખૂબજ સહાનુભૂતિ ધરાવે છે તેમનાં શ્રેય અને પ્રેય માટે તેઓ સતત પ્રયત્નશીલ છે, માટે તેમનામા સંપુર્ણ વિશ્વાસ રાખી સામ્યવાદીઓની હિંસક દોરવણી તે લોકોએ ફેંકી દેવી જોઇએ

સામ્યવાદ કેટલો નુકશાન કર્તા છે અને તેથી દેશની કેટલી ખાના ખરાબી થાય છે તે આપણે ચીન અને બરમા ઉપરથી જોઇ શકયા છીએ આવા વિનાશ પથમાથી બચવા માટે આપણે ધડો લેવો જોઇએ. અત્યારે તો આપણે એકજ વાદ-ચાલુ સરકાર-કોંગ્રેસ-ને વળગી રહી બીજા બધા વાદો મિથ્યાવાદ માની ફગાવી દેવા સાબદા બનીએ.

**ગોળ વસ્તાર**—આ પૃષ્ઠો ઉપર, અમે ગોળના વિસ્તાર માટે અનેક વખત ઉહાપોહ કર્યો છે અમારા આ પ્રયાસનું સુંદર પરિણામ આવ્યું છે તેથી અમને હર્ષ થાય છે મોરબીની ગોળ પરિષદે પોતાની ધારાપોથીમાંથી સર્વાનુમતિની બહુ વગોવાએલી કલમ રદ કરી ગોળમાં ભળવા માગતા માણસો માટેના દ્વાર ખુલ્લા કર્યા છે.

આ પરિષદ વખતે વિરમગામ અને ધોળકાએ ગોળમાં ભળવા માટે અરજી કરેલી, એ ઉપરથી એ બને ગામની તપાસ કરી યોગ્ય રિપોર્ટ કરવા કાર્યવાહક કમીટીએ એક પેટા કમીટી નીમી હતી આ કમીટીએ ધોળકા જઇ પોતાનો રિપોર્ટ બોટાદ મૂકામે તા ૬-૨-૪૯ ના રોજ કાર્યવાહક કમીટી આગળ રજૂ કરતા ધોળકાને ગોળમાં ભેળવવા વાસ્તે કાર્યવાહક કમીટીએ એક ઠરાવ કર્યો છે. અને વિરમગામની તપાસ કરવા પેટા કમીટી તા ૧૯-૩-૪૯ ના રોજ વિરમગામ જવાની છે. આ સ્થળે અમે કાર્યવાહક કમીટી પાસે અમારુ એક નમ્ર સૂચન રજુ કરીએ છીએ કે જ્યારે સમૂહગત કોઇ આખી જ્ઞાતિ ગોળમા ભળવા માગણી કરે ત્યારે પોતાનો વિખૂટો પડેલો ભાઇ લાંબે વખતે જ્યારે સાંપડે ત્યારે આપણને જેવો હર્ષ થાય એવો હર્ષ બતાવી તેમને આપણામા સમાવી લેવા તત્પર થવું જોઇએ અને તે વખતે દાખલ ફી અને પ્રથમ કન્યા આપવાની શરતોમા 'ખૂબ કુણા બની આ શરતો બની શકે તેટલી હળવી કરવી જોઇએ

દરેક વખતમાંજ પેટા જ્ઞાતિઓ નાબૂદ થશે, એ માટે હિંદુકોડ ઘડાઇ રહ્યો છે એ કોડ અમલમાં આવે ત્યારે ગોળની હસ્તી રહેશે કે કેમ તે શકા સ્પદ છે. માટે અત્યારના સમયને ઓળખી સૌનુ શ્રેય થાય અને પોતાને યશ મળે તે પ્રમાણે કમીટીએ આવા સમૂહોને અપનાવવા ઉદાર ધોરણ રાખવુ એવી અમારી વિનતિ છે

# આત્મકલ્યાણની વાતો.

અનુ વિ મૂ શાહ બી એ

નિશ્ચય કરો મીઠી અને હિતભરી વાણી બીજાને આનંદ, શાંતિ અને પ્રેમનું દાન કરે છે અને તે પોતે આનંદ, શાંતિ અને પ્રેમને ખેંચી લાવે છે

મીઠી અને હિતભરી વાણી વડે આત્માનું પોષણ થાય છે મનને પવિત્ર શક્તિ પ્રાપ્ત થાય છે, બુદ્ધિ શુદ્ધ બને છે, અને જીવનની સમસ્ત ક્રિયાઓ સુંદર રીતે સુવ્યવસ્થિત ચાલે છે

મીઠી અને હિતભરી વાણીમાં ભગવાનના આશીર્વાદ ઊતરે છે અને તેનાથી આપણું તેમજ બીજાનું સૌ કોઈનું કલ્યાણ થાય છે

મીઠી અને હિતભરી વાણીમા જ સત્યનું રક્ષણ રહેલું છે અને એમાંજ સત્યની શોભા છે

મુખમાંથી કદિ પણ એવા શબ્દ ન કાઢો કે જેનાથી કોઈનો જીવ દુખાય અને કોઈનું અહિત થાય

કડવી અને અહિતકર વાણી સત્યને બચાવી શકતી નથી અને તેની અંદર રહેલું આંશિક સત્યનું સ્વરૂપ પણ ખૂબ કુત્સિત અને ભયાનક થઈ જાય છે

નિશ્ચય કરો કે જેની વાણી ગંદી હોય છે તેનું મન પણ ગંદુ હોય છે

એક વખત સ્વ મહામના માલવીયાજીને કોઈ વિશિષ્ટ વિદ્વાને કહ્યું કે 'આપ મને સો ગાળ દઈ જુઓ, મને ગુસ્સો નહિ આવે' માલવીયાજીએ જવાબમાં કહ્યું કે અથાગ ક્રોધની પરીક્ષા તો પછી થશે, પહેલાં મારૂં મ્હો તો ગંદુ થઈ જશે ને?

કોઈ કડવું બોલે, ગાળ દે તો તેને ગ્રહણ ન કરો તમારી ઉપર એની કશી અસર નહિ થાય તમે એને ગ્રહણ કરો તો જ તમારી ઉપર તેની અસર થાય છે.

તમે જેની ભાષા નથી સમજતા તે ગમે તેટલી ગાળ દે તો તમને દુખ નથી થતું અથવા તમે શબ્દોના અર્થ સમજવા છતા એમ સમજો છો કે તે કોઈ બીજાને ગાળ દઈ રહ્યો છે ત્યાંસુધી પણ તમને દુખ નહિ થાય, દુખ તો ત્યારેજ થશે કે જ્યારે તમે સમજશો કે તે ગાળ મનેજ દઈ રહ્યો છે

રજ્જબે કહ્યું છે કે—

રજ્જબ રોષ ન કીજીયે કોઇ કહે કયો હી
હસ કર ઉત્તર દીજીયે હાં બાબાજી યો હી

ભગવાન મંગળમય છે, જગત ભગવાનથી ભરેલું છે એટલે તમે પણ મંગળમાંજ નિવાસ કરો છો

જેવી રીતે વાદળાથી સૂર્ય ઢંકાઈ રહે છે, અને જેવી રીતે રાખથી અગ્નિ ઢંકાયેલો રહે છે એવીજ રીતે તમારા અવિશ્વાસથી મંગળમય ભગવાન ઢંકાઈ રહે છે ખરી રીતે તો તેનું મંગળમય સ્વરૂપ નિત્ય છે, સર્વત્ર છે

પ્રત્યેક સ્થિતિમા, પ્રત્યેક સિદ્ધિ—અસિદ્ધિમાં, પ્રત્યેક ચિંતનમાં ભગવાનને, તેના મંગળમય સ્વરૂપને જુઓ. પછી તમને કદિ પણ અમંગળના દર્શન થશે નહિ તમે મંગળમય ભગવાનને ભૂલી જઈને, મંગળમયી ભગવત્કૃપાને ભૂલી જઈને હમેશા અમંગળનું ચિંતન, અમંગળની આશંકા, અને અમંગળનો ભય સેવી રહ્યા છો તેને લઈને તમારી સામે અનેક રૂપોમા અમંગળ હમેશાં નકામું આવી ઊભું રહે છે. એ તમારી કલ્પનાનું છે, ખરું નથી

નિશ્ચય કરો—હું સર્વત્ર, સર્વથા અને સર્વદા મંગળથી જ ઘેરાયેલો છું, મંગળથી ભરેલો છું, મંગળમાં ડુબેલો છું, અને મારી અંદર બહાર, મારૂં ભૂત ભવિષ્ય બધું મંગળથી ઓતપ્રોત છે, કેમકે હમેશાં મંગળમય ભગવાનનો મારી અંદર નિત્ય નિવાસ છે અને હું નિત્ય મંગળમય ભગવાનમાં જ રહેલો છું

# નૂતન બંધારણ કમીટીનો રિપોર્ટ અને

# જ્ઞાતિબંધુઓનું કર્તવ્ય.

લેખક : શ્રી રતિલાલ હરજીવનદાસ મણિયાર, બી એ, બી. ટી વઢવાણ કેમ્પ.

બાર વર્ષના લાંબા ગાળા પછી આપણા ચોત્રીસ તાલુકાની ગોળ પરિષદ ગયા મે માસની ૩૧ મી તારીખે મોરબી મુકામે ભરાણી હતી એ પરિષદે નૂતન વિચાર સરણીને આવકારી, તેમજ મરહૂમ વિસ્તારના પ્રશ્નનો કેટલેક અંશે માર્ગ મોકળો કર્યો તેમજ સુધારક વિચારો ધરાવતા બંધુઓને એ પરિષદે તક આપી એ હકીકત જાણીતી છે વર્ષોથી ચાલી આવતી પ્રથામા આમ પલટો આવ્યો એ યોગ્ય થયુ છે પરિવર્તનના આ યુગમા જ્ઞાતિઓએ આગેકૂચ કરવી પડશે. નાના વાડા, તડોને મિટાવી દઈ જ્ઞાતિ સંસ્થાને મજબૂત કરવી પડશે જ્ઞાતિ સંગઠનની નોબત વગાડી જ્ઞાતિને ઢંઢોળવી પડશે ચોત્રીસ તાલુકાના નાના ગોળને મિટાવી દઈ તેને સ્થાને અખિલ સૌરાષ્ટ્ર મોઢ વણિક જ્ઞાતિનો ગોળ રચવાનો સમય આવી પહોંચ્યો છે. જૂનવાણી માનસને સ્થાને નૂતનવાણી માનસને પ્રાધાન્ય આપવાનો સમય આવી ગયો છે

આ દિશામા મોરબી પરિષદે નીમેલી નૂતન બંધારણ કમીટીએ ચોત્રીસ તાલુકાની મોઢ જનતા સમક્ષ પોતાનો રિપોર્ટ "મોઢ મહોદય" દ્વારા તેમજ જુદી પુસ્તિકા દ્વારા રજૂ કર્યો છે એ રિપોર્ટની "મોઢ મહોદય"મા પ્રસિદ્ધિ માટે કેટલીક અનિચ્છનીય ખેચતાણ થવા પામી હતી છેવટે તેનો સંતોષકારક ઉકેલ થતાં જ્ઞાતિમા સંતોષની લાગણી ફેલાવા પામી છે 'મોઢ મહોદય' પત્રે એ રિપોર્ટને પ્રસિદ્ધ કરી જ્ઞાતિ જનતાની પ્રીતિ સંપાદન કરી છે કમીટીએ પોતાનો રિપોર્ટ બહુ લાંબો પ્રસિદ્ધ કર્યો છે જ્ઞાતિ જનતા એ રિપોર્ટ અક્ષરશઃ વાચશે ખરી ! કમીટીના સભ્યોએ તકલીફ લઈ આખો રિપોર્ટ તૈયાર કર્યો છે, તેને માટે તેઓને અભિનંદન ઘટે છે રિપોર્ટમાં કેટલાક ફકરાઓ નિર્બંધ જેવા માલૂમ પડ્યા છે અને તેમાં નૂતન વિચાર સરણીને પ્રાધાન્ય અપાયું છે

જ્ઞાતિના સમગ્ર કલેવરને પલટી નાખ્યા વિના મનધાર્યા સુધારાઓ થઈ શકે એમ નથી. જૂની પ્રણાલિકાઓ, રૂઢિઓ વ ને તિલાંજલી આપી નૂતન વિચાર સરણીનો યથાયોગ્ય સ્વીકાર કરવો જરૂરી છે સમય બળવાન છે, પુરુષ બળવાન નથી. કોણ જાણતું હતું કે આપણા દેશમા, રજવાડાઓમા આવી જબ્બર ક્રાંતિ આવશે ! દેશની, રજવાડાઓની કાયાપલટ આમ એકાએક થઈ જશે ? કોણ જાણતુ હતુ કે પચાસ વર્ષના લાંબા ગાળા પછી આપણી ગોળ પરિષદ મોરબી મુકામે નૂતન વિચાર સરણી ધરાવતા યુવાન વકીલને પ્રમુખપદ આપશે ! કોણ જાણતું હતું કે વર્ષોથી ઠેલાતા, અણઉકેલ મરહૂમ વિસ્તારના ચર્ચાસ્પદ પ્રશ્નને અપનાવવામા આવશે ! કાળબળ મહાન છે સૌરાષ્ટ્રની મોઢ વણિક જ્ઞાતિની કાયાપલટ સમયના વહેણ સાથે અવશ્ય થશે નૂતન બંધારણ. રીતરિવાજો આવકારપાત્ર નીવડશે જૂનવાણી અને નૂતનવાણી વિચાર સરણીનો સુમેળ સધાશે તો જ્ઞાતિ ઉન્ન-

**તેનું કાર્ય જલ્દી સ્વીકારશે યુવાન બિરાદરો જ્ઞાતિહિતની દૃષ્ટિએ હોંસા-તોંસી કે મમત રાખ્યા વિના સેવા-ભાવને આવકારશે તો કાર્યની સિદ્ધિ અવશ્ય થશે.**

નૂતન બંધારણ ચાલ્યા આવતા તંત્રમાં ધરમૂળના ફેરફારવાળુ લાગે એ સ્વાભાવિક છે જ્ઞાતિ મહાજન કમીટી, મધ્યસ્થ કમીટી ચૂંટાયેલી હોવી જોઇએ એની આજે કોઇ ના પાડી શકે એમ નથી શ્રાર પટેલોની પ્રથાને નાબૂદ કર્યેજ છૂટકો છે જ્ઞાતિમા દરેક પુખ્ત ઉમરના સ્ત્રી પુરુષને મતાધિકાર આપવામાં આવે તો લાગુદારી પદ્ધતિ નિરર્થક બની જાય છે. વર્ષોથી ચાલ્યા આવતા રીતરિવાજો, રૂઢિઓ ધરમૂળથી ફેરફાર માગી લે છે આપણા કેટલાક સામાજિક રીત-રિવાજોમાં સમયના વહેણ સાથે ફેરફાર થઇ રહ્યો છે અને હજુ થશે ઘૂમટો, રોવા કૂટવાનો રિવાજ, જમણો વગેરે રિવાજોમાં પરિવર્તન થઇ રહ્યું છે વિધવા લગ્નનુ નામ સાંભળતાં હજુ આપણા મુરબ્બીઓ ભડકે છે નિ સંતાન બાળ વિધવાને અમુક સંજો-ગોમાં ફરી લગ્ન કરવાની છૂટછાટ આપવામાં આવે તો કેટલી બહેનો તેનો લાભ લેવા તૈયાર થશે ? ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓએ હજુ આ દિશામાં પ્રગતિ કરી નથી સમય સમયનુ કામ કરશે ગોળ વિસ્તારના પ્રશ્નમા સંકુચિત માનસને ત્યજી ઉકેલ કરવાની જરૂરિયાત છે. ગામડાના ભાઇઓએ આમા ભડકવાની જરૂર નથી કન્યાની લેતીદેતીમા માબાપોને પસંદગીનુ ક્ષેત્ર મોટુ હોવુ જોઇએ એ વિચાર સરણીને જો સ્વીકારવામા આવે તો આપણાં બંધારણને સંપૂર્ણ માન આપવા બંધાતા હોય તેવા મોટ ભાઇઓને આપણા ગોળમા મેળવવા શામાટે અચકાવુ જોઇએ ? **ગોળ વિસ્તાર આ સમયનો જરૂરી પ્રશ્ન** છે, તેનો વહેલો મોડો ઉકેલ કર્યો વિના ચાલે એમ નથી. જ્ઞાતિના ધારા ધોરણોને સંપૂર્ણ માન આપી તે પ્રમાણે વર્તવામાં આવે તો જ્ઞાતિની ઉન્નતિ થતાં વિલંબ ન થાય આજે તો ધારાધોરણો કેટલેક સ્થળે કેટલીક બાબતોમા કાગળના પાને શોભે એવુ જોવામાં આવે છે ગામે ગામના જાણે જુદા ધારા હોય એવુ જોવામાં આવે છે આ પરિસ્થિતિને મિટાવી દઇ સમગ્ર જ્ઞાતિ જનતાનું હિત સધાય એ પ્રમાણે બંધારણ, ધારાધોરણ ઘડાવા જોઇએ દેશની અત્યારની પરિસ્થિતિમાં **ઘરેણા, લુગડાં ઇત્યાદિના વધારે પડતા ખર્ચને દૂર કરી સાદાઇથી લગ્ન ઉજવાય એમ સૌ** કોઇ ઇચ્છે છે. આણાં, પહેરામણી વગેરે ખર્ચોમાં કાપ મૂકવાનો સમય આવી ગયો છે ખર્ચાળ રિવાજો હવે પોષાય તેમ નથી

આપણી જ્ઞાતિએ સમયના વહેણ સાથે વહેલા યા મોડે નૂતન પરિસ્થિતિને અપનાવવી પડશે એ નિર્વિવાદ છે. આજે આપણે અમુક સુધારો કરવામા પછાત રહીશુ તો વર્ષે બે વર્ષે એને આવકારવો પડશે બાપઘેમાડની વલણ દાખવી જૂનવાણી અને નૂતનવાણી વિચાર સરણીનો જેટલે અંશે મેળ સધાય એવા પ્રયાસો થશે તો આવકારદાયક નીવડશે **આપણા મુરબ્બીઓએ કાળ બળને પિછાની જ્ઞાતિભૈયાની કાયાપલટમા શક્ય સાથ આપવો જરૂરી છે** નૂતન બંધારણ કમીટીનો રિપોર્ટ જ્ઞાતિબંધુઓ સંપૂર્ણ વાંચે, વિચારે અને આવકારપાત્ર જણાય તેટલા પ્રમાણમા આવકારે એમ ઇચ્છુ છુ

# તારૂં કોણ છે ?

શ્રીયુત ગોવર્ધનદાસ ગોવિંદજી રાઠોડ

જીવન એક મીઠું સ્વપ્ન છે જેમા આશા અને નિરાશા રૂપી આંધી ઝડપભેર ચાલ્યા કરે છે. સસારની મોહમાયા રૂપી ગોદમાં સૂતેલો મનુષ્ય મોહની માયા જાળમા એવી રીતે ફસાઇ પડે છે કે પછી તેમાંથી નીકળવુ તેને માટે મુશ્કેલ બને છે

સ્વપ્નભંગ થયા પછી સ્વપ્નમા જોએલી વસ્તુ સાથે માણસનો જેમ કાઇ સબધ નથી હોતો એવીજ રીતે માયારૂપી સ્વપ્નમાંથી જાગેલા માણસનો સસારની કોઇપણ વસ્તુ સાથે સબધ નથી રહેતો આખરે આ સસારમા આપણું છેજ કોણ? બધુ નાશવાન, ચલાયમાન, અસ્થિર અને પાણીમાં ઊડતા પરપોટા સમાન છે આ બધા મોટા મોટા મહેલો, સુદર ઇમારતો, બાગ, શહેર અને મહાન પુરુષો જે આપણા જોવામાં આવે છે તે બધાનુ ખરેખર કાઇ અસ્તિત્વજ નથી !!

સસારમાં એક વખત નહીં પણ ન જાણે કેટલીએ વખત એવા પ્રકૃતિચક્રો ફરી વળ્યા છે, મોટા તોફાનો આવ્યાં છે જેમા મોટા મોટા ચક્રવર્તી રાજાઓ ધૂળમાં મળી ગયા છે, સોનાની લકા ક્ષણવારમા ભસ્મ થઇ ગઇ છે અને ઘણા ખડિયેરો હજુ સુધી તેમની પ્રાચીન શોભાનું રુદન કરે છે

આપણું કોણ છે આ સસારમાં ? કદાચ કોઇજ નથી મા–બાપ, પતિ–પત્ની, પુત્ર, ભાઇ–બન્ધુ, વિ માંથી કોઇ નથી આપણે બધા નદીમા તરતા ફૂલો સમાન છીએ કે જે લહેર આવતા એક ક્ષણ માટે ભેગાં થઇ જાય છે અને પાછાં લહેરથીજ જુદા પડી જાય છે આજે અમારા પ્રાણ આ શરીરમાંથી ચાલ્યા જાય તો આ સસારની કોઇપણ વસ્તુ ઉપર અમારો અધિકાર નથી જે સર્વાં સંબધીઓ આ શરીર ઉપર પ્રેમ અને મોહ રાખતા હતા એજ તેને અગ્નિમાં ઝોકી દે કે એમજ સસારની બીજી વસ્તુઓના હાલ છે આજે જે એક ખીલતી પુષ્પકળી છે, શોભાયમાન છે તે કાલે પુષ્પ બની સુગ ધિત થઇ બગીચામા મહેકતી થશે અને પરમ દિવસે એજ કરમાઇ જઇને ધૂળમાં મળી જશે તો ભ્રમર પણ તેને ઠોકરે મારશે એજ રીતે આ પ્રકૃતિરૂપી સ્મશાનમા દરેકને વારવાર દગ્ધ થવાનું છે

એ રીતે આપણે જોયું કે દુનિયામા કોઈ પણ એવી વસ્તુ નથી કે જેને આપણે આપણી કહી શકીએ ટૂકામા સસારની દરેક વસ્તુ અસાર છે ' પણ એટલીજ સમજ રાખી અટકવુ તે મૂર્ખતા છે ખરી રીતે દરેક વસ્તુ જેને આપણે ક્ષણભગુર સમજીએ છીએ તેની પછવાડે જ્ઞાન દ્દષ્ટિથી જોઇએ તો આપણને એક એવી ચેતનશક્તિ જોવામા આવશે કે જે આ સમગ્ર ચક્રને ચલાવી રહેલ છે તેને પરમાત્મા કે ઇશ્વર કહીએ છીએ. તેને વશ થઇને આપણે બધા તેની પ્રકૃતિરૂપી મદારીના હાથમાં રમકડા બની તે જેમ નચાવે તેમ નાચીએ છીએ ઇશ્વર જ બધામાં વ્યાપક છે તે આત્મારૂપે આપણા શરીરમાં છે તેમજ બીજા તમામના શરીરમા વ્યાપક છે મનુષ્ય શરીરરૂપી દીપક ઠરી શકે છે પણ આત્મારૂપી સૂર્ય કદિ અસ્ત થતો નથી

**એટલા માટે મનુષ્યે આ ક્ષણભંગુર સસારમાં મોહ ન રાખતાં આત્મા કે પરમાત્મા સાથે પ્રેમ કરવો જોઇએ. જેના પ્રભાવથી તે હંમેશાં પ્રસન્ન અને શાંત રહી શકે છે અને સંસારરૂપી સ્મશાનની ભય કરતા તેને**

જરાપણ ડરાવી શકતી નથી. તેના જીવન માર્ગમાં વેરાએલા કામ, ક્રોધ, લોભ અને મોહ આદિ કાંટાઓ પણ પુષ્પ બનીને અંતઃકરણમાં એક પ્રકારની સંપૂર્ણ શાંતિ આપે છે તો પછી તેને ભક્ત પ્રહલાદ અને મીરાંબાઈ માફક ઝેર પીવાને પણ જરાએ સંકોચ થતો નથી અને ભયંકરમાં ભયંકર સર્પ પણ સુગંધી પુષ્પમાળા સમાન બની જાય છે.

મનુષ્યે એ બરાબર ધ્યાનમાં રાખવુ જોઇએ કે તેને એક દિવસ આ સંસાર છોડી જવાનું છે અને જે દિવસે તે જશે તે દિવસે આ દુનિયાની કોઇપણ વસ્તુ તેની સાથે જવાની નથી એ દિવસે તો ફક્ત એક ભગવાનજ હશે કે જે ગજરાજ જેવા દુ:ખીની મદદ કરવાને ઉઘાડે પગે દોડી જાય છે તેમજ કંસ જેવા પાપીઓને મારવાને શ્રી કૃષ્ણ રૂપમાં અવતરી વધ કરે છે

આ સંસારમાં આપણુ કોઇ નથી તેમ બધુ આપણુંજ છે આ સંસાર સારભૂત છે તેમ સારહીન પણ છે ભગવાનના રૂપમાં તો તે આપણો અને સારપૂર્ણ છે અને ભગવાન વગર તે પરાયો અને નિઃસાર છે જે જેવુ વાવશે તેવુ લણશે "

(હીંદી કલ્યાણમાંથી અનુવાદ)

---

## જોઇએ છે.

### કુંવારી કન્યા અગર વિધવા

દશા મોઢ માંડલીયા વાણીયા જ્ઞાતિના માસીક રૂ ૨૫૦ ની આવકવાળા ૩૩ વરસના સંસ્કારી યુવક માટે કોઇ પણ મોઢ વાણીયાની એટલે કે સૌરાષ્ટ્રના ચોત્રીસ તાલુકાના ગોળની ઉંમર લાયક કન્યા અથવા ૨૦ થી ૩૦ વરસની અંદરની સંસ્કારી વિધવા પત્રવહેવાર ખાનગી રાખવામાં આવશે

લખોઃ—પોસ્ટ બોક્ષ નં ૨

કે "મોઢ મહોદય" ઓફીસ–ભાવનગર

---

## જ્ઞાતિ બંધુઓને વિનંતિ.

સમસ્ત મોઢ કોમના કુળદેવી શ્રી માતગી (મોઢેશ્વરી) માતાજી મોઢેરામાં બિરાજે છે અને તેનો વહીવટ મોઢ કોમ તરફથી નીમેલી કમીટી કરે છે આપણી લગભગ બધી મોઢ વણીક–મોઢ બ્રાહ્મણ–મોઢ ઘાંચી–મોઢ પટેલની જ્ઞાતિઓમા લગ્ન તથા શુભ પ્રસંગોએ કુળદેવીને ભેટ તરીકે અથવા લાગા તરીકે આપવાના ઠરાવો થએલા છે તો જે રકમ જેમને ત્યાં જમે હોય અથવા આપવાની બાકી હોય તે મોકલી આપવા કૃપા કરશો. બીજુ જે ગૃહસ્થોએ પૂજા–નૈવેદ્ય માટેની તિથિઓ નોધાવી છે તેના તથા વાર્ષિક સભ્યો છે તેમના લવાજમ બાકી હોય તે રકમો પણ મોકલી આપવા કૃપા કરશો

લી. શુભચિંતક,

રતનલાલ લલ્લુભાઈના જયશ્રી માતગી

ઉપપ્રમુખ

શ્રી મોઢેશ્વરી ઉર્ફે માતગી દેવસ્થાન સંસ્થા.

# એક પ્રહસન.

શ્રીયુત લાલદાસ હ કોઠારી

૧

આ લઉં ? તે લઉં ?...

શું લઉં ? અને. આ શું ?!

ફળ વેચનારની દુકાને ઊભેલી ગાંધી ડોશી એક ફળ લે છે, વળી મૂકે છે, બીજું ઉપાડે છે અને કોઇક વિચાર આવતા તે પણ મૂકી દે છે માથુ નકારતી બોલે છે માત્ર એટલુ 'અહ, એ નહિ.'

ડોશી-(કેરી લેતાં) ઓ. હો ! આ તો કેરી અને છે ય સરસ, પણ. મોટી ઘણી અને પાછી વજનદાર તેમાંય તે વચ્ચે નકામો ગોટલો

પછ કાંતેક કેરી નીચે મૂકે છે અને દ્રાક્ષ લે છે

આ દ્રાક્ષ પણ.. શુ ખાટી તો નહી હોય ?

પડતી મૂકી મોસંબી ઉપાડે છે

કેટલી સરસ મોસંબી, (બધી બાજુ હાથ ફેરવતા) આ તો બધેય ગોળ જ ગોળ એને નથી ક્યાંય ખાડો કે નથી ક્યાંય ખરપો પણ ઓહો તેની પાત્રથી છાપ ક્યા ? ભલેને તે સરસ હોય પણ છાપ વિના શુ કામની ?

ના આમાનું કશુંજ મારા કામનું નથી.

ફળ વેચનાર-અરે બહેન, કહો તો ખરા. તમારે શુ જોઇએ ?

ડોશી-હું તેજ વિચારું છું આમાનું તો એકેય મારા કામનું નથી

ફળ વેચનાર-ઠી. ક તો આમ આવો, લ્યો આ જુઓ તો ..

ઈંદ્રવરણું દેખાડે છે

ડોશી-ઘણુંજ સુંદર, શુ એનો રંગ ! શુ એનું રૂપ !! મને તો ખૂબજ ગમી ગયુ. હું તેજ લઇશ.

કીંમત આપી ખરીદી ઘેર જાય છે–ફોડે છે

ડોશી અરે આ શુ ? ફોડ્યું તો કાળો સારો, હાય દૈવ !

સમજે હાથ દઇ બેસે છે સામે ઉકરડાની ટેકરી કોઇક કાળો કાગડો વિષ્ટા ફોળતો દેખાય છે, જાણે બેહદ ડહાપણ અને લાંબા ગાઢા વિચારના અતિમનું પ્રત્યક્ષ ભાન કરાવતો હોય એમ.

' ..તે પહેલા જરા સિકલ તો જોઇ લે...'

૨

વસંતનો એ દિવસ હતો. સરોવરની પાસે એક આંબો હતો, તેની એક ડાળે બેઠેલી કોયલ આજે પૂર બહારમાં હતી અંગેઅંગમાં યૌવનનો ઠરસો હતો કંઠે પંચમનો ઉન્માદ અને થનગનાટ હતાં તેને થયું, 'વસંતની સારી શોભા જ હું'

સરોવરે હંસો ચારો ચરવા આવ્યા. મદઘેલી કોયલે હંસોને કહ્યું, 'ઋતુઓમાં શ્રેષ્ઠ વસંત અને તેની મહારાણી હું. મને નવાજો'

ધીર ગંભીર હંસો બોલ્યા, "બહેની, મદઘેલી મા બન. મહારાણી થવા કોડ જાગ્યા છે, તે તો જાણ્યું ઠીક, પણ તે પહેલાં એકવાર નીચે સરોવરના પાણીમાં તારી સીકલ તો જોઇ લે પછી વિચાર કે તારામા કેટલી યોગ્યતા છે ?'

સરોવરમાં ઝૂકતી ડાળી પર આવી કોયલે સ્ફટિક કાચ શા નિર્મળ અને ચકચકિત પાણીમાં નજર કરી.

અને બધા હંસો ખડખડાટ હસી પડ્યા, અને ઊડી ગયા

કોયલે પોતાનું પ્રતિબિંબ તો જોયું હતું, છતાં હસોના આ હાસ્યનો મર્મ તે પોતે પામી શકી નહિ તેણે ખૂબજ વિચાર કર્યો તો પણ આ સમસ્યા અણઉકલીજ રહી

થોડીવારે એક કાગડો ઊડતો ઊડતો ત્યાં આવ્યો. મ્લાન ચહેરો અને તે પર તરતી ઘેરી ઉદાસીનતા

મસ્ત કોયલે પૂછ્યું, 'કાગડાભાઇ, આટલા ઉદાસ કેમ? વસંતઋતુના પ્રસન્ન વાતાવરણમાં આપ ગમગીન શાથી? શું તમારે કાગડી નથી જે તમને રીઝવે અને ગ્લાની ઓછી કરે'?"

'છે છે અને નથી નથી' કાગડો બોલ્યો

'એટલે?'

'છે પણ વંધ્યા છે, વળી વધારે દુઃખ તો મને એથી થાય છે કે તે જાતે માની બેઠી છે કે તે સદા માટે વંધ્યાજ રહેવાની છે અને આમ જીવનમાંથી રસ અને ઉલ્લાસ ચાલ્યો ગયો છે એવી તે મને રીઝવે ય શું અને ખુશ પણ શી રીતે રાખે?'

'ઠીક, સમજી એ તો સૌ થઇ રહેશે, પણ આમ તો જુઓ વસંત કેવી ખીલી ફૂલી-ફાલી છે! હું કોયલ વસંતની શોભા, આ સાંપ્રત ઉત્સવની માનિની, મને નવાજો'

લુચ્ચા કાગડાએ મજાક કર્યો.

'મને મહારાણી જાહેર કરો'

'તમે મહારાણી' કાગડો બોલ્યો, "અને જો ખોટું ન લાગે તો જરાક આગળ વધીને કહું પ. ટ. રા...ણી, હો, અસને"

કોયલ ખુશ થઇ કાગડાએ મહારાણી પોકારી આજે તેના મહારાણી બનવાના કોડ પૂરા કર્યા હતા

વસંત વીતી, મદઘેલી કોયલનો ઉન્માદ શમી ગયો આંખો ફાડી જુએ છે તો હવે તે મહારાણી નહોતી રહી, પટરાણીયે નહોતી તેનું સ્થાન કાગડાને મન કાગડી કરતાં કોઇ રીતે ઊંચુ નહોતું,

આજે તેને હસોના તે દિવસના અટ્ટહાસ્યનો મર્મ લાધ્યો હતો

---

## દાનવીરો તથા વિદ્યાર્થીઓના વાલીઓને જાહેર વિનંતિ

છેલ્લા ચારેક વર્ષથી અમારા મંડળ તરફથી જ્ઞાતિના છોકરાઓને ચોપડીઓ તથા સ્કોલરશીપો અપાય છે, એકંદરે સારા પ્રમાણમાં લાભ લેવાય છે અને અમે પણ જેટલી અરજીઓ આવે છે તેના ઉપર પુરતું ધ્યાન આપીને છોકરા અથવા છોકરીને અન્યાય ન થાય તેવી રીતે ફંડના પ્રમાણમાં લાભ આપીએ છીએ; ઉપરાંત સ્થાનિક છોકરાઓ ચોપડીઓ પણ લઇ જાય છે આ રીતે લાભ લેવાય છે હવે અમારી નમ્ર વિનંતી કે દાનવીરો તથા પ્રત્યેક છોકરાના વાલીઓએ જ્યારે જ્યારે સારા પ્રસંગો પોતાને ત્યાં આવે ત્યારે મુંબઇ મોઢ યુવક મંડળને ફૂલ નહીં તો ફૂલની પાંખડી પણ યાદ રાખીને આપવી જોઇએ દાનવીરો મોટી સંસ્થાઓને યાદ રાખે છે અને પ્રસંગોમાં કોઇ ઓરીઓને ભૂલતા નથી તેમ સારા પ્રસંગોમાં મંડળ તમારું છે તેને કદી પણ ભૂલવું જોઇએ નહીં. ચાર વર્ષમાં મંડળની પ્રગતિ ઘણી વધી ગઇ છે હવે તો ભંડોળની જરૂર પડે છે, તો ફરી ફરીને વિનંતી કરીએ છીએ કે યુવક મંડળને યાદ રાખજો

લી૦

આ. હ. દાણી

વલ્લભદાસ જ. શાહ

માનદ મંત્રીઓ.

# સંસારને સીમાડેથી.

લેખક શ્રી વિષ્ણુકુમાર કુબેરદાસ પંડ્યા
જર્નાલીસ્ટ—દિલ્હી

**[સમાજની કેટલીક કુરુઢિઓ અને કમનસી કિસ્સાઓને આલેખતી રસપ્રદ અને બોધક ઘટના.........ગતાકથી ચાલુ]**

[ ૧૩ ]

સાંજ પડી ગઈ છે દિવસ્વાન્ પોતાની પ્રેયસીને મળવા અસ્તાચળ પર ઝડપથી ઉદ્‌ગમન કરતા હતા રાત્રિનું આગમન જોઈ માળાના વિહંગ દૂર દૂર આવેલા લાંબા તરુવરોની ડાળીઓને ડોલાવતા હતા આમ્રવૃક્ષપર થઇ આવતો તથા આમોદરના સ્પર્શને લીધે શીતળ બનેલો વાયુ પ્રોષિતભર્તૃકાના હૃદયમાં તોફાન મચાવી મૂકતો હતો આવા સુરમ્ય સમયે વિનોદરાય પોતાના ખંડમા આરામ ખુરસીમા લાંબા થઇ પડ્યા હતા

વિલાસ છાનીમાની તે ખંડમા દાખલ થઇ કંઇક તોફાન-મસ્તી કરવાની વિનોદવૃત્તિ વિલાસમા જાગી ઊઠી છાનીમાની મંદ પગલે જઇને તેણે પોતાના હાથવડે વિનોદરાયની આંખો બંધ કરી. અચાનક થએલા આ સ્પર્શથી ચમકી એકદમ તે ઊભા થઇ ગયા પરંતુ તુર્તજ સ્વસ્થ થઇ સ્મિત કરી પાછા ખુરસી પર ગોઠવાઇ ગયા અલ્પ સમય સુધી બન્નેમાંથી કોઇ બોલ્યુ નહિ પછી વિનોદરાયે પોતાના મજબૂત હાથવડે આંખો પરના કોમળ હાથને એવા જોરથી દબાવ્યા કે બિચારી વિલાસ બૂમ પાડી ઊઠી

'મૂકી દો અરે ! મારો હાથ ભાગી ગયો.'

'કેમ ? મને છેતરવા આવ્યા હતાં, ખરુંને ? હવે તો હાથ નહિજ મુકાય યોગ્ય શિક્ષા થયેજ છુટકો. સમજ્યાં ને ?' વિનોદરાયે વિલાસના નાજુક કોમળ હાથને હસતાં હસતા વધુ દબાવ્યા.

'અરે ! તમે પણ કેવા છો ! આવુ તે કંઇ તોફાન હોય કે ? મૂકી દો. ....હું તમારી ગુન્હેગાર છુ. ચાહો તે શિક્ષા કરો.' વિલાસથી હવે ન રહેવાયુ

વિનોદરાયને લાગ્યું કે 'માલતીએ કરેલ ટિખળનો વહાલસોયો બદલો મળી ચૂક્યો છે' વિલાસ બંધનમુક્ત થઈ

હાશ ! આ જુઓને ! લોહી જામી ગયુ. તમે ઘણાજ જબરા છો આટલું બધુ જોર હોય તો જાઓ માલતીના ભૂતને કાઢવા !' વિલાસે કરેલી મજાક તેનેજ મોંઘી પડી

'માલતીને વળી ભૂત શાનું ? ચિંતા તથા લાગણીઓના આવેશ વધતા તેની માનસિક સ્થિતિ નબળી પડી ગઇ છે જેમ જેમ વખત વીતશે તેમ તેમ ભૂતકાળ ભુલાઇ તે સંપૂર્ણ સ્વસ્થ બની જશે હમણા તો થોડા દિવસથી હું તેને બિલકુલ મળીજ શક્યો નથી'

'તમારુ શાસ્ત્ર તમારી પાસેજ રાખો માલતીને કંઇ વળગાડ હોય તેવુ હવે મને જણાય છે' વિલાસને તેની સમક્ષ માલતીની બ્હાવરી આકૃતિ ખડી થએલી જણાઇ

'ઘણા માણસો એવાં હોય છે કે તેઓ ભૂતને માને નહિ પણ તેનાથી ડરે ખરા તું પણ શુ તેમાંની એક છે ?'

'હું ભૂતને માનતી નથી, એ વાત ખરી પરંતુ માલતીબેનના થોડાક સહવાસથી હવે મારા વિચારો બદલાયા છે તેમના ચેન-ચાળાથી ખરેજ ગમે તે પણ ડરી જાય' વિલાસમાં ભૂતની માન્યતા દૃઢ બનતી જતી હતી !

'અરે ! હું દરરોજ કહું છું કે મનની નિર્બળતા—અસ્વસ્થતાથી વિવિધ પ્રકારની ઘેલછા—ગાંડાઈ જન્મે છે તેથી કંઇ ભૂત છે

એમ કેમ મનાય?' વિનોદરાય ભૂતના વહેમને સ્વીકારવા તૈયાર હતા જ નહિ

'તે ગમે તે, હોય પરંતુ રતનજી ગોરની બાધાથી માલતીને આરામ જણાયો' વિલાસે બધાને અકસીર ઔષધિ-રૂપ તરીકે ઓળખાવતાં કહ્યુ

'શાની બાધા? રતનજી ગોરની? અરે! એ તો પૂરો પહોંચેલો માણસ છે' વિનોદરાય રતનજી ગોરનું નામ સાંભળતાંજ ચોંક્યા

'એમાં આટલા બધા ચમકો છો કેમ? રતનજી ગોરે દોરો કરી આપ્યો છે અને તેમને ત્યાંથી દરરોજ મંત્રેલું પાણી લઈ જઈ માલતીને પાવા કહ્યું છે આમ કરવાથી વળગાડ દૂર થશે એવી રતનજીએ ખાતરી પણ આપી છે' વિલાસે વાતનો રદીઓ કર્યો.

'હેં' પણ માલતીએ દોરો બાંધવા દીધો ખરો?' આશ્ચર્ય પામતા વિનોદરાયે પૂછ્યું

'હાસ્તો માલતીબેન થોડા વખત તે દોરા તરફ જોઈ રહ્યા અને પછી જાણે બહુ દુઃખ થયું હોય અને પોતે નિરાધાર બની ગયા હોય એવો ભાવ કરી જોરથી પાસું ફેરવી સૂઈ ગયાં' વિલાસે માલતીની તે વખતની મનઃસ્થિતિ પ્રકટ કરી.

'ખરેખર, મણિલાલ કરે મોટી ભૂલ કરી છે માલતીના રોગને તે પારખી શકતા નથી અને બીજા ખોટા ઉપચારો વહેમો હાલ તેની સ્થિતિને વધુ ગંભીર બનાવે છે' વિનોદરાય દુઃખી થતા બોલ્યા

'પરંતુ તેમાં તમે આટલા બધા દુઃખી કેમ જણાઓ છો?' વિનોદરાયનું ઉદાસીન મુખ જોઈ વિલાસ બોલી ઊઠી

તું જેમ શરદ ઋતુના પાણી જેવી નિર્મળ-નિખાલસ છે તેમ આખા સમાજને જુએ છે પરંતુ તને ક્યાં ખબર છે કે, સમાજમાં કેટલાંક માનસ ચોમાસાના ડહોળા-એલા પાણી જેવાં મેલા હોય છે' વિનોદરાયે ખિન્ન થતાં કંઈક આવેગથી કહ્યું.

'મને આમાં કંઈ સમજ પડી નહિ તમે શું કહેવા માગો છો? જરા ચોખ્ખું સ્પષ્ટ કહોને' વિલાસ વિચારમાં પડી

'તું રતનજી ગોરને ઓળખે છે? મને તેના વિષે સારી માહિતી છે બાહ્ય દૃષ્ટિએ તે જેટલો શુદ્ધ અને સનાતની થઈ ફરે છે તેટલોજ અંદરથી અતિ નીચ અધમવૃત્તિવાળો અને આડંબરી છે' વિનોદરાયે રતનજીનું ચારિત્ર્ય ખુલ્લું કર્યું

'તેથી શું થયું? માલતીબેનને તેની સાથે થોડોજ કંઈ સબંધ પડવાનો છે?' ભોળી વિલાસને આ બાબતમાં કંઈ ગંભીરતા જણાઈ નહિ

જ્યારે તું પરિણામ જાણીશ ત્યારે સમજીશ હવે જવા દે એ વાત પ્રભુ સૌનું સારુંજ કરશે મારું માથું દુખે છે તો જરા ગરમ ઉકાળો કરી લાવ' વિનોદરાય કંઈક કંટાળતા બોલ્યાં

'વારુ' કહી વિલાસ રસોડામાં ચાલી ગઈ

વિનોદરાય તે ખંડમાંથી નીકળી ઘરની પછવાડે આવેલા વરંડામાં જઈ બેઠા, અને વિચારે ચઢ્યા

'અરે મૂર્ખ સમાજ' તારી આંખે પડળ ચઢ્યાં છે અર્થ સમજ્યા વિના મોક્ષ પ્રાપ્તિ દુર્લભ છે ત્યાં સુધી તું ખોટા વહેમો, જૂની અયોગ્ય પ્રથા-પ્રણાલિકા-રૂઢિઓ તથા અંધશ્રદ્ધાને છોડી આત્મજ્ઞાન-ભાનથી સ્વતંત્ર રીતે નીકળતાથી સમય-સંજોગો પ્રમાણે નવ-યુગના બળને પિછાની જીવન વ્યવહાર ચલાવીશ નહિ ત્યાં સુધી તારું, તારી પેઢીનું અને કોઈનું પણ કલ્યાણ થવાનું નથી તારા મોટા મોટા કાર્યોમાં સાથ આપી તેની સિદ્ધિ માટે ઝંખનાર તારા અમલના અમન-ભર્યા અમર્ત્ય

અવગણના કરી તું કોઇપણ કાર્ય સફળ કરી શકીશ નહિ જ્યા સુધી તું તારા મોઘા સ્ત્રી ધનનો સાચો ઝવેરી બન્યો નથી ત્યા સુધી તું ઠગાવાનો જ છે રૂઢિચુસ્ત સમાજ ! વડીલપણાનો તારો અંકુશ નાનેરાને મૂઝવે છે અને જ્યારે આ અંકુશ આપખુદીમાં પરિણમે છે ત્યારે તો તેમના જીવનને ઝેર સમાન કરી મૂકે છે તું તારી 'ગૃહલક્ષ્મી'ને સીતમની ચક્કીમા પીસી રહ્યો છે તું તેનો વૈદરાજ થવા જાય છે પરંતુ છેવટે તારા રૂઢિચુસ્ત માનસને લીધે 'યમરાજ'નેજ નોતરે છે જ્યા સુધી તેના વ્યાધિને તું ઓળખી શકીશ નહિ ત્યાં સુધી તેને દૂર કરવાને બદલે બીજી અસખ્ય વ્યાધિઓ–પાપોના રસ્તા મોકળા કરી મૂકીશ . . . અને વળી તારે આઝાદી આબાદી જોઇએ છે ? પણ તું કેમ ભૂલે છે ? 'સ્વતંત્રતા પ્રાપ્ત કરવા સ્વતત્રતા આપવી જોઇએ ' તે સ્ત્રી સમાજના હક્ક–હિતો માટે જોઇતી છૂટછાટ આપી છે ? તેનુ દુ ખ–કલ્પાત સાભળવા તે કરૂણા દાખવી તારા કર્ણ કદી ખૂલ્લા મૂક્યા છે ? ..જો તું તારો ઉદ્ધાર કરવા માગતો હોય તો જે માતાઓએ શુરવીર શિવાજી, પ્રતાપી પ્રતાપ, શ્રી રામ–કૃષ્ણ, વિવેકાનન્દ, પૂ ગાધીજી અને એવી બીજી વિભૂતિઓને જન્મ આપ્યો છે તે માતાઓનુ યોગ્ય પૂજન–સન્માન કર તેમના જીવનને સુખી રસમય બનાવવા તું તારા કુરિવાજો અને અનર્થકારી અયોગ્ય રૂઢિઓના આવરણને દૂર કર તારી રૂઢિરક્ષક વૃત્તિને છોડી સસ્કાર સાધના કર તારી બુદ્ધિને સાત્વિક બનાવી વિકસાવ અને નિર્દોષ બાળાઓનો તું શાપિત ન બન . ......

વિલાસ ગરમ ઉકાળો તૈયાર કરી વિનોદરાયને આપવા આવી અને હાસ્ય ખાળી ન શકી તેના ખડખડાટ હાસ્યના અવાજે વિનોદરાયની વિચાર દિશા બદલી.

'અરે ! આમ હાથ લાબા કરી શુ કરો છો ? માલતીની અસર તમને તો લાગી નથી ને ? લ્યો આ ઉકાળો '

'હા, મને પણ માલતીની અસર લાગી છે' વિનોદરાય ઉકાળાના પ્યાલાને પોતાના હાથમા લેતા બોલ્યા.

'એમ કે ? તો પછી, તમારા ભૂતને કાઢવા રતનજી ગોરને બોલાવવા પડશે' વિલાસે મુક્ત હાસ્ય કર્યું,

'હા, જરૂર બોલાવો અને પછી જુઓ કે કોણ કોનુ ભૂત કાઢે છે !' વિનોદરાય ઉકાળો પીતા બોલ્યા

'ના ના, સાચુ કહોને, તમે એકલાં શુ બોલી રહ્યા હતા ?' વિલાસે કુતૂહલ દૃષ્ટિએ પૂછ્યુ

'મારૂં ભૂત કાઢવા જે રતનજીને બોલાવવું હતુ તેને–તે સમાજને–વૃત્તિને.' વિનોદરાયે મજાકમાં સાચુ કહી દીધુ

'એમ કે ? વારુ, વારુ, હવે ચાલો ઘરમાં જુઓ, રાત્રિ કેટલી વધી છે ?' વિલાસે ઉકાળાનો ખાલી પ્યાલો લેતા કહ્યું

'હા, એ ખરૂં પરતુ હું માલતીને જરા જોઇ આવુ ' વિનોદરાય એકદમ ઊભા થયા

'તમે તે કઇ ભાનમા છો કે નહિ ! અત્યારે રાત્રિના અગીઆર થવા આવ્યા છે, કકડકની ઠડી પડી છે અને બહાર પવન પણ ફુકાય છે. અને એ તો બધુ ઠીક પણ આવા કદગા વખતે જઇને કોઇને તકલીફ રૂપજ થવાનુ ને ! ચાલો ઘરમાં ' વિલાસ અદર ગઇ

વિનોદરાયે અત્યારે માલતીને મળવા જવાનો વિચાર માડી વાળ્યો પરતુ માલતી .. તેને ભૂતનો વળગાડ રતનજી ગોરની બાધા અને મત્રેલું પાણી . આ બધા વિચારોએ તેમનાં મગજમા અનેક ગડમથલ જન્માવી

'ક્યારે સવાર થાય અને માલતીને મળુ આ વિચારજ તેમના મનમાં ઘોળાઇ રહ્યો હતો

[ અપૂર્ણ ]

# ચોત્રીસ તાલુકા કોંગ્રેસ સમાચાર.

બોટાદ મુકામે તા. ૬-૨-૪૯ ના રોજ કોંગ્રેસ કાર્યવાહક કમીટી મળી હતી, જેમા નીચે મુજબ કામકાજ થયું હતું. કમીટીની બેઠકમા રા શાંતિલાલ કાળીદાસ બે વખત ગેરહાજર રહેવાથી તેમની જગ્યાએ રાજકોટના વોરા જમનાદાસ માણેકચંદને નીમવામા આવ્યા, અને નીચેના ઠરાવો પસાર કરવામા આવ્યા

(૧) હળવદ મહાજનની આવેલી અરજી વચાણમા લેવામા આવી તેના અંગે જુદો ઠરાવ કરેલ હોઇ તે મુજબ અરજી દફતરે કરવી અને તે ઠરાવના ખબર હળવદ મહાજનને આપવા.

(૨) પોળકાની નાતને ગોળ સાથેનો વહેવાર શરૂ કરવા સબંધે આજરોજ પેટા-કમીટીના રિપોર્ટ ઉપરથી જુદો ઠરાવ કરવામાં આવ્યો છે

(૩) લીંબડીવાળા શાહ ચંદ્રકાંત તથા નવનિતલાલ ભગવાનદાસની ગોળમા ભળવાની અરજી નીચે ઠરાવ કરી, તેઓ સુન્નતનું લાણું કઢાવ્યા બાદ અરજ કરે ત્યારે તેમને માટે વિચાર કરવામાં આવશે, તેમ ઠરાવવામા આવ્યું

(૪) જોડીયાના રહીશ કોઠારી ગોવીંદજી રામજીની અરજી નીચે ઠરાવ કરી તેમને તથા તેમના ભાઈ કાંતીલાલ ગોવીંદજીને ગોળમા ભેળવવાનું સર્ટીફીકેટ આપવામાં આવ્યું

(૫) આમરણવાળા સોમચંદ જાદવજી મણિયારે તેમની વતી ઉમેદલાલ ચુનીલાલને અધિકારપત્ર આપેલ, જે લઇને ચુનીલાલ કરશનજી આવતા, સદરહુ બાબતમા અરજદારે જાતે આવવુ જોઇએ તેવો ઠરાવ કરી તેમને ખબર આપ્યા

(૬) આમરણના રહીશ મણીયાર કરશનજી રૂપસીના દીકરા ચુનીલાલ કરશનજીની અરજીના અંગે તે હાજર થતા તેમને ગોળમા ભેળવવાની અરજી ના-મંજુર કરી તેવા ખબર તેમને આપ્યા

(૭) લાખાણીના મહેતા પોપટલાલ દેવચંદની અરજી રજુ થતા તે નીચે તેમને સર્ટીફીકેટ આપવાનો ઠરાવ કરવામા આવ્યો

(૮) સુરેન્દ્રનગર મહાજનનો આવેલ કાગળ રજુ થતા તેને અંગે બાઇ રંભા હરગોવીંદની જે અપીલ મોરબી પરીષદમા ન્યાય કમીટી પાસે રજુ થયેલ તે અપીલના કામળોની નકલો સેક્રેટરીએ પોતાની સહી સાથે મોકલી આપવા

(૯) વીરમગામ (ગોળબહાર) ના જ્ઞાતિ આગેવાનો શ્રીયુત મોહનલાલભાઈ તથા જયતિલાલભાઇ કમીટી રૂબરૂ હાજર થઇ પેટાસમિતિને વીરમગામ વેળાસર મોકલવાની તારીખ નકી કરવાની અરજ કરતાં તા ૧૯-૩-૪૯ ના રોજ પેટાસમીતીએ વીરમગામ જવાનું અને તેમનો રિપોર્ટ તા ૧-૫-૪૯ પહેલા હેડઓફીસે રજુ કરવાનું ઠરાવ્યું

(૧૦) મોઢ મહોદયના તંત્રી મણીયાર ગોરધનદાસ અમીચંદની અરજી રજુ થતાં તેમની માગણી મુજબના શબ્દો પ્રોસીડીંગ બુકમાંથી કમી કરવા સેક્રેટરીને સૂચના આપી.

(૧૧) ભાવનગરવાળા વોરા અનંતરાય જમનાદાસ તથા મોદી વેણીલાલ નરોતમદાસની લાણામાં નામ દાખલ કરવા સબંધી આવેલી અરજીઓ રજુ થતા તેનાં અંગે જે તે તડના મહાજનને તે બાબતનો ખુલાસો પુછાવી આવતી કમીટીમા રજુ રાખવા ઠરાવ્યુ

(૧૨) મોરબીવાળા હાલ અમદાવાદ રહેતા

શાંતિલાલ પાનાચંદ પરીખની અરજી રજુ થતા તે બાબતમાં કાર્યવાહક કમીટીને ધારાસર કાંઈ કરવાનું નહિં હોઈ અરજી દફતરે કરવી

(૧૩) ધ્રાગધ્રાવાળા ગણપતરામ પારેખના દીકરાના સગપણ બાબત એક નનામું પોસ્ટકાર્ડ રજુ થતા તે સંબધે ધ્રાગધ્રા ભગા ધારસીના તરફને લખી ખુલાસો મંગાવી આવતી કમીટીમા રજુ કરવો

(૧૪) ચ રાણપુરના શેઠ લધરચંદ મોતીચંદને શા કાલીદાસ ત્રીભોવનના રૂ. આપવાને માટે ખુલાસો કરવા માટે આગામી મીટીંગમાં બોલાવવા

(૧૪) લખતરવાળા ગાંધી સાકરચંદ ઝવેરનો પત્ર રજુ થતાં તેના અંગે લખતરથી આવેલ મહેતા મોહનલાલ નાનચંદ તથા મેતા દેવસી ત્રીભોવનની રૂબરૂ હકીકત સાભળી તથા જે કામળો રજુ કર્યો તે વાંચતા, લખતરવાળા કાંતિલાલ ધનજીની અરજી મોરબી પરિષદે નબર ૭ નો ઠરાવ કરી નામજુર કરેલ છે અને તેમને કોઈને સર્ટીફીકેટ આપવાનો કે કાર્યવાહક કમીટીને તે ઉપર કાંઇ સાભળવાનો અધિકાર નહિ હોઇ, કાંઇ કરવા સરખુ નથી અને આ કામને ધારાની કલમ ૧૪૧ લાગુ નથી તેમ ઠરાવ કરી તેઓને ખબર આપ્યા

(૧૫) મોહનલાલ મગનલાલ ભાવનગરવાળા વિગેરે ત્રણ જણની કમીટીનો તા ૯-૧-૪૯ નો આવેલ કામળ તથા સાથે પ્રેસનું આવેલ બીલ રજુ થતા તેમાં જણાવ્યા પ્રમાણે મહેરબાન પ્રમુખશ્રીના તા. ૧૨ ૧૨ ૪૮ ના સુચનાપત્ર અનુસાર બીલો મોકલેલ હોઇ તે સુચનાપત્રની નકલ સામેલ (સાથે) રાખેલ નથી જે એમા સિવાય કાંઇ નિર્ણય કરી શકાય નહિ સબબ તે સુચનાપત્ર કે તેની નકલ મોકલવા તેઓને લખવું અને જવાબ આવતા આવતી કમીટીમાં રજુ કરવો

(૧૬) બોટાદના ધી મણિયાર પ્રીન્ટીંગ પ્રેસના આવેલા બીલ મુજબ તેને રૂ સાતસો પચોતેર ચુકાવી આપવા અને ધાગણીઓની કીંમત ઘટાડી કોપી એકના રૂ ૦-૮-૦ રાખવા અને પ્રોસીડીંગ બુકો નહિ વેચતા દફતરે રાખવી.

(૧૭) મેતા અમૃતલાલ સુખલાલનો આવેલ પત્ર રજુ થતાં તેમને ત્યાં પડેલી સીલીક બેંકમાં ગોઠવવા માટેનો ઠરાવ કર્યો

(૧૮) લીંમડીવાળી બાઇ જીવી વલ્લભદાસની અરજી તથા વીરમગામવાળા શા કાલીદાસ ત્રીભોવનની આવેલી અરજીઓ બાબત વાચન થતા આવતી કમીટીમા લાગતા-વળગતાને બોલાવવા

(૧૯) મહેરબાન પ્રમુખ સાહેબે વિધવા સહાયક ફંડને માટે નીમાએલ પેટા કમીટીને સ્તવર કામ કરવા માટે ખબર આપવા ઠરાવ્યુ

(૨૦) હળવદની નાત પાસેથી વીરમગામે હળવદની જ્ઞાતિને આપેલા રૂ ૫૦૦) પાછા લેવા માટે કરેલી અરજી આવતી બેઠકમાં રજુ રાખવી અને તે ઉપરાંત બીજા કોઇ કામળો બાકી રહ્યા હોય તો આવતી કમીટીમા રજુ રાખવા સેક્રેટરીને ફરમાવ્યુ

(૨૧) આવતી કાર્યવાહક કમીટીને લીંબડી મુકામે ભરવા લીંબડીના ગૃહસ્થ તરફથી આમંત્રણ મળતા તે સ્વીકારવામા આવ્યુ

(૨૨) આ કાર્યવાહક કમીટી ઘોળા જ્ઞાતિના ખર્ચે ભરાયેલી હોઇ બોટાદમા તેઓએ અને તેમની વતી પારેખ પરસોતમદાસ ગરીબદાસ તથા બોટાદના જ્ઞાતિ આગેવાનોએ કમીટીની જે સગવડ સાચવી છે તેને માટે તેમનો આભાર માનવામા આવે છે

બોટાદ તા. ૯-૨-૪૯ નારણદાસ ગો. શેઠ
રજુ-મણુકચંદ મોતીચંદ • પ્રમુખ.
ઓ. જ. સે.-હળવદ

# " તરૂણ વિભાગ. "—તુજ પાયથી ધ્રૂજે ધરા,

## તૂટે ગુલામી શૃંખલા, આગે બઢો આગે બઢો !

સંપાદક હરિન્ દ્રા પરીખ
● મુકિત ચાલ રૂમ ૧૬ જવાહરનગર
● ખાર ( પૂર્વ ) ગોળીબાર
● P O શાંતાક્રુઝ (પૂર્વ) મુબઈ ૨૫

પારસકણી
જ્યાં સુધી ઉંચો આદર્શ, ઊંડી વિચાર શીલતા અને જીવનની સાદાઈનો ઉચ્ચ જીવન-ધોરણની કલ્પનામા સમાવેશ નથી થયો ત્યાં સુધી તે કલ્પના પણ અધૂરી છે

દોસ્તો,

'મોઢ મહોદય' મા આપણા માટે થોડીક જગ્યા કરી આપવાનુ 'મોઢ મહોદય' ના તંત્રીએ સ્વીકાર્યું છે, એટલે હવેથી 'મોઢ મહોદય' મા તરૂણ માટે કાંઇ ને કાંઇ આવતુ રહેશે એમા મજાના લેખો હશે વિદ્યાર્થી ઓને રસ પડે એવા માગ અને ઉપયોગી નિબધો હશે વિનોદી-હાસ્ય પ્રેરક ટુચકાઓ હશે આપણી આજુબાજુ ઉપસ્થિત થતી અવનવી અનુભવ-કથાઓ હશે રસિક વાતો-ચર્ચાઓ અને પારસકણી' રૂપે સુંદર વિચારો હશે અને બીજુ પણ એવુ એવુ હશે જે વાંચતા આપણને બધાને ખૂબ જ મજા આવે અને રસ પડે. અને આ બધુ લખનારા પણ આપણે પોતેજ બનવાનુ છે

ગયા અંકમાં 'તરૂણ વિભાગ' માટેના અપાએલ 'આહવાહન'ના પડઘા રૂપે થોડા અભિનદન પત્રો અને કેટલાક ટુચકા અને કોઈક સૂચનો મળેલા છે તેઓએ દર્શાવેલ સહાનુભૂતિની લાગણી અને શુભેચ્છા માટે તેમનો આભાર માનવો જોઇએ અને માનુ છુ

સ્થળ સકોચને લીધે આવેલ પત્રોમાંથી સૌથી પહેલાં આવેલા બે પત્રો અને એવીજ રીતે બે ટુચકા આમા લીધેલા છે જે અન્યત્ર આપેલા છે

આ વખતે કોઇ સારા લખાણો કે ચર્ચા ઇત્યાદિ કશુ નવીન કોઇ તરફથી મળેલ નથી તેથી કઇક શરૂઆતની ઇચ્છાથી હુજ 'રસિક નિબધ' ઉપર એક નિબધ લખુ છુ 'હવે પછી માટે" મારો વિચાર છે કે દરવેળા એકાદ વિષય સુચવવો અને તે વિષયના પક્ષમા અને વિરૂદ્ધમા સુ-૨ ચર્ચા-પત્રો નહુજ ટુકમા છતા મુદ્દાઓને સ્પષ્ટ રીતે રજુ કરીને લખેલા નિબધો રૂપે લખી મોકલવા સૌને 'તરૂણ વિભાગ'મા આગ્રહભરી વિનતિ રજુ કરવી

આ વખતે હું ઇચ્છુ છુ કે આપ સૌ 'તરૂણ વિભાગ'મા ધ્યાન કરીને કઇ જાતનુ સાહિત્ય અપાય તો બધાને રસ પડે એ વિશેના સૂચનો લખી મોકલાવો જેથી હું પણ સમજી શકુ કે મારે કઇ જાતના લખાણોને પ્રથમ પદ ઢગી આપવી તમારૂ 'લખાણ' મને તા ૨૦ પહેલા મળી જાય તેમ મોકલવાનુ ધ્યાનમા રાખવુ મોટી મોટી નવલકથા, કે ધાર્મિક, ઐતિહાસિક કે તત્વજ્ઞાનની વાતો, અને બહુ કાવ્યો વગેરે હમણા અહેંગ્યાની કરી કોઇ 'તરૂણ વિભાગ' માટે ન મોકલે વખત જતા 'તરૂણ વિભાગ'નો વિકાસ કરશુ ત્યારે એવુ એવુ બધુ જરૂર આવકારશુ, પણ અત્યારે તો નહિ જ

વારૂ, આ સિવાય વધુ અત્યારે ને અત્યારે

લખી જણાવવાની ઇચ્છા તો છે છતાં એ ઇચ્છાને દમણા તો પગભે દાબી રાખીને આટલાથી સંતોષ માની લઉ છુ ધીમે ધીમે અને દરવખતે મારે તો કહીને કહુ કહેવાનુ જ છે ને ?

મારી તો અભિલાષા છે કે આપણા નવયુવાનોનુ વિનાટ મંડળ બને અને દરરોજ અરસપરસ આપણી વાતો-વિચારો-અને કલ્પનાની કાલીઘેલી વાતો અંદર અંદર કર્યાજ કરીએ

જય હિંદ ! જય તરૂણુ !!

—"હરિન્".

## મળેલ પત્રોનો સાર

૧

વડનગર, તા ૧૮-૨-૪૯

સ્નેહી ભાઈશ્રી હરિન્ભાઇ પરીખ, મુંબઈ

જયહિંદ ! 'મહોદય'મા તમોએ 'તરૂણ-વિભાગ' શરૂ કર્યાની વિગત જાણી તમોએ યુવકો માટે આ કાર્ય શરૂ કર્યું છે તે યુવાન વર્ગને આજના પલટાતા યુગમા સાચો નહ ચીંધી કાર્યક્રમ આપવો અને સમાજનો ઉત્કર્ષ થાય તેવી ભૂમિકા તૈયાર કરશો એવી તમારી પાસેથી આશા રાખુ છુ, ને આ કાર્યમાં તમારા મનોરથો સફળતાને વરો એવી મારી નિશુને યાચના છે શુભેચ્છા,

લી૦ પંડયા જોઈતારામ મોહનલાલ
ચોકસીના જય માતગી

જ૦-'તરૂણ વિભાગ' માટે બતાવેલી આપની શુભ લાગણી બદલ આભાર આપને ટપાલદ્વારા પત્રનો જવાબ લખેલો છે, જે મળેલ હશે

—સંપાદક

દાદર, તા ૨૦-૨-૪૯

ભાઇ હરિન્. પરીખ.

આપનુ 'તરૂણ-વિભાગ' મારેનુ નિવેદન આ વખતના 'મોઢ મહોદય'ના અંકમાં વાચ્યુ વાચીને ઘણોજ હર્ષ થયો છે આને માટે તમને તથા તંત્રીને અભિનંદન પાઠવુ છુ.

આવા 'તરૂણ વિદ્યાર્થી, યુવક કે યુવતી માટેના વિભાગ'થી આપણી જ્ઞાતિની તરૂણ જનતાને, જો તેઓ એનો ખરો ઉપયોગ કરી શકે તો, ઘણો જ લાભ છે એમ હું માનુ છું આવા વિભાગ માટે હુ પોતે ઘણા વખતથી તલસતો હતો અને આજે 'તરૂણ-વિભાગ'ના આરંભકાળે મારી એ મનની મુરાદ બર આવતી જોઇ ખૂબ જ હરખાઉ છુ.

એટલુજ પુચ્છુ છુ કે વિભાગમા તરૂણને ઉત્તેજતા લેખો ઉપરાંત કોઇ વિદ્યાર્થીની મુશ્કેલી, કોઇ છાત્રની મુંઝવણ, સમાજમા રીબાતા યુવક-યુવતીઓની આપવીતી, પાકટ અને પેઘી ગએલા જેહુકમી બાજ આગેવાન ગોવઠીઓના સકંજામાં સપડાયેલા આપણા નિર્બળ હૈયાના અસહાય નવયુવાનોની મનો-વાર્તાઓ, અને નિરાધાર તરૂણ બાળ-વિધવા-ઓની કરૂણ કથાઓને પણ સ્થાન આપજે

ભલે 'તરૂણ વિભાગ' એ બધાના દુઃખ નિવારણને અર્થે કંઇ ન કરી શકે, પણ એ સૌના હૈયા હળવા કરવા એમની વાતોને જરૂર પહેલાં લેજે.

આજના યુગમાં લગભગ દરેક સામયિકમાં આવા વિભાગોની આવશ્યકતા સ્વીકારાય છે, અને તે જુદા જુદા પત્રોમાં 'કુમાર-વિભાગ' રૂપે આવે છે તેના પરથી જોઇ શકાય છે.

આપના 'તરૂણ વિભાગ' ની સંપૂર્ણ સફળતા ઇચ્છું છું. ચેતન જ્યોતિ જમાવ

દીવડા

લી૦ ધીરેન્ જે વોરા.

જ—આપનો પત્ર વાંચી હું ખૂબજ ઉત્સાહીત બન્યો છું તમારી ઇચ્છા મુજબ જરૂર બધાને સ્થાન આપીશુ   સંપાદક

**રસિક નિબંધ—**

કલ્પનાની કેળવણીથી ઝમકતો, વર્ણનોની ગુંથણીથી શોભતો, વિચારોની ગોઠવણીથી ચમકતો અને આદર્શોની મેળવણીથી મ્હેકતો, કોઇપણ નિબંધ રસિક હોઇ શકે  નિબંધની વ્યાખ્યા પણ એજ બને

હજારો દિનથી ઉત્પન્ન થતી આકાંક્ષા નિબંધ માત્રના લખાણથીજ જો નક્કર બનતી હોય, હૈયાની માનેલી અને અંતરે સેવેલી ભાવના જો કંઇક નિબંધના આલેખનથી નિશ્ચયાત્મક સ્વરૂપે ઘડાતી હોય તો એ નિબંધ જીવનમાં અને વર્તનમા રમ રસના પુલડા વેરે

ગગન સુધી ચગતો આદર્શોનો હિંચોળો જો નિરાશાની ચાદર છેદી જીવન મંદિરના ઘુમ્મટ પર 'માનવ બન' એવી ગંભીર શિક્ષા કથે તો આદર્શોનો દોસ્ત નિબંધ રસાળતાથી મનને છલકાવી દે

વર્ષો પર વર્ષો વીતવા છતા નિબંધ એના એજ જાતના મળે છે, શૈલી કોઇ પુરાણી લેવી પડે છે, વિચારો ક્યાયથી તાડાવવા પડે છે, સબ્દ રચના કોઇકની ઉછીની લેવી પડે છે અને રસિક શબ્દ નિબંધ, સાથે અસહકાર કરે છે

નવ માનસને અનુરૂપ, ઉત્સાહી ઉન્માદને 'યોગ' અને આઝાદીના દીવાનાઓને 'કમાલ' એવા નિબંધો ઉડે ઉડે પાતાળે છે, પૂર્વજોની કે પશ્ચિમની નક્કલાઇ જણાવતા નિબંધો પછી કંઇ આલ્હાદતા જમાડી શકે?

'હૈયા સાથે આન આતો, ઘડીક આર્યાવર્તના મંત્રોનુ ભાન કરાવતો, તો થોડીક ક્ષણ ગામડાનો કલ્લોલ ખડું કરતો, આર્યોની ઉચ્ચતા અને હિંદીઓની કમાળતા રજુ કરતો, પહેલેથી છેલ્લે સુધી આપણી જાતને પ્રયોજ પૂછયા કરતો નિબંધ રસિક બનેજ .

જાતને મુકી પર પાસે પહોંચનો, હિંદને છોડી દૂર દોડતો, સત્યાગ્રહને તરછોડી યુદ્ધ કરતો, કુદરતને વગોડી વિજ્ઞાન શોધતો નિબંધ રસિકતા સાથે કી રીતે હાથ મિલાવી શકે?

કલ્પનાની ઘુમગડી કરતા તરંગો, મહત્ત્વાકાંક્ષામા તરબોળ બનતા વિચારો, તમન્નામા ઓતપ્રોત થતા કાર્યો જો છપ્પન ભારી વિદ્યાર્થીમાંથી વીર અને અભ્યાસીમાંથી આઝાદ બનવાની પ્રેરણા આપે તો એ નિબંધ હૃદય કર્તાનો અને રસિકતાનો સમાધીજ હોય.

''આજના અમે'' ''કાલના કોણ?'' ''સત્યાગ્રહની લડત લડતો વિદ્યાર્થી'' 'યુદ્ધના પડઘમ સાંભળતા,'' 'દેશની આઝાદી વખતે''

વિચારોનુજ જેમા શાસન હોય છે આશા અને ઉત્સાહથી જેમ ભરેલી ભાષાનુંજ રાજ્ય હોય છે જેમા સ્વાર્પણના નાદો ગુંજે છે એવા નિબંધ રસિકતાને ખેંચીજ લાવે છે

'સળગતી ચિતા,'' ''ફાંસીના દળણા,'' ''ફાંસીને માચડે'' આ સંખ્યા નિબંધો કેટલા ભાવ જમાડે? કલ્પનાને કયા દોડાવે? કયા વિચારે મગ્ન બનાવે?

નામ પડતાંજ નવાઇ ઉ જાવતા, બુદ્ધિને કસતા નિબંધો પણ રસિકતા ખૂબજ ઉપજાવી શકે  ''મોડા ઉઠવાથી થતા લાભ,'' ''માંદા પડવાથી પડતી મજા,'' ''યુવાનથી થતી દેશની હાલાકી,'' ''હાસ્યની જીવનમા બિનજરૂરીઆત.''..

દલીલોના પાતાળ તોડતો, કલ્પનાઓનો સાગર ડખોળતો, બુદ્ધિના બજારમાં ફરતો નિબંધ દિલને આનંદિત કરે, દિમાગને પ્રફુલ્લિત કરે, આખાએ દેહને ખિલખિલાટ કરાવે ..

'બ્રાહ્મણ ઉત્તમ કે ભિક્ષુક ?" 'જીવન સુંદર કે મૃત્યુ' 'માંકડ ઉપયોગી કે મચ્છર ?' "બળવાન કોણ ? શ્રદ્ધા કે જ્ઞાન ?"...

આવા નિબંધો લખાતી વેળાએ કલ્પના કવમ હોય છે, વિચાર શાહી હોય છે અક્ષરો કોઈ આદર્શના સતાન સરીખા હોય છે, પંક્તિઓ કોઈ કળા ઉછાળતી હોય છે, શબ્દો કોઈ ચિત્ર ચમકાવતા હોય છે, લખાણો આકાશમાળ રંગપુરણી પુરતા હોય છે.

નવીન વિષય, ધમધગતી આશાવાળો નવાજ દૃષ્ટિબિંદુ, ફળફળતા ઉછરંગ ભરેલા અને જીવનના પડોને ઉખેળતો નિબંધ રસિક બનેજ

નિબંધો સાહિત્યના સર્જનના ધ્યેયથી આલેખાતા હોય તો તે રસિક હોયજ, તેમાં કલ્પના અને ઉત્સાહના વિચારો ઉછળે છે સાહિત્યના વિકાસના ઉદ્દેશથી જે નિબંધ લખાતો હોય તો તે પણ ખૂબ મનોરંજક હોય છે, તેમાં જીવનના, કર્તવ્યના આદેશ હોય છે ફક્ત પરીક્ષા પસાર કરવા માટે લખાતા નિબંધો જડ હોય છે; વિચાર તેમાં પરતંત્ર છે કલ્પના ક્ષણજીવી છે આદર્શના અવસાન છે

અંતરના નાદમાંથી ગાજતા વિષયો પર લખાતો નિબંધ રસિક ખૂબજ હોય

'ગગનના તારલા,' 'ખગોળના આભલા" "કુદરતના કલરવ" અને 'પ્રકૃતિના રમણો' નિબંધ પર ખૂબજ સ્વામિત્વ મેળવે છે

સાહિત્યના શોખીનોને સર્વ નિબંધ રસિક છે, કલાના પૂજારીઓને વર્ણનાત્મક નિબંધ યોગ્ય હોય છે તત્ત્વજ્ઞાનીઓને દલીલોથી ભરપૂર અને બુદ્ધિની ભૂલભૂલામણીવાળો નિબંધ સુંદર લાગે છે અને સમજાને તો.. નવીન, આશ્ચર્યજનક, છતા જુનો.. તો પણ પાસેનો નિબંધ ખૂબજ રસિક લાગે.

નિબંધ લખવાનું સાહજીક મન થાય. લખતાં કલાકો વીતે તો પણ ભાન ન રહે ખૂબજ આનંદ દીલમાં ઉછળે, પુષ્કળ ઉલ્લાસ લાગણી તો એ નિબંધ પછી ગમે તે વિષય પર હોય પણ રસિક તો હોયજ ધરતી આખી પડી છે. સેંકડો નિબંધો અક્ષરદેહે અવતરવા માગે છે, એવા એ સમયે રસિક શું ? અરસિક શું ?

તો પણ રસિક નિબંધ કહેવો કોને ?

—જેથી અરસિક વિષય પણ રસમય બને છે તેને લે સંપાદક.

<u>હાસ્ય વિનોદ:</u>

૧ એક કંપોઝીટર, કામને અભાવે એક હોટેલમાં વેઈટર તરીકેની તેની કારકીર્દિની શરૂઆતમાં એક ઘરાકે પોતાની થાળીમાં એક કપડાનો ટુકડો જોઈ તેને બોલાવી કહ્યું, "અરે આ થાળીમાં આ કાપડનો ટુકડો કેમ ?"

"માફ કરજો, સાહેબ !" પેલાએ કહ્યું, 'છાપવાની ભૂલ થઈ છે, કાપડને બદલે પાપડ જોઈએ" બળવંત

પતિ—"જો તેં એટલી બધી ચપળાઈ ના કરી હોત અને મારૂં કહ્યું માની ઉતાવળ કરી હોત તો આપણે ટ્રેન ન ગુમાવત"

પત્ની—"હા, પણ જો તમે આટલી બધી ઉતાવળ કરી અને ગાડાની જેમ જલદી દોડાવી ન હોત તો આપણે બીજી ટ્રેન માટે આટલી બધી રાહ ન જોવી પડત"

ચંદ્રકાન્ત એ. મહેતા

—તરૂણ લેખકોને અને વાચકોને—

આ અંકથી 'તરૂણ વિભાગ' શરૂ થાય છે. અમારો વિચાર એ વિભાગને આગામા સારી રીતે રજુ કરવાનો છે, જેને માટે આપનો સહકાર અનિવાર્ય છે આશા છે કે આપ સૌ આપનો યોગ્ય હિસ્સો આ વિભાગને દીપાવવા મોકલી આપી આપનો રસ વરસાવશો અને અમારા કાર્યમાં મદદરૂપ થશો સંપાદક.

## "મોઢ મહોદય" ને રૂા સાડાત્રણ કે તેથી વધુ લવાજમ મોકલનારની પહોંચ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫) | રા જયતિલાલ રામદાસ શ્રોફ | મુંબઇ | ૩।। | ગોરધનદાસ રાયચંદ | માટુંગા |
| ૫) | ,, જટાશંકર ગોપાળજી | | ૮) | ,, હરખલાલ ગોપાળજી | ઝ્વાન્ટીર |
| ૫) | ,, દામોદરદાસ પોપટલાલ | નડીઆદ | ૩।। | ,, જમનાદાસ વિઠ્ઠલદાસ | ભાવનગર |
| ૫) | ,, ભોગીલાલ ગોવિંદલાલ | મુંબઇ | ૪) | ,, દેસાઇ ઓધવજી ઝવેરભાઇ | ધંધુકા |
| ૫) | ,, જગજીવનદાસ ડુંગરશી | ,, | ૫) | ,, ઓકળદાસ મોતીલાલ | અમદાવાદ |
| ૫) | ,, મનસુખલાલ રણછોડદાસ | નાસિક | ૫) | ,, ગોરધનદાસ ચુનીલાલ | મુંબઇ |
| ૫) | ,, જે એમ. મહેતા | કલકત્તા | ૩।। | ,, મોહનલાલ જેરાજ | ધોળકા |
| ૪) | ,, કાંતિલાલ રામજી | મુંબઇ | | | |

વ્યવસ્થાપક.

**શા. પરશુરામ જીવણદાસ કોઠારી તથા શા મુળચંદ વાસણજી મોઢ વણિક બોર્ડિંગ સ્કૂલ.**

મજકુર બોર્ડિંગ સ્કુલમાં આવતા જુન માસથી ખાલી પડનારી જગાઓ માટેની અરજીઓ તા. ૧૫-૫-૧૯૪૯ સુધી લેવામાં આવશે. માટે દાખલ થવા ઇચ્છનાર મોઢ વણિક વિદ્યાર્થીઓને ત્રણ આનાના પોસ્ટ સ્ટેમ્પ મોકલી નીચે સહી કરનાર પાસેથી અરજીના ફોર્મ તથા નિયમો મગાવી પોતાની લાયકાત, સ્થિતિ અને અભ્યાસની પુરતી વીગતો સાથે પોતાની અરજીઓ મોકલી આપવી વિદ્યાર્થીની ભાષા સંસ્કૃત હોવી જોઈએ ઔદ્યોગિક લાઇનના વિદ્યાર્થીઓને પહેલી પસંદગી આપવામાં આવશે

કોલ્વિર રોડ, દાદર
તા ૧૫-૨-૧૯૪૯

કરસનદાસ ભગવાનદાસ પટેલ.
મથુરાદાસ શામળદાસ કોઠારી
ઓનરરી સેક્રેટરીઓ.

**શ્રી મોઢ વણિક વિદ્યાર્થી મંડળ-મોરબી:**—નીચેની રકમો ચાલુ સાલ લગ્ન પ્રસંગે મંડળને ભેટ મળેલ છે, જે આભાર સાથે સ્વીકારવામાં આવેલ છે

૨૫) શ્રી ગોપાલદાસ ગોરધનદાસ પારેખ-મોરબી

૨૫) શ્રી જગજીવન તલકશી વોરા ,,

૬૨) જુદા જુદા જ્ઞાતિ સજ્જનો તરફથી રૂા. ૨૫) થી નીચેની રકમો

**જ્ઞાતિના લેખક વર્ગને**—ઉપરોક્ત મંડળ તરફથી પ્રસિદ્ધ થતા હસ્તલિખીત અંક 'દીપમાળ' નો આગામી અંક ગણેશ ચતુર્થી ૨૦૦૫ (વૈ સુદ ૪) ના શુભ દિને પ્રકટ થશે. જેમાં આપના તરફથી વાર્તા, કાવ્ય, લેખ, ચિત્ર, નિબંધ, નાટિકા ઇત્યાદિ પ્રસાદીની આશા રાખીએ છીએ સામગ્રી મોડામાં મોડી એપ્રીલ તા. ૧૫ સુધીમાં નીચેના સરનામે મોકલવા કૃપા કરશો

પત્રવ્યવહાર —

કાન્તિલાલ એમ. દોશી
માનદ મંત્રી, શ્રી મો વ વિ મંડળ
બુઢાબાવાની શેરી મોરબી

## સમાચાર સંગ્રહ

કાલોલ—પંચમહાલ જીલ્લામાં વસતા આપણા તમામ મોઢ વણિક જ્ઞાતિજનોમાં પ્રખ્યાત અને મુંબઈના સુપ્રસિદ્ધ ડૉકટર ચમનલાલ હરીલાલ મહેતા એમ બી. બી. એસ એફ આર. સી. એસ તા ૩–૩–૪૯ ને ગુરૂવારના રોજ કાલોલ મુકામે શ્રી ભગીની સેવા મંડળ હસ્તક ચાલતા પ્રસુતિગૃહની ખાત શાખ બેસાડવાના શુભ કાર્ય માટે પોતાનાં ધર્મપત્ની સાથે પધારેલા એ તકનો લાભ લઈ "શ્રી મોઢ વણિક પ્રાગતિક મંડળ કાલોલ" તરફથી તેઓશ્રીનો આમના જ્ઞાતિજનોને પરિચય થાય એ શુભેચ્છાથી એક સમારંભ રાખવામાં આવ્યો હતો. જ્ઞાતિના વડિલો શુભેચ્છકો અને વિદ્યાર્થીઓએ સારી સંખ્યામાં હાજરી આપી હતી પાનસોપારી–દુધપાક પછી સમારંભ પુરો થયો હતો

ચાલુ સાલે કાલોલની ધી મફતલાલ ગગલભાઈ સાર્વજનિક હાઈસ્કુલમાં અભ્યાસ કરતા આપણી જ્ઞાતિના કુલ અઠ્ઠાવીશ વિદ્યાર્થીઓમાંથી અઢાર વિદ્યાર્થીઓએ પાઠ્યપુસ્તકોનો લાભ લીધો છે પાઠ્યપુસ્તકોની વ્યવસ્થા શ્રી કાલોલ મોઢવણિક પ્રાગતિક મંડળ હસ્તક ચાલતા શ્રી મોઢ વણિક વિદ્યાર્થી મંડળના આગેવાન વિદ્યાર્થી શુભેચ્છકો મારફત વ્યવસ્થિત રીતે કરવામાં આવી છે

અંબાલાલ એચ. શાહ
મંત્રી.

સુધારો—ગતાંક પાને ૧૮૮ નાગપુર–ઘનશ્યામપુરવાળાના પુત્ર પાનાચંદ છે ત્યા પરમાણંદ જોઈએ

જન્મ—ભાવનગર મેતા મોહનલાલ હીરજીભાઈના પુત્ર છબીલદાસને ત્યાં પુત્ર જન્મ

મુંબઈ—ભાઈશ્રી હરિન બી પરીખને ત્યાં પુત્રી જન્મ તા ૨૮–૨–૪૯

વેવિશાળ—ધ્રાંગધ્રા મણિયાર હરજીવનદાસના પુત્ર નંદલાલનું વેવિશાળ બોટાદના વડો પ્રિતમલાલ ચંપકલાલની પુત્રી જસુમતી સાથે તથા બીજા પુત્ર મથુરદાસનું વેવિશાળ મોરબીના દોશી કીરચંદ વખતચંદની પુત્રી જયાગવરી સાથે

ટંકારા—મહેતા હોમચંદ દેવચંદના પુત્ર ભાઈ ગમણિકલાલનું વેવિશાળ લીંબડીના મેતા નરોતમદાસ સુંદરદાસની પુત્રી મંગળાગૌરી સાથે

અમદાવાદ—પારેખ કસ્તુરચંદ તુલસીદાસના પુત્ર નટવરલાલનું વેવિશાળ મહેતા ગોરધનદાસ લલ્લુભાઈની પુત્રી નિર્મળા સાથે,

ધ્રાંગધ્રા—પાવરહાઉસ એકાઉન્ટન્ટ મહેતા પ્રાણલાલ મણીલાલના ભાઈ ચી ભગવતચંદ્રનું વેવિશાળ મોરબીના રહીશ મણીઆર હીરાલાલ દેવજીના પુત્રી સરસ્વતી સાથે; ફાગણ સુદ ૬

લગ્ન—રંદવાણુ કે પ–પરી જેઠાલાલ નાગરદાસના પુત્ર ચિ પુરૂષોત્તમદાસનાં લગ્ન ભાવનગરના પરી નટવરલાલ ભગવાનદાસની પુત્રી ચિ જયાગવરી સાથે મહા વદ ૨

મોરબી—પરી હરિલાલ હકમચંદના પુત્ર ચિ અમૃતલાલના લગ્ન ભાવનગરના પરી વ્રજલાલ મગનલાલની પુત્રી ચિ જયાગવરી સાથે મહા વદ ૬

ભાવનગર—પરી મુકુંદરાય ગગનલાલના પુત્ર ચિ રમેશચંદ્રના લગ્ન પરી જેઠાલાલ દેવચંદની પુત્રી ચિ ભાનુમતિ સાથે મહા વદ ૧૦.

દેશાઇ લલ્લુભાઇ દુર્લભજીના પુત્ર મનુભાઇના લગ્ન લીંબડીના પરી શાંતિલાલ નાનચંદની પુત્રી ચિ મંગળાગૌરી સાથે મહા વદ ૨

પરી નરશીદાસ જુઠાભાઇના પુત્ર અનંતરાયના લગ્ન લીંબડીના પારેખ રતિલાલ નાનચંદની પુત્રી વિમળા સાથે મહા વદ ૧૩.

ભરુચ—શ્રીયુત નટવરલાલ માણેકલાલ સુરતીની પુત્રી ચિ બેન સુકન્યાના તથા તેમના ભાઇ શ્રીયુત કૃષ્ણલાલની પુત્રી ચિ બેન ભગવતીના લગ્ન મહા વદ ૨

ભાવનગર—મણિયાર મણિલાલ બાપુલાલના પુત્ર ચિ ભાઇ કાંતિલાલના લગ્ન મણિયાર કેશવલાલ નરશીદાસની પુત્રી જસુમતી સાથે મહા વદ ૬

વિલેપારલે—વોરા ભોગીલાલ શામળદાસના પુત્ર ભાઇ નટવરલાલના લગ્ન મહા વદ ૪

ઘાટકોપર—શ્રીયુત શાંતિલાલ હરિલાલ પારેખના પુત્ર ભાઇ પ્રમોદરાયનાં લગ્ન ધ્રાંગધ્રા મુકામે મહા વદ ૬

રાજકોટ—પરી. રતિલાલ અમીચંદની પુત્રી બેન મુક્તાગવરીનાં લગ્ન મહા વદ ૨.

અમરેલી—વોરા ઇંદ્રવદન રતિલાલના લગ્ન મોનગઢ ( હાલ મુંબઇ ) શ્રી જાદવજી અમીચંદ દેશાઇની પુત્રી બેન વિમળાગૌરી સાથે મહા વદ ૬

મુંબઇ—શા ગોરધનદાસ ત્રિભોવનદાસના ચિ કૃષ્ણલાલના લગ્ન શ્રીયુત ગોરધનદાસ કરશનદાસની પુત્રી બેન પુષ્પાવતી સાથે મહા વદ ૫.

મોરબી—વોરા જગજીવનદાસ તલકશીના પુત્ર જયંતિલાલના લગ્ન ગાંધી વનેચંદ ભાણજીની પુત્રી બેન જશવંતી સાથે મહા વદ ૧.

અમદાવાદ—શેઠ વાડીલાલ મથુરદાસના પુત્ર બલદેવદાસનાં લગ્ન ભાવનગરમા

પોરબંદર—શ્રીયુત રામદાસ દેવકરણના પુત્ર ભાઇ વ્રજલાલના લગ્ન ગોંડલના શ્રી મગનલાલ પરશોતમની પુત્રી મંગળાગૌરી સાથે મહા વદ ૯

લીંબડી—શા પોપટલાલ ત્રિભોવનદાસના પુત્ર છબિલદાસનાં લગ્ન રાજકોટ કલ્યાણજી નરભેરામ વીરચંદની પુત્રી બેન શારદા સાથે મહા શુદ ૧૫

મુડા—મેતા અમુલખ જેઠાભાઇના પુત્ર પરમાણંદદાસનાં લગ્ન- ભાવનગરના વોરા લક્ષ્મીદાસ જમનાદાસની પુત્રી બેન ચંદ્રકાંતા સાથે મહા વદ ૭

મુંબઇ—પરી. ગોરધનદાસ ભગવાનદાસના પુત્ર જસવંતરાયનાં લગ્ન ભાવનગરમા વોરા પ્રાણલાલ જમનાદાસની પુત્રી બેન મધુકાંતા સાથે મહા વદ ૬

ધ્રાંગધ્રા—પારેખ ખીમચંદ ગોકળદાસના પુત્ર ભાઇ રતિલાલનાં લગ્ન ભાવનગરના વોરા દામોદરદાસ બાલકૃષ્ણની પુત્રી બેન મનહર સાથે મહા વદ ૧૦

ભાવનગર—પરી નંદલાલ ગોપાળજીના પુત્ર રમણિકલાલના લગ્ન મેતા લાલજી હરજીવનની પુત્રી સાથે મહા વદ ૬

ચોરવાડ—શેઠ અંદરજી માણેકચંદના પુત્ર ભાઇ જયન્તિલાલનાં લગ્ન ભાવનગરના પરી નંદલાલ મોતીલાલની પુત્રી ચંદ્રાવતી સાથે ફાગણ શુદ ૨

સુરત—શ્રીયુત ચંપકલાલ મગનલાલ કાપડીઆની પુત્રી નયનમાળાના લગ્ન ફાગણ શુદ ૨

અમદાવાદ—શેઠ નાનચંદ પ્રેમચંદના ભાઇ શ્રી ગોરધનદાસના પુત્ર ભાઇ નગીનદાસના લગ્ન લખતરવાળા મહેતા નટવરલાલ માણેકલાલની પુત્રી કુસુમગૌરી સાથે મહા વદ ૮

ચોરવાડ—શેઠ લીલાધર મદનજીના પુત્ર ચિ. ભાઇ નવીનચંદના લગ્ન જેતપુરના શેઠ રણછોડદાસ વછરાજની પુત્રી રમાગૌરી સાથે

ઉપલેટા—ગાંધી ગુલાબચંદ માણેકચંદના પુત્ર નટવરલાલના લગ્ન કુંડલાના પારેખ નાગરદાસ જુઠાભાઇની પુત્રી કંચનગૌરી સાથે મહા વદ ૬

મુંબઇ—સગવાળા પારેખ અમૃતલાલ ચિમનલાલના પુત્ર કાંતકુમારના લગ્ન જયપુરમાં મહેતા પ્રાણજીવનદાસ જગજીવનદાસ સાપકડાવાળાની પુત્રી વિજ્યાગૌરી સાથે મહા શુદ ૫

વડોદરા—શ્રીયુત માણેકચંદ લાગચંદ અડાલજાના પુત્ર રામદાસના લગ્ન ભાવનગરના પારી. પ્રતાપરાય નરસીદાસની પુત્રી બેન કપિલાગૌરી સાથે ફા. શુદ ૨

ધોળકા—શેઠ રામદાસ દેવકરણના ચિ વ્રજલાલના લગ્ન કોઠના શા. મગનલાલ પરશોતમની પુત્રી મંગળાગૌરી સાથે મહા શુદ ૯

ધારૂકાવાળા મહેતા પરમાણંદદાસ માવજીના ચિ. કાંતિલાલના લગ્ન ફાગણ શુદ ત્રીજ

રાણપુરવાળા શાહ મુળજી વલ્લભદાસના ચિ ભાઇ કાંતિલાલના લગ્ન ફા શુ ૩

મોરબી—કવિ વલ્લભજી ભાણજીના ભાઇ ચંદુલાલ ભાણજીના પુત્ર ચિ ઇન્દુલાલના લગ્ન મહા વદ ૨

ભાવનગર—પારેખ આણંદજી જમનાદાસની પુત્રી બેન ચંદ્રકલાના લગ્ન મહા વદ ૨

બરવાળા—શા માણેકલાલ નરશીદાસની પુત્રી ઇન્દુમતીના લગ્ન મહા વદ ૨

ભાવનગર—દેશાઇ રમણિકલાલ પ્રાણજીવનની પુત્રી વિનોદીના લગ્ન મહા વદ ૬

ગણપુર—વડી ફગશનદાસ જીવણદાસના ચિ ભાઇ ધીરજલાલના લગ્ન મુંબઇમાં મહા વદ ૬

ભાવનગર—પરી. ભવાનીદાસ હરખચંદના પુત્ર ભાઇ શાંતિલાલના લગ્ન ચોરવાડના શેઠ હરખલાલ પરશોતમદાસની પુત્રી વસુમતી સાથે

દીવ— શા કપુરચંદ સોભાગચંદના પુત્ર જયંતિલાલના લગ્ન શા. મથુરાદાસ કાનજીની પુત્રી જસવતી સાથે ફા. શુદ ૨,

**દેહવિલય**—મુંબઇ શા અમૃતલાલ શીરાજ પટેલ જસદણવાળાના પુત્ર સોમચંદના ધર્મપત્ની બાઇ જયાગૌરી અકસ્માતથી સ્વર્ગવાસી થયા મહા શુદ ૧૪

પાળીયાદ—વડી. રમણિકલાલ ભુરાભાઇના ધર્મપત્ની સ્વર્ગવાસી થયા મહા વદ ૧૦

નાગપુર—ભાવનગરના વોરા ભીમજીભાઇ બાલકૃષ્ણની પુત્રી બેન હસમુખ જે પ્રાંગધ્રાના પરી ગોવિંદલાલ ભગવાનજીના પુત્ર વાડીલાલના ધર્મપત્ની થાય તે સ્વર્ગવાસી થયા સદગતના મરણ માટે વોરા ભીમજીભાઇને ઘણો કડવો ફરિયાદો છે

અમદાવાદ—પ્રાગપ્રાવાળા પરી મગનલાલ કાનજીભાઇના પુત્ર ભાઇ ભોગીલાલ નાની વયે પોતાની પાછળ બાળવિધવા મૂકી સ્વર્ગવાસી થયાં

રાજકોટ—શ્રી ગોવર્ધનદાસ ગોવિંદજી રાઠોડનો બાળપુત્ર ભાઇ બાબુ સ્વર્ગવાસી થયો પરમાત્મા સદગતોના આત્માને શાંતિ અર્પો

સ્વીકાર:—શ્રી મોઢ શુભેચ્છક ફંડ—મુંબઈનો સંવત ૨૦૦૪ નો હિસાબ તથા સરવૈયુ મળ્યા છે આ ફંડનો હેતુ આપણી સમસ્ત મોઢ કોમને કોઈ પણ જાતના ભેદ રાખ્યા સિવાય મદદ કરવાનો છે આ ફંડમાથી આપણી જ્ઞાતિના ગરિબ ભાઈ બહેનોને પોતાના નિર્વાહમા, ગરિબ વિદ્યાર્થીઓને અભ્યાસમાં મદદ આપવામા આવે છે. તે ઉપરાત ધધાર્થે આગળ કેળવણી લેવા ઇચ્છા રાખનાર વિદ્યાર્થીને લોન તરીકે જોઈતી રકમ આપવામા આવે છે ફંડની સ્થાઇ રકમ રૂ ૧૫૭૯૯૨–૪–૦ છે. તેમાથી વ્યાજનુ ઉત્પન્ન રૂ ૫૩૮૫) થાય છે

રીપોર્ટવાળા વર્ષ દરમીઆન ૧૭૧ વ્યક્તિ અને કુટુબોને રૂ. ૨૧૯૧૭) ની મદદ આપવામા આવી છે આ ઉપરથી જોઈ શકાશે કે વ્યાજની આવક ઉપરાત ફંડે રૂ ૧૬૫૩૨) ની વધુ મદદ કરી છે આ રકમ જ્ઞાતિ બંધુઓની ઉદાર સહાયમાથી ફંડે મેળવવી રહે છે અમોએ આપણી જ્ઞાતિના સખાવતી ગૃહસ્થોને આ ફંડમા ઉદાર હાથે સહાય કરવાનો વારવાર કરેલ અપીલના પરિણામે અમને જણાવતા હર્ષ થાય છે કે આ વર્ષે ફંડને મદદ ખાતે રૂ. ૧૪૧૭૬–૧૪–૦ ની મદદ મળી છે અને કાયમી ફંડમા રૂ ૩૪૦૮) મળ્યા છે.

આ ફંડના ટ્રસ્ટીઓ શ્રીમત સેવાભાવી અને જ્ઞાતિ-દાઝ ધરાવનારા છે તેના પ્રમુખ આપણા જ્ઞાતિ શિરોમણી સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ છે. તેઓશ્રી પ્રતિ વર્ષે આ ફંડને બહુ સારી મદદ કરી રહ્યા છે અત્યાર સુધીમા તેમણે રૂ ૧૨૮૬૦૦) ની મદદ કરી છે. ફંડની સ્થાપના સ ૧૯૬૩ મા થયેલી છે એટલે તેને આજે ૪૧ વર્ષ થયા છે અને તેણે ફંડ તરફથી અને ફંડ મારફત અત્યાર સુધીમાં રૂ ૩૧૧૮૦૭–૫–૧૧ ની સખાવત કરી છે આ ફંડમા જુદી જુદી શરતોએ પણ નાણા સ્વીકારાય છે જ્ઞાતિના જુદા જુદા વિભાગો માટે પણ નાણા સ્વીકારાય છે, એટલે જ્ઞાતિ બધુઓએ આ ફંડ તરફ દરેક પ્રસગે પોતાનો ઉદાર હાથ લબાવવો તેવી અમારી વિનતી છે

હમણા હમણા અમે સ્થાનિક ફંડો અને સસ્થાઓના એકીકરણ માટે ચર્ચા કરીએ છીએ સ્થાનિક ફંડો એકત્ર થઇ આવા એક મોટા ફંડ સાથે જોડાય જાય તો કેટલીક વખત ફંડોનો જે અયોગ્ય લાભ લેવાય છે તે લેવાતો બંધ થાય

(૨)

શ્રી મોઢ વણિક સેવા સમાજ—વિરમગામ નવમા અને દસમા વર્ષનો હિસાબ.

આ સમાજની સ્થાપના તા ૧૭–૭–૩૮ ના રોજ થયેલી છે સમાજનો હેતુ કેળવણીમા, ગરિબ ભાઈ બહેનોને નિર્વાહમા અને માદાઓને દવા કાપડ વગેરેની મદદ આપવાનો છે, તે રીતે સમાજ તરફથી રીપોર્ટવાળા બે વર્ષમા રૂ ૨૦૭૩–૯–૩ ની મદદ અપાણી છે, સમાજે-પેટ્રન, આશ્રયદાતા, આજીવનસભ્ય એવી ત્રણ શ્રેણીઓ રાખી છે અને એ શ્રેણીમાં અત્યાર સુધીમા ૩૨ ભાઇ બહેન દાખલ થયા છે સમાજને બે વર્ષમા અનાજ મદદ ફંડમા રૂ ૨૩૪૧–૮–૦ મળ્યા છે તેમજ સામાન્ય મદદ અને શુભ અવસરની મદદમા ૧૧૬૪) મળ્યા છે, સમાજ પાસે અત્યારે રૂ ૮૫૭૭–૧–૦ નુ ભંડોળ છે સમાજે મઇ સાલ અમદાવાદવાળા શેઠ શ્રી ચદલાલ મોતીલાલ જમાભાઈવાળા ના પ્રમુખપદે દશ વાર્ષિક સમારભ ભવ્યતાથી ઉજવ્યો હતો. આ સમાજના અત્યારે ૧૩૩

## સંપર્ક સાધો:

અખિલ હિન્દના દરેકે દરેક મોઢ વણિક જ્ઞાતિના યુવાનોને, યુવક મંડળોને, યુવક પ્રવૃત્તિને મદદગાર થવા ઇચ્છનારાઓને આથી નમ્ર વિનંતિ કરવામા આવે છે કે મોઢ જ્ઞાતિના યુવક સમાજના યુગધર્મી સંગઠન માટે આપના સરનામાં ત્વરીત મોકલવા કૃપા કરશો લી૦

મોહનલાલ મગનલાલ પારેખ
ઠે. શેરડીપીઠનો ડેલો,
ભાવનગર-(સૌરાષ્ટ્ર)

## શેઠ વાઘજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવીંદજી જેઠાભાઇ મોઢ વિદ્યાર્થી ભવન રાજકોટને રૂા. ૨૫) અને તે ઉપરાંત મળેલ ભેટો

૧૮૫) શ્રી હરખચંદ ગુલાબચંદ પડધરીવાળા તથા શ્રી વ્રજલાલ ઓધવજી મુછાલા તરફથી એક સાઇકલ ભેટ

૨૫) શેઠશ્રી માવજી ડોસાભાઇ મકરસક્રાંતીના રોજ વિદ્યાર્થીઓને નાસ્તા માટે

૨૫) શ્રી નાથાલાલ દયાળદાસ પારેખ ઉનાવાળા તરફથી ચી ભાઇ રસિકલાલના વેવિશાળની ખુશાલીમા

૨૫) શ્રી દામોદરદાસ દેવચંદ તરફથી તેમના ચી બ્હેન પ્રભાવતીબ્હેનના વેવિશાળની ખુશાલીમાં.

૪૯ાા શ્રી અમૃતલાલ હંસરાજ શેઠ મોરબાવાળા તરફથી વિદ્યાર્થી સહાયક ફંડમા

૩૧ા શેઠ કરશનજી માણેકચંદ રાઠોડ તરફથી ચી. ભાઇ રણછોડદાસના લગ્નની ખુશાલીમાં.

૨૫) શ્રી મોહનલાલ ગોપાળજી રાઘવજી પટેલ જસદણવાળા તરફથી ચી. ચંદ્રમણિબ્હેનનાં લગ્નની ખુશાલીમાં

૨૦૧ાાા શ્રી હરખચંદ ગુલાબચંદ તથા શ્રી વ્રજલાલ ઓધવજી મુછાલા તરફથી સાઇકલ નવી એક સામાન સહિત ભેટ.

૧૦૧) શ્રી પોપટલાલ ત્રિભુવનદાસ શેઠ લીંબડીવાળા તરફથી ચી ભાઇ છબીલદાસના લગ્નની ખુશાલીમા.

૩૬) શ્રી મોઢ યુવક મંડળ મુબાઇ તરફથી ૭ વિદ્યાર્થીભાઇઓને ફેબ્રુઆરી માસની સ્કોલરશીપ

૯૧ા અં સ્વ. કુલકોરબ્હેન તરફથી શેઠશ્રી ગોવીંદજી જેઠાભાઇની તિથિના રોજ અપાયેલ જમણ.

૨૫) શ્રી ચત્રભુજ રણછોડ કસાણી તરફથી ચી કાન્તિલાલનાં લગ્નની ખુશાલીમા.

૨૫) શ્રી વેણીલાલ મકનજી કસાણી તરફથી ચી બ્હેન મુક્તાગૌરીના લગ્નની ખુશાલીમા

૫૦૧) શેઠશ્રી જીવણલાલ મોતીચંદ ગોરવાડવાળા તરફથી ચી વિરેંદ્રભા૦ના લગ્નની ખુશાલીમા.

જયસુખલાલ શાહ
ગૃહપતિ

## શ્રી મોઢ શુભેચ્છક ફંડ મુબઇને મળેલ ભેટ

મદદ ખાતે

| | | |
|---|---|---|
| ૨૦૦૦) | શેઠ લાલદાસ ત્રીભોવનદાસ અને અ. સૌ ચંચળબ્હેન લાલદાસ તરફથી | મુબઇ |
| ૧૦૧) | ,, નારણદાસ મથુરાદાસ નાળીએરવાળા | ઘાટકોપર |
| ૧૦૧) | ,, અમૃતલાલ માણેકલાલ મહેતા | પુના |
| ૧૦૧) | ,, હરજીવનદાસ કેશવજી | ઘાટકોપર |
| ૫૦) | ,, વલ્લભદાસ કનૈયાલાલ | ઉજ્જન |

૧૦૧) એક ગૃહસ્થ તરફથી ખાર
૫૧) શેઠ મુકુંદદાસ મોતીલાલ બનારસ
૧૦૧) „ અનંતરાય શામળદાસ મહેતા મુબઈ
૧૧) એક ગૃહસ્થ તરફથી
૧૦૧) શેઠ ભીખાભાઈ પરશુદાસ પારેખ ભાવનગરવાળા એમના પુત્ર ચિ. જસવંતરાયનાં લગ્ન પ્રસંગે કાના માંગરોળ
૬૦) શેઠ પરશોત્તમદાસ હરકીશનદાસ તરફથી બનારસમા એક બાઈને વધુ મદદ આપવા સારૂ,
૫૧) ઈડરવાળા જોહરી ગેંદાલાલ ગણપતલાલ
૨૫) શેઠ દ્વારકાદાસ ગોપાળદાસ બનારસ

જાયુક ફંડ ખાતે—

૧૦૧) ડોકટર ચમનલાલ મા મહેતા મુંબઈ
૧૫૧) શેઠ કીશનદાસ બ્રીજમોહનદાસ બનારસ
૨૧૦૦-૪-૯ શેઠ લલ્લુભાઈ નાગરદાસ ધંધુકા વિશા મોઢ કેળવણી ફંડના જાયુક ફંડ ખાતે, એમના ટ્રસ્ટીઓ શેઠ પરશોત્તમદાસ હરકીસનદાસ અને શેઠ નાનચંદ બેચરદાસ શાહ તરફથી,
૧૦૦) શેઠ આત્મારામ નારણદાસ

ઇશ્વરલાલ મોતીરામ.
મંત્રી, શ્રી મોઢ શુભેચ્છક ફંડ-મુંબઈ.

## અવિનાશ આંખે ઊડતા.

ઓયુત વલ્લભજી ભાણજી કવિ-મોરબી.

રાગ-હરિગીત

અવિનાશ આંખે ઊડતા, ને રામ હૃદયે રાજતા,
જીભે વસે જગનાથ ને વચનોમા ગોવિંદ ગાજતા;
ઉંચે નિહાળુ શ્યામ સુંદર, નીચે નટવર નાચતા,
આગળ અને પાછળ બધે, પરબ્રહ્મ સુંદર વિરાજતા. ૧

ચારે તરફ સાગર ઉછળતો સર્વને વીંટી વહે,
તેમ સો બ્રહ્માંડ વ્યાપી બ્રહ્મ વીંટી રહે,
આકાશ પેઠે નાથ મારા સર્વને છાઈ રહ્યા,
વાયુ અને સાગર સદા તેના સ્તવન ગાઈ રહ્યાં ૨

સત ચિત્ આનંદના ફુવારા નિત્ય સમરસ ઊડતાં,
તેમા અરે આ નામ રૂપો સુજનને વિલય થતાં,
આનંદમય યદુનંદની આનંદ લીલા અનુભવું,
રસ મસ્તી વલ્લભની અનેરી વાણીથી શું વર્ણવું. ૩

શ્રી પારેખ ભીખાભાઈ ગોપાળજીએ મોઢ વણિક જ્ઞાતિમાં નવજીવન પ્રેરી તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ કરેલ માસિક.

## અનુક્રમણિકા.



## સર પુરૂષોત્તમદાસની જાહેરાત

આ સંસ્થાના આદ્યપ્રમુખ સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસે મહાકાવ્ય શ્રી રામાયણનું અંગ્રેજીમાં શ્રેષ્ઠ ભાષાંતર કરનારને બે હજાર ગીની (રૂ. ૩૧૦૦૦) આપવાની જાહેરાત કરી છે, (એ પી. હિંદ,)




પત્રવ્યવહારનું સ્થળ "મોઢ મહોદય" ઓફિસ, ભાવનગર.

વાર્ષિક લવાજમ રૂ ૩-૦-૦ વી પી. ખર્ચ અલગ.

મુદ્રણ સ્થળ—કૃષ્ણ પ્રિન્ટીંગ પ્રેસ—ભાવનગર.

# મોઢ મહોદય.

વર્ષ ૩૨] ચૈત્ર સંવત ૨૦૦૫ : એપ્રીલ ઇ. સ. ૧૯૪૯ [અંક છઠ્ઠો

## ચાર દિશાના મુખ્ય યાત્રાના ચાર ધામ.

શેઠ રતનલાલ લલ્લુભાઇ

ચાલો રે વીરા ચાલો રે પ્રેમી, શ્રી ગંગા સાગર ન્હાઈએ
દર્શન દો જગન્નાથ સ્વામી, આવા ગમન મટાઈએ ચાલો૦ ૧
કોણ દિશામેં જગન્નાથ સ્વામી, કોણ દિશામાં રામેશ્વર હૈ,
કોણ દિશામેં દ્વારકાધીશ સ્વામી, કોણ દિશામાં બદ્રિનાથ હૈ ચાલો૦ ૨
પૂર્વ દિશામેં જગન્નાથ સ્વામી, દક્ષિણમાં રામેશ્વર હૈ,
પશ્ચિમ દિશામેં દ્વારકાધીશ સ્વામી, ઉત્તરમાં બદ્રિનાથ હૈ ચાલો૦ ૩
કોણ કારણ જગન્નાથ સ્વામી. કોણ કારણ રામેશ્વર હૈ,
કોણ કારણ દ્વારકાધીશ સ્વામી, કોણ કારણ બદ્રિનાથ હૈ ચાલો૦ ૪
ભોગ કારણ જગન્નાથ સ્વામી, યોગ કારણ રામેશ્વર હૈ,
રાજ કારણ દ્વારકાધીશ સ્વામી, તપ કારણ બદ્રિનાથ હૈ ચાલો૦ ૫
કયા ચઢત જગન્નાથ સ્વામી, કયા ચઢત રામેશ્વરજી,
કયા ચઢત દ્વારકાધીશ સ્વામી, કયા ચઢત બદ્રિનાથજી ચાલો૦ ૬
અટકા ચઢત જગન્નાથ સ્વામી, ગંગા ચઢત રામેશ્વરજી,
માખણ-મીસરી દ્વારકાધીશ સ્વામી, ફળ ચઢત બદ્રિનાથજી ચાલો૦ ૭

∴ ∴ ∴

## " તેજ ને છાયા. "

કસ્તૂરી સમી શીતળ જ્ઞાતિ પ્રથાની હિંદમાં આજે જરૂરત છે; પણ તેની ખરેખર તેમાં રાખેલ કાયિક સ્વાર્થ અનિષ્ટો દૂર થવા જરૂરી છે. જ્ઞાતિના પદવીધારીઓ ખટપટ જ કુમળા વિચારો અનિષ્ટો દૂર કરી નવસર્જન નહિ કરે તો છેલ્લે વિસર્જન થઈ જશે. મુંબઈ સરકારનો કાયદો નવા પાયો સમાજનાજ લાભનો છે એ વિચારે

મોહનલાલ, [illegible]

# નિત્ય સુખ.

શેઠ રમણલાલ લલ્લુભાઈ

સંસારથી સરસો રહે, ને મન મારી પાસ.
સંસારમા લેપાય નહીં તે જાણું મારો દાસ.

જે પદાર્થને નિરસતા તથા વૈરાગ્ય ઉત્પન્ન થાય છે તે ગમે તેવા ભોગોથી ચલાયમાન થતો નથી. દેહાભિમાનથી રહીત થાય તેને તત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે.

જગતનું અત્યંત મિથ્યાત્વ જાણી હું દેહનારી મિથ્યા છું એ દઢ નિશ્ચયથી ગામા મટે છે કર્મ કરવા અને ફળની આશા રહિત નિષ્કામ બુદ્ધિથી પ્રામાણિકપણે સર્વ કાર્યો કરવા અર્જુનને શ્રી કૃષ્ણે ઉપદેશ કર્યો છે તે મુજબ મનુષ્યે પ્રમાણિકપણે નિષ્કામ બુદ્ધિથી દરેક કાર્યો કરવા કાર્યો કરતી વખતે બોજા રૂપ નહીં ગણતા, શકાશીલ નહીં થતાં જે કાર્યો આનંદથી ઉત્સાહથી કરે છે તેમા કાંઇ બગડતું નથી પરંતુ શુદ્ધ અંતઃકરણ થાય છે, માયાથી રહીત સુખ દુઃખ તેને મન સરખા છે મનુષ્ય દેહ સંસારના માયાની મોહ મમતા માટે નથી, આ સંસારમાંથી, સંસારના બંધનમાંથી છુટવા માટે છે, સાર અસાર વસ્તુ સમજવા માટે છે સત્ય વસ્તુની શોધ કરવા માટે છે માયાના પ્રાથમિક સુખો ભોગવવા માટે નથી એ સુખો અનિત્ય છે નિત્ય સુખ શામા છે તે શોધવા માટે છે સત્ય વસ્તુ શોધી નિત્ય સુખ મેળવવા, જ્ઞાન પ્રાપ્તિ કરવા અને તે થકી જીવન મુક્તિ મેળવવા માટે છે

રાજ્ય કરવામા નિત્ય સુખ નથી, ધન પ્રાપ્ત કરવામા નિત્ય સુખ નથી. સંસારની અંદર માનપાન મેળવવામા નિત્ય સુખ નથી, મોટા વૈભવમા રહેવામાં નિત્ય સુખ નથી. સુખ ( નિત્ય સુખ ) અનંત સુખ તો જ્ઞાનપ્રાપ્તિમા છે. જ્ઞાન મેળવવામા છે, સત્ય વસ્તુની શોધ કરવામા છે. તેથી આત્માનુ જ્ઞાન થાય છે અને આત્માનું દર્શન થાય છે તેથી પરમાનંદની પ્રાપ્તિ થાય છે અને તેથીજ જીવનમુક્તિ મળે છે

સંસારમા નાશવંત અને અસત્ય પદાર્થોમા મનુષ્ય સુખ મેળવવા ફાંફાં મારે છે વિચાર કરે તો માલુમ પડે છે કે આ કૃત્રિમ અને ક્ષણિક સુખ છે અને આ પદાર્થોનું સુખ ક્ષણિક હોવા ઉપરાંત એ વસ્તુઓ નાશ પામે છે અગર પોતાની પાસેથી જતી રહે છે ત્યારે પારાવાર દુઃખ થાય છે છતાં મનુષ્ય મોહમાયામાં એટલો બધો લપટાઈ ગયેલો હોય છે, અંતઃકરણ એટલુ બધુ માયાથી છવાઈ ગયેલુ હોય છે કે પોતાનાં મનુષ્ય તરીકેના આ જીવનનુ મુખ્ય કર્તવ્ય શુ છે તેનો ખ્યાલ પણ આવતો નથી. જન્મોજન્મના સંસ્કાર જ્યારે જાગ્રત થાય છે ત્યારેજ સાર અસારના વિચારો આવે છે, ત્યારેજ જીજ્ઞાસુવૃત્તિ થાય છે, ત્યારેજ અંતઃકરણ શુદ્ધ થાય છે, ત્યારેજ પવિત્ર ભાવનાઓ જાગ્રત થાય છે સંસાર જુઠો છે, અસત્ય છે, ઝાંઝવાના જળ જેવો છે, દુઃખદાયી છે, નાશવંત છે, એમ જ્યારે દઢ ભાવના થાય છે વિચારથી અનુભવાય છે, એકાગ્રતાથી મનની ચંચળતાઓ દૂર કરે છે આ પદાર્થમાં સુખ છે કે પેલા પદાર્થમાં સુખ છે એમ જ્યારે ફાંફાં મારતો બંધ થાય છે અને ખરૂં સુખ મેળવવા જ્યારે દઢ નિશ્ચય કરે છે ત્યારે જ આત્માના અનુભવના આનંદની શરૂઆત થાય છે એક વખત જ્યારે આ આનંદના અનુભવની શરૂઆત થઇ એટલે એ આનંદમા રંગાઇ જાય છે, એ આનંદમાં ઓતપ્રોત થઇ જાય છે અને આખા સંસારના રાજા મહારાજાઓથી પણ પોતે અનેકગણો સુખી છે એમ આત્માનંદનો અનુભવ કરે છે. દુનિયામાં સુખીમાં સુખી પોતે છે એમ અનુભવે છે અને જીવનનુ સાર્થક કરી જીવનમુક્તિ મેળવે છે.

# તંત્રીની કલમે.

આપણું નૈતિક અધઃપતન—છેલ્લા વિશ્વયુદ્ધે માણસને નીતિ-વિહોણો બનાવી મૂક્યો છે જ્યાં જાવ ત્યાં એ જ બૂમ સંભળાય છે આપણા નેતાઓ પણ જ્યારે જ્યારે તક મળે છે ત્યારે આજ વાત કહે છે. વેપારીઓ નફાખોરી, કાળાબજાર, માલમાં ભેળસેળ અને બેહદ ઊંચા ભાવો કરવામાં ઇશ્વરનો ડર રાખતા નથી સરકાર જરૂરિયાતની ચીજો ઉપર અંકુશ મૂકે છે તો માલ અદ્રશ્ય થઇ જાય છે. અંકુશ કાઢી નાખે તો વેપારીઓ નિરંકુશ બની પ્રજાને લૂંટવા માંડે છે આ બધી બદી માટે આજે દરેક માણસ ફરિયાદ કરે છે, અને ખૂબી તો એ છે કે આવી ફરિયાદ કરનાર દરેક જણ પોતાના સિવાય બીજાનો વાંક કાઢે છે, તો પછી કાં તો કોઇ આમ કરતો નથી અથવા તો બધાજ આમ કરે છે

ઉપર દર્શાવેલ હકીકત તો સ્પષ્ટ છે, દરેકના અનુભવની છે માટે એમ સાબીત થાય છે કે દરેક માણસનું નૈતિક અધઃપતન થયેલું છે એકલા વેપારીઓનુંજ નૈતિક અધઃપતન થયું છે એમ નથી પરંતુ ઉદ્યોગપતિઓ, કામદારો, નોકરીઆતો, અમલદારો અને કારકુનો બધા આ નીતિનો પથ ભૂલ્યા છે ઉદ્યોગપતિઓએ ઉત્પાદનના ભાવો બેહદ વધાર્યા છે, કામદારો ઉદ્યોગપતિઓ પાસે ગેરવ્યાજબી માગણીઓ કરે છે અને ઉત્પાદનમાં ઢીલચોરી કરે છે નોકરીઆતો શેઠને છેતરવા પ્રયત્ન કરે છે અને કામમાં બેદીલી બતાવે છે અમલદારો અને કારકુનો લાંચ રૂશ્વત લેવામાં હરિફાઇ કરે છે આ બધું અનિષ્ટ ટાળવા જો આપણે કટિબદ્ધ ન થઇએ તો ટુંક વખતમાંજ આપણો વિનાશ સર્જાશે. દરેક જાગ્રત હિંદીની ફરજ છે કે તેણે દેશની આબાદી માટે શક્ય એટલા બધા પ્રયત્ન કરવા જોઇએ

અત્યારે દેશમાં ખોરાકની મોટી મુશ્કેલી છે, ગુજરાત અને કાઠિયાવાડમાં ભયાનક દુષ્કાળ પડયો છે. ઢોરો માટે ખડ નથી, માણસ માટે ખાદ્યપદાર્થો ગજા ઉપરાંત મોંઘા થઇ ગયા છે આવા સંકટના સમયે ધનાઢ્યોએ પોતાની ફરજો સમજવી જોઇએ પોતાને ત્યાંના વિવાહાદિક માંગલિક પ્રસંગે વિવેક બુદ્ધિ વાપરી પૈસાનો ધુમાડો ન કરવો જોઇએ ચાલુ લગ્નગાળામાં એકલા સૌરાષ્ટ્રેજ રૂા. ત્રણ કરોડનો વ્યય કર્યો છે એવું કહેવામાં આવે છે શ્રીમંતોને ત્યાં બાસમતી ચોખા અને વિધવિધ વાનીના જમણો જોઇ આપણને નવાઇ લાગે અનાજના આવા મહા સંકટમાં આ અનાજ આવ્યું ક્યાંથી ? આટલો પૈસો દેશનું પશુધન બચાવવામાં તથા ગરીબોને અન્ન-વસ્ત્રો પુરા પાડવામાં વપરાયો હોત તો કેવું સુંદર પરિણામ આવત નાણાંનો આવો દુર્વ્યય એ પણ એક જાતની

બદીજ નથી ?

આ બધી બદીઓ ફેલાતી અટકાવવા જરૂરી ઇલાજો લેવાને માટે તેમજ તેને જરુરી વાતાવરણ નિર્માણ કરવાના મુદ્દા ઉપર સર્વોદય સંમેલનનું ધ્યાન દોરાયું હતું આ તોજ બની શકે જો દરેક જણ જાગ્રત બને અને સાચી રીતે વર્તવાની અંગત કોશિષ કરે. આ મુદ્દા ઉપર શ્રીયુત ગુલઝારીલાલ નંદાએ પુખ્ત વિચાર કરી એક પ્રતિજ્ઞાપત્ર તૈયાર કર્યો છે, જે વાચકના મનનાર્થે નીચે આપવામાં આવ્યો છે અમે ઇચ્છીએ છીએ કે વાચક તે બરાબર લક્ષપૂર્વક વાંચી તેમાંથી બની શકે તેટલુ જીવનમા ઉતારે

(૧) હું કાળાબજારમા વેચાણ કે ખરીદ કરીશ નહીં.

(૨) હુ લાંચ-રુશ્વત લઇશ કે આપીશ નહીં

(૩) હુ જાણી જોઇને વેચાણને માટે .ની ચીજ નહીં બનાવું, જે બતાવેલા ધોરણ કરતાં ઊતરતી હોય, હું માપથી ઓછું નહીં આપુ.

(૪) વેચાણ માટેના માલમાં કે ચીજમાં હું ભેળસેળ નહીં કરૂં

(૫) કોઈ વ્યક્તિ કે સમુહને માથે હું ખોટો આરોપ નહિ ચડાવું

(૬) જે સાચો છે એવી ખાત્રી કરવામાં આવી ન હોય તેવો આરોપ હુ વારવાર બોલી નહિ બતાવું.

(૭) હું જે સલાહ આપુ અથવા સલાહકાર તરીકે કે વહીવટ કરનાર તરીકે કોઇપણ જાહેર સસ્થા અથવા પ્રવૃત્તિમા મારે ભાગ લેવાનો થાય તેમા મારા અંગત અથવા મારા સમૂહના ફાયદાનો વિચાર નહિ કરૂં.

(૮) કરવેરા આપવાનું હું રાખીશ નહિ.

(૯) કોઇપણ જાહેર વાહનમાં હું ટીકીટ વગર મુસાફરી નહિ કરૂં.

* * *

મીઠાઇ એસોસીએશન-ભાવનગર—તા. ૩૧-૩-૪૯ ના રોજ વોરા અનંતરાય જમનાદાસના પ્રમુખસ્થાને મીઠાઇ-ફરસાણ એસોસીએશન, હોટલ-ગ્રેઈન્ડ એસોસીએશન તથા પાનબીડી મડળના સભ્યોએ આવકવેરા અગેની નીચેનો ઠરાવ કર્યો છે,

## ઠરાવ.

(૧) સૌરાષ્ટ્રની ભૂમિ ઉપર જ્યારે પરદેશી સત્તાનો તથા આપખુદ રાજાશાહીનો જમાનો હતો ત્યારે પણ કરવેરાના બોજાથી સૌરાષ્ટ્રની પ્રજા મુક્ત હતી .

તેવા કરવેરા આપણી પોતાનીજ સરકાર સત્તા ઉપર છે કે જેના અમુક અંગભૂતો પ્રજાસ્થાને હતા ત્યારે પ્રજા તરીકે તેઓએ આવક વેરાનો સખ્ત વિરોધ જતાવેલ હતો, ત્યારે અત્યારે તેમનાજ અમલ દરમ્યાન પ્રજા ઉપર આવકવેરા લદાય છે તે પગલાને આ સભા સર્વાનુમતે વખોડી કાઢે છે, અને જે બાબત ફરીથી વિચારણામાં લેવા નામદાર રાજપ્રમુખને તેમજ માનનીય વડાપ્રધાનને આગ્રહભરી વિનતી કરે છે,

# ગોળ વિસ્તારમાં આપણી મનોદશા અને ધોળકાનો ન્યાય.

શ્રીયુત વી. ડી. મણિયાર.

મોરબી મુકામે ગોળ પરિષદ મળી, અને શ્રી નારણદાસ શેઠ જેવા સુશિક્ષિત-યુવાન અને નવા જમાનાની વીચારશ્રેણીવાળા ભાઇને પ્રમુખ ચુંટી પરિષદનું સુકાન સોંપવામા આવ્યુ, ત્યારે સમયને ઓળખનાર દરેક વૃદ્ધ અને યુવાનને લાગેલુ કે હવે ગોળમા જમાનાને અનુસરીને નવા સુધારા દાખલ થશે, અને જુનવાણી-રૂઢીચુસ્ત માનસ ઓછુ થઇ કોમોમા નવો પલટો, નવું જોમ આવી સંગીન પરિવર્તન થશે આ વખતે નવુ બંધારણ ઘડનારી કમીટી પણ નીમાયેલ હતી અને તે કમીટીએ પોતાનુ નિવેદન ડીસેમ્બર માસના "મોઢ મહોદય"મા પ્રસિદ્ધ કરેલ છે તેમા પાના ૮૩ ઉપર ગોળ વિસ્તારના મથાળા નીચે પોતાનૂ મતવ્ય સ્પષ્ટ અને સીધી રીતે દર્શાવેલ છે કે "કન્યાની લેતીદેતીમા માબાપોને પસંદગીનું ક્ષેત્ર મોટુ હોવુ જોઇએ જે જ્ઞાતિ કે વ્યક્તિ આપણા બંધારણને માન આપવા, અને તે પ્રમાણે વર્તવા બંધાતી હોય, તેને વિના સંકોચે, કે વિના રોકટોક, આપણા ગોળમા ભેળવવી જોઇએ કોઇ માબાપ પાસે કે કોઇ પ્રાન્ત પાસે કન્યાઓ ઓછી હોય કે વધારે હોય તેવુ વ્યાપારી અંતરીનુ સ્વરૂપ જ્ઞાતિ સેવાક્ષેત્રમાં હોવુ ન જોઇએ"

બંધારણ કમીટીનું આ મતવ્ય આદર્શ અને સ્તુતિ પાત્ર છે વીજળીની ઝડપે આગળ વધતા આ જમાનામા જો આપણે નિષ્ક્રિય બેસી રહીશુ, અને જરૂરી સુધારા કરવામાં ઉદાસીનતા સેવીશુ તો આપણા ગોળનું અસ્તિત્વ ભયમા હોવાનુ લાગે છે, થોડા સમયમા જ્ઞાતિ ત્રાસ નિવારણ કાયદો થનાર છે તેમા જ્ઞાતિના રીતરીવાજ વિરૂદ્ધ કોઇપણ માણસ ગુન્હો કરશે તો પણ તેને ગોળ બહાર કે જ્ઞાતિ બહાર મુકવો કે દંડ કરવો તે પણ ગુન્હાહિત કૃત્ય ગણાશે, મનુસ્મૃતિને બાજુ મુકી આખા હીન્દુ ધર્મશાસ્ત્ર (હીન્દુ લો)ની કાયાપલટ થવા બેઠી છે અને બાપની મીલકતમા દીકરીઓને દીકરાઓ સાથે સહ ભાગીદાર બનવાના તથા બીજા ઘણા ધરખમ સુધારા કરવાના દુંદુભી વાગી ગયા છે તેવા જમાનામા બોટાદ મુકામે તા ૬-૨-૪૬ ના રોજ આપણી કાર્યવાહક કમીટીએ ધોળકાની આપણી જ્ઞાતિને આપણા ગોળમા ભેળવવા માટે જે ઠરાવ અને શરતો કરેલ છે તે જાણી અત્યંત ખેદ અને આશ્ચર્ય થાય છે, અને આપણે કયા જમાનામા છીએ તે સમજવુ મુશ્કેલ બને છે. તે ઠરાવ અને શરતો બધા ભાઇઓની જાણમા ન હોય તે સ્વભાવિક છે તેનો સાર નીચે મુજબ છે.—

૧ બાર અગર તેથી વધારે વર્ષની ઉંમરની કન્યાઓ ૮ (આઠ)નાં સગપણ ધોળકા સિવાયના ૩૪ તાલુકાના ગોળના ગામોમા ધોળકાવાળાએ પ્રથમ કરી હેડ ઓફીસે નોંધ કરાવવી. ત્યારબાદ ધોળકાની જ્ઞાતિને સામુદાયિક રીતે ગોળમા ભેળવવા માટેનું સર્ટીફીકેટ પ્રમુખશ્રીની સહી સાથેનુ ધારાસર જમાન લઇને કાઢી આપવુ

૨ ત્યારબાદ જે કુંવારી કન્યાઓ રહે છે તેમાંથી ૨૫ (પચીસ) કન્યાઓ ગોળના ૩૪ તાલુકામાં જો કે તે વખતે ધોળકા ભળેલુ હશે

જેથી ત્યાં અંદરો અંદર સગપણ થઈ શકે તેમ છે, છતાં ત્યાં સગપણ નહીં કરતાં ગોળના બીજા ગામોમાં કન્યાઓ આપવી અને તે માટેના સદર જામીન રજુ કરવા

૩ દાખલ ફીના કુલ રૂ. ૧૦૨૫૦) દશ હજાર એકસો ને પચાસ )ની પુરી રકમ સર્ટીફીકેટ મેળવવા સારૂ રજુ કરેથી અમલ કરવો વીગેરે–

કાર્યવાહક કમીટી માટે આપણને સંપૂર્ણ માન છે તેના સભ્યો અનુભવી, વ્યવહાર કુશળ અને દીર્ઘદૃષ્ટિવાળા છતાં તેમનો આ ઠરાવ અને શરતો કોઈપણ સમજુ, હીતસમજનાર દીર્ઘદર્શી માણસને આશ્ચર્ય અને ખેદ ઉપજાવે તેમ છે. એક બાજુથી ગોળ વિસ્તારવાની જરૂર હોવાનું આપણે માનીએ છીએ, સુંદર ઠરાવો કરીએ છીએ, અને ગોળ બંધાયા પહેલા આપણી બહેન દીકરીઓ વિના સંકોચે સહર્ષ, આપણે આપતા હતા તેવા જ્ઞાતિ સમુહો આપણી સાથે ભળવા આવે અને આપણા ધારાધોરણો પ્રમાણે વર્તવા બંધાઈને આપણો સહકાર શોધે, ત્યારે અજુગતી શરતો કરી આડકતરી રીતે આપણે દૂર ખસ કરીએ તે હાલના જમાનાને અનુકૂળ અને આપણી ઉદારતાને શોભારૂપ ગણાય નહીં. આપણી કાર્યવાહક કમીટીની પેટા કમીટીના કેટલાક સભ્યોએ ધોળકે જઈ બધી જરૂરી તપાસ કરી જાહેરવારી બાબતના "મોઢ મહોદય"ના પાના ૧૪૨ ઉપર રીપોર્ટ પ્રસિદ્ધ કરેલ છે. તેમાં જણાવ્યા પ્રમાણે ધોળકાના આપણા જ્ઞાતિબંધુઓ રહેણી કરણી, રીત રસમોમાં આપણાથી કોઈ રીતે ઉતરતા નથી અને કન્યાવિક્રય જેવા ગુન્હેગાર થયેલા નથી, જે વેપાર ધંધે સુખી છે, તેવા ભાઈઓને ગોળમાં દાખલ કરવામાં આપણે ગૌરવ લેવું જોઈએ, તેના બદલે દશહજાર રૂપીયા જેવી રકમ માગવાનો અર્થ આપણી વ્યાપારી વૃત્તિ અને સંકુચિત–સ્વાર્થી મનોદશાનું દીગ્દર્શન કરાવે છે એમ કોઈ કહે તો શું ખોટું છે? આપણે જો ખરેખર ગોળનો વિસ્તાર વધારવો જ હોય તો આવી રકમ શા માટે માંગવી જોઈએ! અવેજ લઈને કરેલા કાર્યમાં મોટાઈ મહત્તા, કે ઉદારતા હોતી નથી, તે તો એક વેપારી સોદો છે આવો સોદો આપણા માટે આ જમાનામાં ઈષ્ટ અને પ્રશંસાપાત્ર ગણાશે નહીં

વળી સદરહુ શરતોમાં સામા પક્ષના સ્વમાનની ગણના કરવામાં આવેલ જણાતી નથી બાર વર્ષ ઉપરાંતની આઠ કન્યાઓના સગપણ ધોળકાવાળા આપણા ગોળમાં પહેલા કરે અને ભવિષ્યમાં આપણા બંધારણ પ્રમાણે વર્તવાની ખાત્રી આપે એટલે સર્ટીફીકેટ કાઢી આપવું એટલોજ ઠરાવ બસ હતો એમ લાગે છે. તે સાથે બીજી કલમમાં જે બીજી કુંવારી કન્યાઓ છે તેમાંથી ૨૫ કન્યાઓ ધોળકા સિવાયના ગોળના બીજા ગામોમાં આપવી અને તે માટે સદરે જામીન આપવાનો ઠરાવ કરવામાં કમીટી શું વિચારથી દોરાયેલ હશે તે સમજી શકાતું નથી ગોળમાં ભળ્યાનું સર્ટીફીકેટ મળ્યા બાદ તેઓ ગોળના ગમે તે ગામમાં સગપણ કરવા મુખત્યાર છે ધોળકા સિવાયના ગોળના ગામોમાંજ કન્યાઓ આપવાની ફરજ પાડવી તે ગોળમાં ભળતારની ઇતેજારીનો ગેરલાભ લેવાનું ગણાય અત્યારે બીજી કોમો દશા વીશાના ભેદો નાબુદ કરી સંગઠન અને સબળ કરવા તૈયાર થઈ છે. જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓના ભેદ ભુલાય છે તેવા સમયે પણ આપણે સંકુચિત મનોવૃત્તિ રાખીશું તો ભવિષ્યની પ્રજા આપણને શું કહેશે? સૌરાષ્ટ્ર મહાગુજરાતમાં ભળવાની તૈયારીમાં છે. મુંબઈના તમામ કાયદાઓ સૌરાષ્ટ્રને લાગુ કરવામાં આવેલ છે તેવા સમયે પણ આપણે જાગૃત થઈ જમાનાના પ્રવાહની સાથે નહીં ચાલીએ તો દુનિયા

આપણી હાંસી કરશે, એટલુંજ નહીં પણ આપણા ગોળ રૂપી દુર્ગના કાંગરા ધીમે ધીમે ખરતા જશે અને તેની હસ્તિ ભયમા આવી પડશે

ધોળકા ગાદેનો કાર્યવાહક કમીટીનો ઠરાવ અને શરતો વ્યાજબી અને ન્યાયી ધોરણે થાય ત વધુ ઇષ્ટ છે હાલની શરતો ઘણી ભારે અને એક તરફી છે એવું કોઈપણ સ્વમાનવાળો તટસ્થ માનસ માનશે એમ ધારૂં છું અને આશા રાખુ છું કે જે જે ભાઈઓ મારા ઉપરના વિચારોને મળતા થતા હોય તે તમામ આ સવાલ ઉપાડી લેશે, અને યોગ્ય ઉપાયે હલ કરી, દુનિયા આપણને સંકુચિત મનોદશાવાળા કે સ્વાર્થીની કક્ષામા મૂકે નહીં તેવુ કરી બતાવશે પ્રભુ તેને સન્મતિ આપે

# આપણાં છાત્રાલયો અને તેમનું સંચાલન

## ગૃહપતિ. [૨]

શ્રીયુત પોપટલાલ અંબાણી

છાત્રાલયોને વિદ્યાર્થીઓના જીવન ઘડતરની શાળા સરખા બનાવવા હોય તો તેમને માટે યોગ્ય ગૃહપતિ જોઇએ છાત્રાલયનુ મકાન સુદર કરી, પુસ્તકાલય સમૃદ્ધ કરી, ખાવા પીવાની અને રહેવાની સુદર સગવડ કરી પણ જો ગૃહપતિ યોગ્ય નહિ હોય તો એ બધુ નિષ્ફળ નીવડવાનુ છે

ગૃહપતિ એ શબ્દનુ બંધારણ જોતા તેમા બે શબ્દ જણાય છે ગૃહ અને પતિ ગૃહ એટલે છાત્રાલય અને પતિ એટલે મુખી ગૃહપતિ એટલે છાત્રાલયનો મુખી અંગ્રેજી શબ્દ બોર્ડિંગને બદલે ગૃહ શબ્દ યોજવામા મુખ્ય હેતુ એ છે કે વિદ્યાર્થીઓને છાત્રાલય એ બોર્ડિંગ ( નિવાસસ્થાન ) માત્ર ન લાગવુ જોઇએ પણ પોતાનુ ગૃહ લાગવુ જોઇએ બીજી રીતે કહીએ તો વિદ્યાર્થીઓને પોતાના ઘરમાં જીવનને લગતી જેટલી સગવડો મળી શકે છે તેટલી બધી છાત્રાલયમાં મળવી જોઇએ, તો જ તે બોર્ડિંગને બદલે ગૃહ બની શકે. ઘરનાં તમામ માણસની સુખ સગવડો, વિકાસ અને આરોગ્યની જવાબદારી જેમ ઘરના મુખી માણસ પર રહેલી છે, તેમ છાત્રાલયમા રહેતા તમામ, છાત્રોના સુખ, સગવડ, વિકાસ અને આરોગ્યની જવાબદારી ગૃહપતિ પર છે તેથી જ તેને ગૃહપતિ (ઘરનો મુખી) એવું નામ આપવામા આવેલ છે

ઘરના મુખી માણસને ઘરની એકેએક વ્યક્તિ પ્રત્યે ખૂબ વત્સલતા હોય છે, તેમના વિકાસ તરફ સતત દૃષ્ટિ હોય છે, તેમના આરોગ્ય તરફ કાળજી હોય છે અને ઘરના બધા માણસો સુખ અને શાંતિમા કઇ રીતે રહી શકે તેની નિરતર ચિંતા હોય છે. છાત્રાલયનો ગૃહપતિ ઘરના મુખીની ફરજો બજાવતો હોય તો જ તે સાચો ગૃહપતિ છે નહિ તો જૂના વખતમા તેને સુપરીન્ટેન્ડન્ટ કહેવામા આવતો હતો તેજ શબ્દ તેને માટે વધારે બંધ બેસતો છે.

આપણા છાત્રાલયો શરૂ થયાં ત્યારે સુપરીન્ટેન્ડન્ટ તરીકે કાઇરકુલના કોઇ શિક્ષકને મોટે ભાગે પસદ કરવામાં આવતો હતો, અને હજીયે એ પ્રથા ઘણે અંશે ચાલુ છે આ યોજના પાછળ બે હેતુ દેખાય છે (૧) છાત્રાલયનુ તત્ર થોડા ખર્ચથી ચાલે અને (૨) છાત્રાલયનુ શિસ્ત કંઇક અંશે જળવાઇ રહે જે શિક્ષકને શાળામાથી રૂ. પોણોસો કે સો મળતા હોય તે બોર્ડિંગના સુપરીન્ટેન્ડન્ટ તરીકેનુ કામ ત્રીશ કે ચાળીશ રૂપિયામા કરવાનું ખુશીથી સ્વીકારે પણ એ સુપરીન્ટેન્ડન્ટ પોતાનુ મુખ્ય લક્ષ શાળા તરફ રાખે છે, અને બોર્ડિંગને લગતી કામગીરીને તદ્દન ગૌણ લેખે છે. તેનુ પરિણામ એ આવે છે કે આવા સુપરીન્ટેન્ડન્ટોથી ગૃહપતિ થઇ શકાતુ નથી. તેઓ છાત્રોને શિસ્તમાં રાખવા ઉપરાત પોતાની ફરજ ઘણી વધારે છે એ વાતજ સમજતા નથી 'છાત્રાલય એટલે વિદ્યાર્થીઓને રહેવા અને જમવાની સગવડ આપનાર સ્થળ એ દૃષ્ટિથી કામ લેવું હોય તો આવા સોંઘા સુપરીન્ટેન્ડન્ટો કંઇ ખોટા

જતા એક પ્રસંગે એ જાદુ પણ મારા જાણવામાં આવી ગયો.

એક વિદ્યાર્થી મેલેરિયામાં સપડાયો હતો. રાત્રે ગૃહપતિ તેની જોડાજોડ સૂતા હતા. રાતના એક વાગે ગૃહપતિ ઊઠ્યા ત્યારે વિદ્યાર્થી પથારીમાં ન હતો. બહાર નીકળી તપાસ કરતાં પાયખાના પાસે ધબધબ થતું સંભળાયું. ત્યાં જઈને જુવે છે તો પેલો બીમાર વિદ્યાર્થી ધોતિયું ધોતો હતો. ગૃહપતિ તમામ પરિસ્થિતિ સમજી ગયા. તેણે વિદ્યાર્થીને કહ્યું, 'ભાઈ, તમને સખત તાવ છે. આ મારો લેંઘો પહેરીને તમે સુઈ જાવ, ઝાડાથી બગડેલું તમારૂં ધોતિયું હું ધોઈને સુકવી આપું છું."

ઉપરનો પ્રસંગ જ્યારે મેં જાણ્યો ત્યારે મને સમજાયું કે જે માણસમાં વિદ્યાર્થી પ્રત્યે આટલા બધા પ્રેમ અને સહાનુભૂતિ હોય તેને વિદ્યાર્થીઓ વશવર્તિ કેમ ન રહે? આ યુવાને વિદ્યાર્થીઓને પ્રેમ અને સહાનુભૂતિથી વશ બનાવ્યા છે.

નામ નિર્દેશ વિના ઉપરનો પ્રસંગ મેં અહીં એટલા માટે નોંધ્યો છે કે ગૃહપતિમાં જો વિદ્યાર્થી પ્રત્યે શુદ્ધ પ્રેમ અને સહાનુભૂતિ હશે તો તેને શિસ્ત જાળવવું એ રમત જેવું લાગશે. તેને કદી કોઈને કોઈપણ તરેહની સજા કરવાની જરૂર પડશે નહીં.

પણ આવો ગૃહપતિ મેળવવો એ સહેલી વાત નથી. બાળ માનસના અભ્યાસી અને બાળકો પ્રત્યે પ્રેમ ધરાવનારા માણસો જવલ્લેજ મળે છે. આવો ગૃહપતિ પોતાનો જીવન-વ્યવહાર સરળતાથી ચલાવી શકે તેટલું વેતન તેને આપવું જ જોઈએ. આજના જમાનામાં રૂા. સોથી સવાસોનો પગાર તેને મળવો જ જોઈએ. પણ આટલો પગાર આપી શકે તેવી આર્થિક સ્થિતિ કોઈકજ છાત્રાલયની હશે.

છાત્રાલયની પ્રગતિ અને પ્રતિષ્ઠાનો બધો આધાર ગૃહપતિ પરજ છે. તેની પસંદગી કરવામાં સંચાલકોએ ખૂબ કાળજી રાખવી જોઈએ. તેને પૂરતો પગાર આપવો જોઈએ. અને છાત્રાલયના વિકાસ માટે તે જે જે યોજનાઓ મૂકે તેના પ્રત્યે સંચાલકોએ હમદર્દી રાખવી જોઈએ અને છાત્રાલયના સંચાલનમાં તેને બની શકે તેટલી વધુ છૂટ આપવી જોઈએ.

મારે વાતચીત થઇ હતી મે તેમને ધોળકાના સમાચાર પૂછ્યા ધોળકાની મમગ્ર મોઢજ્ઞાતિને ગોળમા ભળવુ છે તે માટે દગવમાં લહાણી દીઠ ૨૪૫ રૂા. ભરવા કહેવાહો દે દ ડ લેવા તે કોઇપણ રીતે ઠીક નથી. તેમની ભાવનાને સત્વર અભિનંદી ભેટી પડવુ તેજ યોગ્ય છે સમિતિ આ પર ફરીથી વિચાર કરે હું પોતે તો ગોળની ભાવનાથી વિરૂદ્ધ છુ સદ્‌ગત હરિલાલ ગોવિંદજીના પ્રમુખપણા નીચે ભાવ નગર ચોત્રીસ તાલુકા મોઢ પરિષદ ભરાઇ ત્યારે એક યાદગારપત્ર મહોદયમા છપાવી દૂર થયો છુ પુત્રીઓના સુખને ભોગે ગોળરક્ષા એ સુંદર અભિનંદનીય વિચાર નથીજ. આથીજ ધ્રાંગધ્રાવાળા ખીમચંદભાઇ તથા રા તાનાચદ ભડાતજાને ગોળમાથી બહાર જવુ પડયુ છે. ગોળવિસ્તારના ભાગમાં કેળવણી ઊંચી કેળવણીની ઓછપ છે ને તેમા સ્ત્રીવર્ગ તો પછાતજ છે એ હૃદયવાહી વાત ચોત્રીસ તાલુકા કોંગ્રેસ કમીટી હવે વિચારે

આમ દરેક લેખ પર વિચાર કરતા લેખ લાંબો થાય માટે એટલુજ બસ છે કે બાઇઓના લેખોની વિવિધતા અને સુંદરતા મહોદય નામને પોષક છે ને તેની પસંદગી વગેરે માટે સંચાલકોને ધન્યવાદ

પણ લેખ પૂરો કરતા તરુણ વિભાગના ઉત્સાહી ભાઇ હરિન પરીખને વિનતિ કરી છીએ હાલના તરુણના મોટા ભાગને જોઇને મને દુ:ખ થાય છે માટે આપની પારસકણીનો સ્પર્શ લોહાને સોનુ બનાવે અને તે જોવા હું ભાગ્યશાળી થાઉં એ અભિલાષા સહજ ઉદ્ભવી છે હાલના તરુણ પાસે વખતના સદુપયોગનો અભાવ છે. આળસનો રોગ તેને લાગેલો છે. પોશાકમા તો તે માત્ર ફેશનભક્ત થયા છે આર્યસંસ્કૃતિ અને ઘણી વખત તો શીલ સદાચારથી તે દૂર વહી ગયા છે ડરપોક અને નિર્બળ મનના થતા જાય છે, લાંચ આખ અને મત્કાર્ય પ્રવૃત્તિનો જુસ્સો, અથાગ ઉત્સાહ અને મક્કમ રહેવાપણું તેમાથી ઓછ થતું જાય છે આવુ કાંઇ કાંઇ તરુણની તરુણતાને ભમાડી રહેલ તત્ત્વોને દૂર કરવા જરૂર વિચારજો વાચકલના કે લેખનની ટાપટીપ વધે તેટલથી રાચવાનુ નથી, હુ તો નજર રચુ સાથે બળવાન શરીરવાળા મને, દોડવા અને ચાલવામા પાયસાત માઇલ તો થાકેજ નહિ તેવા થવાની જરૂર છે આપણા તરુણો એ આપણા ગામ જ્ઞાતિ અને રાષ્ટ્રનુ જીવન છે, તેમની સ્વયસેવકતા એ આપણા ભાગ્યોદયની ઉષા છે દરેક તરુણ પોતાનુ નિત્ય કર્મ કરે, સેવાકાર્ય કરે સાથે પાતાળ ફોડી, પર્વતો તોડી અને આકાશે ઉડી મહાયાનપૂર્વક ધન મેળવવાની પ્રવૃત્તિમા એકો રહે એ પણ ભૂલવુ ન જોઇએ મંડળ અને સમિતિઓના નામળમાં વરાળીઆમાં ઝપટાઇ દારિદ્રસેવી કે ભીખારી થાય તે તો અધન્યવાદને પાત્ર છે એ વાત પણ સાથે લાગી વિચારવી હવે જોઇશુ કે તરુણ વિભાગમા આપણે કેવી ઉચ્ચભાવના શીલતાનુ દર્શન કરવા ભાગ્યશાળી થઇએ છીએ

આ મીઠા વાક્યમાં મણિશંકરે મૂક સૂર પરોવ્યો.

'તમે પાછી ઉપકારની વાત કરી એ વાતજ ન કરો. પણ કાકા, જુઓ તો ખરા માલતીબેન આજે કેટલા આનંદી અને સ્વસ્થ છે!' વિનોદરાયે નાસ્તાને ન્યાય આપતા કહ્યુ

'ભાઇ! ખરેખર, નવાઇ જેવું છે અમોએ બધાજ ડોક્ટરો–વૈદ્યોની દવા કરી, કેટલાયે ઉપાયો–ઇલાજો કર્યા, પરંતુ તે બધાથી કઇ અસર ન થઈ અને આજે વગર દવાએ તેનામા એકદમ પરિવર્તન થઇ ગયુ લાગે છે' માલતીને વાંસુ નજીક લેતાં મનોરમાએ કહ્યુ

'મે તો તમને ઘણી વખત કહ્યું હતું કે માલતીબેનને કઇજ રોગ નથી. માત્ર યોગ્ય આનંદી વાતાવરણનીજ જરૂર છે, છતા તમે મારૂ માન્યુજ નહિ ના' વિનોદરાયે માલતી તરફ જોતા માલતીએ આંખે નીચે ઢાળી દીધી

'શુ કરીએ? ભાઇ' ભાભીએ બોલાવ્યા. પરંતુ ઈશ્વરે તમારા પ્રયાસ અને પ્રભુની કૃપાથી આપણી લાજ રહી' મણિશંકરે હૃદયનો કરોરો ખાલી કરતા કહ્યુ

'હવે આપણે આ વાત યાદજ ન કરવી. હજી માલતીબેનનુ શરીર બહુ ક્ષીણ છે માટે ખોરાક વગેરેમા ધ્યાન રાખજો. અને માલતી બેન! તમારા ભાભી પાસે તમારે દરરોજ આવવુ મન ખુબ આનંદમાં રાખવું કોઇ વાતના વિચાર કે ચિંતા કઇજ ન કરવાં. ચાલો ત્યારે, હવે હુ રજા લઇશ ઘણુજ મોડું થયુ' વિનોદરાયે વડીલોની રજા લેઇ ઘેર જવા તૈયારી કરી.

'બસ ત્યારે, આવજો વિનોભાઇ! દિવસમા એકાદ વખત તો અહિ આવવું જ' મનોરમા–મણિશંકરને મન વિનોદરાય હવે એક આત્મિય વ્યક્તિ થઇ ચુકી હતી.

'મોટાભાઇ' આવજો' માલતીએ ધીમા મીઠા અવાજથી પ્રેમપૂર્વક કહ્યું

વિનોદરાયે અત્યંત ભાવપૂર્વક માથું હલાવી 'હકાર' સૂચવ્યો અને સૌને વંદના કરી ઝડપથી ત્યાંથી ચાલી નીકળ્યા"

મહાભારત રૂપી સમાજમા કુરુઢિઓ અને વહેમો જેવા શત્રુઓનો સંહાર કરનાર વીર સેનાની અર્જુનની યાદ આપતા વિનોદરાયનું સ્મરણ આજે માલતી ભૂલી શકી નહિ.

અપૂર્ણ.

# સોનગઢ મોઢ જ્ઞાતિની વાડીના થયેલ ઉદ્‌ઘાટન વિધિ.


મેતા મોહનલાલ ભગવાનદાસ.

સોનગઢ—અત્રેની મોઢજ્ઞાતિની નવી કરાવેલ વાડીની ઉદ્‌ઘાટન ક્રિયા ધાંગધ્રા નિવાસી (હાલ મુંબઇ) મેતા મોહનલાલ ભગવાનદાસના હસ્તે તા ૧૫-૩-૪૯ ના રોજ કરવામાં આવી હતી આ પ્રસંગે જ્ઞાતિના તમામ પુરુષો ઉપરાંત અન્ય કોમના પ્રતિષ્ઠિત ગૃહસ્થોની સારી સંખ્યામાં હાજરી હતી શરૂઆતમાં મોઢ મહાજન તરફથી આ પ્રસંગે શેઠ મોહનલાલભાઇને માનપત્ર આપવામાં આવ્યું હતું અને તેમાં કહેવામાં આવ્યું કે "આપ નાનપણથીજ જ્ઞાતિની સેવા શુદ્ધ પ્રેમથી કરતા આવ્યા છો, આપે નાની વયમાં ઘણાં સુખદુઃખ જોયાં છે, આપનામાં જે સેવાની ભાવના છે તે દિનપ્રતિદિન વૃદ્ધિ પામો એવી અમારી પ્રાર્થના છે"

માનપત્ર ચાંદીની રકાબીમાં મૂકી અર્પણ કરવામાં આવ્યું હતું. તે પછી શ્રી ડી. પી દેસાઇએ પ્રાસંગિક વક્તવ્ય કર્યા પછી જણાવ્યું કે સ્થાનિક જ્ઞાતિએ ભોજન માટે જગ્યાની વ્યવસ્થા કરી, પરંતુ સ્થાનિક બાળકોના અભ્યાસ માટે પુસ્તકો, ફી વગેરેનો કંઇ પ્રબંધ નથી તેથી જો તે કરવામાં આવે તો હું વાર્ષિક રૂા ૫૧) મદદ કરીશ આ ઉપરથી નીચેના ગૃહસ્થોએ નીચેની રકમ જાહેર કરી છે

૫૧) શ્રી ડી. પી. દેસાઇ, ૫૧) શ્રી જાદવજી અમીચંદ, ૫૧) શ્રી મોહનલાલ ભગવાનદાસ, ૨૫) ડૉ. નટવરલાલ માણેકલાલ લખપતવાળા, ૨૫) શ્રી કાઠિયાવાડ હોમ ટ્રેડીંગ કું. ૨૫) મેતા ગોકળદાસ લક્ષ્મીચંદ

છેવટે માનપત્રનો જવાબ આપતા શેઠ મોહનલાલે જણાવ્યું કે હજુસુધી મેં જ્ઞાતિની કંઇ સેવા કરી નથી, ઉપરની પ્રેરણાથીજ સઘળા કાર્ય થાય છે. સર્વે ભાઇઓ તન, મન અને ધનથી જ્ઞાતિસેવા કરે તો જ્ઞાતિની ઉન્નતિ જરૂર થાય. આપે મને આ તક આપી છે તે માટે આપ સૌનો હું ઋણી છું. હું પ્રભુને પ્રાર્થું છું કે જ્ઞાતિબંધુઓની સેવા કરવાની તે મને તક આપે આ પ્રસંગે શેઠ મોહનલાલે રૂા ૩૦૧) વાડી બાંધવા માટે, અને રૂા ૫૧) સોનગઢ ગુરૂકુળમાં અર્પણ કર્યા છે અને જ્ઞાતિભોજન આપી તપેલીનું લાણું કર્યું છે

આ વખતે શેઠ જગજીવનદાસ કુ. મ. શી-ભાઇએ જ્ઞાતિની વાડીને રૂા ૧૦૧) અર્પણ કર્યા હતા અને થાળીનું લાણું કર્યું હતું ઉદ્‌ઘાટન વિધિ અને તે દિવસનો બ્રહ્મભોજન ઇત્યાદિ ખર્ચ કાઠિયાવાડ હોમ સપ્લાઇ કું તરફથી આપવામાં આવ્યો હતો અને શ્રી જાદવજી અમીચંદ દેસાઇ તરફથી છાલીયાનું લાણું કરવામાં આવ્યું હતું

* * *

# દારૂબંધી ! અફીણબંધી ! ગાંજાબંધી ! ચાબંધી કેમ નહિ ?

શ્રીયુત ડી. પી. દેસાઈ.

હિંદમાં ચા પીનારાની સંખ્યા અસંખ્ય બની ગઈ છે એક સમયે એટલે બે દસકા પહેલા ઉત્તર હિંદમા તથા રજપૂતાનામા જવલ્લેજ લોકો ચા પીતા હતા અને જે ત્યા પીતા હતા તે ડાકતરે બીમારી વખતે સૂચના આપી હોય ત્યારે અગર શોખ ખાતર પીતા હતા. અંગ્રેજ સરકારના રાજ્યને અને તેના અંગ્રેજ વેપારીઓને ધૂમ કમાણી કરાવી એ મુખ્ય હેતુ ધ્યાનમા રાખી સરકાર રાજ્યનીતિ ધરી રહી હતી. બંગાળમા ચાના બગીચા મોટા ભાગે અંગ્રેજી માલેકીના હતા અને હજુ પણ છે, તેમજ દક્ષિણમા નીલગીરી પહાડમાં તથા સીલોનમા પણ અંગ્રેજ લોકો માલેકી ધરાવતા હતા. ખુદ કલકત્તામા ચાનો વેપાર અંગ્રેજ દલાલોના જ હાથમા હતો અને હજુ પણ હશે, એટલે ચા પ્રજાને નુકશાનકારક હોય કે નહિ તેની પરવા કર્યા વિના અઢળક ધન અંગ્રેજ પ્રજાના હાથમા આવે એ એકજ ધ્યેય નજરેજ હોવાથી એટલી હદે સરકારે યોજના કરી કે ચા એવી રીતે તૈયાર કરવી કે લોકો પીવી શરૂ કર્યા પછી છોડી શકે નહિ અને બીજી તરફ દુધાળા ઢોરનો નાશ કરવો તથા દુધમાંથી માખણ બનાવી પોતાના લોકો સહેલાઈથી ઉપયોગ કરી શકે તેમ કરવું.

કોંગ્રેસ સરકાર સત્તા પર આવી છતાં પણ મધ્યસ્થ સત્તા કોંગ્રેસના હાથમા આવી નહોતી એટલે આ દિશામા કંઈપણ ઉગ્ર પગલું કોંગ્રેસે ભર્યું નહોતું. મહાત્મા ગાંધીજીએ સ્વદેશી ચળવળ–ખાસ કરી કાપડ વાપરવાની હીલચાલ મોટા પાયા પર શરૂ કરાવી હજારો ખાતે લાખો રેંટીઆ ફરતા કરાવ્યા, કોંગ્રેસ સભ્યે ખાદી ફરજીયાત પહેરવી એવો નિયમ કરાવ્યો અને એક સમય એવો લાવી મૂક્યો કે પરદેશી કાપડની મીલો બંધ થવા લાગી અને સરકારને ધગા જવાનો વખત આવી લાગ્યો હતો. દારૂબંધી પણ શરૂ કરી હતી અને કેટલાક સ્થળોમા તાડીનાં વૃક્ષોનો નાશ કર્યો હતો.

છેલ્લા વિશ્વયુદ્ધમા અનાજ, કાપડ, ખાંડ વિગેરે ખાદ્ય ખોરાકીની તથા વપરાશની અનેક ચીજોમા નિયમન થયું. અમુક પ્રમાણ જ મળે છતા કોંગ્રેસ જેવી સંસ્થા તરફથી પણ ચાનો ત્યાગ કરવા ફરમાન થયું નહિ કે પ્રયાસ થયો નહિ. સમય એટલી હદે આવ્યો કે ખાંડના ભાવ રતલ એકના બેથી ત્રણ રૂપીઆ થવા, ચાના ભાવ રતલ એકના ચાર આનાથી ચાર રૂપીઆ થવા આવ્યા અને ગરીબ લોકોએ ગોળની ચા પીવા માંડી; જેથી ડાકતરોની તપાસમા તથા સમાજના અનુભવમા એવું આવ્યું કે સગર્ભા સ્ત્રીઓને કસુવાવડ થઇ જતી, લોહીવા થઇ જતો, બાળકો ગર્ભમાથી સડી જતાં અને ચોતરફ લુખસ તથા ખુજલીની ધૂમ પડી. ગોળના ભાવ રતલ એકના એક દોઢ આનાથી એક રૂપીઆ સુધી થઇ ગયા. આટલી મોંઘવારી ખાંડ તથા ગોળની થવા છતાં ચા ત્યાગ કરવા કોઈ સંસ્થા તરફથી કે કોંગ્રેસ જેવી મહાન દેશની સંસ્થા તરફથી પ્રચાર થયો નહિ એ હિંદનું ઓછું દુર્ભાગ્ય નથી.

સને ૧૯૪૨ માં હું જ્યારે હરદ્વાર ગયો ત્યારે ત્યા પહાડી પ્રદેશોમા પણ ચાના ગ્રોવ રસ્તા વચ્ચે બનાવી આ કંપનીના પ્રચારકો તરફથી મફત ચા પીવા આમંત્રણ અપાતા

હતા; ઉપરાંત ચાનું એક પડીકું એક પૈસાનું નમુના દાખલ વેચતા હતા, જેથી ચાની આદત પડતા ઘેર ચા બનાવી પીવા કામ લાગે જે દેશવાસીઓ સવાર સાંઝ ઉકાળેલ દુધ મલાઇ સાથે પીનારા હતા અને ચાનો ઉગ્ર તિરસ્કાર કરનારા હતા તે ચા પીતા થઇ ગયા

ચીનવાસીઓને આ અંગ્રેજોએ પોતાના ધન લોભ ખાતર અને પગ પેસારો કરવા ખાતર અફીણની લત ખુબ લગાડી હતી અને દરેક ચીનમાં અફીણ હુક્કા હોકલીમાં પીવાતું હતું આથી ત્યાંની પ્રજા એટલી બળહીન અને આળસુ બની ગઇ કે ભૂખે મરવા લાગી અને ધન હડકાઈ જવા માંડયું સુભાગ્યે એક દેશ પ્રેમી પેદા થયો જેણે આખા દેશમાં અફીણ ત્યાગનો પ્રચાર કર્યો અને મોટા ભાગના લોકોએ ફરી સાથે ત્યાગ પ્રતિજ્ઞા લીધી અને આ લતમાંથી દેશ મુક્ત થયો.

આફ્રીકામાં ત્યાંના વાસીઓમાં દારૂની લત આ અંગ્રેજોએ લગાડી ધન લૂટવા માંડયું અને પાગલ બની કરી ત્યાંની પ્રજાને નિર્માલ્ય બનાવી દીધી અને હજુ પણ ત્યાં અંગ્રેજોનું વર્ચસ્વ ટકવાથી દારૂ ત્યાગ થઇ શકયો નથી તેમજ તેઓના પાશમાંથી મુક્ત થયા નથી

જાપાનમાં લોકો ચા પીવે છે પરંતુ એ કુદરતી પાંદડા સુકા લાવી ઘરમાં રાખે છે અને જ્યારે પીવી હોય ત્યારે ગરમ પાણી ઉકળતું હોય તેમાં દાબો ભરી નાખે છે ને તુરતજ પ્યાલીઓમાં કાઢી પીવા માંડે છે હું જાપાનમાં સને ૧૯૧૭ માં પહેલા યુદ્ધ વખતે ગયો ત્યારે મને અનુભવ થયો. કોઇને ત્યાં જાઉં ત્યારે ટાઢને લઇને પહેલો સત્કાર સગડી આપી, કુશળ પૂછી તુરત ચા બનાવી આપતા હતા અને ઠંડીના કારણે હું તો બેચાર પાંચ પ્યાલી માગી પી જતો આથી શરીરમાં ગરમાવો રહેતો ત્યાં ચામાં ગળપણ કે દુધ હોતું નથી છતાં તેનો કુદરતી સ્વાદ સહેજ કડવાશવાળો સારો લાગે છે. બહુ ઉકાળો પણ નહિ અને દુધ પાણી ભેગા પણ થાય નહિ એટલે નુકશાન કંઇ થતું હોય તેમ હું માનતો નથી

હિંદમાં ચાની લાગણી ફગાવી પાંદડા ભેગા કે તેમાં નાશો રહે તેવો પાશ દે છે અને આખા પાંદડા તો શું પણ જમીન પર હગના કર્યા હોય તેની ધૂળ સાથે ઉખરડી ભેગી કરીને નગરમાં વેચી આપણને પાવામાં આવે છે

આજથી પચાસ વરસ પહેલા ચા ગામ તેના શોખની ચીજ ગણાતી હતી અને છેલ્લા પચાસ વરસમાં એટલે પહેલા યુદ્ધ પછી ગરીબ તવંગર, ઢેઢ ભંગી મજુર બેહતા, ભીખારી માત્રનુ તે ઉપયોગી પીણું બની

થઈ કે આથી શુ નુકશાન થાય છે તે ઘણા વૈદ્યોએ, દેશ પ્રેમીઓએ, પ્રજા વત્સલ નેતાઓએ ઘણી વખત જાહેરમા કહ્યુ છે, લખ્યુ છે તથા મહાત્મા ગાંધીજીએ તેની જગ્યાએ ઘઉં શેકી બરકીને તેને ઉકાળી તેમાં ખાંડ ગોળ જે વાપરવુ હોય તે નાખી પીવા પ્રચાર કર્યો હતો અને ઘણાઓ પાસે ચાનો ત્યાગ પણ કરાવ્યો હતો પરંતુ જેટલો પ્રચાર ખાદી માટે થયો, Boycott British Good-નો પ્રચાર થયો, તેનો સોમો ભાગ ચા ત્યાગ માટે થયો નથી ત્યારે શુ એ એમ બતાવી આપે છે કે એ જરૂરી વસ્તુ છે ? પોષણ આપનાર છે ? ત્યજવા યોગ્ય નથી ? ખરી વાત એ છે કે મોટા ભાગના નેતાઓ, કાર્યકર્તાઓ પણ તેની લતમા ફસાએલા છે તેથી ત્યાગ પ્રચાર કરી શકતા નથી, તેમ બીજાને બોધ આપે તો પાછા પડે પોતે ત્યાગ કરી શકતા નથી તેથી આની પાછળ લાખો રૂપીઆ બરબાદ થાય છે એટલુંજ નહિ પરંતુ મનુષ્ય શરીરનો રાજા જે વીર્ય તેનો નાશ થાય છે અને પ્રજા વીર્યહીન બની જાય છે ચીન માફક એવો હીંદમા કે જે સૂર્ય ઉગશે ત્યારેજ એકાએક ચાનો ત્યાગ થશે.

એક સમય હતો જ્યારે મજુરો તથા ખેડુતો વ્હેલા શીરામણ કરી કામે લાગતા હતાં, તેના બદલે ચા પીવે નહિ ત્યાંસુધી ગમે તેટલુ મોડું થાય છતાં કામે લાગી શકતા નથી અને ચા ન્હોતી, તેની એ લત લાગી ન્હોતી ત્યારે જેવી મજુરી અને કામગીરી થતી તેવી બલ્કે તેનાથી ચોથા ભાગની કામગીરી અત્યારે થતી નથી આ શુ બતાવે છે ? લોકો ચાને પોતાની ઇષ્ટ દેવી તરીકે જાણી તેની પૂજા કર્યા પછીજ બીજી પૂજા કરવા ઇચ્છે છે એટલે તેના ત્યાગની વાત સમજમાં ઉતરે તેમ નથી ઘણા સમજુ ખાદી પ્રેમી તથા કોંગ્રેસીભાઈઓ તથા સ્વાસ્થ્ય રક્ષા સમજનારા ભાઈ બ્હેનોએ તેનો ત્યાગ કર્યો છે ખરો પરંતુ તેની અસર પીનારી સંખ્યા ઉપર જોઈએ તેવી થઈ નથી એ હીંદનુ દુર્ભાગ્ય છે.

વાંચક વૃંદ ! ચાના લાભાલાભનો વિચાર કરશે ખરા ?

## જોઈએ છે.

શહેરમા વસતા માસિક રૂા. ૪૦૦) ચારસોની આવક ધરાવનાર ઉંમર વર્ષ ૩૮ ના બીજવર માટે મોઢ વણિક જ્ઞાતિની યોગ્ય કન્યા અગર વિધવા પત્ર-વહેવાર નીચેના શરનામે કરવો.

"લગ્નવાંચ્છુ"

C/o મોઢ મહોદય ઓફીસ—ભાવનગર

### શ્રી કાઠિયાવાડ મોઢ વણિક વિદ્યાર્થીભવન—ભાવનગર.

આ સંસ્થાની કાર્યવાહક કમીટીના તા. ૧૩-૩-૪૯ ના ઠરાવ મુજબ જણાવવાનુ કે આ સંસ્થાની જનરલ સભા કાર્યવાહક કમીટીની ચુંટણી કરવા માટે સને ૧૯૪૯ ના મેની તા. ૧૫ રવીવારના રોજ સાંજના સાડાચાર વાગે બોર્ડીંગના મકાનમાં મળશે, જે સમયે સર્વ સભ્ય બંધુઓને અવશ્ય હાજર થવા વિનંતી છે

ડાહ્યાલાલ ભાઈચંદ વોરા
ઓ. સેક્રેટરી

# આત્મકલ્યાણની વાતો

અનુ શ્રીયુત વિ મૂ શાહ બી એ

( ૪ )

યાદ રાખો—ભગવાન હંમેશા સર્વત્ર વિરાજમાન છે તમારા હૃદયના ઊંડા અંતસ્તલમાં પણ તે સદા—સર્વદા રહેલ છે કોઇ પણ એકાન્ત સ્થળે તમે જે કરો છો તે બધુ તે જાણે છે—જુએ છે એમા તો કહેવાનું શુ હોય! તમે તમારા હૃદયના અત્યંત ગુપ્ત ખૂણામા વિચાર રૂપે પણ જે કાંઇ વિચારી રહ્યા હો છો, જેનું તમને પણ કોઇ વાર સ્પષ્ટ ભાન નથી હોતું તેને પણ તે પ્રત્યક્ષ કરે છે એવુ કદિ પણ, કશાય પણ, કંઇક બનતું નથી જે ભગવાન નથી જાણતા કે નથી જોતા.

યાદ રાખો—ભગવાનની આ સર્વજ્ઞતા તેમજ સર્વ સાક્ષિતા ઉપર તમારો વિશ્વાસ બેસી જાય તો પછી તમે છાની રીતે કદિ પણ કોઇ નિષિદ્ધ કર્મ નહિ કરી શકો. મનની ઊંડી ગુફામાં પણ કોઇ પાપની વાત નહિ વિચારી શકો. આપણે તો જાણીએ છીએ કે જ્યારે માણસ કોઇ ખરાબ કામ કરવા ચાહે છે ત્યારે એને એવી શંકા આવે છે કે પોતાના કર્મને કોઇ જાણી ન લે, કોઇ પોલીસનો સામાન્ય સિપાઇ અથવા કોઇ સાધારણ માણસ જુએ છે તો તે ખરાબ કામ કરતો અટકી જાય છે, તેને ખરાબ કામ કરતા સંકોચ શરમ અને ભય લાગે છે તો પછી અહિં તો સર્વ લોક મહેશ્વર, સર્વજ્ઞ શિરોમણી, સર્વ સમર્થ ભગવાન પોતે તમારા પ્રત્યેક કર્મને જોઇ રહેલ છે એવી સ્થિતિમા તમારાથી પાપ કર્મ કેવી રીતે કરી શકાય! છતા પણ જ્યારે પાપના વિચાર મનમા આવે છે અને પાપની ક્રિયા પણ શરીર તથા વાણીથી થાય છે ત્યારે એજ કહેવુ પડે છે કે ભગવાનની સર્વત્ર વ્યાપી સત્તા ઉપર તમને વિશ્વાસ નથી, ભગવાનની સત્તા પર વિશ્વાસ થતાજ માણસ પાપ કર્મથી છૂટી જાય છે

યાદ રાખો—ભગવાન ખૂબજ દયાળુ છે. તમે તેની સત્તા ઉપર વિશ્વાસ નથી રાખતા તો પણ તે તમારી ઉપર નાખુશ નથી થતા જેવી રીતે પોતાના બાળકના અપરાધથી માતા નાખુશ થતી નથી તેવી રીતે તેની આ દયાળુતા ઉપર વિશ્વાસ રાખો અને તેમની પાસે વરદાન માગી લ્યો કે જેથી તેની સર્વગત સત્તા તથા સદા સર્વત્ર સ્થિતિ પર તમારો અચળ વિશ્વાસ બેસી જાય

યાદ રાખો—ભગવાન સદા સર્વત્ર વિરાજમાન છે, એ સત્ય પર વિશ્વાસ થતાજ તમે પાપરહિત તો થઇ જશો એટલુંજ નહિ પણ નિર્ભય બની જશો. પોલીસનો સિપાઇ સાથે રહે છે તો મનુષ્ય ચોર ડાકુથી નિર્ભય થઇ જાય છે તો પછી સાક્ષાત્ અખિલ લોક સમ્રાટ સર્વ શક્તિમાન ભગવાન તમારી સાથે હશે ત્યારે તમને કોનાથી કયી જાતનો ભય રહેવાનો! પ્રત્યેક સ્થિતિમા ભગવાન તમારી સાથેજ છે એમ જાણીને ચાલશો તો તમે નિર્ભય રહેશો

યાદ રાખો—ભગવાનની સત્તા ઉપર વિશ્વાસ થતાજ તમે નિશ્ચિંત પણ થઇ જશો. કેમકે ભગવાન સર્વ લોક મહેશ્વર અને સર્વ શક્તિમાન હોવા સાથે તમારા સહજ મિત્ર પણ છે અને તમે હમેશા તેને તમારી અત્યંત સમીપ જુઓ છો ભગવાન જેવા પરમ મિત્ર જેની સાથે હોય તેને કયી ભાવની

ચિંતા હોય ? એ પરમ મિત્ર પોતાની મેળેજ તમારૂં કલ્યાણ કયી વાતમાં, કેવી રીતે, ક્યારે થશે તેનોજ વિચાર કરે છે અને તેજ પૂરૂં કરે છે તેના વિચારમાં ભૂલ પણ નહિ થાય, કેમકે તે સર્વજ્ઞ શિરોમણિ છે, તેની દ્વારા તમારૂં કામ પણ થઇ જશે, કેમકે તે સર્વ શક્તિમાન છે અને તે તમારૂં કામ ઉત્સાહ પૂર્વક કરશે કેમકે સુહૃદનો એજ સ્વભાવ હોય છે

યાદ રાખો —તમારાથી પ્રકાશ–અપ્રકાશમાં જે પાપ થાય છે, તમને એકાન્તમાં ભૂતની કલ્પનાથી જે ભય લાગે છે, તમે કમશેને પમશે ભિન્ન ભિન્ન કારણોથી ડરો છો અને તમે દિવસ રાત યોગ–ક્ષેમના ચિંતાગ્નિથી બળો છો તેનું એક માત્ર કારણ એજ છે કે તમને સર્વ શક્તિમાન સર્વેશ્વર પરમ સુહૃદ ભગવાનની નિત્ય સર્વત્ર સત્તા તેમજ સ્થિતિમાં વિશ્વાસ નથી. વિશ્વાસ કરો અને તમે સ્હેજે પાપરહિત, ભયરહિત અને ચિંતા–વિષાદ રહિત બની જશો જુઓ, સમસ્ત પાપ–તાપથી મુક્ત હોવાનું આ કેટલું મંગલ સાધન છે ઇતિ શમ.

---

## મહેતા જીવરાજ મકનદાસ તથા પારેખ ગોવિંદજી કલ્યાણજી મોઢ વણિક વિદ્યાર્થી ભવન—મુંબઇ.

મજકુર વિદ્યાર્થી ભવનમાં આવતા જુન માસથી વિદ્યાર્થીઓની ખાલી પડનાર જગ્યા માટેની અરજીઓ તા ૧૫–૫–૧૯૪૯ સુધી લેવામાં આવશે માટે દાખલ થવા ઇચ્છનાર મોઢ વણિક વિદ્યાર્થીઓએ નીચે સહી કરનાર પાસેથી અરજીનાં ફોર્મ તથા નિયમો મંગાવી પૂરતી વિગતો સાથે પોતાની અરજીઓ મોકલી આપવી વ્યાપાર ઉદ્યોગ તથા વિજ્ઞાનની લાઇનના વિદ્યાર્થીઓને પહેલી પસંદગી આપવામાં આવશે ઓછામાં ઓછી મેટ્રીકની પરીક્ષા પસાર કરનાર વિદ્યાર્થીઓનેજ આ સંસ્થામાં દાખલ કરવામાં આવે છે

પાયધુની /
દાદર (મુંબઇ.)
તા ૨૭–૪–૪૯

પરસોતમ હુકમચંદ ગાંધી.
કાન્તીલાલ એમ મોદી
માનદ મંત્રીઓ

---

## વિનતી પત્ર.

તંત્રી શ્રી,

આપના અંકમાં તંત્રીની કલમે જે લેખ પ્રગટ થયો છે તે ઘણોજ આવકારદાયક છે, તેમાં આપે "ભોળ વિસ્તાર" બહુજ સુંદર રીતે છપ્યો છે

ટુંક વખતમાંજ પેટા જ્ઞાતિઓ નાબુદ થશે તે વાક્ય ઘણું સુંદરનું છે આ વાક્ય અહિંની સ્થાનિક જ્ઞાતિના અગ્રેસરો ધ્યાનમાં રાખે અને જે જ્ઞાતિ બંધુઓ લાગણીદાર તરીકે જ્ઞાતિમાં ભળવા આવે તેમને તાત્કાલિક મેળવી યશ પ્રાપ્ત કરશે તેવી મારી બને તડના અગ્રેસરો પ્રત્યે વિનતી છે

ભાવનગર.
તા ૨૩–૨–૪૯

આપનો વિશ્વાસુ
અનંતરાય જેઠાભાઇ વોરા

## સમાચાર સંગ્રહ

**ભાવનગર**— અત્રેની મોઢજ્ઞાતિ રાત્રીશાળાની કાર્યવાહક કમીટીના ઠરાવાનુસાર રાત્રીશાળાની કાર્યવાહક કમીટી અને મોઢ શુભેચ્છકબંધુ મંડળની કાર્યવાહક કમીટીની એક બેઠક રવિવાર તા ૨૦-૩-૪૯ ના રોજ મળી હતી. શાંત અને ખુલ્લા હૃદયની ચર્ચા પછી રાત્રીશાળાના પુસ્તકાલય, વિદ્યોત્તેજક ફંડ અને બેન્ડના ખાતાઓનો સુવ્યવસ્થિત વહીવટ કરવા એક ટ્રસ્ટીમંડળ ચૂંટવાનો અને કાર્યવાહક કમીટી હસ્તક વહીવટ સોંપવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો, નીચેના ૭ ગૃહસ્થો ટ્રસ્ટી તરીકે નીમાયા છે

(૧) શ્રીયુત દામોદરદાસ પરમાણંદદાસ દેસાઇ, (૨) શ્રીયુત ગોરધનદાસ અમીચંદ મણિયાર, (૩) શ્રીયુત બાબુભાઇ પરભુદાસ પરીખ, (૪) શ્રીયુત ગુલાબરાય છગનલાલ ગાંધી, (૫) શ્રીયુત લક્ષ્મીચંદ ડોક્ટર અને છઠ્ઠા મોઢ વિદ્યોત્તેજક ફંડમાં રૂા ૫૦૦૦) અર્પણ કરનાર શ્રીયુત ભોગીલાલ નરોત્તમદાસના કુટુંબમાંથી તેઓ જે નામ મોકલે તે

(૨) મોઢ શુભેચ્છકબંધુ મંડળની હાલની કાર્યવાહક કમીટીને ટ્રસ્ટડીડ તૈયાર થયે એ વહીવટ સોંપવો.

(૩) રાત્રીશાળાની અત્યારની કમીટીએ રાત્રીશાળાનો જે વહીવટ ચલાવ્યો છે તે માટે તથા જે ભાવનાથી આ વહીવટમાં શુભેચ્છક મંડળનો મદદાર માગવામાં આવ્યો છે તે માટે કમીટીને ધન્યવાદ આપવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો.

**માતંગી દેવસ્થાન સંસ્થા**—મોઢેરા—નડીઆદથી મોઢ બ્રાહ્મણનો સંઘ અત્રે ફાગણ શુદ ૧૧ ના રોજ આવ્યો હતો સંઘમાં ચાલીસ-પચાસ માણસો હશે ખૂબ ઉમંગથી યાત્રા કરી હતી, માતાજીનો વરઘોડો કાઢ્યો હતો ત્રણ દિવસ લાગટ નવચંડી થઇ હતી ફાગણ શુદ ૧૪ ના રોજ શેઠ હિંમતલાલ ગરબડદાસ ગાંધી (જોમેરીવાળા) તરફથી, ફા શુ ૧૫ નડીઆદના પટેલ તરફથી (તેમના કેસમાં જીતવાથી, બાધા લીધેલ તેને લીધે) ફા. વ. ૧ નડીઆદના સંઘ તરફથી નવચંડી થયેલ હતી સંઘ પાંચ દિવસ રોકાઇ ખૂબ આનંદ કરી ફા વ ૨ ના રોજ પાછો ગયો હતો

**મુંબઇ**—શ્રી દશા મોઢ માંડલીયા વણિક જ્ઞાતિની જનરલ સભા તા ૨-૪-૪૯ ના રોજ શ્રી વિઠ્ઠલદાસ મૂળચંદ મેસવાણીના પ્રમુખસ્થાને જ્ઞાતિની મેનેજીંગ કમીટીની ચુંટણી માટે મળેલ તેમાં (૧) શ્રીયુત કાશીદાસ મૂળચંદ મેસવાણી ,(૨) શ્રીયુત હરજીવનદાસ ડી પટેલ, (૩) શ્રીયુત ગુલાબદાસ કપુરચંદ અને (૪) શ્રીયુત વિશ્નુદાસ નેમચંદ ટ્રસ્ટી તરીકે ચુંટાઇ આવ્યા છે

**જસદણ**—શ્રી નાગજી ચત્રભૂજ તથા શા ગોવનદાસ માવજી લખી જણાવે છે કે અમારા હસ્તક શ્રી મોઢેશ્વરી દેવસ્થાન સંસ્થાના અખંડ ઘીના દીવાના, વાર્ષિક લવાજમના, થાળ તથા ભેટ વગેરેના વર્ષ દરમિયાન રૂા ૩૦૩-૮-૩ આવેલા તે અમદાવાદ શેઠ રતનલાલ લલ્લુભાઇને મોકલી આપ્યા છે આ પ્રમાણે દરેક ગામના મહાજનો કુળદેવી માટે પ્રયાસ કરે તેવી અમારી વિનતી છે

**શ્રી મોઢ યુવક મંડળ મુંબઇ**—તરફથી ચાલુ વર્ષ માટે ચોત્રીસ વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપવાનું નક્કી થયેલ છે, તેમા ધોરણ પહેલાથી સાતમા ધોરણ સુધી વિદ્યાર્થીઓ છે, તેમાં વિદ્યાર્થીનીઓ પણ છે. આ વર્ષ નાના ભંડોળને કારણે ઘણાને નિરાશ કરવા પડ્યા છે તેમા ફક્ત નિશાળ ફી સિવાય કશું આપી શકતા નથી મંડળની ચાર વર્ષની પ્રવૃત્તિમા નીચે મુજબ સ્કોલરશીપો આપવામા આવી છે

૧૯૪૬ મા ૮, ૧૯૪૭ મા ૧૩, ૧૯૪૮ મા ૧૮, ૧૯૪૯ માં ૩૪ સ્કોલરશીપો આપવામાં આવેલ છે દર વર્ષ ચોપડીયો તથા સ્કોલરશીપની માગણી વધતી જાય છે મંડળના નાના ભંડોળને કારણે આપી શકતા નથી. સ્કોલરશીપની અરજીઓ ગુજરાત, પંચમહાલ તથા સૌરાષ્ટ્રમાથી પણ આવે છે. દરેકને ન્યાયની દ્રષ્ટિએ કમીટી પાસ કરીને આપે છે.

—મુંબઇમાં જ્ઞાતિના વિદ્યાર્થીઓની ચોપડીઓ માટે ઘણી માંગણી છે તો જે વિદ્યાર્થી પાસે વધારાના પુસ્તકો હોય તેઓ મંડળને ભેટ આપશે તો મોટામા મોટું પૂણ્યનું કાર્ય કર્યું ગણાશે

આ મંડળને સગપણ અને લગ્નની ભેટ તરીકે જુદી જુદી વ્યક્તિઓ તરફથી રૂા. ૧૧૨) ભેટ મળ્યા છે.

બાબુલાલ હ. દાણી.
વલ્લભદાસ જ. શાહ.

ભાવનગર—મોઢ શુભેચ્છક બંધુ મંડળની જનરલ સભાની મીટીંગ મળી હતી. નવા વર્ષ માટે શ્રીયુત જગન્નાથ છગનલાલ ગાંધી પ્રમુખ અને શ્રી. વેણીલાલ છોટાલાલ ઉપપ્રમુખ ચુંટાયા છે

**પરીક્ષામા પાસ**—અમદાવાદ-(૧) શેઠ નરસિંહલાલ લલ્લુભાઇની પૌત્રી કુ. મિનાક્ષી ગોવિંદલાલ, (૨) શેઠ અબાલાલ હિંમતલાલની પુત્રી કુ નીલા એ. બી. એ. માં પાસ. (૩) ભાઇ કુમુદચંદ્ર એસ. ચોકશી ફર્સ્ટ ઇયર બી. કોમ માં પાસ.

**શેઠ વાઘજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવીંદજી હીરાભાઇ**
**મોઢ વણિક વિદ્યાર્થી ભુવન રાજકોટ.**

૧૯૪૯ ફેબ્રુઆરી માસમાં લેવાએલ વાર્ષિક પરીક્ષાનું પરીણામ,

૧ કુલ ૭૨ પૈકી મેટ્રીકના ૧૦ અને ઇન્ટર સાયન્સના ૫ નું પરીણામ બાકી છે.

૨ બાકીના ૫૭ પૈકી ૪૩ કુલ્લે પાસ થયા છે.

૩ માત્ર એકજ વિદ્યાર્થી ઉપલા ધોરણમાં ચડેલ નથી, બાકીના બધા ઉપલા ધોરણમાં ચડેલ છે

૪ ૧૪ વિદ્યાર્થીઓ પહેલે, બીજે અગર ત્રીજે નંબરે પાસ થયા છે.

૫ ટકા વાર પરીણામ

| | |
|---|---|
| ૯૮ ટકા પાસ | ૭૫ ટકા કુલ્લે પાસ |
| ૨ ટકા નાપાસ | ૨૫ ટકા પહેલે બીજે અગર ત્રીજે નંબરે પાસ. |

રાજકોટ, જયસુખલાલ શાહ.
તા ૨૦-૩-૪૯ ગૃહપતિ.

જન્મ—મલાડ–શ. પરશોતમ વિઠ્ઠલદાસ ખીચખાવાળાને ત્યાં પુત્ર જન્મ ફા વ ૪
ઘાટકોપર—શેઠ મનુભાઈ મગનલાલને ત્યાં પુત્રી જન્મ તા ૨૧–૩–૪૯

વેવિશાળ—અમદાવાદ–મહેતા જેઠાલાલ નરોત્તમદાસના પુત્ર ચિ પ્રાણજીવનદાસનું વેવિશાળ બોટાદના શા ચીમનલાલ ગોરધનદાસની પુત્રી કાંતા સાથે

વિરમગામના પરી. કસ્તુરચંદ તુલસીદાસના પુત્ર ચિ નટવરલાલનું વેવિશાળ સાપકડાના મહેતા ગોરધનદાસ લલ્લુભાઈની પુત્રી નિર્મળા સાથે.

લખતર—દોશી માધવજી મગનભાઈના પુત્ર ઉજમશીનું વેવિશાળ વઢવાણકેમ્પના શેઠ ચમનલાલ ગમનભાઈની પુત્રી કમળાગવરી સાથે.

મોરબી—શેઠ ઠાકરશી લખમીચંદના પુત્ર ચિ ચંદુલાલનું વેવિશાળ શેઠ વલ્લભદાસ પુરુષોત્તમ ગાંધી ધારીવાળાની પુત્રી રમાગૌરી સાથે, શેઠ પ્રભુદાસ લખમીચંદના પુત્ર ચિ, બાબુલાલનું વેવિશાળ શેઠ અમીચંદ પાનાચંદ અજમેરાની પુત્રી કમળાગૌરી સાથે

દાદર (મુંબઈ)—દોશી અમૃતલાલ ચતુરભાઈ રાણપુરવાળાના પુત્ર જયંતિલાલનું વેવિશાળ સુડાના મહેતા પરમાનંદદાસ કસ્તુરચંદની પુત્રી મનલક્ષ્મી સાથે

લગ્ન—અમદાવાદ–રાણપુરવાળા શેઠ મથુરદાસ લાલચંદના પુત્ર ચી. પરશોતમદાસના લગ્ન ધ્રાંગધ્રાવાળા મણિયાર નંદલાલ ટોકરશીની પુત્રી નિર્મળા સાથે તા. ૨–૩–૪૯

ધ્રાંગધ્રાના ગાંધી કેશવલાલ જુઠાભાઈના પુત્ર ચી કનૈયાલાલના લગ્ન મુંબઈ પારેખ ચીમનલાલ ચકુભાઈની પુત્રી મુક્તાગૌરી સાથે તા ૨૨–૨–૪૯

ખસના પારેખ મગનલાલ જીવાભાઈના પુત્ર ચી. ચુનીલાલનાં લગ્ન સોનગઢ મહેતા ગોપાળજી ગોરધનદાસની પુત્રી જયાગૌરી સાથે.

લીંબડીના શાહ ભોગીલાલ નાનાલાલના પુત્ર ચી. હરિપ્રસાદના લગ્ન ધ્રાંગધ્રાના શાહ પરશોતમદાસ પ્રેમચંદની પુત્રી ઇન્દુમતી સાથે

લખતરના દોશી માણેકચંદ મગનભાઈના પુત્ર ચી. રાયચંદના લગ્ન સોનગઢ–દાણી લાલચંદ કરસનદાસની પુત્રી ચી જયાગૌરી સાથે માહ સુદ ૫

---

## શા. પરશુદાસ જીવણદાસ કોઠારી તથા શા. મુળચંદ વાસણજી મોઢ વણિક બોર્ડિંગ સ્કૂલ.

મજકુર બોર્ડિંગ સ્કુલમાં આવતા જુન માસથી ખાલી પડનારી જગાઓ માટેની અરજીઓ તા. ૧૫–૫–૧૯૪૯ સુધી લેવામાં આવશે. માટે દાખલ થવા ઇચ્છનાર મોઢ વણિક વિદ્યાર્થીઓને ત્રણ આનાના પોસ્ટ સ્ટેમ્પ મોકલી નીચે સહી કરનાર પાસેથી અરજીના ફોર્મ તથા નિયમો મંગાવી પોતાની લાયકાત, સ્થિતિ અને અભ્યાસની પુરતી વીગતો સાથે પોતાની અરજીઓ મોકલી આપવી વિદ્યાર્થીની ભાષા સંસ્કૃત હોવી જોઈએ ઔદ્યોગિક લાઈનના વિદ્યાર્થીઓને પહેલી પસંદગી આપવામાં આવશે

કોહિનૂર રોડ,
દાદર
તા ૧૫–૨–૧૯૪૯

કરસનદાસ ભગવાનદાસ પટેલ
મથુરાદાસ શામળદાસ કોઠારી
ઓનરરી સેક્રેટરીઓ.

પોલારપુરના દોશી ઉજમશી કાળીદાસના પુત્ર ચી અમૃતલાલનાં લગ્ન મોરખી-પારેખ અમરચંદ અભેચંદની પુત્રી પ્રભાગૌરી સાથે

પ્રાંતિજના શાહ ગોરધનદાસ પ્રેમચંદના પુત્ર ચી નગીનદાસના લગ્ન લખતરના મહેતા નટવરલાલ માણેકલાલની પુત્રી કુસુમબાળા સાથે

અમદાવાદ—મહેતા નાગરદાસ ગુલાબચંદના ચી. પ્રાણજીવનદાસના લગ્ન ગાંધી માણેકલાલ મોતીચંદની પુત્રી ભાનુમતી સાથે.

વીનાવદર—શા. ઝવેરચંદ આણંદજીના પુત્ર કેશવલાલના લગ્ન પોરબંદર (હાલ કલકત્તાના શેઠ ગોરધનદાસ ગોકળદાસની પુત્રી જયાગૌરી સાથે. માહ વદ ૧૦

દેહવિલય—વઢવાણકેમ્પ સોરા વસતનાર કાળીદાસનો બાળપુત્ર માતા નીકળવાથી સ્વર્ગવાસી થયો

દળવઈ—મણિયાર દલજીવનદાસ મહુકચંદના ધર્મપત્ની બાઈ રંભા ટીબીના વ્યાધિથી સ્વર્ગવાસી થયા

ભાવનગર—મણિયાર માણુલાલ કેશવજીના વૃદ્ધ માતુશ્રી હરિગૌરી સ્વર્ગવાસી થયાં તા ૨૬ ૩-૪૯

અમદાવાદ—ગાંધી જયંતિલાલ ગોરધનદાસની પુત્રી જ્યોતિકા ઉ. વ. ૧, દોશી રતિલાલ કેશવલાલના પુત્ર માસ ૬ નો સ્વર્ગવાસી થયા

મુંબઈ—શેઠ ચત્રભુજ કપુરચંદની પૌત્રી બેન મિનાક્ષી ઉ. વ. ૪ સ્વર્ગવાસી થયા ફાગણ વદ ૧૩

પુના—કોઠીનારવાળા શાહ રણછોડદાસ નારણદાસનાં માતુશ્રી દીવાળીબાઈ સ્વર્ગવાસી થયાં. ફાગણ વદ ૧૩

ધોળકા—બોર્ડીંગના ઓન સેક્રેટરી શ્રી રતિલાલ પોપટલાલના પિતાશ્રી પોપટલાલભાઈ શેઠ મુકામે સ્વર્ગવાસી થયા. તા ૨૪-૩-૪૯

મુંબઈ—વિરમગામવાળા ઇન્દુકુમાર ચુનીલાલ વકીલનો પુત્ર જેનેન્દ્રચંદ્ર ઉ. વ ૧ સ્વર્ગવાસી થયા કા વ ૬.

પરમાત્મા મહૂમતોના આત્માને શાંતિ અર્પો.

**શેઠ વાઘજી લક્ષ્મીદાસ તથા શેઠ ઓધવજી જેઠાભાઈ**
**મોઢ વિદ્યાર્થી ભવન—રાજકોટને**

૧૯૪૯ માર્ચ માસમાં રા ૨૫) અને તે ઉપરાંત મળેલ ભેટોની યાદી

૨૫) શ્રી ભોગીલાલ નાનાલાલ પરીખ અમદાવાદ ચી ભાઈ હરિપ્રસાદનાં લગ્નની ખુશાલીમાં.
૨૧) શેઠશ્રી ઝવેરચંદ આણંદજી પોરબંદર ચી ભાઈ કેશવલાલના લગ્નની ખુશાલીમાં
૨૫) શ્રી સુખલાલ પ્રેમચંદ મહેતા ખાખરેચી ચી ભાઈ રતીલાલનાં લગ્નની ખુશાલીમાં
૫૧) ,, રતિલાલ રણછોડદાસ નાણાવટી કુમાર ચી. ભાઈ જશવંતરાયનાં લગ્નની ખુશાલીમાં
૨૫) ,, ચુનીલાલ નાગરદાસ દહાણા (ભાલ) ચી ભાઈ શીવલાલનાં લગ્નની ખુશાલીમાં
૨૫૧) ,, હરખચંદ મોતીચંદ ચોરવાડ ચી. ભાઈ જયંતકુમારભાઈના લગ્નની ખુશાલીમાં.
૨૫) ,, છોટાલાલ મકનજી કસલાણી જસદણ ચી બહેન ચંદ્રમણીનાં લગ્નની ખુશાલીમાં.

રાજકોટ. — જયસુખલાલ શાહ
તા ૬-૪-૪૯ — ગૃહપતિ

## શ્રી મોઢ વણિક વિદ્યાર્થી ભવન—ધોળકાને મળેલ ભેટ.

૧૫૧) શ્રી માણેકલાલ રામજીભાઈના ચી ભાઈ રતીલાલના લગ્ન પ્રસંગે ભેટના.
૧૦૧) ,, મોહનલાલ લખમીચંદના ચી ભાઈ ચંદુલાલના લગ્ન પ્રસંગે ભેટના
૧૦૧) ,, ગોરધનદાસ જેઠાલાલના ચી ભાઈ દીપચંદના લગ્ન પ્રસંગે ભેટના.
૫૧) ,, ઝીણાભાઈ જેચંદના ચી ભાઈ કાન્તિલાલના લગ્ન પ્રસંગે ભેટના
૩૧) ,, માણેકલાલ આમથાભાઈ તરફથી વિદ્યાર્થીને જમણ આપ્યું તેના.
૯૪) જ્ઞાતિબંધુઓ તરફથી જુદા જુદા પ્રસંગે છુટક છુટક ભેટના આવ્યા તે તા ૧-૧-૪૯ થી તા ૩૧-૭-૪૯ સુધી

મનહરલાલ દવે.
ગૃહપતિ

## શ્રી "મોઢ મહોદય" ને મળેલ ભેટની પહોંચ

૫) શા કપુરચંદ ભાગ્યચંદ ચિ જયંતિલાલના લગ્ન પ્રસંગે. — દીવ
૨) શા. મોહનલાલ ઝવેરચંદ તરફથી તેમના લગ્ન પ્રસંગે — કલકત્તા

વ્યવસ્થાપક

## "મોઢ મહોદય"ને રૂા. સાડાત્રણ કે તેથી વધુ લવાજમ મોકલનારની પહોંચ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪) | શા કેશવલાલ ટી. વોરા | સોરો | ૪) | શા જીવણદાસ લાલચંદ | દીવ |
| ૩॥ | ,, પરશોત્તમ ત્રિકમદાસ | મહાડ | ૪) | ,, પરશોત્તમદાસ જુમતદાસ | ,, |
| ૪) | ,, મથુરાદાસ રાયચંદ | દીવ | ૪) | ,, ગોરધનદાસ ધરમશી | ,, |
| ૪) | ,, ગોરધનદાસ નરોત્તમદાસ | ,, | ૪) | ,, તારાચંદ માવજી | મોરબી |
| ૪) | ,, નટવરલાલ રામચંદ | ,, | ૫॥ | ,, સુમનલાલ નાનચંદ | ભાવનગર |
| ૪) | ,, કાંતિલાલ પ્રેમચંદ | ,, | ૩॥ | ,, દામોદર ખોડીદાસ | સાંતાક્રુઝ |
| ૪) | ,, મગનલાલ ગોરધનદાસ | ,, | ૫) | ,, મોહનલાલ નાનચંદ | સેખતર |
| ૪) | ,, હરિલાલ ભોવાનીદાસ | ,, | ૫) | ,, હીરાલાલ આર. મહેતા | કલકત્તા |
| ૪) | ,, રાયચંદ પરશોત્તમદાસ | ,, | ૩॥ | ,, ડૉ લક્ષ્મીદાસ આર | અમરનગર |
| ૪) | ,, ગુલાબચંદ ધરમશી | ,, | ૩॥ | ,, રતિલાલ રણછોડદાસ | મહુવા |
| ૪) | ,, વનજદાસ દુલભદાસ | ,, | ૩॥ | ,, જમનાદાસ ત્રીભોવનદાસ | ,, |
| ૪) | ,, રણછોડદાસ ભોવાનીદાસ | ,, | ૩॥ | ,, નટવરલાલ બાબુભાઈ | ,, |
| ૪) | ,, અમૃતલાલ જમનાદાસ | ,, | | | |

વ્યવસ્થાપક.

## સ્વીકાર.

**" હું અને આત્મા "** લેખક-શેઠ રમણલાલ લલ્લુભાઈ-અમદાવાદ

વાચકો પુસ્તકના નામ ઉપરથીજ જોઈ શકશે કે આ એક આધ્યાત્મિક પુસ્તક છે. શેઠ રમણલાલભાઈનો આધ્યાત્મિક અભ્યાસ ઘણો ઊંડો છે. ગીતાધર્મ, મોઢ મહોદય વગેરે સામયિકોમાં તેઓશ્રી નિયમિત રીતે આધ્યાત્મિક, ધાર્મિક અને નૈતિક લેખો લખે છે આ બધા લેખો પુસ્તકાકારે પ્રસિદ્ધ કરી તેમણે જનતાની અમૂલ્ય સેવા કરી છે.

આ પુસ્તકના બે ભાગ કરવામા આવેલ છે. પ્રથમ ભાગમા આધ્યાત્મિક લેખો, ભક્તચરિત્ર તથા કાવ્યો આપેલા છે અને દ્વીતિય ભાગમા ૧૬ સાધુ-મહાત્માઓના ફોટાઓ સહિત જીવનચરિત્ર પ્રગટ કરવામાં આવ્યા છે.

આ ગ્રંથના પ્રકાશકો લખે છે કે "લેખકનું આ પુસ્તક સાદી અને સરલ ભાષામાં લખાએલુ હોઇ તત્વજ્ઞાનના ગૂઢ વિષયમાં પ્રવેશ કરનાર મુમુક્ષુઓ માટે ઘણું ઉપયોગી થઇ પડશે," તેને અમે સમર્થન આપીએ છીએ. મનુષ્ય દેહ પ્રાપ્ત કરી જીવાત્માએ પોતાને ઓળખી, બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી જીવનમુક્ત થવુ જોઇએ એ રસ્તે જવા માગતા મુમુક્ષુજનોને આ પુસ્તક માર્ગદર્શક છે માટે દરેક મુમુક્ષુજને આ પુસ્તક વસાવવા જેવુ છે

આપણા કુળદેવી શ્રી માતંગી દેવસ્થાન સંસ્થાનું આ ત્રીજુ પ્રકાશન છે. પૃષ્ઠ સંખ્યા ૪૦૦, આર્ટપેપર ઉપર સુંદર ૨૨ ફોટા, દેવસ્થાનના વિવિધ બ્લોક, પાકુ પૂંઠું છતા કીંમત રૂા. ૫-૦-૦, પોસ્ટેજ અલગ, તમારી કોપી આજેજ મગાવો.

| | |
|---|---|
| મોતીબાગ, એલીસબ્રીજ | મળવાનું ઠેકાણું |
| અમદાવાદ. | શેઠ રમણલાલ લલ્લુભાઇ. |

**શ્રી કાઠિયાવાડ મોઢ વણિક વિદ્યાર્થી ભવન—ભાવનગરનો** રિપોર્ટ તથા હિસાબ જુન ૪૭ થી મે ૪૮ સુધીનો. રિપોર્ટ ઉપરથી જણાય છે કે રિપોર્ટવાળા વર્ષ દરમિયાન આ ભવનનો લાભ ૫૩ વિદ્યાર્થીઓએ લીધો છે, તે પૈકી બે બોર્ડરો બીજી ટર્મમા આવેલ નથી એક વિદ્યાર્થી પરીક્ષામાં બેઠેલ નથી, ૫૦ વિદ્યાર્થીઓ પરીક્ષામા બેઠેલા તે પૈકી ૪૬ વિદ્યાર્થીઓ પાસ થયા હતા.

સંસ્થાના જુદા જુદા ખાતાઓનાં મળી સ્થાયી ફંડમા રૂા ૧૧૨૧૯૫-૧૫-૭ તથા સ્થાવર મીલ્કત ફંડ ખાતે રૂા ૧૨૨૬૯૧-૨-૯ છે. વાર્ષિક ખર્ચમાં રૂા ૫૫૦૦-૨-૯ ની નુકશાની આવી છે. ઉદાર અને ધનિક ગૃહસ્થોને સંસ્થાને બનતી મદદ કરવા વિનતી.

**શેઠ વાઘજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોરધનજી જેઠાભાઈ મોઢ વણિક વિદ્યાર્થી ભવન—રાજકોટ—નો** અહેવાલ અને હિસાબ તા ૧-૬-૪૬ થી તા. ૩૧-૫-૪૮ સુધીનો. અહેવાલ પરથી જણાય છે કે રિપોર્ટવાળા બે વર્ષોમા પહેલા વર્ષે ૬૨ અને બીજા વર્ષે ૬૭ વિદ્યાર્થીઓએ આ ભવનનો લાભ લીધો છે પરીક્ષાનું પરિણામ અનુક્રમે ૯૫ અને ૮૧ ટકા આવ્યું છે.

સંસ્થાની કાર્યવાહક કમીટીમા પરસ્પર સહકારવૃત્તિ ખૂબ જોવામાં આવે છે. બે વર્ષમા ૧૨ મીટીંગ મળી હતી, જનરલ સભાની બે સભા મળી હતી આ ભવનમા પ્રવેશદ્વાર પાસે શેઠ પિતાંબર દામજીનાં સ્મરણમા તેમનાં ધર્મપત્ની મ સ્વ ઝવેરબહેન

તથા તેમના જમાઇ શેઠ વાઘજીભાઇ લક્ષ્મીદાસે મળીને રૂા ૯૦૦૦) ના ખર્ચે પીતાંબર દામજી બ્લોક બંધાવી આપ્યો છે, જેમાં પુસ્તકાલય, રૂગ્ણાલય અને કોએજ્યુકેશન વિદ્યાર્થીઓ માટે જુદી સગવડ થયેલ છે.

આ સંસ્થાના બીલ્ડીંગ અને સ્થાયીફંડોની રકમ રૂા ૨૨૫૧૪૩–૧–૧૧ છે. વાર્ષિક ખર્ચમાં બન્ને વર્ષમાં રૂા ૧૧૬૬૦–૬–૧૦ ની ખોટ આવી છે. ઉદાર અને ધનિક ગૃહસ્થોને બનતી મદદ કરવા વિનતી

**શ્રી કાઠિયાવાડ હિંદુ સેવા સમાજ નાતાલ ( આફ્રિકા ) નો સને ૧૯૪૭-૪૮ નો વાર્ષિક હેવાલ.**

આ સમાજની સ્થાપના ૧૯૪૩ માં થઇ છે. સમાજના હોલના બાંધકામનો ખર્ચ ધાર્યો કરતાં વધુ થવાથી રિપોર્ટવાળા વર્ષ દરમિયાન સમાજ માથે બારથી તેર હજાર પાઉન્ડનું દેવું હતું તેથી ફરી ફાળો એકઠો કરી બોજો હલકો કર્યો હતો. આ હોલનું નામ મહાત્મા ગાંધી હોલ પાડવામાં આવ્યું છે, હોલ ઘણો વિશાળ અને દરેક પ્રસંગ માટે ઉપયોગી છે, હોલમાં ૬૦૦ ખુરશીઓ અને મોટું સ્ટેજ છે સમાજ તરફથી અંગ્રેજી અને ગુજરાતી શાળા ચલાવવામાં આવે છે અને તેને ગ્રાન્ટ પણ મળે છે અંગ્રેજી શાળામાં હાલ ૩૫૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે આ શાળામાં ડૉ એન પી દેસાઇ મેનેજર તરીકે પોતાની સેવા આપે છે, ગુજરાતી શાળામાં ૧૪૦ વિદ્યાર્થીઓ ભણે છે આ શાળા શિક્ષકોના અભાવે બંધ કરવા જેવી સ્થિતિમાં હતી, પરંતુ ડૉ નગીનદાસ દેસાઇએ શિક્ષણ અને સમાજ પ્રત્યેના પ્રેમને લીધે શાળાનું સંચાલન હાથમાં લીધું. શ્રીમતી ભદ્રાકુમારી દેસાઇ પોતાના વખતનો ભોગ આપી જાતે શિક્ષણ આપે છે સમાજ તરફથી એક પુસ્તકાલય ચલાવવામાં આવે છે, ડૉ નગીનદાસભાઇ હિંદ આવેલા ત્યારે તેમણે સમયનો ભોગ આપી પુસ્તકો અને સામયિકો પસંદ કરી ખરીદ્યા હતા હાલ પુસ્તકાલયમાં ૨૦૦૦ પુસ્તકો છે ૩૦ થી ૩૫ સામયિકો આવે છે, સમાજના હોલમાં શાસ્ત્રી કોલેજના ૧૫ વિદ્યાર્થીઓને અભ્યાસની સગવડ આપવામાં આવી હતી છેલ્લા હુલ્લડ વખતે ૧૧૦૦ માણસો માટે નિરાશ્રિત કેમ્પ આ હોલમાં જ કરી આપ્યો હતો. સમાજ શ્રી સુરત હિંદુ એસોસીએશનની પ્રવૃત્તિઓમાં બની શકે તેટલો સહકાર આપે છે, અમે સમાજની ઉન્નતિ ઇચ્છીએ છીએ

**વાયદા મિત્ર રજત–મહોત્સવ અંક**—આ અંક ૧૫૨ પાનાનો દળદાર છે અંક ઇમીટેશન આર્ટપેપર ઉપર સુંદર ઉઠાવમાં છપાયો છે તેમાં જ્ઞાતિસંબંધી તથા સાહિત્ય સંબંધી વિધવિધ સામગ્રી આપવામાં આવી છે. તંત્રી નાનાલાલ નાથાલાલ શાહ એમ એ. છે આ અંકના ખાસ તંત્રી શ્રી કનૈયાલાલ ફકીરભાઇ મહેતા છે. આ માસિક ૨૭ વર્ષથી જ્ઞાતિની સેવા કરી રહ્યું છે આવો સુંદર દળદાર અંક પ્રસિદ્ધ કરવા માટે તંત્રી મંડળને અભિનંદન.

* * *

ભ્રમકે તાલા લગા મહલમેં પ્રેમકી કુંજી લગાય। ભ્રમરૂપી તાળાથી માનવ-જીવનનું મંદિર વાસેલું છે પ્રેમની ચાવી લગાવી એ તાળું ખોલી નાખો.

× × × × ×

अपार सागर अखिल चराचर सोही एक कढी हार। અપાર સાગરમાં નિખિલ ચરાચરના સર્વ જીવો એકજ નૌકાવડે પાર ઉતરી રહ્યા છે અને નૌકાનો દોર એક માત્ર સુકાની છે.

## ગુજરાતની સમગ્ર મોઢ વણિક જ્ઞાતિને

# વિજ્ઞપ્તિ.

જેમ સૌરાષ્ટ્ર તેના સર્વે તાલુકાઓની મોઢ વણિક જ્ઞાતિઓનું એકીકરણ કરી, 'અખીલ મોઢ વણિક જ્ઞાતિ–સૌરાષ્ટ્ર મહામંડળ' જેવું એકમ બનાવી, જ્ઞાતિના હિત અને વિકાસને વેગવાન બનાવ્યા છે તેમ, ગુજરાત માટે પણ સમસ્ત મોઢ વણિક જ્ઞાતિનું એકમ સર્જવા અમો કેટલાકોનો વિચાર છે આવા એકમો ભ્રાતૃભાવ કેળવી એકતા આણે છે, બળવાન બને છે અને તેમને માટે પ્રગતિનો રાહ સરળ અને સુલભ કરે છે

સૌરાષ્ટ્રે છેલ્લાં વર્ષોમાં સારી પ્રગતિ કરી છે ચોત્રીસ તાલુકાનાં નાના મોટા મર્યાદિત વિભાગોને એકત્રીત કરી જ્ઞાતિ વર્તુલની મર્યાદાને વિસ્તૃત કરી છે, વધુમાં મોરબી મુકામે ગઇ સાલ બનાએલી મોઢ વણિક પરિષદે ધોળકાને મેળવી એક નિશાની મ્હોર મારી છે અને આદર્શોને અમલી બનાવ્યા છે જ્ઞાતિની પ્રગતિનું આ એક આવકાર પાત્ર અને સૂચક ચિહ્ન છે

મહા ગુજરાતની કલ્પના હવે માત્ર કલ્પનાજ નથી રહી આઝાદી પ્રાપ્ત થયે તેમાથી બૃહદ્ ગુજરાતની ભાવના પ્રગટી છે—હવે રચનાત્મક કાર્યો દ્વારા ઐક્ય અને સંગઠન વધતાં જીવંત બનવા માંડી છે.

આ તબક્કે જ્ઞાતિના હિતચિંતકો અને ધુરંધરોએ જુના પુરાણા રુઢીબદ્ધ વાડા–વર્તુલોને સંભાળી રાખવાનું છોડી, દૃષ્ટિને વધુ વ્યાપક બનાવવી જોઇએ ગુજરાતમાંનાં જ્ઞાતિના વિભાજિત વર્તુલોને સંગઠન દ્વારા એકત્રીત કરી બૃહદ્ મોઢ વણિક જ્ઞાતિ–મહા ગુજરાતનું સર્જન કરવાનું છે ગુજરાત માટેનું આવું એકમ ઘડી ઐક્ય અને અરસપરસના સહકારથી મહા જ્ઞાતિના ઉન્નત આદર્શોને પહોંચવાના કાર્યને પ્રાણવાન અને વેગવાન બનાવવાનું છે

ઇચ્છુ છુ આપ સૌ અમારા આ પૂણ્ય પ્રયાસને આવકારશો સાથ–સહકાર આપી આ શુભ હેતુને પાર લાવવાના પવિત્ર કાર્યમાં સહાયભૂત થશો

આપ સૌનો સાચો સહકાર વાચ્છતો
લાલદાસ હ. કોઠારી
મંત્રી,
મોઢ વણિક મંડળ-મોડાસા

---

# મોઢ મહોદય

આદ્ય પ્રમુખ—સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ-મુંબઇ

પ્રમુખ—શેઠ રમણલાલ લલ્લુભાઈ—અમદાવાદ
ઉપ પ્રમુખ—શેઠ વાઘજીભાઈ લક્ષ્મીદાસ—મુંબઈ
સેક્રેટરી—દેશાઇ દામોદરદાસ પરમાણંદદાસ—ભાવનગર
તંત્રી અને પ્રકાશક—ગોરધનદાસ અમીચંદ મણિયાર—ભાવનગર



પત્રવ્યવહારનું સ્થળ
"મોઢ મહોદય" ઓફીસ,
ભાવનગર

વાર્ષિક લવાજમ રૂા. ૨-૧-૦
વી પી ખર્ચ અલગ.





સ્વ૦ પારેખ ભીખાભાઇ ગોપાળજીએ મોઢ વણિક જ્ઞાતિમાં નવજીવન પ્રેરી તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ કરેલ માસિક.

## અનુક્રમણિકા.





શ્રી ક્રા મો. વ. વિદ્યાર્થીભવનનો ટુંક ઇતિહાસ—બોર્ડીંગના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ શ્રી વેણીલાલ નરોત્તમદાસ મોદી તથા શ્રી જમનાદાસ વિઠ્ઠલદાસ પારેખ તરફથી બહાર પાડવામાં આવ્યો છે. તેમાં આધાર સહી કેટલા વિદ્યાર્થીઓએ આ ભવનનો લાભ લીધો ને અને કયા ગામના અને પોતે … દાખલ કરવામાં આવ્યા તે માહિતી બોર્ડીંગના રીપોર્ટો ઉપરથી એક … બોર્ડીંગનો લાભ લઇ કયે વળગેલા આ … સ … રી છે.

મોઢ મહોદય.

વર્ષ ૩૨] જેઠ સંવત ૨૦૦૫ : જુન ઇ. સ ૧૯૪૯ [અંક ૮.

# ત્રણ ગુણોથી ઉત્પન્ન થનાર ભિન્ન ભિન્ન ગુણ

## સત્વગુણથી ઉત્પન્ન થનાર ગુણો:

સત્વ, આનંદ, ઐશ્વર્ય પ્રેમ, પ્રકાશ, સુખ, શુદ્ધિ આરોગ્ય, સંતોષ, શ્રદ્ધા, ઉદારતા, અક્રોધ, ક્ષમા, ધૈર્ય, અહિંસા, સમદર્શિતા, સત્ય, ઋણ-હીનતા, નમ્રતા, લજ્જા, અચપળતા, સરલતા, આચારે અભ્રાંતિ, ઇષ્ટ તેમજ અનિષ્ટના વિયોગથી ઉદાસીનતા, પ્રાણીમાત્રની રક્ષા, નિર્લોભ, બીજાના ભરણ-પોષણ માટે દ્રવ્યોપાર્જન, અને સર્વ જીવોપર દયા

## રજોગુણથી ઉત્પન્ન થનાર ગુણો:

રૂપ, વૈભવ, વિગ્રહ, સાંસારિક વ્યવહારમાં ફસાઇ જવું, નિર્દયતા, સુખદુઃખમાં રાગદ્વેષ પરનિંદા, વિવાદ, અહંકાર, અસન્માન, ચિંતા, શત્રુતા, શોક, બીજાના ધનની ઇચ્છા અને ચોરી, નિર્લજ્જતા, કુટિલતા, ભેદજ્ઞાન, ઘમંડ, કામ, ક્રોધ, મદ, અભિમાન, દ્વેષ અને બકવાદ કરવાનો સ્વભાવ

## તમોગુણથી ઉત્પન્ન થનાર ગુણો

મોહ, અંધકાર, અજ્ઞાન, મરણ, ક્રોધ અસાવધાની, જીભના સ્વાદમાં આસક્તિ, ખાનપાનમાં અસંતોષ, સુગંધ, દ્રવ્ય વસ્ત્ર, શયન, આસન, વિહાર, દિવસે સૂવામાં અને બીજાની નિંદા કરવામાં આનંદ, સદા નાચ-ગાનમાં રુચિ, પ્રમાદ તથા ધર્મ પ્રત્યે દ્વેષ

સત્વગુણ ઉન્નત કરે છે, રજોગુણ ઉન્નતિને રોકી રે છે, તમોગુણ અવનતિના ખાડામાં પાડે છે

અનુ-વિ. મૂ શાહ.

# અંતરસ્થ બ્રહ્મ

( લેખક—શેઠ રમણલાલ લલ્લુભાઈ )

પ્રત્યેક મનુષ્યના અંતરમાં પરમાત્માની પ્રેરણા છે કે આપણી ઉન્નતિ થાય, આપણો ઉત્કર્ષ થાય, આપણું કલ્યાણ થાય. આવી ભાવના મનુષ્યના દીલમાં હોય છે અને તે ભાવના મનુષ્ય પ્રશ્વર દત્ત પ્રેરણા હોઇ તેજ મનુષ્યને ઉન્નતિના કાર્યો કરવા પ્રેરે છે. પરંતુ એ બધી ભાવનાઓ ત્યારેજ ઉન્નતિના માર્ગમાં ઉપકારક નીવડે છે કે જ્યારે મનુષ્ય કમરકસીને ઉન્નતિ માટે પ્રયત્ન કરે છે. મનુષ્યના મનમાં એવો ઉગ્ર નિશ્ચય થવો જોઇએ કે "મને આત્મપ્રકાશ દેખાવા દે" અર્થાત પોતાના અંતરાત્માનું તેજ પ્રકાશિત થવાના માર્ગમાં જે અડચણો રહેલી હોય તે દૂર હઠાવવી જોઇએ. "હું આત્મશુદ્ધિ કરી પોતાનો આત્મપ્રકાશ પ્રકટાવીશ" એવા પ્રકારનો વિચાર મનમાં દૃઢ કરવો જોઇએ. એટલે પછી મન આડે આવતું નથી અને ઉન્નતિ માટેની સર્વ અંતર પ્રેરણા તેને સહાયરૂપ બને છે અને તેને પરિણામે તે ક્રમે ક્રમે ઉન્નતિ થતી જાય છે. મનુષ્યની ઉત્પત્તિ જ પુરૂષાર્થ કરવા માટે છે. અંતઃકરણ શુદ્ધ કરી, પુરૂષાર્થ કરી જે મનુષ્યે અંતરસ્થ બ્રહ્મને ઓળખ્યો તેણે આખા જગતનો આનંદ પરમ આનંદ પ્રાપ્ત કર્યો. મનની અંદર જ્ઞાનશક્તિ, ચિંતનશક્તિ અને ધૈર્યશક્તિ હોય છે તેથી મનુષ્યને અમૃતમય અને તેજોમય બનાવી દે છે. બધાજ કાર્યો મનની મદદથીજ થઇ શકે છે એટલા માટે મનને શુભ સંકલ્પમય બનાવવું જોઇએ.

ભૂત, ભવિષ્ય કે વર્તમાનમાં જે કાંઇ બને છે તે બધુંજ મનદ્વારાજ ગ્રહણ કરાય છે અર્થાત મનથી તે ધેરાઇ જાય છે એટલે મનની શક્તિ બધાના કરતાં ચઢીયાતી રહે છે. સઘળી ઇન્દ્રિઓ ઉપર નિરંકુશ સત્તા મન ભોગવે છે માટેજ તેને સદાએ શુભ સંકલ્પમય બનાવવાની જરૂર રહે છે.

મનની અંદર વેદશાસ્ત્રો વિગેરે તમામ જ્ઞાનનું જ્ઞાન ઓતપ્રોત ભરી શકાય છે એટલે કે જ્ઞાનીના મનમાં એ બધું જ્ઞાન સમાયેલું છે. મનની શક્તિ એટલીબધી છે કે તેમાં જાતજાતનું જ્ઞાન સુખે સમાઇ શકે છે. એનાવડે યોગી મનન કરે છે.

મન જાગ્રત અને નિદ્રાવસ્થામાં દૂર દૂર ભટકતું ફરે છે, જરાપણ સખણું રહેતું નથી. જ્યારે જોઇએ ત્યારે ચંચળનું ચંચળજ હોય છે, તેમ છતાં મનની અંદર અદ્ભૂત દૈવીબળ રહેલું છે. એ મન ઘણું વેગવાન છે. તેજસ્વીઓને પણ વધારે તેજસ્વી બનાવનારૂં છે. મનદ્વારાજ બધા કર્મો કરાય છે. શાંતિવેત્તા શાસ્ત્રોનો વિચાર મનદ્વારાજ કરાય છે. વિચારાય છે, આમ છે માટેજ મનને શુદ્ધ રાખવાની જરૂર છે. શુદ્ધ મન અપૂર્વ શક્તિ વધારનારૂં છે. ઉત્તમ પ્રકારના શુભ કર્મો શુદ્ધ મનથીજ કરી શકાય છે. મનુષ્ય નિડર બને છે. મનુષ્યની યોગ્યતા, ઇન્દ્રિઓની શક્તિ, ઉત્સાહ, ઉન્નતિ, કર્મશક્તિ, લાંબુ આયુષ્ય એ બધુંજ શુદ્ધ મન ઉપર આધાર રાખે છે. શુદ્ધ મનદ્વારા મનુષ્ય ઇન્દ્રિઓ જીતી શકે છે, એકાગ્રતા મેળવી શકે છે. શાસ્ત્રોની ક્રિયા ભણી અને મનન કરી શકે છે. શત્રુઓ ઉપર વિજય પ્રાપ્ત કરી શકે છે. જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. તેથી જીવનનો અત્યંત લાભ ઉઠાવી શકે છે. પરમાનંદની પ્રાપ્તિ કરે છે અને જીવન્મુક્ત થઇ શકે છે. ૐ ઇતિ.

# તંત્રીની કલમે.

કઇ રીતે જીવન ટકાવવું ?— અત્યારે દેશમાં મધ્યમ વર્ગની સ્થિતિ અત્યત કફોડી બનતી જાય છે. મોઘ વારી તો વધતી જ જાય છે. ઘઉં ખાનારને ઘઉં મળતા નથી જાર ખાનારને જાર મળતી નથી કેટલેક સ્થળે રેશનીંગ છે ત્યા અને જ્યા ગહત કેન્દ્રો ખોલવામા આવ્યા છે ત્યા જોઇએ તેવો અને જોઈએ તેટલો માલ મળતો નથી લોકોને કાળા બજારનો આશ્રય લેવો પડે છે આવા સજોગોમા મધ્યમ વર્ગના માણસને શું કરવુ તેની વિમાસણુમા તે પડ્યો છે ઘરમા પાચ છ ખાનાર હોય છે રળનાર એક હોય છે અને ત્યા સુધી કરજ કરીને તે નિભાવે છે પરતુ તે કયા સુધી નભે ? તે પોતાની પીડા કોઇને કહી શકતો નથી મૂગા મોઢે સહન કર્યે જાય છે પોતે એક ટક જમી અર્ધા પેટે કાળી મજુરી કરી કુટુબના માણસને પોસણ મળે તેનો પ્રયાસ કરે છે પછી નીરૂપાયે તે આપઘાતને રસ્તે વળે છે

તાજેતરમા જ આરાહથી સમાચાર મળ્યા છે કે શહાબાદ જિલ્લાના ગુડી ગામના સીતારામનામે એક કોમેસી ભાઇએ પોતાની પત્ની અને બાળકોને ભૂખે ટળવળતા જોઇ નિરાશામા આડ સાથે દોરડુ બાધી ગળે ફાસો ખાધો; અને પોતાના જીવનનો અત આણ્યો. આ સ્થિતિ ઘણી કરુણ છે સીતારામે પ્રાણુ ત્યાગ કરવાથી તેના કુટુબના દુઃખનો અંત નથી આવ્યો કુટુમ તો વધારે દુખી બન્યું દેશની અદર આ સ્થિતિ પ્રવર્તે તેનું કારણુ શું ? આ કારણુ શોધી તેને નાબુદ કરવા આપણે સૌએ કટિબદ્ધ થવુ જોઇએ હવે સરકાર આપણી પ્રજાકીય છે આપણે એમ ન કરી શકીએ કે યથા રાજા તથા પ્રજા હવે તો યથા પ્રજા તથા રાજા એ કહેવત લાગુ પાડવી જોઇએ કારણુ કે આપણી સરકાર આપણી પોતાની બનેલી છે આપણે જેવું રાજ્ય માગીએ તેવા આપણે ન થઇએ તો સરકાર લાચાર બની જશે, માટે આપણે નીતિવાન ચારિત્ર્યશીલ અને પ્રમાણીક થવું જોઇએ પરતુ દીલગીરીની વાત એ છે કે આપણે એ સદ્ગુણોને નેવે મૂક્યા છે આપણે તો ગમે તે પ્રકારે અર્થદાસ બનતા જઇએ છીએ

હમણાજ ગોધરાથી સમાચાર મળ્યા છે કે પચમહાલજીલ્લાના એક જાણીતા મીલમાલીક અને વેપારી, સામે લુધિયાણાના જીલ્લા મેજીસ્ટ્રેટે ઠગાઇ અગેના કાઢેલ વોરટ ઉપરથી સ્થાનિક પોલીસે તેની ધરપકડ કરી છે એમ જાણુવા મળે છે કે લુધિયાણાના એક વેપારીને કરેલ સોદા મુજબ મોકલેલા મગફળીના તેલમા ૬૫ ટકા જેટલો વ્હાઇટ ઓઇલનો ભેગ કર્યાથી તેનાપર ઠગાઇનો આરોપ મૂકાયો છે

આપણે ધાર્મિક વૃત્તિવાળા હોવાનો

દાવો કરીએ છીએ. ઉપરના દષ્ટાંત ઉપરથી આપણે જોઇ શકીશું કે આપણે ધર્મનું પ્રથમ પગથીયું નીતિ જ ભૂલી ગયા છીએ અત્યારે આપણને ખોરાકમા ઘી, દૂધ કે છાસના તો ફાફા પડ્યા છે સામાન્ય સ્થિતિનો માણસ તો વનસ્પતિ ઘીજ વાપરે છે ગરીબ માણસને રોટલો, મરચુ અને શાક—એની ઉપર જ આધાર છે તેમા જીવનને પોષણ રૂપ તેલ વાપરે તેમા પણ વ્હાઈટ ઓઈલ જ ગ્યાસલેટ માથી બને છે અને જેમા ઝેરી તત્વ રહેલ છે તેનુ મિશ્રણ કરવામા આવે તો તે સમાજ દ્રોહી અને અમાનુષી કૃત્ય છે એમ અમે માનીએ છીએ

ખાવાના તેલમાં વ્હાઇટ ઓઇલનુ મિશ્રણ થાય છે એવી બૂમ ઘણા વખતથી સભળાય છે વેપારીઓ આવું કૃત્ય કરી પોતાની પ્રતિષ્ઠા ઉપર ભયકર કલક લગાડી રહ્યા છે સમાજના જીવન સાથે રમત રમનારા આવા સમાજ દ્રોહીઅર્થ દાસો જ્યા સુધી આપણામા છે ત્યા સુધી આપણે કેવી રીતે ઉંચું માથુ કરી શકશુ?

ઈગ્લાંડ, અમેરીકા, જર્મની વિગેરે પાશ્ચાત્ય દેશો આપણી સાથે વર્ષો થયા વ્યાપારી સંબધીથી જોડાએલા છે. આપણે કબુલ કરવું પડશે કે આ દેશોની વ્યાપારી નીતિ અને પ્રતિષ્ઠા આજ સુધી ઉંચા પ્રકારની રહી છે જે નમુનો બતાવ્યો હોય તે મુજબનો જ માલ આપવો માલ માટે પુરી પ્રમાણિકતા જાળવવી અને એજન્ટ સિવાય કોઇને માલ ન આપવો એ નીતિને તેઓ વળગી રહ્યા છે, લડાઇ દરમિયાન પણ તે દેશોએ કટ્રોલ ભાવે માલ આપ્યો છે, જ્યારે આપણા દેશમા વેપારીઓએ માલની જાતમા વારવાર ફેરફાર કર્યો છે ઓન (ઉપરથી રકમ આપવી તે) થી માલ ખરીદનારને જ માલ આપ્યો છે આ પ્રમાણે નીતિને નેવે મૂકી આપણું વાણિજ્ય ચાલે તો માણસને કઈ રીતે જીવન ટકાવવું?

---

# "અગ્નિ પ્રવેશ."

શ્રીયુત કાંતિલાલ ર. મહેતા

પનઘટ માથે અનેક વાતોનો સમન્વય જોડાય છે. પનઘટના કાંઠે વરકુથલી થાય, ગામકુથલી થાય, કોઈનું આમ કપાય અને કોઈનું તેમ કપાય. શેરીમાં ક્યારેક મરણ થયું હોય તેનો શોક પણ છવાય અને ક્યાંક વિવાહવાજન હોય તેનો હર્ષ પણ છલકાય. ક્યારેક ક્યારેક વેર ઊભરાય તો વ્યવહારિક લાગા બંધાય અને ક્યારેક ક્યારેક તો બાથંબાથા થાય, મારામારી થાય અને ગાળાગાળી પણ થાય. ઘરના ખૂણાની છાનીછપની વાતોનો પડઘો ક્યાંય નહીંને પનઘટમાંજ સંભળાય. પરંતુ પનઘટના કાંઠે કુતૂહલના પૂર ઊભરાય એવું ભાગ્યેજ બનતું હોય. આ એવોજ બનાવ હતો. બહુ પનિહારીનું ધ્યાન પાણી ભરતાં ભરતાં બરોબર સામે દોરાયું.

પનઘટની બરોબર સામે આવેલા બેઘાટના મોંઘા શું મકાનના ઉપલા ઓરડામાંથી, ધુમાડાની આછીપાતળી સેરો એકાએક બહાર આવતી જણાઈ. પછી ધુમાડો ધીરે ધીરે વધતો જણાયો અને પનઘટની પનિહારીઓ કુતૂહલમાં પડી.

"શિયાળો છે, એટલે કોઈક તાપતું લાગે છે !" એક સ્ત્રીએ પોતાનો વિચાર રજૂ કર્યો.

"ના રે ના ! બિચારા રાંધતા હશે" બીજીએ કહ્યું.

"પણ એ સોડીનું રસોડું તો નીચે છે !" એક 'જાણકાર' ત્રીજી બાઈએ ખુલાસો કર્યો.

"અરે બહેન ! આતો આગ લાગી હોય તેવું જણાય છે !" એક ચોથી સ્ત્રીએ વધતા જતા ધુમાડા પાછળ છુપાએલા રહસ્યને પોતાના અનુમાને તોળી જોયું.

"પણ બંને દરવાજો ખુલ્લો છે, તો કેમ કોઈ બળતગાટ કરતો નથી ?" એક બાઈએ ગભરાયેલા અવાજે પૂછ્યું. કુતૂહલની પરંપરામાં હવે ચિંતાનો પ્રવેશ થયો હતો.

એટલે કુતૂહલ અને ચિંતાને રોકી ન શકનારી બે ત્રણ પનિહારીઓ ધડબડ ધડબડ સામેના મકાનના ખુલ્લા દરવાજામાં પેસી ગઈ ! એક સુક્કા પણ રોગી દેખાતા સન્નારી ઝાડુથી આંગણું સાફ કરી રહ્યા હતા.

"બહેન ! તમારી અગાશીના ઓરડામાં કોણ છે ?" એક પનિહારીએ હાંફળાફાંફળા બની પૂછ્યું.

"કેમ શું છે ?" પનિહારીઓને એકાએક પોતાના આંગણામાં આવેલી જોઈ કંઈ આશ્ચર્યભાવે પેલા સન્નારીએ પૂછ્યું.

"પણ કહો તો ખરા, કોણ છે ?" પનિહારીઓ હવે અધીરી બની ગઈ હતી.

'બીજું કોણ હોય ? અમારી વહુ હશે ! કામકાજ કરવું નહિ એટલે આખો દિવસ મામાદેવને મેડીએ બેસી રહેવું છે. આ જુઓને, બહેન ! છતે વહુએ મારે તો ઝાડુ દેવવાનું રહ્યું !" વહુની સામુ પેલા સન્નારીએ વહુ પ્રત્યેનો પોતાનો છુપો અણગમો, આવેલી પનિહારીઓને જણાવી દીધો.

"પણ મેડીમાં ધુમાડો શેનો થાય છે ?" એક અધીરી પનિહારીએ પૂછ્યું. જો કે ધુમાડાનું કારણ જાણવા સઘળી પનિહારીઓનું મન ઉત્કંઠા સેવી રહ્યું હતું.

'એ ધુમાડો તો હોયજ ને ! વહુમા કંઈ ઓછા લાડપાડમાં ઉછરેલા છે ! શિયાળો છે ને તે બાબાદેવને ટાઢમાં વાતી હશે તે તાપણી કરી હશે ! વહુ શું કરે છ' આપણને

કંઈ ઓછી ખબર પડે છે !" વહુની સાસુએ હાવકું મોં રાખી જવાબ આપ્યો. વહુ શું કરે છે એ સઘળુ જાણવા છતાંય અજાન હોવાનો દેખાવ કરવામાં પાવરધી સાસુઓ બહુ ચાલાકી બતાવે છે

"તે તમારી વહુ ઉપર બેઠા બેઠા શું કરે એનીયે તમને ખબર ન પડે ?"

"ઇ ન પૂછો બેન ! વહુમા ભણીગણીને આવ્યા છે ને તે નોવેલ-બોવેલ વાચતા હશે ઘરમા બીજો કંઇ કામ ધંધો તો છે નહિ આમ ઝાડુ વાળવાનુ કામ કરે તો પછી સાજી મરેને ! આ જુઓને, બેન ! છતે વહુએ મારા નસીબે તો વેઠ કરવાની રહી છે !" વહુની કુલીન સાસુએ વહુ પ્રત્યેનો રોષ ઠાલવ્યો વહુએ વેઠ કરવા માટે ઘડાયેલી છે એવો જાહેર નહિ તોય છૂપો અભિપ્રાય દુષ્ટ સાસુઓ ધરાવે છે

વહુના સુકા છતા ગોરા સાસુજીએ પનિહારીઓ સામે વહુનુ વાંકુ બોલી કંઈ ટાઢક અનુભવી હોય તેમ, પણ ઝાડુ વાળવામા ચિત્ત પરોવ્યું પનિહારીઓ પાછી જવા લાગી

અચાનક બહાર ઝાઝા પગના પ્રભાવે ચારમેર બીજી બે ચાર પનિહારીઓ બાગમાંથી દોડી આવતી જણાઈ અને એકાએક ગભરાયેલા અવાજે કહ્યુ

"મહેન શું વાતો કરો છો ? અરે ! તમારી મેડી ઉપર આગ લાગી જણાય છે !"

"હેં શુ કહ્યુ ?" પોતાના કાને આમ લાગી હોવાનો શબ્દ સાંભળતા સાસુજીથી ગડ પડાઇ ગઇ હાથ માંહેનુ ઝડુ તો પડી ગયુ, પણ પોતે પડતા પડતા માંડ માંડ બચ્યા ભારે ગભરાએલ અવાજે તેઓ બૂમ પાડી ઉઠ્યા

"નખ્ખોદ જાય વહુનુ, મારા ઘરમાં કુળખણી મૂકી લાગે છે !"

અને બીજીજ ક્ષણે જાતને સંભાળી લઇ ઝડપથી, માસુજી અગાસીનો દાદરો ચઢવા લાગ્યા સસુના ફડફડાટથી ચોંકેલી પનિહારીઓના હૃદયમાં આવેશ ઉભરાયો હોય તેમ તેઓ પણ પાછળ પાછળ દોડી એક દુબળીને પાતળી પનિહારી તો સાસુના ઝડપને લગાથી વટાવી ઓરડાના બારણા પાસે પણ પહોંચી ગઇ અને પોતાના બધા જોરથી બારણુ ધમધમાવી નાખ્યુ ખાત્રી થઇ કે બારણુ અંદરથી બીડાયેલુ હતુ !

'ખોલો ! ખોલો !" પનિહારીએ ભયભીત બની રાડ પાડી ધુમાડો હવે કમાડની તીરાડમાથી પણ બહાર ફેંકાતો હતો

અંદરથી કંઈ અવાજ આવ્યો નહિ એટલે પનિહારીએ મારુળ જોરજોરથી ખખડાવી ખોલવા માટે ફરી ફરી બૂમો પાડી પણ બારણુ ખૂલ્યુ નહિ એટલે પનિહારીએ ધુમાડાથી છવાએલ બારણાની તીરાડમા જોયુ ને તે એકાએક ચમકી ગઇ એકદમ તે ચીસ પાડી ઊઠી

"હાયરે હાય ! આતો તમારી વહુ બળે છે !"

'શુ કહ્યુ ? મારી વહુ બળે છે ? અરે ! ઇનો મને જીવતી બાળી પછી .. બળગે તેવી છે લાવ તો જોઉં !" માસુજીએ કટકે કટકે ભારે અવાજે આમ કહી તીરાડમાથી જોતી પનિહારીને બીજી બાજુ ખેંચી અને ન જોયેલુ, ન કલ્પેલુ એવુ દૃશ્ય જોયુ એટલે તેઓ ભયભીત બની અવાક બની ગયા બીજીજ ક્ષણે બેભાન બનતા હોય તેમ તેઓનો દેહ પછડાતો લાગ્યો !

એ ત્રણ પનિહારીઓએ આ જોયુ અને તેમને પડતા ઝીલ્યા તત્કાળ તેઓને બાજુની પરસાળમાં ખેંચી લીધા પનિહારીઓનુ એક બહુ મેંડુ ટોળુ હવે ત્યાં ઉપર ધસી આવ્યુ હતુ. ન સમજી શકાય એવો કોલાહલ થતો

હતો. જેને જે મળ્યું, તે બધાં સાધનોથી આગ ઉપર ઘા કરવા માંડ્યા. થોડીવાર પછી આગ તણખું અને વજ્રઘાત થયો હોય તેમ સૌ ચોંકી ઊઠ્યા. સામેનું દૃશ્ય જોતાં સહુ સ્તબ્ધ બની ગયા. વહુનો દેહ અગ્નિમાં તડતડી ઢગલો થઈ પડ્યો હતો! વહુ બેઠી હતી એમને એમ સળગી ગઈ હતી! બળી ગયા પહેલાં ન એણે કોઈને ફરિયાદ કરી હતી, ન ચીસ પાડી હતી, ન હાય પુકારી હતી! હાય હાય! આ શો ગજબ થઈ ગયો?

પતિ દોડતો આવ્યો પણ આ દૃશ્ય જોતાં તેના હાથ સ્થિર થઈ ગયા, પગ સ્થિર થઈ ગયા. તે પણ અવાક બની ગયો. આખા ઘરમાં ભયાનક અરેરાટીનું મોજું ફરી વળ્યું. સસરા આવ્યા ને પોકેપોક મૂકી રડવા લાગ્યા. થોડીવાર બાદ એક પછી એક દોડી આવતાં સગાં સ્નેહીઓએ તો, ઘરની અંદર અંદર રુદનનો ઘોંઘાટ પણ મચાવી દીધો. એ વખતે વહુ પ્રત્યે લાગણી ધરાવનારની આંખોમાં સાચાં આંસુ છલકાતાં હતાં એ ખરું, પણ રોવા ગોવાના મોટા ભાગના લોકો તો રુદનને બહાને ખોટો ઘોંઘાટજ મચાવતા હતા. હજી મરણ પાછળ રુદનનો ખોટો પ્રવાહ આ કેળવાયેલા જમાનામાંય અટક્યો નહિ! શું થાય? સગાં વહાલાંની વિચારશક્તિ શૂન્ય થઈ ગઈ. વહુ બળી ગઈ હતી. કોને આશ્વાસન આપવું, કોને નહિ? રુદનના ઘોંઘાટ વચ્ચે શબને ઝડપભેર બાંધવામાં આવ્યું અને અંત્યેષ્ટિ ક્રિયા પતાવવા સહુ ત્વરાથી ચાલ્યા. વહુ બળી મરી તેનો જેટલો ભય હતો તેથી વધુ તો હવે પોલીસો અને બોકસેરૂકો આવી પહોંચે તેનો ભય હતો. આવા પ્રસંગો જો પોલીસના દફતરે નોંધાય તો પછી કેસ ચાલતાં કચેરીમાં ધક્કા ખાઈ પૈસાની બરબાદી કરવાને અને જાહેરાતના ભારે ચડી કોઈનું નામ બોળાવવાને સગાંસંબંધીઓ તૈયાર ન હતાં! સાવચેતીનાં બધાં ઈલાજો છતાંય સગાંવહાલાં પોલીસના\માણસોને આ વાતની ગંધ આવી ગઈ. એટલે શબને રોકી પંચ કેસ કરવાની કોશિષ થઈ પરંતુ સત્તા પાસે પૂરેપૂરી ઓળખાણ અને લાગવગ ધરાવનાર સાસુ-સસરાના પક્ષકારોએ બધાને ચૂપ કરી, પાછા વાળ્યા. આમ આખા સમાજને અંતરનો છૂપો શાપ આપી બળી મરેલ વહુઆઈની ફરિયાદ ન કોઈ સાંભળવા પામ્યું, ન કોઈને ભાઈ પાછળ પંચ ક્યાસ કરવાનું મળ્યું!!

× × ×

બીજે દિવસે પનઘટ પર ભીડ જામી ગઈ. હમેશાં આવતી પનિહારીઓ તો હતી જ, પણ દૂર દૂરની સ્ત્રીઓ પણ આ બળી ગયેલી વહુની ખરી વાત પામવા બધું કામકાજ છોડી આવી હતી!

વધુ ભીડને કારણે, પાણી ભરવાની સરળતા માટે કૂવા પર ગોઠવેલ બધી ગરેડીઓ, એકી સાથે ફરી, કર્કશ કિચૂડ કિચૂડ અવાજ ઉત્પન્ન કરતી હતી. એ અવાજમાં બળી ગયેલી બાઈની કથનીનો પનિહારીઓ વચ્ચે ચાલતો વાર્તાલાપ ભળી જઈ બેસૂરું સંગીત રેલતો હતો! એ વખતે જાણે એમજ લાગતું હતું કે મરી પરવારેલી બાઈ પાછળ કૂવો રુદન કરે છે!!

"વહુ તો સતીનો અવતાર હતી સતીનો! આવી વહુ તો પૂર્વજન્મમાં પુણ્ય કર્યાં હોય તોજ મળે!" પૂર્વજન્મ ઉપરજ આ જીવનનો સઘળો આધાર છે એવી માન્યતા ધરાવનાર એક ધાર્મિકબાઈએ વાર્તાલાપ શરૂ કર્યો.

"અરે! વહુ તો સાક્ષાત લક્ષ્મીજીનો અવતાર હતી લક્ષ્મીજીનો. આ શેરીમાં આના જેવી ડાહી વહુ કે દીકરી મેં બીજી એકેય ન ભાળી" આખી શેરીની વહુ દીકરીઓનો

પ્રતિહાસ જાણનાર, ઘણા જૂના જમાનાથી કૂવા પાસે રહેતી એક ડોશીમાએ લથડતે જીભે અભિપ્રાય આપ્યો.

"તો બળી ગઈ શું કામ !" એક ફૂટડી બાઈએ પ્રશ્ન કર્યો સતી કે લક્ષ્મી હોય તે આમ બળી મરી આપઘાત કરે એ વાત તેને ગળે ઉતરી નહિ વળી બળી મરવાનું કારણ જાણવા તેની ઉત્કંઠા પણ વધી ગઈ હતી !

"બળે નહિ તો બીજું શું કરે ? ઈ મા સાસુ સતાવે, નણંદને દેન ત્રાસ આપે, પતિ પણ વગરવાંકે ધમકાવે ! બિચારી, કેટલા દી આ જુલમ મૂગે મોંએ સહે ? અર, બીજી બાયડી હોય તો ક્યારનોય કૂવો પૂર્યો હોય કૂવો !" વહુના શ્વસુરગૃહને પૂરી રીતે પિછાનતા એક આધેડ વયના સન્નારીએ જવાબ આપ્યો.

"અરે, પતિનો ત્રાસ કેવી રીતે હોય ?" એક ભોળી કુમારિકાએ પૂછ્યું, પરણ્યા પછી પતિ ત્રાસ આપે એવી એને ખબર નહિ હોય પોતાના ઘરમા તો તેના આદર્શ પિતાએ, તેની માએ કશું 'કડવું' કહ્યું હોય એવું આજસુધી બન્યું ન હતું, એના પરથી કદાચ આ અનુમાન તારવ્યું હોય ! વળી આ જીવનમા એને 'પતિ'નો અનુભવ ક્યાથી હોય !!?

"ઈ બેન કેવા જેવી વાત નથી આમા બાઈનો બિચારીનો દોષ હોય તો ભગવાન જાણે મને તો ઈ વાતમા વિશ્વાસ નથી. કે બાઈ બહચંતસુની હોય વાત એમ હતી કે બિચારી વહુ પરણીને આવી ત્યારે તેના ટ્રંકમા એની બેનપણીઓના ફોટા હતા, એની સાથે એક ફોટો બેનપણીના વરનોય હતો ! બસ એટલીજ વાત પતિએ ફોટો લિધો અને બીજાના ભાયડાનો ફોટો ટ્રંકમા કેમ રખાય એમ કહી તેને ગાળો ભાડી, બિચારીને મારી, અને બેન ! ન કે'વાના વેણો કીધા પતિએ કીધું કે તું ઈ ભાયડા સાથે આડો વહેવાર રાખતી હઈશ, નહિતર આ ફોટો ક્યાથી હોય ! કહો બહેન, આમ ફોટા પરથી બિચારી પર શંકા કરવી એ સારૂં કહેવાય ? અને માથી બાયડી હોય તેના પર ખોટું આળ ચઢે પછી કેટલા દી જીવતી રહે ? બિચારી પરણીને આવી કે તરતજ આમ બન્યું તોય બાયડી પાકી સહનશીલ, પાંચ પાંચ મહિના તો આવા મેણાંટોણાં સાંભળી ખેંચી કાઢ્યા તોય ભાયડાની રાડ ન ગઈ, પછી હમેશાં આ કચકચાટ વચ્ચે કેટલા દી જીવાય ? બિચારી છેવટે અકળાણી અને બળી મૂઈ અને બળી ન મરે તો કરેય શું ?" વહુની ખાનગી વાત જાણનાર એક સહેનપણીએ ચોકાવનારી હકીકત રજૂ કરી

"નહીં રે બહેન ! એ વાત તો અંદરખાને હશે, પણ બળી મરવા પાછળ તો બીજીજ હકીકત બની છે." એક સ્ત્રીએ નવો મુદ્દો રજુ કરવાની તત્પરતા બતાવી.

"એ શું ?" બહુ પનિહારીઓ આ નવો મુદ્દો જાણવા આતુર થઈ 'વાત એમ છે કે બેન, ગઈ કાલે બિચારી વહુ ફાનસનો હાથ ઊટકતી હતી તે હાથમાથી ભૂલમા પડી ગયો અને ફૂટી ગયો. ભૂલમા આમ થયું એમા બિચારી વહુ શું કરે ? પણ સાસુજીને એની ખબર પડી કે તરતજ મિજાજ ગયો સ્વભાવ તો એની સાસુનો જાણો છો બહેન ! કૂવાપર પાણી ભરવા આવતા કેટકેટલાની સાથે ઝઘડો કરે છે ! તે ઈ સાસુ ગુસ્સે થઈ વહુને કહે આમ ફાનસના ફોટા ફોડીશ ઈ મારા ઘરમા નહિ પોષાય, આમ કરવું હોય તો મારા ઘરમાંથી અબઘડીએ ચાલી જા જે દીની ઘરમા આવી છો ત્યારથી બસ કામ કરવું નથી ને આ ગરેડ કરવી છે હું તો તું આવી છો તે દીની જાણી ગઈ છું કે તારા લખણ સારા નથી હું તો તારા જેવી કાળમીંઢીનું મોઢુય ન જોઉં, પણ શું કરૂં ? મનેય લોકલાજ નડે છે, મારા દીકરાને

તો તે સાવ ભમાડી નાખ્યો છે, તરા કનૂડે તો એનું માથું ભમી ગયું છે, બિચારાનું તો તે બોલીજ પીધા કર્યું છે, આવી છો તે દીનો તે ક્યારેય સામે 'સો ડે' કુલટા' ને એનો જાન લેવા માંડયો છે, જાન!"

'તે એના વર ઘરે ન હતો કે સાસુ આવું બોલી!" એક બાઈએ વચ્ચે પૂછ્યું

"વર તો હતો બેન! પણ એની માએ એને ઝાડી નાખ્યો, કીધું તું બાયડી થઈ ગયો છે બાયડી, નહિતર વહુને કાબૂમાં કેમ ન રખાય! બિચારો વચમાં બોલવા ગયો એટલે એને ન કહેવાનું કીધું કે આવી વહુ મારા ઘરમાં નહિ પોષાય, તારે વહુ જોઈતી હોય તો તુંયે ચાલતો થઈ જા મારે આ વહુનું હવે મોઢું જોવું નથી, પછી દીકરાને ગડ પાડી કહે જોતો નથી આટલું વઢી તોય તારી વહુને કંઈ નાક-શરમ છે? મારી સામે ટગર ટગર જોઈ રોયા કરે છે મેં એને એવું શું કહી દીધું કે આવા ખોટા રોગ આદરી મને અળખામણી કરે છે! આ વહુએ તો હવે મને વગોવવા માંડી છે સાસુ તો આવું કેટલુંય વઢ્યા પણ બેન, વહુ સાંખનારી જબરી કશું ન બોલી કશું, ને એમને એમ ચાલી નીકળી હતી આ કૂવામાં પડવા જતી હતી પણ પાછળથી પતિ દોડતો આવ્યો ને એને પકડી રાખી, ત્યાંથી એટલામાં વહુના મસરા આવ્યા એટલે રાત્રે જમાને ધમકાવી કાઢી ઘરમાં લઈ ગયા, પણ આવો જુલમ કેટલા દી સહી શકાય? બિચારી આજ સવારે મૂંઝાઈ ગઈ એટલે સળગી ગઈ" ધનજી પાડોની બાઈએ બધી કાલની હકીકત જાહેર કરી

"અરે બહેન! એની સાસુ તો કહે છે કે સગડીએ તાપતાં તે બળી ગઈ છે, અમારો તો કંઈ વાંક નથી પછી લોકો ભલે તે બોલે, કંઈ કહે; ને મોઢે ગરણા બંધાય છે?" એક બાઈએ સાસુનો બચાવ રજૂ કર્યો

'એ ખોટી વાત છે બેન! એમ બળી મરે ને ચીસેય ન પાડે એમ બનતું હશે? આ તો સાક્ષાત સતી હોય તેમ બળી મરી" એક બુદ્ધિમતા સ્ત્રીએ કહ્યું

સતી થવાનો ક્રૂર ચાલ અટકાવનો કાયદો અમલમાં આવ્યા પછી, સ્ત્રીઓ મૃતપતિ પાછળ આવી રીતે બળી મરતી અટકી છે, પણ જીવતે ધણીએ બળી મરતી આવી સ્ત્રીઓની વિચિત્ર રીતો આ જમાનામાં સાંભળવા મળે છે, એ કેવું શરમ જેવું છે? જીવતા બળી મરવાનો બનાવ કેટલો કમકમા ઉપજાવે તેવો હોય છે! સમાજને કલંકરૂપ આવા બનાવો ક્યારે અટકશે? આવા ક્રૂર અને ગોઝારા બનાવો પાછળ સમાજના સ્વાર્થી, દુષ્ટ અને અધમ માણસોનો કેવડો હાથ હોય છે એનો વિચાર કોઈ કરશે? બિચારી નિર્દોષ વહુ બળી મરી દુષ્ટમાં દુષ્ટ વર્તાવ, આકરામાં આકરા મેંણાટોણા અને ન સાંખી શકાય એવા નીતિ-ભ્રષ્ટતાના આરોપો ન સહી શકવાથી, આખરે વહુ બળી મરી એમાં દોષ કોનો? બળી મરનારનો કે જીવતાંય એના જીવનમાં લાય લગાડનારનો? આપણા સમાજના ધારાધોરણમાં આવા આપઘાતના બનાવો અટકાવવા માટે કોઈ કાયદાની જોગવાઈ થઈ છે? સ્વાર્થ, લુચ્ચાઈ ક્રૂરતા અને ઇર્ષ્યાનો ઝેરી કીડો સમાજના માનસમાં વિષ રેડી રહ્યો છે, એનો નાશ કરવા કોઈ યોજના વિચારાઈ છે? સમાજમાં આવા બનાવો અટકાવવાની કાયમી ઉમદા સગવડ ક્યારેય થઈ શકશે? સમાજની પ્રતિષ્ઠિત વ્યક્તિએ આ વિચારવું ઘટે છે, નહિતર સ્વાભાવિક એનેજ ગેરફાયદો છે વહુ બળી મરી, એમાં સમગ્ર પક્ષના કોઈપણ માણસને ફાયદો શો થયો? ઉલટું કુટુંબને, સમાજને એક જાતની બદનામીજ આવીને?

આખો દિવસ પનઘટ પર આ બળી મરનાર વહુની વાતનો ઘોષ થયા કર્યો. ગઈ

ઓછાએ વહુનો દોષ જોયો, કેટલાક વરનો દોષ કાઢયો પણ ઘણાખરાએ સાસુનોજ દોષ શોધ્યો, વહુના શુદ્ધ ચારિત્ર્યમાટે અને સદ્ગુણ માટે પૂરા પુરાવા ન જૂ થયા આ બધુ સાભળતા ન માગતા હોય તેમ વહુના સસરાળાના ઘરના બારણા હજીસુધી અદરથી ભીડાયેલાજ રહ્યા

પણ સાજ નમી અને પનઘટ પર ભીડ ઓછી થઇ, એટલે પાછા બારણા ખૂલ્યા થોડીવાર પછી અદરથી વહુની નણદ બેડુ લઇ પાણી ભરવા આવતી જણાઇ કૂવાપર પાણી સીંચતી પનિહારીએ આ જોયુ, અને ભળી મરેલી વહુની જે થોડી થોડી વાતો ચાલતી હતી તે એકાએક અટકી ગઇ કદચ મરેલી વહુની નણદ સાભળે એવો અવિવેક, પાછળથી બીજાની ભોદણી અને ટીકા કરવાની પડી ગયેલી ટેવવાળી પનિહારીઓને નહિ રુચ્યો હોય

આ આખા ઘોઘાટ દરમિયાન એક બાઇ કશુ બોલી ન હતી, વારે વારે તે પાણી ભરવા આવતી હતી અને માત્ર નીચુ મો ઘાલી બેડુ ભરી ચાલી જઇ હતી ! સાજે ફરીને તે પનઘટ પર આવી ત્યારે વહુની નણદ બરોબર પાણી સીંચી રહી હતી આવેલી ભલી બાઇએ વહુની નણદ તરફ એકવાર ઊંચી નજરે જોયુ, અને પોતાનો નાનકડો ઘડો ત્વરાથી ભરી, ધીરે ધીરે પનઘટના પગથીયા ઊતરવા લાગી

હજીએ છેલ્લું પગથિયુ વટાવી રહે, એટલામાં, વહુની નણદે પાસેની પનિહારીને કહ્યુ, 'જોયુ બેન ! આ બાઇનો રોફ ! હવે તો અમારી સામેય જોતી નથી, જાણે અમે એના સગાં મટી ગયા'

સાભળનારી પનિહારીએ કશુ કહ્યું નહિ, છતાય વહુની નણદે આગળ ચલાવ્યુ

"કયાંથી જુએ બહેન ! મારા ભાઇને આવી કાળમુખી વહુ એણેજ વળગાડી હતી, એણે તો આ સબધ કરાવી અમારૂ નામ બોળાવ્યુ, જુઓ, એના મનમા કઇ દુ ખ છે ? કાલસુધી તો રોજ અમારે ત્યા આવતી, હવે તો જોતીય નથી, જોતી ! જાણે વહુના પિયરીયા હોય એમ એક દિવસમા અમારો નાતો તોડી બેઠી છે ?"

નણદે આ બધુ કહ્યુ, તે કાઇ ધીરેથી નહિ પણ પેલી બાઇ સાભળે એટલા જોર જોરથી કહ્યુ એટલે પાણી ભરીને ચાલી જતી પેલી દયાળુ બાઇના કાનમા આ શબ્દો તો પ્રવેશ પામ્યા, પણ નકટાઓને કઇ ન કહેવુ એમ વિચારી મનમા ગમ ખઇ કશુ બોલી નહિ અટકવાનુ દિલ તો થઇ આવ્યુ, પણ પછી અટકી નહિ ને ચાલી ગઇ

રસ્તે ચાલતા બધા જૂની વાતોનુ સ્મ ણ તેને થવા લાગ્યુ કેટલીક વાતો જૂના સસ્મરણોને તાજા કરાવી આપે કે તેને યાદ આવ્યુ કે છેલ્લા ત્રણેક વરસ થયા એ નણદના ભાઇને, એટલે કે બળી મરનાર આ વહુના પાછળથી થયેલા પતિને, કન્યા આપનાર કોઇ ન હતું બધા જાણતા હતા કે મુ તિયાની માનો સ્વભાવ આકરો છે, મુરતિયામા પણ જોઇએ એટલુ પાણી નથી, છતા મુરતિયો પોતાનો સગો થતો હતો એટલે એ ભલી બાઇએ એક આબરૂદાર અને મોટા કુટુબની કન્યા ગોતી આપી, અને સગપણ પણ બધાવી આપ્યો ત્રણ વરસ થયા હેરાન થતા માબાપને આમ અનાયાસે ટાઢક વળી, અને વહુ પણ કેવી ભલી જડી હતી ! કામકાજ કરવામા તેને કોઇ પહોચી શકતું ન હતું વાતચીતમા તે કેવી મીઠી હતી ! મૂગા મોએ મેણાટોણા સાભળવાની તેનામા કેવી અજબ સહનશીલતા હતી ! વહુનુ પિયર પણ કેટલુ કુલિન અને બહોળુ હતું ! પિયરમા દળણા દળવા, પાણી ભરવા, છાણવાસીદા કરવા, ઓળાઓ ભરીભરી હંમેશ છાશ વલોવવી અને ઘરના એવા

નાનામોટાં કામો કરી તેનું શરીર કેવું કરમાઈ ગયું હતું ! શરીર પણ આથી કેવું નમણું અને માટીનું બન્યું હતું ! પિયરમાં પડેલા ધર્મના આદર્શ સંસ્કારોથી વહુના વિચારો પણ કેટલા પવિત્ર હતા ! આવી ડાહી અને કુશળ વહુ જડી તોય સાસરામાં બિચારી વગોવાઈ, એટલેથી ન અટકી સાસરિયાઓએ તેના ઉપર કાળોકેર વર્તાવ્યો, દિયર મેણાં મારે નણંદો ન કહેવાનું કહે અને સાસુના મેણાં ટોણાં આપરે બાપ ! એ આ બાપડીજ સહન કરી શકે ! ઉપરાંત પતિએ પણ બિચારી નિર્દોષ વહુના જીવનને શંકાથી કલંકિત બનાવ્યું, કંટાળેલી વહુએ છેવટે આપઘાત કર્યો આ કેવો જુલમ છે?

ભલી બાઈને આ બધું યાદ આવ્યું ને બીજીજ ક્ષણે વહુની નણંદના પેલા કડવા શબ્દો પાછા મગજમાં અથડાયા એજ વખતે એને થઈ આવ્યું "આ ઘરના માણસો કેટલા નીચ છે ! એક પાસ હું તેની સગી છું, મે તેના દીકરાનું ઘર બંધાવી આપ્યું છે, મે તો તેના પર ઉપકાર કર્યો છે છતાં બીજી પાસ આ લોકો ન કહેવાનું કહી મને વગોવે છે મનમાં થાય છે કે સમાજના એકે એક માણસ આ બળી મરનાર બાઈના પિયરિયા થઈ, આવા દુષ્ટ અને જાલીમ ઘરનો બહિષ્કાર કરે તો કેવું સારું !"

એના એ મૂગા હૃદયદાહનો પડઘો પડતો હોય તેમ પનઘટ પર છવાતા રાત્રીના અંધકારમાંય આવીજ ચર્ચા સંભળાઈ રાત્રીના છવાતા અંધકારમાંય પાણી ભરવા આવેલી કેટલીક સ્ત્રીઓ આ ઘરનો વ્યવહારિક વિરૂદ્ધ કરવા અંદરોઅંદર યોજના ઘડતી હતી ! ગરગડીનો કિચૂડકિચૂડ અવાજ ભયાનક લાગતો હતો અને કૂવાના શાંત પાણીમાં ઘડો પડતા પાણીમાં છબકછબક થતો અવાજ ધિક્કારની લાગણી રેલી રહ્યો હોય તેવો ભાસ થતો હતો ! ! !

વહુ બળી મરતા એના સસરાના ઘર પ્રત્યેનો છૂપો ધિક્કાર પનઘટના કાંઠેથી ઉતરી માત્ર ગામ !! ખૂણે ખૂણેજ નહિ પણ આસપાસના કેટલાય ગામો સુધી ફેલાઈ ગયો. કાને કાને અથડાતી વાતોને રોકવા સસરા પક્ષના લોકોએ રજૂ કરેલા બચાવના બ્હાના નિષ્ફળ નીવડ્યા ! પંચકયાસ થયો ન હતો એટલે ન્યાયનો ઇજારો લેનાર સત્તાવાળાઓ મરનાર બાઈ પાછળ આવી પડેલી નનામી અરજીઓ પર ઢાંક પિછોડો કરી બેસી રહ્યા ! એ ઢાંક પિછોડો છતાંય વહુનો અગ્નિપ્રવેશ છૂપો ન રહ્યો ! !

સમાજમાં આવા ગોઝારા બનાવો ક્યારે અટકશે ? સમાજના આચાર વિચાર અને કહેણીકરણીના એરણ પર તો માનવીનું જીવન ઘડાય છે ! એ જીવનમાં ઘર કરી બેઠેલા સ્વાર્થ, લુચ્ચાઈ, ઈર્ષ્યા, વેર ઝેર, ભ્રષ્ટાચાર, અત્યાચાર અને કૂડ કપટ જેવા અનિષ્ટ તત્ત્વો ક્યારે નાશ પામશે ?

બાકી આવા અનિષ્ટ તત્ત્વો ફૂલ્યા ફાલ્યાં રહે અને આવા 'અગ્નિપ્રવેશ' જેવા ગોઝારા બનાવો બન્યા કરે એવી સમાજ રચનાના મૂલ્ય પણ શા ?

સંપૂર્ણ

# આપણાં છાત્રાલયો અને તેમનુ સંચાલન.

શ્રીયુત પોપટલાલ અંબાણી.

[ આપણી રાજકોટ બોર્ડીંગના મનદ્દ મંત્રી શ્રીયુત પોપટલાલ અંબાણીનો આ લેખમાળાનો આ ચોથો હપ્તો છે આ ભાગમા બોર્ડીંગમા વિદ્યાર્થીઓમા શિસ્તનુ પાલન કેવી રીતે કરાવવુ જોઇએ તે બહુ સુદર રીતે દર્શાવ્યુ છે આપણા છાત્રાલયોના ગૃહપતિઓ અને જવાબદાર વ્યક્તિઓ આ ભાગ વિચારપૂર્વક વાચે, મનન કરે અને તે પ્રમાણે અમલ કરવા પ્રયત્ન કરે તેવી વિનતી. તંત્રી ]

( ૪ )

શિસ્ત–માણસ એકાકી જીવન જીવતો હોય તો તેણે કઇ રીતે વર્તવુ, તે તેની ઇચ્છા પર અવલબે છે, પણ જો તેને સમુદાયમા રહેવાનુ હોય તો તેને મુકરર કરેલા નિયમોને આધીન રહેવુ પડે છે માણસને ઘરમા, શાળામા, મડળમા કે સમાજમા સમુદાયમા રહેવાનુ હોય છે તેથી તેણે મુકરર થયેલા નિયમો પ્રમાણે જીવન ગાળવુ જોઇએ

મુકરર કરેલા નિયમ પ્રમાણે વર્તવુ, તેને શિસ્ત, નિયમન, કે ડીસીપ્લીન કહેવામા આવે છે આપણી શાળાઓમાં અને આપણા છાત્રાલયોમા શિસ્તનો પ્રશ્ન હમેશા મૂઝવતો હોય છે ગૃહપતિની રોજની ફરીયાદ હોય છે કે વિદ્યાર્થીઓ બહુ ધાધલ કરે છે અને નિયમનુ પાલન કરતા નથી શાળામા શિક્ષક ફરિયાદ કરે છે કે વિદ્યાર્થીઓ પણાજ ઉદ્ધત છે ડીસીપ્લીનમા રહેતાજ નથી, આપણી સસ્થાઓમા શિસ્તનો પ્રશ્ન આટલો બધો મૂઝવનારો કેમ બન્યો છે, તેના કારણો પ્રથમ તપાસિએ

' આપણા ખમીરમા શિસ્ત છે જ નહિ આ કથન કદાચ કોઇને અતિશયોક્તિ ભર્યું પણ લાગે, પણ વસ્તુસ્થિતિ તો એજ છે થોડાક દૃષ્ટાતોથી વસ્તુસ્થિતિનો ખ્યાલ આવશે

કોઇ સ્ટેશન પર ટિકિટ બારી પાસે ટિકિટ લેવાને ઊભેલા માણસોનુ દૃશ્ય નિહાળો, ગાડી પર ચડતા અને ઉતરતા પેસેન્જરોનુ દૃશ્ય નિહાળો. કોઇ મોટા મદિરમા ઉત્સવને દિવસે દર્શન કરવા જમા થયેલા ભાવિક લોકો એકઠા થયા હોય તેને નિહાળો, કોઇ મૃત દેહને સ્મશાને લઇ જતા ડાઘુઓને નિહાળો, શેરીમા કે નાતની વાડીમાં નાતવરા પ્રસગે એકઠા થયેલા માણસોને નિહાળો આમાથી કયે ઠેકાણેથી શાતિ વ્યવસ્થા કે નિયમનનાં દર્શન થાય છે? મુબઇ દિલ્હી કે કલકત્તા જેવા શહેરોમા કોઇ દેશનેતાને પ્રવચન વખતે લાખ બે લાખની માનવ મેદની ઘણી વખત એકઠી થાય છે તેને નિયમનમા રાખવાને સેકડો સ્વયસેવકો તનતોડ પ્રયત્ન કરે છે છતા દશવીશ માણસોને ઓછીવત્તી ઇજા ન થઇ હોય એવુ ક્વચિતજ બને છે, પૂ. મહાત્માજીએ આપણી આ ત્રુટી તરફ ડગલે ને પગલે લક્ષ ખેચ્યુ હતુ છતા હજી આપણી એ ત્રુટી દૂર થઇ નથી

પાશ્ચાત્ય પ્રજાઓનુ શિસ્ત જોઇને આપણે મુગ્ધ બની જઇએ છીએ, એ દૃશ્ય જોવાની મને એક તક મળી હતી વિસેક વર્ષ પહેલાં મે એક ઉનાળો પચમઢીમા ગાળ્યો હતો ત્યાથી એક પ્રસગે અગ્રેજી પ્રજાના શિસ્તનુ જે દર્શન થયેલુ તે હમેશને માટે યાદ રહી ગયુ છે

તે વખતે પચમઢીમા ત્રણ–ચાર હજાર

જેટલા અગ્રેજોની વસ્તી હતી તેમાથી કોઈનુ અવસાન થયુ હતુ અને તેનુ સ્મશાન સરઘસ રસ્તા પરથી પસાર થતુ હતુ રસ્તાની બાજુએ ઉભા રહીને હું તેને જોઈ રહ્યો હતો સરઘસમા આશરે પાચસો માણસો હતા બધાએ કાળો પોષાક પહેર્યો હતો બધાના મુખ પર ગ્લાનિની છાયા હતી. બધાની દૃષ્ટિ નીચી હતી. બધા ધીમે એક આપના પગલામાથી ચાલ્યા જતા હતા તેને પસાર થતાં પદર મિનીટ થઈ હશે તે દરમિયાન ત્યા શાતિ અને શોકનુ વાતાવરણ એવુ જામી ગયુ કે પ્રેક્ષક-તરીકે ઉભેલા માણસોના મન પર પણ તેની અસર થઈ

આ દૃશ્ય પૂરૂ થયુ કે તરત જ મારી કલ્પનામાં આપણા સ્વદેશ સરઘસનુ દૃશ્ય ખડુ થયુ ઉતાવળે પગે વીસ પચીસ માણસો ચાલ્યા જતાં હોય, થોડાક આગળ હોય, થોડાક પાછળ હોય, કોઈ વાતો કરતા હોય અને કોઈ બીડી પીતાં હોય

આપણે લગભગ બસો વર્ષ પર્યંત અગ્રેજ પ્રજાના સમાગમમા ગ્યા હોઈશુ. તેમની પાસેથી જે વસ્તુ લેવા જેવી હતી તે આપણે લીધી નથી પણ ન લેવા જેવી ઘણી બાબતો લીધી છે જે લોકો યુરોપ–અમેરિકાના પ્રવાસે જાય છે તેઓ ત્યાની પ્રજાનુ શિસ્ત જોઈને મુગ્ધ બને છે કોઈ પણ પ્રજાની સસ્કૃતિનુ માપ તેના શિસ્ત પરથી નીકળે છે

આ બધી બાબતોથી હું એ પ્રતિપાદન કરવા માગુ છુ કે આપણા ખમીરમા શિસ્ત છે જ નહિં જે વસ્તુ પ્રજામા નથી તે શાળામા કે છાત્રાલયમા કેવી રીતે આવે ? કૂવામા હોય તો હવાડામા આવે ને ? અને તેથી જ શાળામા કે છાત્રાલયમા શિસ્ત પ્રશ્ન સચાલકોને હમેશાં મૂઝવ્યા કરે છે

આપણા સમાજમા શિસ્ત નથી તેને હવે આણવુજ પડશે અને તેને માટે તજવીજ કરવામા છાત્રાલયો એ સુદર સ્થાન છે પ્રત્યેક છાત્રાલયમા શિસ્ત તો જળવાવુજ જોઈએ, શિસ્ત ન જળવાય તો અધાધૂધી અને અવ્યવસ્થા થઈ પડે, હવે મુખ્ય પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે છાત્રાલયોનું શિસ્ત કયે રીતે જાળવવુ ?

શિસ્ત જાળવવાના બે પ્રકાર છે (૧) સજાની મદદથી (૨) વિદ્યાર્થીઓના સહકારથી પહેલો પ્રકાર બહુજ સહેલો છે અને મોટે ભાગે આપણી સસ્થાઓ શિસ્ત જાળવવામા તેજ રસ્તે કામ લે છે પણ તે રીત પાશવી છે પશુઓને નિયમનમા રાખવાને માટે સજાની મદદ લેવી પડે ખરી પણ હૃદય અને બુદ્ધિ ધરાવનાર માણસોને નિયમનમા રાખવાને સજાની મદદ લેવી પડે એ તદ્દન અનુચિત છે

સામાન્ય રીતે આપણા છાત્રાલયો દિન-ચર્યાને લગતી એકએક બાબતના સબધમાં કેટલાક નિયમો ઘડી કરે છે જે છાત્ર એ નિયમનો ભગ કરે છે તેને હળવી કે ભારે સજા કરે છે સજાની મદદથી છાત્રાલયમા શિસ્ત જળવાય છે ખરૂં પણ એ સાચુ શિસ્તજ નથી. સાચુ શિસ્ત તો વિદ્યાર્થીઓના માનસ માથી જન્મવુ જોઈએ, બીજી રીતે કહીએ તો વિદ્યાર્થી શિસ્તપ્રિય બનવો જોઈએ તે શિસ્તને ચાહતો થવો જોઈએ અને તેણે શિસ્તને સ્વભાવમા વણી લેવુ જોઈએ પણ આ પ્રમાણે બને કેવી રીતે ? સજાના ભયથી જે શિસ્ત આવે છે તે કેવળ ઉપરછલ્લુ હોય છે જેમકે છાત્રાલયમા સવારે છ વાગ્યે ઉઠવાનો નિયમ હોય અને સજાના, ભયથી જે વિદ્યાર્થીઓ છ વાગ્યે ઉઠતા હોય છે તેઓ જ્યારે રજામાં ઘરે જાય છે ત્યારે સજાનો ભય દૂર થતા આઠ વાગ્યા સુધી ઘોર્યા કરે છે વિદ્યાર્થીઓના સ્વભાવમાં શિસ્તને વણી દેવુ હોય છાત્રાલયો-માથી તમામ પ્રકારની સજાને દેશવટો દેવો જોઈએ અને છાત્રોને માટે જે નિયમોની જરૂર

પડે તે તેમની સંમતિથી નક્કી કરવા જોઇએ બીજા શબ્દોમા કહું તો છાત્રાલયમા છાત્રોએ પોતેજ નિયમનને સમતી યોજના નક્કી કરવી જોઇએ પોતાને માટે પોતેજ ઘડેલા નિયમો આખુ-ને બોજારૂપ લાગતા નથી અને તેનો બરાબર અમલ કરવાની મનમા ભાવના પ્રકટે છે શિસ્તની જરૂરિયાત સમજાય છે, તેને સ્વભાવમા ઉતારવાનો લોભ જાગે છે જો આ જાતનુ સ્વયંનિર્મિત શિસ્ત વિદ્યાર્થીઓમા આવ્યુ હશે તો તે છાત્રાલય જીવન પુરૂ થયા પછી પણ હમેશા ટકી રહેશે સજાની મદદથી જળવાતુ શિસ્ત તો વિદ્યાર્થીઓ છાત્રાલયને પાછુ સોંપીનેજ ઘેર જાય છે

આપણા છાત્રાલયો વિદ્યાર્થીઓમા જીવન ભર ટકે તેવુ સાચુ શિસ્ત મૂકી શકે તો તેણે ઘણું કામ કર્યું કહેવાય. શિસ્તની ઉચ્ચભાવના આવતી કાલના નાગરીકોમા મૂકી શકે તો તેણે સમાજની મહાન સેવા કરી ગણાય

આપણા સર્વ છાત્રાલયો પાસે શિસ્તનો આ ઉચ્ચ આદર્શ મૂકીને તેને અપનાવવા યથાશક્તિ અમલમા મૂકવા તેમને આગ્રહભરી વિનતી કરૂં છુ

---

## શેઠ ધરમદાસ શામળદાસ પરભુદાસ કોઠારી સાર્વજનિક આરોગ્ય કેન્દ્ર

મુબઈની ગુજરાતી સોશીયલ યુનીયન નામની એક જુની સસ્થા તરફથી આમ જનતાના લાભાર્થે "હેલ્થ સેટર" ( આરોગ્ય કેન્દ્ર ) સી પી ટેન્કના નાકા ઉપર તા ૨૯-૪-૪૯ ના રોજ ખોલવામા આવ્યુ છે એમા હરકોઇ માણસના શરીરનુ નિરીક્ષણ, એક્સરે, લોહી, પીશાબ, ઝાડો, થુક, હૃદય તથા માણસની બળતણ ક્રીયા વિગેરે તપાસવાના ખાસ યત્રોની સહાયથી તપાસ કરવામા આવે છે

આ સસ્થામા મુબઈના દાનવીર શેઠ ધરમદાસ શામળદાસ પરભુદાસ કોઠારીએ બહુ સગીન મદદ કરી છે, અને સસ્થાના કાર્યકર્તાઓએ એ સેટરનુ નામ "ધરમદાસ શામળદાસ કોઠારી હેલ્થ સેટર' આપ્યુ છે, તેમજ સેટરના મકાનનુ નામ 'કમલા કુટિર' રાખ્યુ છે.



શેઠ ધરમદાસ શામળદાસ કોઠારી

આ સેટરની ઉદ્ઘાટન ક્રિયા માનનીય પ્રધાન દિનકરરાવ દેસાઇને હસ્તે કરવામા આવી હતી શ્રી દિનકરરાવે આ સસ્થાની પ્રશસા કરતા કહ્યુ હતુ કે આ એક ખરી ઉત્તમ દેશસેવા છે આ જાતનુ સેટર મુબઇમા આ પ્રથમ જ છે એનાથી ગરીબ અને મધ્યમ વર્ગના કુટુબોને ઘણો ફાયદો થશે માદા કેમ ન પડવુ એ જાણવાની આવી નવીન યોજનામા જે ફાળો આપવાની શેઠ ધરમદાસે હીંમત કરી છે તે અત્યત પ્રશસાપાત્ર છે, અને એ એમની તેમજ અન્ય કાર્યકર્તાઓની ઉદારતા અને ધાર્મિક વૃત્તિની સાક્ષી પુરે છે

આ ગ્રથમા વાચકોને શેઠ ધરમદાસભાઇનો પરિચય થાય તેટલા માટે શ્રીયુત કેશવલાલ જોષી બી એ બી ટી એમ આર એસ ટી ( ઇગ્લાડ ) તરફથી મળેલ પરિચય પ્રગટ કરીએ છીએ ( તત્રી )

# ધર્મપ્રિય અને જ્ઞાનવીર વણિક જ્ઞાતિના રત્નનો પરિચય.

( લેખક કેશવલાલ જોષી બી એ બી ટી એમ. આર એસ ટી ( ઈંગ્લેંડ )

મોઢ મહોદય માટે વણિક જ્ઞાતિના એક મહાન્ વીર રત્નનો પરિચય આલેખતા અને ઘણો હર્ષ થાય છે દુનિયામા ઘણાએ જન્મે છે અને લય પામે છે, પણ કેટલાક ઉચ્ચ કોટિના આત્માઓ દુનિયાના કેટકેટલાં કલ્યાણોમા ફાળો આપી અમરત્વ પ્રાપ્ત કરી જાય છે જગતમા ઘણાએ ચકોર એવા હોય છે કે જે ચક્ષુપટથી વિમુખ થતા તેનો જોટો જડવો મુશ્કેલ છે શેઠ ધરમદાસ શામળદાસ કોઠારી પણ તેવાજ નરરત્ન છે ૨૨ મી ઓકટોબર ૧૮૯૫ ના દિવસે ધરમદાસભાઈએ જગતનુ પહેલુ દર્શન કર્યું માતાપિતાને કદાચ ખ્યાલ પણ નહિ હોય કે તેમને ત્યા એક એવું નરરત્ન પેદા થયુ હતુ કે જે જેમના કૌટુંબિક વાગમાને અનેકગણુ ગૌરવ અપાવે ૧૫ મી ડિસેમ્બર ૧૯૧૬ ના દિને ધરમદાસભાઈ શેઠ શ્રી કમલાવતીબ્હેન સાથે લગ્નગ્રંથીથી જોડાયા, ત્યારથી આજસુધી તે બન્ને દપતી સામાજીક, ધાર્મિક અને કૌટુંબિક કેટકેટલો વિકાસ સાધી શક્યા છે તેનો આ લેખમા પરિચય આપવા પ્રયત્ન છે

ધરમદાસભાઈ એટલે મળના નમ્રતા અને ઔદાર્યની સાક્ષાત્ પ્રતિમા ' ધર્મ તો નામ પ્રમાણે હમેશા હૃદયમા સાક્ષાત્ મૂર્તિમત ' તેમના કુટુંબના નાના બાળકોથી માંડી પ્રૌઢ ઉમર સુધીના નાના મોટાં સૌએ ધર્મના રગથી રગાએલા છે સસ્કારિતા અને નમ્રતા પૈસે ટકે સુખી માણસોમા બહુજ થોડા પ્રમાણમા દેખાય છે, પણ શ્રી ધરમદાસભાઈ કે તેમના લઘુબન્ધુ મથુરાદાસભાઈ એટલા ચુસ્ત આર્ય સસ્કારોથી ભરપૂર છે કે તે માટે તેઓ બન્ને બહુમાનને લાયક છે તેમની ગરીબો પ્રત્યેની દિલસોજી ધાર્મિક કાર્યોની તત્પરતા અને હરપળે લોક કલ્યાણની ભાવનાઓ તેઓના પ્રતિસ્પર્ધીઓને ઘડીક વિમાસણમા નાખી દે તેવા છે

શ્રી ધરમદાસભાઈનો જીવન વ્યવસાય ઘણોજ સરળ અને આદર્શવાદી છે દિવસનો મોટો ભાગ ધાર્મિક વાચન, મનન અને મથનમાંજ તેઓશ્રી વીતાવે છે મુબઈ જેવા પ્રવૃત્તિશાળી શહેરમા શ્રીમદ્ ભાગવત કોઈ હાથે લખી શકે એ કપોલ કલ્પિત કથા જ લાગે તે સ્વાભાવિક છે, પણ શ્રી ધરમદાસભાઈએ સ્વહસ્તે શ્રીમદ્ ભાગવત્, શ્રીમદ્ ભગવદ્ ગીતા અને શ્રી વિષ્ણુ નામાવલિના મહાન આર્યગ્રથો લખ્યા છે, તેટલુંજ નહિ પણ તે ગ્રથોની સ્વહસ્તલિખિત નકલો દાનમા અર્પણ કરી ખુશ થયા છે તેમની જગ્યાએ કોઈ બીજા હોત તો પોતાની ડફાસ હાકવા અને મોટાઈ ગજાવવા તે ગ્રથોના પ્રદર્શન કર્યો હોત, પણ શ્રી ધરમદાસભાઈ એટલા વિનમ્ર અને ધર્મજ્ઞાનથી રગાયેલા છે કે આ શરીરનો યત્કિચિત્ પણ ઉપયોગજ કરવો હોય તો લોકકલ્યાર્થે યા પરમાર્થે થવો જોઈયે તેવો મત ધરાવે છે, તેમનો આહાર વિહાર અને દિનચર્યા એટલાં પવિત્ર અને ઉચ્ચતમ છે કે તેઓશ્રીને એક ગૃહસ્થ સન્યાસીની ઉપમા યોગ્ય જ છે તેમણે આપણા ધર્મ શાસ્ત્રોની આજ્ઞાનુસાર અનેક લાબી અને મુશ્કેલીભરી યાત્રાઓ કરી છે વિશેષ નોધ લેવા લાયક બિના તો એ છે કે શ્રીમતી કમલાવતીબેન અને શ્રી ધરમદાસભાઈએ મોકુન મથુરાની ૩૦૦ માઈલની પરિક્રમા પગપાળા કરી છે આ મુશ્કેલ કાર્ય

માટે તેઓ કપતી પ્રશંસાના યોગ્ય પાત્રો થયાં છે તેમના મિત્રો અને પરિવારના સમુદાય સાથેના સબંધો પણ પ્રેમથી ભરપૂર હોય છે તેમની ત્યાગવૃત્તિ અને સેવા પરાયણતાના શા શાં વખાણ કરીએ !

ધંધામાં પ્રમાણિકપણું અને સત્ય ટેક પૂર્વક સાચવવા બન્ને બહુ જનો ચીવટ સેવે છે કેળવણી અને સાધુઓની સાવચેત તેઓશ્રીને બહુજ પ્રિય છે સંતમહાત્માઓની સેવા કરવા હરપળે તેઓશ્રી ઉત્સુક રહે છે ગન્યદારી આહોસનોથી વાકેફ રહેતા છતાં તેનાથી અલિપ્ત રહી દેશ સેવાના અનેક કાર્યોમાં પોતાનો નમ્ર ફાળો આપવા તે સદા તત્પરજ હોય છે વિદ્યાર્થીઓ, વિધવાઓ કે ધર્મિષ્ઠ સંત મહાત્માઓના એક મોટા પરિચયનું માન અને ઓળખ તેઓશ્રી સહેલાઇથી મેળવી જાય છે

નમુનેદાર સાદાઇ નમ્ર હસતો ચહેરો અને અભિમાન વિમુખ પ્રતિભાશાળી કાંતિ માટે તેમના વખાણનારાઓ અને શુભેચ્છકો મગરૂરી ધરાવે છે રામાયણ, મહાભારત કે શ્રીમદ્ ભાગવતના ગ્રંથોનું સેવન તેમને હૈયે છે અને તેઓશ્રી સાથે ચર્ચા કરનારને યોગ્ય સાથે કબુલ કરવુંજ જોઇએ કે શ્રી ધરમદાસ ભાઇ એક આદર્શ નરવીર છે

મોઢ જ્ઞાતિએ આવા એક નરરત્ન અને આદર્શ ધાર્મિક કુટુંબ માટે અભિમાન લેવું ઘટે અને શ્રી ધરમદાસભાઇના લોક કલ્યાણના કાર્યોની યોગ્ય તારીફ અને બહુમાન સત્વર થવા ઘટે !

શ્રી પરમાત્મા તેઓશ્રીને લાંબુ આયુષ્ય અને શક્તિ બક્ષો જેથી તેઓશ્રી હજુ પણ અનેકગણાં લોક કલ્યાણના અને ધાર્મિક કાર્યો કરવા પ્રવૃત્ત થાય ઇતિ શિવમ્



## સમાજ સેવકોનો યશ

સમાજના સુત ગણાતા અને સેવાનો સ્વાંગ ધારણ કરનાર માણસો પાસેથી હંમેશા બીજાના મમતા અને પરનું ભલું કરવાની ભાવનાજ જોવા મળે બાકી અદેખાઇ, લુચ્ચાઇ અને સ્વાર્થમાં ઘેરાયેલા સમાજ સેવકો હોય તો તેઓમાં નર્યો દંભજ જોવા મળે અને એની જીભોમાંથી કડવાશજ ઝર્યા કરે ! કદાચ આવા માણસો બીજાને ભોળવવા મીઠું-મધું બોલતા હોય, પણ તેઓના હૃદયમાં તો વિષજ ભર્યું હોય છે એવા લુચ્ચા અને પક્કા સમાજ સેવકો લોકોને ભોળવી યશ ભલે મેળવે, પણ એ યશ ઝાકળ જેવો ક્ષણિકજ હોય છે

કાંતિ • મહેતા

# આત્મકલ્યાણની વાર્તા. :: :: :: ::

અનુ—વિ. મૂ શાહ, બી એ

( ૫ )

ઇશ્વરની સેવાખાતર ધર્મને અનુકૂળ કાર્ય કરતા રહો એવુ હમણાં ને હમણા દેખાતુ ફળ અનુકૂળ છે કે પ્રતિકૂળ એનો વિચાર ન કરો હમેશા એટલો તો નિશ્ચય રાખો કે ઇશ્વર પ્રિત્વાર્થ કરેલા ધર્માચરણનું છેવટનું ફળ કદિપણ ખરાબ ન હોઇ શકે

સભવ છે કે કઇક પરોપકાર કર્યા પછી કોઇના દ્વારા આઘાત લાગે, બીજાની સેવા કરવામા અપમાન થાય, અથવા કોઇને બચાવવામા પ્રાણ આપવા પડે, પરન્તુ એટલો નિશ્ચય રાખો કે એ પરિણામ તમારા વર્તમાન સત્કર્મનું નથી. કોઇ પ્રારબ્ધનુ ફળ મળ્યુ છે, અને સજોગથી પ્રાપ્ત થયેલ સમયે તમે સત્કર્મ કરી રહ્યા છો, એને લઇને તમે ધારી શકો છો કે એ ફળ મારા વર્તમાન સત્કર્મનુ છે, પરન્તુ એ તમારી ભ્રાન્ત ધારણા છે

એ પણ નિશ્ચય કરો કે ઇશ્વર હમેશા સત્કર્મમા સહાયક બને છે સભવ છે કે કોઇ કોઇવાર તમને સત્કર્મના માર્ગે દૃઢ કરવા માટે તમારી સામે વિઘ્નો આવી પડે, પરન્તુ એ વિઘ્નો તમારો ઉત્સાહ વધારવા માટેજ આવ્યા છે એમ સમજીને તમારે બીવુ ન જોઇએ કદાચ એ એવા પ્રબળ હોય કે તમારે સ્થૂલ શરીરે એની સામે ઝૂકવુ પડે તો ઝૂકી પડો, પરન્તુ મનથી કદિપણ ન ઝૂકે સત્કર્મમાં મનના પ્રવાહને અબાધિત વહેવા દો અને એટલો નિશ્ચય રાખો કે ઇશ્વર તમારી સેવા સ્વીકારી રહેલ છે.

ઇશ્વરથી વધારે તમારો કોઇ અત્યત નિકટ આત્મિય નથી, અન્ય કોઇ સહાયક નથી જે વખતે બધા પ્રકારની સહાયતાનો માર્ગ સર્વથા બધ થઇ જાય છે, કોઇપણ આત્મિયના મનથી પણ દર્શન થતા નથી તે વખતે વિશ્વાસુ ભક્તને પ્રત્યક્ષ અનુભવ થાય છે કે ઇશ્વર મારો પરમ આત્મિય છે અને એકમાત્ર સહાયક છે જ્યા કોઇ પહોંચી શકતુ નથી, કોઇની શક્તિ મદદગાર નથી થતી ત્યા ઇશ્વરની કૃપા અનાયાસે પહોંચે છે અને મદદ કરે છે

વિપત્તિમા ગભરાઈ જઇને ઇશ્વરની મહાન કૃપાનુ અપમાન ન કરો નિશ્ચય રાખો કે વિપત્તિહારી ભગવાનજ વિપત્તિરૂપે તમારી વિપત્તિનુ હરણ કરવા અને તમને એ વિપત્તિથી બચવાના સાધન દેખાડવા માટે આવેલ છે તમને વિશ્વાસ હશે તો તમને એ વાત પ્રત્યક્ષ જણાઈ આવશે.

ઘણીખરી વિપત્તિઓ તો એવી હોય છે કે જે અત્યત કડવી દવા અથવા મોટા ઓપરેશનની માફક દેખાવમા ભયાનક લાગે છે, પરન્તુ તેનુ પરિણામ કલ્યાણકારીજ હોય છે માણસ એ ઔષધરૂપ સાધનોનેજ વિપત્તિ માનીને કોઇ કોઇવાર ભગવાન પ્રત્યે નારાજ થવા લાગે છે તે તેની ભૂલ છે તેણે તો સમજવુ જોઇએ કે માતાના મારમા પણ પ્યાર ભરેલો હોય છે

માતા તો કદિ ભૂલ કરી બેસે, અથવા ક્રોધ-વિષાદના આવેશમા આવી જઇને ખરાબ કરીને પસ્તાશે પણ ખરી, પરન્તુ અનત જ્ઞાનસ્વરૂપ પરમપ્રેમી ઇશ્વરથી ભૂલ તો થાયજ નહિ તેમજ કોઇ આવેશમા કોઇનુ અકલ્યાણ પણ થવાનો સભવ નથી નિશ્ચય કરો ઇશ્વર જે કાંઇ કરે છે તે બધુ કલ્યાણકારીજ છે, કલ્યાણમય ઇશ્વરમા અકલ્યાણ અસંભવિત છે

ઇતિ-શમ્.

# સંસારને સીમાડેથી

લેખક શ્રી વિષ્ણુકુમાર કુબેરદાસ પંડ્યા
જર્નાલીસ્ટ—દિલ્હી

[સમાજની કેટલીક કુરુઢિઓ અને કમનસીબ કિસ્સાઓને આલેખતી રસપ્રદ અને બોધક ઘટના........ગતાંકથી ચાલુ]

[ ૧૬ ]

શરદ્પૂર્ણિમાની રાત્રી રળીઆમણી લાગતી હતી કોઇ મુગ્ધ બાળાના નિર્મળ નયન જેમ ધીમેથી ઉઘડે તેમ આજે પૂર્ણિમા આભને આરે ઉગી હતી થોડો કુટુંબ તથા મિત્રમંડળ સાથે અગાસીમાં બેસીને દુધ–પૌઆ–ગુવાર સિંગ ખાવામાં તથા ગાનતાનના વિવિધ મનોરંજક કાર્યક્રમમાં ગુલતાન બનીને આ રાત્રે આનંદોત્સવ ઉજવે છે વિનોદરાય અને વિલાસે આજે માલતીને તેમના સાથે આમંત્રી હતી વિલાસનો ભાઇ દિનેશ તેના મિત્ર સાથે અમદાવાદથી આવી ગયો હતો બધા માલતીની આતુરતાથી રાહ જોતા હતા

'આવો, માલતીબેન ! આવો અમે બધા તમારી ક્યારની રાહ જોઇએ છીએ ! તમારા વિના આનંદોત્સવ ઉણોજ જણાતો હતો' વિનોદરાયે માલતીને આવકાર આપતા કહ્યુ

મીઠું સ્મિત કરી માલતીએ વિલાસની નજીક સ્થાન લીધુ

'આ તમારા ભાભીના ભાઇ દિનેશકુમાર અને આ તેમની બાજુએ બેઠેલા તેમના કોલેજ મિત્ર રસનીધિભાઇ' માલતીને મહેમાનોનો પરિચય કરાવતાં વિનોદરાયે મહેમાનો તરફ જોઇ માલતી તરફ હાથ કરી કહ્યુ 'આ અમારા માલતીબેન–તેમની સાથે અમારે ઘર જેવો સંબંધ છે તેમણે અમદાવાદ કોલેજમાં બે વર્ષ અભ્યાસ કરેલો છે તેમના પતિ થોડા સમય પહેલાજ ગુજરી ગયા છે.'

માલતી તથા મહેમાનોએ અન્યોન્યને વિનયપૂર્વક નમસ્કાર કર્યા માલતીએ રસનિધિને આમ અચાનક અહીં જોતા તેને અમદાવાદનો 'અકસ્માત' યાદ આવ્યો અને તે ભૂતકાળમાં સરકવા લાગી

'માલતીબેન ! ચાલો ત્યારે કંઇક શરૂ કરો'

માલતીનો કંઠ બહુજ મીઠો હતો તે સુંદર ગાઇ શકતી હતી. એટલે આ પ્રસંગે કંઇક ગાવા વિનોદરાયે માલતીને આગ્રહ કર્યો

'શું શરૂ કરૂં ? મારા વિલાસભાભી પહેલ કરે એજ ઉચિત ગણાય ' શાંત બેઠેલી વિલાસ તરફ જોઇ માલતી બોલી.

'પણ મને થોડુંજ કંઇ તમારા જેવુ સુગમ ગાતાં આવડે છે ! ના, ના, માલતીબેન ! તમેજ પ્રથમ કંઇ ગાઓને !' વિલાસે માલતીનો ખભો હલાવતા કહ્યુ

'અરે ભાઇ ! તમે બન્ને આમ મોંઘા કેમ થાઓ છો ? ગમે તે એકજણ શરૂ કરોને,' વિનોદરાયને આ રકઝક ગમી નહિ

આ હા, માલતીબેન ! વળી મોંઘા થઇ માન શું માગો છો ? તમને સારૂં ગાતા આવડે છે માટેજ આગ્રહ કરીએ છીએ' વિલાસે વિનોદરાયની અંતરની ઇચ્છાને ઓળખી તેને ટેકો આપ્યો

'માલતીબેન ! ત્યારે ગાઓને એકાદ ચીજ, અમને પણ તેનો લાભ મળે,' દિનેશે માલતીને આગ્રહ કર્યો.

આમ બધા તરફથી દબાણ થતા આગ્રહ શરમને વશ થઇ માલતીએ વિનોદરાય તરફ જોઇ પૂછ્યુ 'શું ગાઉં ? મોટાભાઇ !'

'કેમ વળી ! આજે શરદપૂર્ણિમાની મઝાની રાત્રી ખીલી છે, એટલે પ્રકૃતિના પ્રાણરૂપ કવિ

સમ્રાટ નાનાલાલનું કેઇ પ્રાસંગિક પ્રકૃતિ કાવ્ય છોડોને.' વિનોદરાયની દૃષ્ટિ વિચારમગ્ન બના શાતભાવે બેઠેલા રસનિધિ તરફ ગઇ.

'વારૂ' માલતીએ ગળુ ખ ખેર્યું અને સૌએ આનુરતાપૂર્વક કાન ધર્યા, માલતીએ ઉંચે આકાશમા ઇતળતા કૈલાવતા ચદ ત ફ દૃષ્ટિ કરી રૂપેરી ઘટડીના મધુર રણકાર જેવા મીઠા અવાજે મોને ખુલ્લું કરી દીધુ

લજ્જા નમેલ નિજ મન્દ પોપચુ,
કો મુગ્ધ બાલા શરમાતી આવ રે,
ને શોભી રહે નિર્મલ નેનની લીલા,
એવી ઉગી ચ દ્રકલા ધીરે ધીરે
અન્તરે ઉતર્યાં, સિન્ધુ સળક્યો જાગી ચેનના,
અને ગુ જી રહી મીઠી ગોષ્ટિની મન્દમૂર્છના.
ઝીલી પ્રિયા નયનનાં શરને વીંધાઇ,
પોઢયો હતાશ પ્રિય મૂર્છિતરૂપ દર્શે,
તે વ્હાલી સ્પર્શથી સચેતન થાય તેમ,
જાગ્યો નૃલોક નવચેતન ચન્દ્રી સ્પર્શે

(રસનિધિ એકીટસે માલતીના મુખ તરફ જોઇ રહ્યો છે વિલાસ, વિનોદરાય અને દિનેશ સૌ માલતીના સુરીલા કર્ણપ્રિય કઠમાથી ઉભરાતી આ કાવ્યપ્રસાદી આસ્વાદી રહ્યા છે વચમા 'વાહ, વાહ' નો અવાજ વિનોદરાયના મુખમાથી નીકળી પડે છે અને માલતી તો તેના ગાયનમા એટલીબધી ઓતપ્રોત થઇ ગઇ છે કે તેને જાણે આજુબાજુ કઇજ દૃષ્ટિગોચર થતું નથી સિવાય કે ચન્દ્ર તેની દૃષ્ટિ તે તરફ જડાઇ ગઇ ન હોય!)

મીઠા મહેરામણે ક્યાંક વાદળી કોક વર્ષશે,
અને કો છીપમાં આજે મેઘના મોતીડા થશે
વદન પુનમ ચ દ્ર શુ વિલાસે,
જલધરનુ ધરી ઓઢણુ વિલાસે,
પરિમલ પ્રગટાવતી ઉમગે,
શરદ સુંદરી રસિલી અ ગઅ ગે
રંગાના મહેલમા જેવી કવિતા ચમકી રહે,
એની ગેબી પ્રભાવન્તી ચન્દની ચદ્રિકા વહે
મદે ભરેલી ઝીણી ટીલડી કરી,
સોહાગી દેહે ગમ પામરી ધરી;
શોભે ઉભી સુન્દરી જેમ ખ્હારીએ,
ચન્દ્રી રહે છે નભની અટારીએ

[ વિલાસ વચમા 'બહુ ગરમ, બહુ સરસ' બોલી ઉઠે છે, માલતી કાવ્યને આગળ ચલાવી રહી છે ]

કો સ્નેહી કેગ સ્નેહના કુંજ આરે,
અખ ડ જ્યોત્સ્ના સ્નેહરાણી પધારે,
ને એકલી એ સ્નેહકુંજે ઝૂમે,
મધ્યાકારી સમ સુતનુ તે ચન્દ્રી
એકાકી ઘૂમે

તપે છે સૃષ્ટિને માથે પુણ્ય જ્યોત મહાપ્રભુ
તપી તેવી ધરી તેના પુણ્યની પૂર્ણિમા વિભુ

અને માલતીએ અત્યાર સુધી ઉંચી ડોક રાખી ચદ્ર સમક્ષ સ્થિર કરેલી દૃષ્ટિ નીચે ઢાળી અને પાસે બેઠેલી વિલાસે અસત પ્રેમપૂર્વક તેની પીઠ થાબડી

'અહાહા કેટલું સુદર હૃદયગમ ભાવવાહી કાવ્ય! તેનો પ્રત્યેક શબ્દ હજી મારા કાનમા ગુ જી રહ્યો છે ખરેખર, માલતીબેન! તમે તો હદ કરી' વિનોદરાયે અતિ ખુશ થતા હસતા મુખે માલતી તરફ પ્રશસાભરી દૃષ્ટિએ જોયુ

'સાચેજ, બહુ સુદર આયુ જેવુ કાવ્ય પ્રાણવાન અને પ્રેરક છે તેવુ માલતીબેનનુ ગળુ પણ સાંભળનારને સ્તબ્ધ કરી નાખે તેવુ છે અને શુ તેમની કાવ્યભક્તિ અને તન્મયતા! આંખનો પલકારો પણ કર્યા સિવાય ચદ્ર સમક્ષ સ્થિર દૃષ્ટિ કરી માલતીબેને મારી સમક્ષ તો મીરાંની છબી ખડી કરી દીધી જેવી રીતે મીરાં તેના મોહનની પ્રેમલક્ષણા ભક્તિમા ભાન ભૂલી એકચિત્ત બને તેવી રીતે માલતીબેન પણ આ કાવ્યમા એકરસ બની ગયાં હતા.' દિનેશને માલતી પ્રત્યે બહુજ માન ઉપજી ગયુ

'ત્યારે હુ ન્હોતી કહેતી કે માલતીબેન

સુંદર ગાઇ શકે છે ' અને માટેજ તે મોઘા બનતા હતું" વિલાસે માલતીના હાથને દબાવતાં કહ્યું

'એટલે એનો અર્થ એ થયો કે હવે તમારો વારો આવે છે ' વિનોદરાયે આડકતરી રીતે વિલાસને ગાવા માટે વિચિત્ર સૂચન કર્યું.

'ના, ના. મને માફ કરો હવે તો નહિજ ગાઉં મિષ્ટાન્ન જમ્યા પછી સુકો રોટલો આપવા જેવી ધૃષ્ટતા હું નજ કરી શકુ,' વિલાસે માલતી તરફ જોઈ આલ્હાદ મચાવ કર્યો

'જોયુને ! મોટાભાઇ ? મારા ભાભી કહે કેમ છે કે ?' માલતીએ વિલાસ તરફ જોઇ હોઠ દાબી મોહક સ્મિત કર્યું.

'અરે રસનિધિ ' તુ શું કહે છે ? કેમ, માલતીબેને કેવુ ગાયુ ?' વિચારતરંગમાં ડૂબેલા રસનિધિને ઢંઢોળી દિનેશે વાતને પકડી

'હે ' માલતીના કાવ્યના રસપાનમાં મસ્ત બનેલ રસનિધિની વિચાર-સૃષ્ટિમાં વિક્ષેપ પડતા તેણે એચિંતું દિનેશ તરફ જોયુ

અને બધાં હસી પડ્યા-સિવાય માલતી અને રસનિધિ '

'વિનોદરાય ' આજની પૂર્ણિમાને 'માણેક ઠારી પૂર્ણિમા' કેમ કહે છે ?' દિનેશને અચાનક નવોજ વિચાર સ્ફૂર્યો

'દિનેશકુમાર ' આનો જવાબ માલતીબેન કદાચ બહુ સારો આપી શકશે. કારણકે હાઈસ્કૂલમાં તેમજ કોલેજમા 'પ્રકૃતિ' નાં તે અભ્યાસી ગણાતાં '

'મોટાભાઇ ' તમે મજાક તો સારી કરો છો, હો ' તમે મારા વિદ્યાગુરૂ હોઇ હું શિષ્યા શું સારો ખુલાસો આપી શકુ ?' માલતીએ સચોટ જવાબ આપ્યો

'વાહ, વાહ, લ્યો રસનિધિભાઇ ' તમેજ ખુલાસો કરોને ' અત્યાર સુધી હમભમ મૌન ધારણ કરી વિચારમગ્ન બની બેઠેલા રસનિધિને વાતમાં ભાગ લેતો કરવા વિનોદરાયે પ્રયત્ન કર્યો

'હસ્ત નક્ષત્ર પછી આસો માસમા સ્વાતી નક્ષત્ર આવે છે અને એ નક્ષત્રમાં પૂર્ણિમાને દિવસે દરીઆમાં વરસાદ થાય છે તેમા જલબિંદુ છીપ માછલીઓ પોતાના મોંમાં ઝીલે છે અને તેનાં મોતી બને છે માટે એને 'માણેકઠારી પૂર્ણિમા' કહે છે' રસનિધિએ શાંતભાવથી પણ ખુમારીભર્યો અવાજ અને અદાથી કહ્યુ

'બરાબર છે, રસનિધિભાઇ ' તમે પણ સારા અભ્યાસી હોઇ પ્રકૃતિ સૌંદર્યના રસિક લાગો છો ' શાંત, મિતભાષી છતાં આદર્શ શુદ્ધ ભાવનાવાળા અને ખપ પુરતું પણ થોડા શબ્દોમાં સચોટ રીતે ઘણું કહી નાખનાર અનોખા-વ્યક્તિત્વથી જુદા તરી આવતા રસનિધિ' પ્રત્યે વિનોદરાયને પહેલેથી માન ઉત્પન્ન થયુ હતું

'ખરૂં છે, રસનિધિ અમારી કોલેજમાં એક આદર્શ યુવાન કવિ તરીકે પંકાય છે,' દિનેશે રસનિધિ તરફ જોઇ સ્મિતપૂર્વક કહ્યું

'એમ કે ! માટેજ મસ્ત અને મુગા જણાય છે.' વિલાસે મીઠી ટકોર કરી અને માલતીને લઇ દૂધ-પીવા માટે બાજુની અગાસીના બીજા ખૂણા તરફ ચાલી ગઇ

રસનિધિએ જવાબમાં માત્ર સ્હેજ સ્મિતજ કર્યું. તે આજે કોઇ મહાન વિચાર-વમળમા અટવાઇ ગયો હતો એમ તેના હાવ-ભાવ પરથી જણાઇ આવતું હતું

વિલાસ અને માલતી હસવા-માં દૂધ પીવા લાવી સૌની આગળ તેના પ્યાલા ગોઠવી દીધા

બધ એ નિર્દોષ આનંદ-વિનોદ કરી તેને ઇન્સાફ આપ્યો અને રાત્રી વધતી જતી હોવાથી માલતી ઘેર જવા તૈયાર થઇ

'બસ, માલતીબેન ! જશો ? ભલે, ત્યારે નમસ્તે, કાલે જરૂર આવજો, અને ઉભાં રહો, તમારા ભાઇ તમને થોડે સુધી મૂકી જાય'

વિલાસે માલતીને વિદાય આપતા પ્રેમથી કહ્યું

'હા, હા, ખરૂં તે ચાલો, માલતીબેન હું થોડે સુધી મૂકી જાઉં' વિનોદરાય ઉભા થયા

'ના, ના, મોટાભાઇ ! કોઇજ જરૂર નથી, ઘર નજીકમાંજ છે, હું હમણાંજ પહોંચી જઇશ સ્યો, ત્યારે નમસ્તે !' માલતીએ બધાને 'નમસ્તે' કરી વિદાય લીધી આજે રસનિધિના અદ્વી વર્ષોના અચાનક ભેટાયો તેના મગજમા ભૂતકાળ ખડો થયો હતો અને અનેક વિચારોએ તેને ઘેરી લીધો હતો !

થોડીવાર પછી દિનેશ અને રસનિધિ તેમના શયન ખંડમા ગયા અને વિનોદરાયે પણ તેમના ઓરડા તરફ પગલા માંડ્યા

માલતીની આજ આમ આકસ્મિક મુલાકાત થઇ જતા રસનિધિ અનેક વિચારોમા ડૂબી ગયો હતો "આ તે સત્ય છે કે સ્વપ્ન તે તેને કંઇ સમજાતું ન હતું"

ચન્દ્રપૂર્ણિમાની રાત્રી આજે બે આત્મા-ઓને દિવસ જેવી નિદ્રાવિહીન ગઇ !

[ અપૂર્ણ ]

ઉપરોક્ત વાર્તાના નવલોહિયા આગારુપદ લેખક અને પત્રકાર શ્રી વિષ્ણુકુમાર કુ પંચ્યાને વડોદરાના સુપ્રસિદ્ધ બુઝુર્ગ સાહિત્યકાર રાજરત્ન રા તારાચંદ્ર પો અડાલજાના અભિનંદ

"સંસારને સીમાડેથી સમાજની વિધવિધ લીલાનુ નિરીક્ષણ કરીને તેની રૂગ ગુંથણી વાર્તારૂપે કરવાનો શ્રી વિષ્ણુકુમાર પંચ્યાનો પ્રયાસ સ્તુત્ય છે હિંદુ સમાજમા પ્રવર્તતા અનિષ્ટોનો જાત અનુભવ ધરાવતા આ લેખકે નવલકથાના પ્રસંગો નિત્ય બનતા બનાવોમાથી વીણી લીધા હોય અને તેનું શબ્દચિત્ર આપણી સમક્ષ ધર્યું હોય એવી ભાવના 'સંસારને સીમાડેથી'ના વાચનથી પેદા થાય છે, અને સમાજની કુરૂઢિઓને નગ્ન સત્ય સ્વરૂપમાં રજુ કરવાનું કૌશલ્ય દાખવતા લેખક માટે મનમા માન ઉપજે છે સંસારમા સાધારણ બનતા બનાવો જ્યારે વાર્તા કે નવલકથામા રજુ થાય છે ત્યારે વાચકના મન પર તેની મનોહર અસર થાય છે અને તેમાં પણ એ બનાવોમાં રમબધો વિવિધ વર્ણનો અને આદર્શક નિરૂપણ મળે ત્યારે તો તે વિશેષ હૃદયંગમ બને છે

વર્ણન શૈલી રોચક છે, અને તેમા પણ કુદરતનું વર્ણન જ્યાં જ્યાં આવે છે ત્યાં ત્યાં લેખકની વિદ્વતા ઝળકી ઉઠે છે લેખકનો આ પહેલોજ પ્રયાસ હોવાથી વાર્તા રચનાના તમામ ગુણોની કસોટીએ કસતા આમા જે કંઇ ન્યુનતા નજરે ચડે તે લેખનની હથોટી બરાબર સાધ્ય થતા ભવિષ્યની એમની સાહિત્ય સામગ્રી વધારે સમૃદ્ધ થતા પામશે એવી આશા અસ્થાને નથી

# સમાચાર સંગ્રહ

શ્રી કાઠિયાવાડ મોઢ વણિક વિદ્યાર્થી ભવન ભાવનગર—આ સંસ્થાની જેનરલ સભા તા ૨૯–૫–૪૯ રવિવારના રોજ સાંજના બોર્ડીંગના મકાનમા મળી હતી

સભાનુ પ્રમુખસ્થાન શેઠ શ્રી સુખલાલભાઈને અપાયા બાદ ઓન સેક્રેટરી શ્રી ડાહ્યાલાલ ભાઈચદ વોરાએ સસ્થાના વહિવટ અને આર્થિક સ્થિતિનો રીપોર્ટ આપી જણાવ્યુ કે વિશ્વયુદ્ધ પછી નર્યત મોઘવારીને લીધે સસ્થાને આવક કરતા ખર્ચ ઘણો વધારે થતો હોઇ છેલ્લાં ૭ વર્ષથી અત્યાર સુધીમા લગભગ રૂપિયા તેવીશ હજારનો તુટો ભોગવવો પડયો છે અને તેટલી રકમ સસ્થાના સ્થાયી ફડમાથી ઓછી થઈ છે તે તરફ સૌ ભાઈઓનુ ધ્યાન ખેચ્યુ હતુ. ત્યાર બાદ કાર્યવાહક કમીટીની ચુટણી કરવા અને નિયમ મુજબ બે ઓડીટર્સ નીમવા સભાને વિનતી કરી હતી

કાર્યવાહક કમીટીમા દશ સભ્યો ચુટવાનો નિયમ છે તેમા બહારગામના બે અને સ્થાનીક આઠ સભ્યો હોવામ છે

બહારગામના બે સભ્યો (૧) અમરેલીવાળા રાજરત્ન મોહનલાલ ઓઘવજી પારેખ બી એ એલ એલ બી અને (૨) વઢવાણ કેમ્પવાળા શ્રીયુત નારણદાસ ઓઘડભાઈ શેઠ બી એ એલ એલ બી બીનહરીફ ચુટાયલા જાહેર કરવામા આવ્યા

સ્થાનિક આઠ સભ્યો ચુટવા માટે જનરલ સભામાથી ૧૮ સભ્યોના નામની દરખાસ્તો આવતા નીચેના આઠ સભ્યો ગુપ્ત મતદાન પદ્ધતીથી ચૂટાયા હતા.

(૧) શેઠશ્રી સુખલાલભાઈ ઝવેરભાઇ (૨) રા રા ડાહ્યાલાલ ભાઈચદ વોરા (૩) ડૉક્ટર લક્ષ્મીચદ એન પારેખ (૪) રા રા નદલાલ ચીમનલાલ પારેખ (૫) રા. રા વેણીલાલ નરોત્તમદાસ મોદી (૬) રા રા. રણછોડદાસ મગનલાલ પારેખ (૭) રા રા તુળસીદાસ હરખજી પારેખ (૮) રા રા કાન્તીલાલ ઇશ્વરદાસ પારેખ

ઓન. ઓડીટર્સ તરીકે સભાએ સર્વાનુમતે રા રા સુરજભાઈ નારણજી ગાધી, કાપડીઆ અને રા રા વ્રજલાલ મગનલાલ પારેખને નીમવા ઠરાવ્યુ છેવટે કેટલાક ખુલાસા વગેરે કામકાજ કરી ઠડા પીણા અને પાન સોપારી લઇ સભા વિસર્જન થઈ હતી

આ સસ્થાની નવી ચુટાયેલી કાર્યવાહક કમીટીની બેઠક તા ૩૧–૫–૪૯ મગળ વારના રોજ શેઠશ્રી અમૃતલાલ સુખલાલભાઇની પેઢી ઉપર સાંજના મળી હતી મહેરબાન પ્રમુખ સાહેબ શેઠશ્રી સુખલાલભાઈએ પોતાની નબળી તબીયતના અંગે પ્રમુખ તરીકે રહેવા પોતાની અશક્તિ જણાવી પરતુ કમીટીએ સર્વાનુમતે તેમને બની શકે ત્યાં સુધી ચાલુ રહેવા આગ્રહપૂર્વક વિનતી કરવાથી તેઓએ ચાલુ રહેવા પોતાની સમતિ આપી હતી

ઓન. સેક્રેટરી શ્રી ડાહ્યાલાલ ભાઈચદ વોરાએ પોતે ઉમરલાયક થયેલા છે અને શારીરિક અશક્તિને લીધે હવે પોતે સેક્રેટરી તરીકે કામ કરવા અશક્ત હોવાનુ જણાવી બીજા કોઈ સભ્ય ભાઈએ એ બોજો ઉઠાવી લેવા વિનતી કરી પરતુ કોઇ સભ્ય એ પદ લેવા બહાર નહીં આવતા તેમને પણ કમીટીએ સર્વાનુમતે હાલ નીભાવી લેવા આગ્રહ કરવાથી તેઓએ કબુલ રાખ્યુ છે અને પારેખ કાન્તીલાલ ઇશ્વરદાસને કામકાજની તાલીમ

લઈ જેમ બને તેમ જલદી આદીતમાં થવા સૂચના આપી છે જોઈન્ટ સેક્રેટરી તરીકે શ્રી નંદલાલ ચીમનલાલ પારેખને સર્વાનુમતે ચાલુ રાખ્યા છે

શ્રીયુત વેણીલાલ નરોત્તમદાસ મોદીએ ગૃહપતિ તરીકે નહિ રહેવા ઘણા વખતથી રાજીનામું આપેલ છે, અને જનરલ સભામાં તેઓ કાર્યવાહક કમીટીના સભ્ય તરીકે ચૂંટાયા છે જેથી પોતાને છૂટા કરવા કમીટીને વિનતી કરી પરંતુ હાલ તુરત તેમને પોતાની ફરજ બજાવવા સૌએ આગ્રહ કરવાથી કમીટીના સભ્ય ઉપરાંત ઓન ગૃહપતિ તરીકે બોર્ડીંગમાં જ રહીને જે પ્રમાણે અત્યાર સુધી ફરજ બજાવી છે તે પ્રમાણે ફરજ બજાવવા કબુલ થયા છે

આ સંસ્થામાં દાખલ થવા માટે જુના તથા નવા વિદ્યાર્થીઓની આવેલી અરજીઓ મંજુર કરવા તા ૭-૬-૪૯ મંગળવારના રોજ સાંજના ચાર વાગે શેઠ શ્રી અમૃતલાલ સુખલાલભાઈની પેઢી ઉપર કમીટીની બેઠક કરવાનું ઠરાવી સભા વિસર્જન થઈ હતી

ડાહ્યાલાલ ભાઇચંદ વોરા.
નંદલાલ ચિમનલાલ પારેખ
ઓન સેક્રેટરીઓ

**શ્રી દશા મોઢ અડાલજા વણિક મંડળ માંડવીની પોળમાં-સુતરીયાની પોળ અમદાવાદ**—જ્ઞાતિના એક અલાયદા સંકુચિત સમૂહ તરીકે નહિ જોતાં સમાજના એક અંગ તરીકે ગણીને આ મંડળનું બંધારણ અને ધારાધોરણ ઘડવામાં આવ્યા છે

મંડળના ઉદ્દેશો અને પ્રવૃત્તિ જ્ઞાતિની બહુવિધ ઉન્નતિને અનુલક્ષીને રાખવામાં આવ્યા છે સભ્યોને ચાર વિભાગમાં વહેંચવામાં આવ્યા છે આશ્રયદાતા, દાતા આજીવન સભ્ય અને સામાન્ય સભ્ય, ખાસ વિશિષ્ટતા એ છે કે સામાન્ય સભ્ય તરીકે કોઈપણ જ્ઞાતિ ભાઈ કોઈપણ લવાજમ આપ્યા વગર પણ થઈ શકે છે આ કારણથી સ્થાનિક જ્ઞાતિ અને મંડળ એક છે એવું સ્પષ્ટ થાય છે

મંડળની સ્થાપના સંવત ૨૦૦૨ ની લગભગ મધ્યમાં થઈ અને કેટલાક ઉત્સાહી કાર્યકરોના પ્રયત્નથી આજે સારી પ્રગતિ થઈ શકી છે, મંડળની બીજી વાર્ષિક સામાન્ય સભા ગઈ તા ૧૩-૩-૪૯ ના રોજ મળેલી અને સંવત ૨૦૦૪ ની સાલના વાર્ષિક અહેવાલ અને હીસાબ ઉપરથી જણાય છે કે આજે મંડળનું પોતાનું એક મકાન (લગભગ રૂા ૪૦,૦૦૦) ની કીંમતનું શહેરના મધ્ય ભાગમાં છે ચાલુ વર્ષની મંડળની કાર્યક્રમ શાળોપયોગી પુસ્તકોની મફત વહેંચણી તથા સ્ત્રીઓ અને બાળાઓ માટે એક ગૃહઉદ્યોગ તાલીમ વર્ગ છે, અને તેને પહોંચી વળવાની તેમની આશા છે મંડળની કાર્યવાહી નીચેના સભ્યોની બનેલી છે

પ્રમુખ—શ્રી પુરુષોત્તમદાસ હીંમતલાલ ડાકવાલા, ઉપ પ્રમુખ શ્રી પ્રાણજીવનદાસ ગીરધરલાલ ગાંધી.

કોષાધ્યક્ષ—શ્રી ચીમનલાલ માધવલાલ જરદ, તથા શ્રી ભીખારીલાલ પોપટલાલ શાહ.

મંત્રીઓ—શ્રી સૂર્યકાન્ત બાપાલાલ શાહ, શ્રી જીવણલાલ મોતિલાલ શાહ

સભ્યો—શ્રી ચીનુભાઈ ત્રીકમલાલ શાહ, શ્રી બરીલાલ ફુલચંદ ડાકવાલા શ્રી અંબાલાલ માણેકલાલ ડાકવાલા, શ્રી કનૈયાલાલ હરસુખરામ જરદ, શ્રી શનાલાલ રમનલાલ શાહ, શ્રી નવનીતલાલ કાળીદાસ શાહ, શ્રી ગુણવંતલાલ વાડીલાલ શાહ

**શ્રી ધંધુકા વિશા મોઢ વણિક મિત્ર મંડળ–અમદાવાદ**—અમદાવાદમાં વસતા શ્રી ધંધુકા વિશા મોઢ વણિક જ્ઞાતિ બંધુઓની એક સભા તા. ૨૭-૪-૪૯ના રોજ શ્રી પ્રભુદાસ બાલુભાઈ પટવારી, બી. એ. એલ. એલ. બી. ના પ્રમુખસ્થાને મળી હતી. સભામાં શ્રીયુત પટવારીએ મંડળની આવશ્યકતા, મંડળના ઉદ્દેશો વગેરે બાબત સમજાવી હતી અને હાજર રહેલા ભાઈઓની સર્વાનુમતિથી આ મંડળ સ્થાપવાનો નિર્ણય કરવામાં આવ્યો હતો. હાલમાં પ્રવર્તી રહેલી મોંઘવારી તેમજ રહેઠાણનો અભાવ, બેકારી અને બીજી અનેક મુશ્કેલીઓને આ મંડળદ્વારા મદદ થઈ શકે એ મંડળનો ઉદ્દેશ છે. મંડળના સાધારણ સભ્યની વાર્ષિક ફી રૂ. ૫) છે. પેટ્રન ફી રૂ. ૨૫૧), શુભેચ્છક ફી રૂ. ૧૫૧) અને આજીવન સભ્ય ફી રૂ. ૧૦૧) રાખવામાં આવેલ છે. દરેક વિશા મોઢ વણિક બંધુએ આ મંડળના સભ્ય થઈ જવું તેવી મંડળની કામચલાઉ કમીટી વિનંતી કરે છે. પત્ર વ્યવહાર નીચેના સ્થળે કરવો. શ્રી નટવરલાલ મોહનલાલ આકુવાળા, ઠે. ૨૧૬, ધાબીગમની પોળ, સારંગપુર–અમદાવાદ. મંડળનું બંધારણ ઘડવામાં આવેલ છે.



**ધન્યવાદ**—ગત અંકમાં આપેલ જાહેરખબર ઉપરથી સ્કોલરશીપ માટેની અમારા ઉપર આવેલ અરજીઓ ઉપર વિચાર કરી શ્રીયુત મણિલાલ નાગજીભાઈ મણિયારે (મુંબઈ) વાર્ષિક રૂા. ૫૧૦) ની સ્કોલરશીપો આપી છે. તેમની આ ઉદારતા માટે તેઓશ્રીને ધન્યવાદ.

**મોઢ યુવક મંડળ મુંબઇ તરફથી શ્રીયુત નારણદાસભાઈ શેઠ સાથે વાર્તાલાપ—** મંડળ તરફથી જ્ઞાતિના પ્રમુખ શ્રીયુત નારણદાસ ઓધવજીભાઇ શેઠ અત્રે આવતા, તેમની સાથે તા ૨૭-૫-૪૯ ના રોજ રાતના નવ વાગે શ્રીયુત શાંતિલાલ પોપટલાલના પ્રમુખસ્થાને એક વાર્તાલાપ ગોઠવવામાં આવ્યો હતો એકંદરે સંખ્યા ઠીક પ્રમાણમાં હતી શરૂઆતમાં મંત્રીશ્રીએ પ્રમુખની ઓળખાણ આપી હતી, ત્યારબાદ પ્રમુખશ્રીએ જ્ઞાતિ-સંસ્થાની કેવી રીતે ઉત્પત્તિ થઇ અને તેમાંથી કેવી રીતે જુદા જુદા વિભાગ પડ્યા તે ઉપર લાંબુ વિવેચન કર્યું હતું ત્યારબાદ ચારેક ભાઇઓએ જ્ઞાતિની બાબતમાં કેટલાક પ્રશ્નો પૂછ્યા હતાં ચા-પાણી લઇને પ્રમુખશ્રીને ફુલહાર પહેરાવી સૌ વિખેરાયા હતા, છેવટે પ્રમુખશ્રીએ સૌનો આભાર માન્યો હતો

શ્રીયુત મણીલાલ જગજીવનદાસ ભાવનગરવાળા તરફથી તેમના ભાઇ નાનાલાલના સ્મરણાર્થે ચોપડીઓ તથા દવાને માટે મંડળને ભેટ મળેલ છે

લી૦ બાબુલાલ હ કાણી
વલ્લભદાસ જ શાહ
મા મંત્રીઓ

**શ્રી મોઢ વણિક યુવક મંડળ ભુજ-કચ્છ**—તા ૧૪-૫-૪૯ ને શનિવારના રોજ વાર્ષિક મેળાવડો શ્રીયુત મંગલદાસભાઇ અબાણીના પ્રમુખપણા હેઠળ ઉજવવામાં આવેલ હતો મેળાવડામાં ભાગ લેનાર વિદ્યાર્થી અને વિદ્યાર્થીનીઓને ઇનામ આપવા માટે મંડળ તરફથી નોટ, પેન્સીલ અને રબ્બર આપવામાં આવેલ હતા તથા જુદા જુદા ભાઇઓ તરફથી રૂા ૧૯) વહેંચવામાં આવ્યા હતા આજ મંડળ તરફથી જ્ઞાતિના વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થીનીઓ માટે રાત્રિશાળા ફરી ચાલુ કરવામાં આવેલ છે.

ઇશ્વરલાલ જે કોઠારી.
સહમંત્રી

**શ્રી મોઢ વણિક વિદ્યાર્થી મંડળ-મોરબી**—શ્રી હીરાચંદ પાનાચંદ મેતા પાનેલીવાળા (મોરબી) તરફથી નીચે મુજબ ભેટ મળેલ છે

૫૧) ચી ઇન્દુલાલના લગ્ન પ્રસંગે મંડળના આજીવન સભ્ય વિભાગમાં, દૈનિક 'સંદેશ' મંડળ સંચાલિત 'જાહેર વાચનાલય' માં તેમજ તેમના સ્વ પુત્ર અમૃતલાલના સ્મરણાર્થે જાજમ નંગ ૧ એક ભેટ

તેઓશ્રીએ તા ૨૭-૫-૪૯ ના રોજ મંડળના કાર્યાલયની મુલાકાત લીધી હતી મંડળનું દફતર, કામ તથા વ્યવસ્થા તપાસી તેમણે સંતોષ સાથે આનંદ વ્યક્ત કરેલ હતો

કાન્તિલાલ એમ દોશી.
માનદમંત્રી

**શ્રી મોઢ પ્રગતિ સંઘ મોરબીને મળેલ ભેટ.**

૨૫) શ્રી હીરાચંદ પાનાચંદ મેતા પાનેલીવાળા તરફથી તેમના ચી ઇંદુલાલના લગ્ન પ્રસંગે

હરસુખલાલ ભાઇચંદ મણીયાર.
માનદમંત્રી.

**શ્રી મો. મો બ્રા. યુ મ ડળ–વડનગર**—મને ૧૯૪૮ ની ઋાલનો હેવાલ હિસાબ વીગતવાર પ્રસિદ્ધ થયો છે અત્યાર સુધીમા વિદ્યાર્થીઓ, જ્ઞાતિ–ભાઈઓએ મળીને સો જેટલાએ સારો લાભ લીધો છે કાયમી સો મળ્યો છે, મ ડળ જ્ઞાતિમા કેળવણીનો વધુ પ્રચાર થાય ને ઉન્નતિ થાય તેવુ સગઠ્ઠનનું કાર્ય ઞજાવી રહેલ છે મ ડળની વા જનરલ સભા ઑફીસે તા ૨૯–૫–૪૯ ના રોજ મળી હતી તેમા સ્થાનિક ઉપરાંત વ ઞાવાડા, સિદ્ધપુર, કહોડા વ સ્થળેથી જ્ઞાતિભાઇઓ ને અમદાવાદ, કલોલ, વડોદરા, પાટડી, ચીખલી, ઊંઝા વ સ્થળેથી સહકાર ને શુભેચ્છાના સ દેશાઓ આવ્યા હતા મા મત્રીએ ઇશ્વરપ્રાર્થના બાદ હેવાલ હિસાબ રજુ કર્યો હતો જે સર્વાનુમતે મ જુર થયો હતો. શ ખજાનચીએ મ ડળનુ ભડોળ વધારવા તથા ખર્ચ પ્રમાણે નવી આવક મેળવવાને જોરદાર વિવેચન કર્યું હતું તેથી ફ ડ ઉઘરાવવા એક કમીટી નીમાઇ હતી ગામડાઓમાના ભાઇઓને સગવડતાથી મદદ મળી શકે, અરસપરસ સહકાર ને ઐક્યતા વધે તે માટે એક બ્રાન્ચ ઑફીસ નિયમોમા રજુ થયા પ્રમાણે યોગ્ય સ્થળે ખોલવા નક્કી કર્યું હતું તે સબધી દરેકને માહિતી મળે ને વિચારણા થાય તે માટે સિદ્ધપુરમા અશાડ શુદ ૮ ના રોજ એક સ્નેહ સમેલન ભરવાનુ નક્કી રાખ્યુ છે ને સૌને પધારવા વિનતી છે નવા વરસ માટે શ્રી ભાનચદ્ર જોશી પ્રમુખ, શ્રી ગોપાળરામ પડ્યા ઉપપ્રમુખ, શ્રી શકરલાલ ત્રી મત્રીઓ, જેઠાલાલ પડ્યા ખજાનચી સાથે ૫દર સભ્યો ચુટાયા છે રૂ ૨૫૦) ની અદાજે ખોટનુ બજેટ મજુર કરવામા આવ્યુ છે મ ડળના સ્થાપક ને એકધારી ચાલુ સેવા કરનાર પડ્યા જેઠતારામભાઇ તથા સક્રિય સેવા આપનાર શ્રી શકરલાલ ત્રીવેદી સાથે દરેક કાર્ય-કરોનો હુ આભાર માનુ છુ ને મ ડળને મજબુત બનાવવા અપીલ કરું છુ, છેવટે પાનસોપારી લઈ સર્વનુ કલ્યાણ ઇચ્છી સૌ વિખરાયા હતા પ્રમુખ

**નવજવાનના** તત્રી તેમજ નવજવાન સાહીસ મ ડળના એક સ્થાપક શ્રી રસિક મહેતાની ૧૧ મી વર્ષગાઠ નિમિત્તે મુબઈના ગવરનર હીઝ એક્સેલન્સી રાજા સર મહારાજ સીંઘે, મુબઈના વડાપ્રધાન માનનીય શ્રી બાળા સાહેબ ખેર, તેમજ મુબઇ પ્રાંતીક કોંગ્રેસ કમીટીના પ્રમુખ તથા મુબઈના મેયર શ્રી એસ, કે પાટીલે (M P) શ્રી મહેતા પર શુભાશિષ પાઠવેલ

**આનદ પર્યટન**—શેઠ વાઘજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવિંદજી જેઠાભાઇ મોઢ વણિક બોર્ડીંગ–રાજકોટના ગૃહપતિ શ્રી જયસુખલાલ લગભગ ૫૦ વિદ્યાર્થીઓને લઇ આબુના પ્રવાસે જઈ આવ્યા

**શ્રી ધધુકા વિશા મોઢ વણિક મિત્ર મંડળ–અમદાવાદ**—તરફથી નિચે જણાવેલા જ્ઞાતિ ભાઇઓને ઉચા હોદ્દા મળવા માટે તેમને અભિનદન આપવા તા ૨૮–૫–૪૯ ને શનિવારના રોજ એક સમારભ યોજવામા આવ્યો હતો

(૧) શ્રી ચદુલાલ ગોપાળદાસ શાહ–સુરત જીલ્લામા પ્રાત ઑફીસર તરીકે નિમાયા (૨) શ્રી ચીમનલાલ વલ્લભદાસ શાહ–અમદાવાદમા સીટી ડેપ્યુટી કલેક્ટર, તરીકે નિમાયા (૩) શ્રી ભગવાનદાસ તુળસીદાસ પરીખ–પોરબદરમા–મહારાણા મીલમા વીવીંગ માસ્ટર તરીકે નિમાયા છે (૪) શ્રી જમનાદાસ ગગાલાલ શાહ–અમદાવાદમા ન્યુ રેક્ષટાઇલ મીલમા ડાઈંગ માસ્ટર નીમાયા છે

ઇન્ટર આર્ટમાં પાસ—અમદાવાદ—(૧) વિનોદ રતિલાલ મજુમદાર (૨) મનુભાઈ રણછોડદાસ મોદી.

ઇન્ટર કોમર્સ—સુરેન્દ્ર ચંદુલાલ-અમદાવાદ

જન્મ—ભાવનગર-મણિયાર બાળકૃષ્ણ મણિલાલને ત્યાં જોડકા પુત્રી જન્મ

મોરબી—દોશી વસંતલાલ હરિલાલને ત્યાં પુત્ર જન્મ.

મુબઈ—ભાવનગરવાળા પરી ઘનશ્યામલાલ હીરાલાલને ત્યાં પુત્રી જન્મ

ભાવનગર—મણિયાર વસંતરાય કલ્યાણજીને ત્યાં પુત્રી જન્મ

બોટાદ—ભાવનગરવાળા પરી. જયતિલાલ વસંતરાયને ત્યાં પુત્રી જન્મ.

જામનગર—ભાવનગર દેના બેંકના એકાઉન્ટન્ટ શ્રી રમણલાલ છગનલાલ શેઠને ત્યાં પુત્ર જન્મ.

ગોદીયા—આમદાવાળા રસિકલાલ ગીરધરલાલને ત્યાં પુત્ર જન્મ

વેવિશાળ—ભાવનગર-મણિયાર કલ્યાણજી ગણપતલાલના પુત્ર ભાઈ મુકુંદરાયનુ વેવિશાળ અમદાવાદ પારેખ નાગરદાસ ભોલાભાઈની પુત્રી બેન તનમનગવરી સાથે

મુબઈ—શા જેઠાલાલ ઓત્તમચંદના પુત્ર અમૃતલાલનુ વેવિશાળ શા નાથાલાલ રવજીની પુત્રી મુક્તાગૌરી સાથે, શા મણિલાલ કાનજીના પુત્ર જેમનાદાસનું વેવિશાળ શાહ મોહનલાલ ભીખાભાઈની પુત્રી મંજુલા સાથે, તથા શા મગનલાલ ભીમજીના પુત્ર કૃષ્ણલાલનુ વેવિશાળ શાહ હરિલાલ રૂગનાથની પુત્રી ઇન્દુમતી સાથે

ભાવનગર—પરી રણછોડદાસ મગનલાલના પુત્ર ભાઈ જગદીશનુ વેવિશાળ વઢવાણ કેમ્પના પરી અમુલખ ભીખાભાઈની પુત્રી પુષ્પા સાથે

વઢવાણ કેમ્પ—પારી ચતુરભાઈ બાપુભાઈના પૌત્ર મનહરલાલનું વેવિશાળ બોટાદના પારી. કેશવલાલ માણેકચંદની પુત્રી રંજનગૌરી સાથે, ચોકસી પરશોતમદાસ શીવલાલ મહેતાના પુત્ર રસિકલાલનુ વેવિશાળ બોટાદના પારેખ મોહનલાલ માણેકચંદની પુત્રી ચંદનગૌરી સાથે

માંડવી—પારેખ મુળજી જીવરાજના પુત્ર પ્રાણલાલનુ વેવિશાળ ભુજના મહેતા મગનલાલ વિઠ્ઠલજીની પુત્રી મધુબાળા સાથે

પ્રાંગધ્રા—પારેખ ધનજીભાઈ માણેકચંદના પુત્ર ચંદુલાલ ઉ વ ૨૭ નુ સગપણ ભાવનગરના મણિયાર કાલિદાસ છગનલાલની પુત્રી પુષ્પાગવરી ઉ વ ૧૬ સાથે

માટુંગા—વોરા વાડીલાલ સુખલાલનુ વેવિશાળ પ્રાંગધ્રાના પારેખ જેચંદ પોપટની પુત્રી ચંપા સાથે

ભાવનગર—મણિયાર મણિલાલ છગનલાલના પુત્ર ભાઈ પ્રાણલાલનુ વેવિશાળ દળવદના કામદાર અદરજી છગનલાલની પુત્રી કમળાગૌરી સાથે. વૈશાખ વદ ૧૩

બોટાદ—વૈદ્ય ઓધવજી ઝવેરભાઈના પુત્ર મુલચંદનુ વેવિશાળ મણપુરના શા મગનલાલ ખેતશીની પુત્રી શારદા સાથે

મોરબી—(૧) શા ગોપાલદાસ ગોરધનદાસ પારેખનુ વેવિશાળ નાગલપરના મહેતા મોહનલાલ બાવજીની પુત્રી કમળાગૌરી સાથે (૨) વજેપરના જમનાદાસ પોપટલાલના પુત્ર દ્વારકાદાસનુ વેવિશાળ રાજકોટના મેતા શિવલાલ કાળીદાસની પુત્રી રૂક્મણી સાથે

(ક) મેતા જમનાદાસ પોપટલાલના પુત્ર ગિરધરલાલનુ વેવિશાળ વળીઆ સુખલાલ પોપટલાલની પુત્રી હીરાગૌરી સાથે

સનખડા—ત્રિભોવનદાસ દેવચંદના પુત્ર શાંતિલાલનુ વેવિશાળ ભાવનગરના પારેખ શાંતિલાલ કલ્યાણજીની પુત્રી બેન રમાલક્ષ્મી સાથે

સાયલા—હસમુખલાલ હરીભાઇના પુત્ર ચિ હીમતલાલનુ વેવિશાળ ગોંડલના ગાંધી પોપટલાલ લાલજીની પુત્રી ચિ, નર્મદાગવરી સાથે જેઠ શુદ ૯.

રાજકોટ—લીંબડીવાળા મેતા નંદલાલ મગનલાલના ચિ પ્રવીણચંદ્રનુ વેવિશાળ મોરબીના દોશી વલ્લભદાસ જટાશંકરની પુત્રી ચિ પુષ્પા સાથે

લગ્ન—સુરત-શા મગનલાલ ઘેલુભાઇની પુત્રી બેન શ્રીદેવીના લગ્ન જયંતકુમાર એમ શ્રોફ સાથે વૈશાખ વદ ૫

મુંબઇ—મહેતા લક્ષ્મીદાસ પરમાણંદદાસની પુત્રી બેન વિમળાગૌરીના લગ્ન વૈ વદ ૧૦

વઢવાણ કેમ્પ—પારેખ કુંદનદાસ ભીખાભાઇના પુત્ર નટવરલાલના લગ્ન જામનગર ગાંધી દામોદરદાસ કાળીદાસની પુત્રી બેન નિર્મળા સાથે વૈશાખ વદ ૧

બોટાદ—દોશી જેઠાલાલ કશુભાઇના પુત્ર ભાઇ હિંમતલાલના લગ્ન કુંડલામા વૈશાખ વદ ૧૦

અમરેલી—પારેખ માધવજી અમીચંદના પુત્ર ભાઇ પ્રતાપરાયના લગ્ન મોરબી મુકામે જેઠ શુદ ૨

ભાવનગર—પની અમૃતલાલ માણેકલાલના પુત્ર વસંતરાયના લગ્ન બોટાદ-વડો શાંતિલાલ ઉજમશીની પુત્રી સાથે વૈશાખ વદ ૫

વઢવાણ કેમ્પ—દેસાઇ ભોગીલાલ વેલસીભાઇનુ લગ્ન રાણપુરના મહેતા જુગાભાઇ કુંવરજીની પુત્રી સુશીલા સાથે વૈશાખ વદ ૫

ભાવનગર—ગાંધી ચત્રભુજ લાલજીના પુત્ર નટવરલાલના લગ્ન મેતા મણિલાલ ભગવાનજીની પુત્રી પુષ્પાગવરી સાથે વૈશાખ વદ ૧૧ તથા મેતા છબિલદાસ ભગવાનદાસના પુત્ર ભાઇ મનસુખલાલના લગ્ન મણિયાર અમૃતલાલ છગનલાલની પુત્રી ધૈર્યબાળા સાથે જેઠ શુદ ૨

રાણપુર—પારેખ રેવચંદ મનુભાઇના પુત્ર ભાઇ પ્રાણલાલના લગ્ન વિરમગામના વોરા જેઠાલાલ નીમચંદની પુત્રી શાન્તા સાથે તા ૧૭-૫-૪૯

મોરબી—મેતા છગનલાલ પાનાચંદના પુત્ર ઇન્દુલાલના લગ્ન ધ્રાંગધ્રાના પારેખ પ્રભુદાસ જગજીવનની પુત્રી સરોજબાળા સાથે

બોટાદ—મારફતીયા મણિલાલ છગનલાલના ભત્રિજા શિવલાલ ભગવાનના લગ્ન મહુવાના મેતા દુર્લભદાસ જાદવજીની પુત્રી લાભુગૌરી સાથે વૈશાખ વદ ૧૦

વાગડ—મેતા કેશવલાલ ગોરધનદાસના પુત્ર ભાઇ વાડીલાલનુ લગ્ન વિરમગામવાળા શા ચુનિલાલ વનમાળીદાસની પુત્રી બેન જસુમતિ સાથે ભાવનગરમા જેઠ શુદ ૨

નાગપુર—ધનશ્યામપુરવાળા રવ પારી મણિલાલ પોપટલાલના પુત્ર ચિ પરમાણંદદાસના લગ્ન ગોંડલ મુકામે માયદરવાળા મહેતા લક્ષ્મીચંદ સુંદરજીની પુત્રી ભાનુમતી સાથે

મુંબઇ—સુરેન્દ્ર મુકુંદલાલ વસઇવાળાના લગ્ન જ્યોતિ કુંજલાલ શ્રોફ સાથે તા ૯-૫-૪૯

વિરમગામ—શેઠ પાનાચંદ નરસીદાસની પુત્રી બેન જયાગૌરીનાં લગ્ન જેઠ શુદ ૧૧
અમરેલી—રા. મગનલાલ ગોરધનદાસ મહેતા કુંડલાવાળાના પુત્ર હરેન્દ્રકુમારનાં લગ્ન જેઠ વદ ૧.

દેહવિલય-બોટાદ—શાહ નાથાલાલ ત્રીભોવનદાસના માતુશ્રી સ્વર્ગવાસી થયા

ભાવનગર—મણિયાર મુકુંદરાય લલ્લુભાઇનો પુત્ર ભાઈ ગુણવંતરાય ૧૫ વર્ષની નાનીવયે બે દિવસની ટુંક માંદગીમા સ્વર્ગવાસી થયો તા ૧૯-૫-૪૯ તથા પારેખ વ્રજલાલ મોહનલાલનાં ધર્મપત્ની બાઇ મંગળાગવરી સ્વર્ગવાસી થયા

વઢવાણ કેમ્પ—મહેતા મણિલાલ ત્રિભોવનદાસના પુત્ર ચંદુલાલ જે મેટ્રીકમા ભણતો હતો તે ટી. બી ની વ્યાધિમા સ્વર્ગવાસી થયો

સુરત—શા આરાભાઇ ઘેલાભાઇ ચોકશીનો પુત્ર ભાઇ બચુભાઇ ઉ વ ૨૨ પોતાની પાછળ એક બાળવિધવા મૂકી સ્વર્ગવાસી થયા.

બોટાદ—વડો પ્રાણલાલ વ્રજલાલના પુત્ર શાંતિલાલ ટાઇફોડની બિમારીમા નાની વયે સ્વર્ગવાસી થયા

અમદાવાદ—ધારીવાળા બાબુલાલ ગીરધરલાલ ગાંધીની પુત્રી શકુન્તલા ઉ વ ૩ ટાઇફોડમા સ્વર્ગવાસી થઇ

દીવ—શ્રી હરિલાલ ભોવાનીદાસનો બાળપુત્ર ભાઇ જયકાંત સ્વર્ગવાસી થયો વૈશાખ વદ ૧૪ તેના સ્મરણાર્થે હરિલાલભાઇએ જુદી જુદી સંસ્થાઓને અમારી દાન ભેટ આપવા રૂા ૧૨૫) મોકલ્યા છે.

નાગપુર—ભાડલાવાળા પારી પ્રભુદાસ પોપટલાલનો પુત્ર સ્વર્ગવાસી થયો

માંડવી-(કચ્છ)—મેતા ગોવરધનદાસ હેમરાજ (ઉ વ ૭૩) તા ૧-૬-૪૯ ના રોજ સ્વર્ગવાસી થયા મહુંમ ધર્મપ્રેમી અને માયાળુ સ્વભાવના હતા

પરમાત્મા મહુમતોના આત્માને ચીર શાંતિ અર્પો

### "મોઢ મહોદય" ને મળેલ ભેટની પહોંચ

૧૫૧) શ્રીયુત કેશવલાલ માણેકલાલ જમનાદાસ ગાંધી–આશ્રયદાતા વર્ગમા–ધોળકા
૨) રા. પરી કરશનદાસ ભીખાભાઇ તરફથી ચિ નટવરલાલના લગ્ન પ્રસંગે–વઢવાણ કેમ્પ
૨) ,, પારી દેવચંદ ચકુભાઇ તરફથી ચિ પ્રાણલાલના લગ્ન પ્રસંગે–રાણપુર
૨) ,, દેસાઇ ઓઘવજી ઝવેર તરફથી ચિ. ગુલાબચંદના વેવિશાળ પ્રસંગે બોટાદ
૫) ,, મેતા છબિલદાસ ભગવાનદાસ તરફથી ચિ મનસુખલાલના લગ્ન પ્રસંગે–ભાવનગર
૨) ,, પરી શાંતિલાલ હરખજી તરફથી ચિ રમાલક્ષ્મીના વેવિશાળ પ્રસંગે–ભાવનગર
૫) ,, શાહ ચુનિલાલ વનમાળીદાસ વિરમગામવાળા તરફથી ચિ બેન જસુમતિના લગ્ન પ્રસંગે–મોનકઢ

વ્યવસ્થાપક

### "મોઢ મહોદય" ને રૂા સાડાત્રણ કે તેથી વધુ લવાજમ મોકલનારની પહોંચ.

૫) રા જમનાદાસ જીવણદાસ એડન પા ના એન બો વોરા એન્ડ સન્સ આકોલા
૩ા ,, મોહનલાલ સુંદરજી ધોળકા ૩ા ,, નટવરલાલ મણિલાલ ધોળકા
૩ા ,, ભૂપતભાઇ પ્રાણલાલ ,, ૩ા ,, જીવણલાલ વાડીલાલ ,,
૩ા ,, કાંતિલાલ છોટાલાલ અમદાવાદ ૩ા ,, ગોરધનદાસ નથુભાઇ ગાંધી ,,

વ્યવસ્થાપક

# ઘરમાં વસાવવા જેવા ગ્રંથો

| | પાન | કિંમત | પોસ્ટેજ |
|---|---|---|---|
| ઉપદેશસારસંગ્રહ-મહાત્મા તિરુવલ્લુવરનો વેદતુલ્ય બોધ | ૩૮૪ | ૧-૮ | ૦-૪ |
| આખ્યાનમાળા-ભાગ (૧)-બોધક ૧૯ આખ્યાનો | ૭૦૮ | ૩-૦ | ૦-૭ |
| સ્વામી રામતીર્થ (૧)-એમના સદુપદેશ, વ્યાખ્યાનો ઇ | ૫૬૪ | ૩-૦ | ૦-૬ |
| ,, ,, ચરિત્ર-વિસ્તૃત ચરિત્ર તથા વેદાંતના ઉપદેશો | ૬૭૨ | ૩-૮ | ૦-૭ |
| વિવેકાનંદ-ભક્તિયોગ-સ્વામીજીના ઉપદેશો .... | ૩૮૪ | ૨-૦ | ૦-૪ |
| તુકારામગાથા-ગ્રંથ ૧લો- ,, ,, ૨જો- (ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક અભંગોનું સરળ ભાષાંતર) | ૧૮૪૦ | ૬-૦ | ૦-૧૫ |
| આદર્શ ચરિત્રસંગ્રહ-ભાગ ૨જો-૭૦ ટૂંકાં ચરિત્રો | ૬૨૪ | ૨-૮ | ૦-૭ |
| આદર્શ દૃષ્ટાંતમાળા-ભાગ ૧ લો-બોધક ૪૨૪ ટૂંકા દૃષ્ટાંતો | ૪૩૨ | ૨-૮ | ૦-૪ |
| ,, ,, ,, ૨ જો- ,, ૪૯૫ ,, ,, | ૪૯૬ | ૨-૮ | ૦-૫ |
| ચૈતન્યમહાપ્રભુ-ત્રણ ગ્રંથો, વિસ્તૃત ચરિત્ર (સચિત્ર) | ૧૫૯૬ | ૮-૦ | ૦-૧૫ |
| સંત તુકારામ-મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર .. | ૬૪૮ | ૩-૦ | ૦-૬ |
| સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદનાં ચરિત્રો . | ૪૨૪ | ૧-૬ | ૦-૪ |
| ભક્તચરિત્ર-ભક્તમાળમાં નહિ આવેલાં ચરિત્રો | ૫૨૮ | ૨-૮ | ૦-૫ |
| ટૂંકી વાર્તાઓ ગ્રંથ ૧ લો-સામાજિક નિર્દોષ ૬૬ વાર્તાઓ | ૫૮૮ | ૨-૮ | ૦-૬ |
| ,, ,, ,, ૬ ઠ્ઠો-સર્વ માટે ઉપકારક ૮૬ વાર્તાઓ | ૭૨૦ | ૨-૮ | ૦-૬ |
| ભારતની દેવીઓ ગ્રંથ ૧ લો-પ્રાચીનયુગની ૧૩૩ સતીઓ | ૭૩૨ | ૩-૦ | ૦-૬ |
| ,, ,, ,, ૨ જો-મધ્યયુગના ઐતિ૦ ૨૪૯ ચરિત્રો | ૭૩૨ | ૩-૦ | ૦-૭ |
| ,, ,, ,, ૩ જો-મધ્યયુગ ને અર્વાચીન ૧૬૬ ચરિત્રો | ૮૦૪ | ૩-૦ | ૦-૮ |
| પ્રીતમદાસની વાણી-ભજનો, ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇ | ૫૬૦ | ૩-૦ | ૦-૪ |
| સુબોધપુષ્પવાટિકા (ગુલિસ્તાં)-મહાત્મા શેખ સાદીકૃત | ૧૩૬ | ૦-૫ | ૦- |
| શુભસંગ્રહ ભાગ ૨ જો-દવાઓ ને જરૂરી માહિતી, ૧૪૮ લેખો | ૫૪૪ | ૩-૦ | ૦-૫ |
| ,, ,, ૯ મો- ,, ,, ,, ૧૬૫ ,, | ૭૩૬ | ૩-૦ | ૦-૬ |
| સાચું સ્વર્ગ-ભક્તિ ને જ્ઞાન વિષયક સાદી વાતો . | ૪૯૨ | ૨-૦ | ૦-૫ |
| સ્વર્ગની કૂંચી-સદ્વર્તન રાખતા શીખવનારો બોધ | ૩૭૨ | ૨-૦ | ૦-૪ |
| સ્વર્ગની સીડી-મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવાના ૧૨ પગથિયા | ૩૬૦ | ૨-૦ | ૦-૪ |
| સ્વર્ગનું વિમાન-ભક્તિના મહિમાના ૩૨૫ દાખલા .. | ૩૭૨ | ૨-૦ | ૦-૪ |
| સ્વર્ગનો આનંદ-ભક્તિ ને તેના પ્રકારોની સમજ ... | ૩૬૦ | ૨-૦ | ૦-૪ |
| સ્વર્ગનો ખજાનો-ભક્તિમાર્ગ સમજાવતું પુસ્તક .. | ૩૧૨ | ૨-૦ | ૦-૪ |
| સ્વર્ગનો પ્રકાશ-જ્ઞાન અને પરમાર્થની વાતો .. | ૩૩૬ | ૨-૦ | ૦-૪ |
| શ્રીમદ્ શંકરાચાર્યના ગ્રંથો | | | |
| મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો-સરળ અર્થ સાથે | ૧૬૮ | ૧-૦ | ૦-૨ |
| શતશ્લોકી ને બીજાં ચાર રત્નો-સરળ અર્થ સાથે | ૨૦૦ | ૦-૧૨ | ૦-૨ |

| | | | |
|---|---|---|---|
| સ્તોત્રસંગ્રહ–ભક્તિ ને વેદાંત–સ્તોત્રો અર્થ સાથે | ૨૨૦ | ૦–૧૦ | ૦–૨ |
| સર્વવેદાંત–સિદ્ધાંત–સારસંગ્રહ–સરળ ભાષાંતર સાથે | ૨૨૪ | ૧–૪ | ૦–૩ |
| વિવેકચૂડામણિ–શ્રી શંકરાચાર્ય, સરળ અનુવાદ સાથે | ૧૬૦ | ૦–૧૨ | ૦–૨ |
| મહાવાક્ય–રત્નાવલિ–૧૦૮ ઉપનિષદોના સારરૂપ સંગ્રહ | ૧૮૪ | ૦–૧૨ | ૦–૨ |
| વિદુરનીતિ–સરળ અનુવાદ સાથે .. | ૧૬૮ | ૦–૧૨ | ૦–૨ |
| આત્મસાક્ષાત્કારની કસોટી–સ્વામી સ્વયંજ્યોતિતીર્થ | ૨૦૮ | ૧–૪ | ૦–૨ |
| અવધૂત ગીતા–સુધારાવધારા સાથે ૨જી આવૃત્તિ | ૧૪૪ | ૧–૪ | ૦–૨ |
| અષ્ટાવક્ર ગીતા–મૂળ સાથે સરળ ભાષાંતર ... | ૭૨ | ૦–૮ | ૦–૧ |
| ગીતા–પુરુષાર્થબોધિની–બે ગ્રંથમાં મૂળ શ્લોકો, પદચ્છેદ, અર્થ અને પંડિત સાતવલેકરજીની વિસ્તૃત ટીકા સાથે | ૧૦૧૮ | ૧૨–૮ | ૧–૨ |
| જ્ઞાનસત્ર ગીતા–મૂળ શ્લોકો, (ગુજરાતી લિપિમાં) | ૩૬૮ | ૧–૪ | ૦–૪ |
| મોક્ષમાળા–શ્રીમદ્ રાજચંદ્ર . .. | ૧૯૨ | ૧–૪ | ૦–૩ |
| શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ ભાગ ૨ જો–ઉપદેશો તથા કથાપ્રસંગો | ૩૧૨ | ૨–૦ | ૦–૪ |
| પ્રભુમય જીવનનું રહસ્ય–સદુપદેશ, ભજનો ઇ. સાથે | ૧૬૮ | ૧–૦ | ૦–૪ |
| વિચારસાગર–શ્રીનિશ્ચળદાસજીકૃત વેદાંતનો મહાન ગ્રંથ | ૪૦૦ | ૩–૦ | ૦–૫ |
| સૂર્યકાંત–મુમુક્ષુઓ માટે અત્યંત ઉપયોગી ગ્રંથ . | ૨૭૨ | ૨–૦ | ૦–૪ |
| બાળસદ્બોધ– ,, વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ . | ૧૨૮ | ૦–૮ | ૦–૨ |
| ઓખાહરણ–મહાકવિશ્રી પ્રેમાનંદકૃત–મોટા અક્ષરોમાં | ૧૧૨ | ૦–૮ | ૦–૨ |
| નળાખ્યાન–મહાકવિ પ્રેમાનંદકૃત મોટા અક્ષરોમાં | ૧૩૬ | ૧–૦ | ૦–૩ |
| શ્રી રમણ મહર્ષિ–(ચરિત્ર) સુધારાવધારા સાથે ૨જી આવૃત્તિ | ૨૧૬ | ૨–૦ | ૦–૪ |
| શ્રીશારદામણિદેવી–(ચરિત્ર) લે. આનંદચૈતન્ય | ૧૦૪ | ૦–૮ | ૦–૨ |
| ગ્રામરચના–(સચિત્ર) શ્રી રવિશંકર મહારાજ | ૨૮૦ | ૧–૪ | ૦–૪ |
| ગીતાપોથી–ભગવદ્ગીતાની બાળપોથી–કર્મયોગના ૧૨૫ શ્લોકો, | ૧૦૪ | ૦–૬ | ૦–૧ |
| ગીતાસંકલન–સંપાદક શ્રી રમણ મહર્ષિ | ૫૨ | ૦–૩ | ૦–૧ |
| નારદનાં ભક્તિસૂત્રો–મૂળ સૂત્રો, અર્થ તથા વિવેચન સાથે | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| વિચારસૂર્યોદય–(આવૃત્તિ ૨જી) લે. સ્વામીશ્રી માધવતીર્થજી | ૬૦ | ૦–૩ | ૦–૧ |
| નીતિશતક–(શ્રી ભર્તૃહરિકૃત) સરળ અનુવાદ સાથે .. | ૮૦ | ૦–૩ | ૦–૧ |
| વૈરાગ્યશતક–(શ્રી ભર્તૃહરિકૃત) સરળ અનુવાદ સાથે ... | ૯૬ | ૦–૪ | ૦–૧ |
| પ્રેમપંથ યોજન ૧ લું–(ગાંધીજીના પોતાના શબ્દોમાં) | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| ,, ,, ૨ જું–સંપાદક શ્રી વાલજી ગો. દેસાઈ | ૧૦૪ | ૦–૪ | ૦–૧ |
| સમ્રાટ શ્રેણિક અને દેવી નંદા–જૈન સંસ્કૃતિની બે નાટિકાઓ | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| સુદામાચરિત્ર–(કાવ્ય) મહાકવિ પ્રેમાનંદકૃત .. . | ૬૪ | ૦–૩ | ૦–૧ |

બીજાં વધુ પુસ્તકોની વિગત માટે લખો —

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } ભદ્ર પાસે, પો. બો. નં. ૫૦, અમદાવાદ; કાળબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, મુંબઈ–૨

Regd. N. B 1416

# મોઢ મહોદય



પત્રવ્યવહારનું સ્થળ
"મોઢ મહોદય" ઑફીસ,
ભાવનગર

વાર્ષિક લવાજમ રૂા ૩-૧-૦
વી પી ખર્ચ અલગ.





## અનુક્રમણિકા.






માન પ્રમુખ —સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ-મુંબઈ

પ્રમુખ —શેઠ રમણલાલ લલ્લુભાઈ—અમદાવાદ

ઉપ પ્રમુખ —શેઠ વાઘજીભાઈ લક્ષ્મીદાસ—મુંબઈ .

સેક્રેટરી —દેસાઈ દામોદરદાસ પરમાણંદદાસ—ભાવનગર

તંત્રી અને પ્રકાશક —ગોરધનદાસ અમીચંદ મણિયાર-ભાવનગર

મુદ્રણ સ્થળ --કૃષ્ણ પ્રિન્ટીંગ પ્રેસ--ભાવનગર.

# મોઢ મહોદય.

વર્ષ ૩૨] અષાઢ સંવત ૨૦૦૫ : જુલાઈ ઇ. સ ૧૯૪૯ [અંક ૯.

## (મારી માતંગી માત.)

શ્રીયુત નરસિંહલાલ માણેકલાલ મોદી-અમદાવાદ

(મારે સાસરીએ જઇને કહેજો એટલું-એ રાગ)

મારી માતંગી માત, મારી સાંભળજે વાત,
મેં તો જંગલમાં બાંધી ઝુંપડી,
કરો ઝુંપડીમાં વાસ માગું હું તારો દાસ,
મેં તો જંગલમાં બાંધી ઝુંપડી—ટેક૦
મેં તો કંકુની ગાર ઘટ લીંપાવી,
માહીં શીંદુરની ચોકડી પડાવી,
બનાવ્યો ગોખ તારા દર્શનનો શોખ,
એવી મારી રંગીલી ઝુંપડી-મારી૦
મધુ માલતીની વેલો ચઢાવી,
બટ-મોગરાની ક્યારીઓ રોપાવી,
ઘીની જ્યોતિ પ્રગટાવી આંગી રચાવી,
ઝગમગતી કરી ઝુંપડી—મારી૦
મારી ઝુંપડીની પાછળ પહાડ છે,
ચોકી પહેરામાં સિંહો ને વાઘ છે,
કરે પંખી કલોલ ગુણ ગાતા અણમુલ,
એવી નરસિંહના દેવની ઝુંપડી—મારી૦

# વૃત્તિનો લય. :: :: :: :: ::

શેઠશ્રી રમણલાલ લલ્લુભાઇ

આત્મા જાણવાને વૃત્તિની અપેક્ષા એટલા માટે છે કે આવરણ ભંગ કરવો એ વૃત્તિનું કામ છે વૃત્તિનો લય કર્યો કે આત્માનુભવ સહેજે થાય છે. કોઇ કહેશે કે "વૃત્તિ જો નાશ પામી તો પછી જોનારો રહ્યો નહીં, શૂન્યજ રહ્યું તેનો ઉત્તર કે વૃત્તિ નાશ થઇ તો પણ વૃત્તિના લયને જાણનારો કોઇપણ હોવો જોઇએ, અર્થાત્ લયને જાણનાર તેજ આત્મા વૃત્તિ બીજાને બોધ આપવા માટે છે, આત્મા માટે નથી, કારણકે આત્મા જ્ઞાનસ્વરૂપ હોવાને લીધે તેને વૃત્તિની જરૂર નથી વૃત્તિ સિવાય આત્મા સ્વપ્રકાશ છે

જો વૃત્તિમાં અજ્ઞાન છે તો જ્ઞાન પણ વૃત્તિમાંજ થવું જોઇએ અને જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થયો કે આત્માજ શેષ રહે છે બહારની વસ્તુ જોવાને સૂર્યનો પ્રકાશ અને નેત્રો બે ચીજ જોઇએ કારણકે બહારના પદાર્થ અપ્રકાશવાન અર્થાત્ જડ છે, માટે તેને પ્રકાશ કરવાને સૂર્ય અને નેત્રો બન્ને જોઇએ પણ સૂર્યને જોવાને ફક્ત નેત્રો જ છે સૂર્ય સ્વત પ્રકાશવાન હોવાથી તેને જોવાને બીજા કોઇપણ પ્રકાશની જરૂર નથી, ફક્ત આંખો ઉઘાડવાનીજ જરૂર છે આત્માનું જ્ઞાન થવાને વૃત્તિની માત્ર અપેક્ષા છે, બીજા કોઇપણ પ્રકાશની જરૂર નથી ને વૃત્તિ અજ્ઞાનને નિવૃત્ત કરીને પોતે પણ લય પામે છે

ઇશ્વર ન દેખાવાનું કારણ એ કે તેને આકાર, રૂપ અને કદ કાંઇજ લક્ષણો નથી બહારની વસ્તુઓનું જ્ઞાન થાય છે કારણકે તેને કાંઇપણ કદ અને આકાર હોય છે નિરાકાર, નિર્ગુણ, અરૂપ એવો ઇશ્વર જોવો હોય તો નિર્ગુણ, નિરાકાર, અરૂપ થઇને તેનું સ્વરૂપ જોવું જોઇએ પરમાત્મા અતિ શાંતરૂપ છે એટલે આપણે તેવા થઇ તેને જાણવા જોઇએ માયાની શોધ કરવી હોય તો વૃત્તિ ઘણી ચંચળ કરવાથીજ તે મળશે, જીવને બ્રહ્મજ્ઞાન મેળવવું હોય તો તેણે પોતાનું જીવત્વ નાશ કરવું જોઇએ એટલે ઇશ્વર દેખાશે અને ઇશ્વરરૂપ બનશે. સ્વપ્ન ગયા સિવાય જાગ્રત અવસ્થા પ્રાપ્ત થવાની નહીં અને જીવત્વ ગયા સિવાય બ્રહ્મરૂપતા પ્રાપ્ત થવાની નહીં ઘણા વખતના અભ્યાસને લઇને હું દેહવાળો, કર્તા, ભોક્તા જ્ઞાતા, જન્મવાન, મૃત્યુવાન છું એવો દૃઢ અભ્યાસ થાય છે અને બ્રહ્મસ્વરૂપ તરફ વૃત્તિ લાગતી નથી સત્સંગતિથી ધીમે ધીમે વિષયો તરફથી વૃત્તિ ફેરવવા પ્રયત્ન કર્યો હોય તો તે બદલાઇ બ્રહ્મસ્વરૂપ તરફ વળશે એક વખત બ્રહ્મસ્વરૂપ તરફ વળી ત્યાં તદાકાર અને તન્મય થઇ તો પછી ફરીથી વિષય તરફ વૃત્તિ લાગશે નહીં વૃત્તિનો સ્વભાવ છે કે જે વિષય તરફ લાગે ત્યાં વિષયાકાર થઇ જાય, અભ્યાસથી ગમે તે વસ્તુ પ્રાપ્ત કરી શકાય છે, અભ્યાસ સત્કાર બુદ્ધિથી કરવો જોઇએ, વસ્તુમાં સત્કાર (આસ્તિક) બુદ્ધિ થયા સિવાય તેના તરફ લક્ષ લાગતું નથી અને અભ્યાસ થતો નથી બ્રહ્મસ્વરૂપ આપણેજ છીએ એવો દૃઢ નિશ્ચય થવો એજ બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ છે, બ્રહ્મસ્વરૂપ આપણે પોતેજ છીએ બહાર બીજે ઠેકાણે શોધ કરવાથી કાંઇ મળશે નહીં વૃત્તિનું જ્ઞાન છે ત્યાંસુધી "પદાર્થનું જ્ઞાન થાય છે વૃત્તિનો લય થયો કે હું પોતેજ બ્રહ્મસ્વરૂપ છું એવી ભાવના થાય છે, માટે જીવત્વ છોડયા સિવાય ઇશ્વરત્વ પ્રાપ્ત થવાનું નહીં બ્રહ્મસ્વરૂપનું દર્શન થાય ક્યારે? વૃત્તિનો લય થાય ત્યારે. ૐ ઇતિ

# તંત્રીની કલમે.

પાયાની કેળવણી—હિંદને સ્વાતંત્ર્ય મળ્યુ પરંતુ તેનુ હીર ચુસાઈ ગયા પછી આજે આપણો દેશ બહુ ગરીબ બન્યો છે તેનુ આર્થિક પતન થયુ છે પરંતુ ખરેખરી ગરીબાઈ તો આપણી નીતિમા આવી ગઈ છે, એટલે કે દેશનું નૈતિક અધઃપતન થયુ છે નીતિનો ખરો અર્થ તો એ છે કે જીવો અને જીવવા દ્યો કોઈના હિતમા નુકશાન કર્યા વગર જીવવું એ સાચી નીતિ છે અત્યારે દેશમા જ્યા જુવો ત્યા માણસ પોતાના સ્વાર્થમાજ રચ્યોપચ્યો જોવામા આવે છે, તેને પાડોશની પણ પડી નથી આ સ્થિતિમા પલટો લાવવો હોય, લોકો નીતિના માર્ગે ચાલી, જાતમહેનત અને પ્રમાણિકપણે પોતાનો નિર્વાહ કરી શકે તેવા બનાવવા હોય તો આપણી હાલની કેળવણીમા ધરમૂળથી ફેરફાર કરવો પડશે મહાત્માજીની પાયાની કેળવણી આપણે અપનાવવી પડશે અને એ કાર્ય એકલી સરકાર નહિ કરી શકે, એ કાર્ય માટે તો સરકારી અને ખાનગી શાળાના શિક્ષકોએ તૈયાર થવુ પડશે પ્રાચીનકાળમા આપણા સમાજમા શિક્ષણનુ કાર્ય બ્રાહ્મણોજ કરતા, તેઓ પોતાના હિતને બાજુએ મૂકી સમાજને ધાર્મિક અને નૈતિક 'કેળવણી' આપતા અને સમાજનું હિત હૈયે રાખી બાળકોને કેળવતા આવા શિક્ષકના યોગક્ષેમનો બાર સમાજ વણમાગ્યો વહોરી લેતો અત્યારે આવા બ્રાહ્મણ વૃત્તિવાળા શિક્ષકોએ બહાર આવી સમાજની કેળવણીનો દોર હાથમા લેવો જોઈએ આવા શિક્ષકો ભણશે અને ભણાવશે, સદાચાર પાળશે અને પળાવશે એ સદાચાર અને સંસ્કૃતિ ટકાવવા માટે મરી ફીટશે આવા શિક્ષકો પાયાની કેળવણીનો અભ્યાસ કરી વિદ્યાર્થીઓને ક્રિયા મારફતે જ્ઞાન આપશે અત્યારે શાળાઓમા ફક્ત પુસ્તકીયું જ્ઞાન મળે છે તે દૂર થવું જોઈએ બાળક કઈ ને કઈ ઉદ્યમ કરે અને તે દ્વારા જ્ઞાન મેળવે તેને પાયાની કેળવણી કહેવામા આવે છે આ કેળવણી માટે અમુક વર્ષની મુદત નથી તે તો ગર્ભાધાનથી અંત્યેષ્ટિ પર્યંત ચાલે છે અમુક કાતતા આવડયુ કે અમુક કયારો કરતા આવડ્યો અને પરીક્ષામા પાસ થયા એટલે આ કેળવણી પુરી થતી નથી તકલી, રેંટીઓ વગેરે તો સ્થૂલ વસ્તુ છે, ખરી વસ્તુ તો તે સાધનોદ્વારા મળતાં ગુણો, જેવા કે વ્યવસ્થાશક્તિ, સ્વચ્છતા, નિયમિતતા, ચીવટ, કામ પ્રત્યે ભક્તિભાવ વગેરે છે જો આ સદ્‌ગુણો પ્રાપ્ત ન થતા હોય તો ચોવીસે કલાક રેંટીઓ ચાલે તો નિરર્થક છે એ તો દળીને ઢાંકણીમા ઉધરાવ્યા જેવું છે

સાચો શિક્ષક બાળકને કામ કરતા નહિ રોકે, બાળકના કામમા શાસ્ત્રીયતા લાવશે, પરંતુ એ ક્યારે બને ? શિક્ષકના હૃદયપા ઉદ્યોગનો મર્મ ઉતરે તોજ તે

બની શકે આવો શિક્ષક આંખ ઉઘાડી રાખીને ફરશે, કાન સાબુત રાખી શ્રવણ કરશે અને ખૂબ ખૂબ અનુભવ મેળવશે. આવા અનુભવો પચાવી એક રસ કરી તે વિદ્યાર્થીને પીરસશે તો તે રસ વિદ્યાર્થીઓને ભાવશે અને પચશે અનુભવ વિનાનું કામ પુસ્તકીયા કામ છે અને તેનાથી કદાચ નિપૂણતા પણ આવે છતા તેમાંનુ રહસ્ય નજ સમજાય, અને રહસ્ય ન સમજાય ત્યાંસુધી બીજાને ગળે કેમ ઉતારી શકાય? માટે દેશને હવે અનુભવ સિદ્ધ જ્ઞાનની જરૂર છે, એવું જ્ઞાન મળશે એટલે દેશ બેઠો થશે

પાયાની કેળવણીમા શરીર અને મન બને કેળવાય છે શિક્ષકે વિદ્યાર્થી જ્યારે કંઈ ક્રિયા કરતો હોય ત્યારે તે ક્રિયામા ચરકસર, ચીવટ અને કુશળતા તે પ્રાપ્ત કરે છે કે નહિ તેના ઉપર ખાસ લક્ષ આપવું જોઈએ એ શક્તિઓ કેળવાતી હોય તોજ પાયાની કેળવણી આપી એમ કહેવાય.

આ કેળવણી દેશના બાળકો શાળામા પ્રાપ્ત કરે તો એક દશકામા દેશની સુરત બદલાઈ જાય. માણુસ પ્રમાણિકપણે ઉદ્યમ કરતો થાય અને દેશની ઉન્નતિમા મોટો ફાળો આપે.

દરમિયાન સમાજ પણ આ કેળવણીનો મર્મ સમજી આળસ તજી ઉદ્યમ કરવા માંડે. દરેક પોતાના ભાગમાં આવેલ કાર્ય કરવામા તત્પર બને તો આપણો દેશ નજીકનાજ ભવિષ્યમા પગભર થઈ જાય.

ઇંદ્રને મદ આવ્યો અને મૂશળધાર વરસાદ વરસ્યો ત્યારે ગોપો અને ગોપ બાળકો હતાશ થઇ બેસી રહ્યા હોત તો તેમનો નાશ થાત ભગવાને સહાય કરી અને ગોવર્ધન પર્વત ઉંચો કર્યો, પરંતુ દરેક ગોપે પોતાની લાકડી વતી યથાશક્તિ તેને ટેકો આપ્યો હતો તેમ આપણા દેશના નેતાઓ જ્યારે આપણા દેશને ઉંચો કરવા ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે ત્યારે આપણે સૌ આપણી લાકડીવતી તેમને યથાશક્તિ સહાય કરીએ અને દેશને બેઠો કરવામા આપણો નાનો સરખો પણ હિસ્સો આપીએ તેવી ભાવના કેળવવા પ્રભુ સન્મતિ અર્પો

# આપણાં છાત્રાલયો અને તેમનું સંચાલન.

શ્રીયુત પોપટલાલ અંબાણી.

[ આપણી રાજકોટ બોર્ડીંગના માનદ મંત્રી શ્રી પોપટલાલ અંબાણીની આ લેખમાળાનો આ પાંચમો હપ્તો છે આ લેખમાં જ્ઞાતિબંધુઓની છાત્રાલયો તરફ શી ફરજ છે તથા હવે દાનનો પ્રવાહ દેવ મંદિરને બદલે સરસ્વતી મંદિર તરફ વાળવો જોઇએ તે બાબત તેમણે બહુ સુંદર રીતે રજુ કરી છે જ્ઞાતિના શ્રીમંત ભાઇઓ, તથા દાન દેનારાઓ આ લેખ ધ્યાનપૂર્વક વાંચે, મનન કરે અને આજના આ કટોકટીના વખતમાં આપણાં છાત્રાલયોને ઉદાર હાથે સહાય કરે તેવી વિનંતી તંત્રી ]

## ( ૫ )

## છાત્રાલયો પ્રત્યે જ્ઞાતિજનોની ફરજ.

જ્ઞાતિજનોનો મોટો ભાગ છાત્રાલયો પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ દાખવે છે તેમની કંઇક એવી માન્યતા હોય છે કે આપણા પુત્રો કંઇ છાત્રાલયમાં રહેતા નથી એટલે આપણે તેની પંચાતમાં પડવાની શી જરૂર છે? કેટલાક ભાઇઓ એવા પણ હશે કે તેમને છાત્રાલયો સંબંધી કદીએ ખ્યાલ હશે નહિ વળી કેટલાક ભાઇઓની એવી સમજણ હોય છે કે છાત્રાલયોને ચલાવવા એ સ્થાપકોની ફરજ છે જેમનું નામ છાત્રાલય સાથે જોડાયેલું છે તેમણેજ છાત્રાલયોની નાની મોટી જરૂરતોને પુરી પાડવી જોઇએ, જ્ઞાતિજનો તેને શા માટે મદદ કરે? આ સમજણ તદ્દન બેટી છે સ્થાપકોએ કોઇ છાત્રાલયને સ્થાપીને તેનું ટ્રસ્ટડીડ કર્યું એટલે એ સંસ્થા સમગ્ર જ્ઞાતિની બની જાય છે, તેની માલિકી જ્ઞાતિની છે એટલુંજ નહિ પણ તેને વ્યવસ્થિત રીતે ચલાવવી ને સર્વદેશીય વિકાસ સાધવો અને તેનો લાભ વધારે પ્રમાણમાં જ્ઞાતિના બાળકો લેતા થાય તે પ્રમાણે કરવું એ સમસ્ત જ્ઞાતિની ફરજ છે. આ વાત હવે આપણા પ્રત્યેક જ્ઞાતિબંધુએ સમજવી જોઇએ અને આપણાં છાત્રાલયો પોતાનાંજ છે એવી ભાવના કેળવવી જોઇએ, ઉપરાંત પોતાના દાનપ્રવાહની દિશા તે તરફ વાળવી જોઇએ

આપણામાં થોડી ઘણી દાનવૃત્તિ તો છેજ અને આપણે પ્રસંગોપાત યથાશક્તિ દાન કરીએ પણ છીએ પણ દાનવૃત્તિ હવે કંઇક વિવેક માગે છે અત્યાર સુધી જે દાનપ્રવાહ દેવમંદિરો તરફ વહેતો હતો, તેને હવે સરસ્વતી મંદિરો તરફ વાળવાની અનિવાર્ય જરૂર છે જમાનો પલટાય, તેની સાથે ભાવનાઓ અને ક્રિયાઓ પણ પલટાવીજ જોઇએ અત્યાર સુધી આપણા શ્રીમંત ભાઇઓ શુભાશુભ પ્રસંગે જ્ઞાતિભોજન કરાવી પોતે ધનનો સદ્વ્યય કર્યો એમ માનતા હતા તેમજ દેરાસર કે ધર્મશાળા ચણાવી પોતાની ધર્મભાવનાને પોષતા હતા પણ હવે યુગ પલટાયો છે, અત્યારે જ્ઞાતિભોજન કરતા જ્ઞાતિની સંસ્થાઓને મદદ કરવી તે વધારે જરૂરનું અને ઉત્તમ મનાય છે દેવાલય કે ધર્મશાળા બંધાવવા કરતા જ્ઞાતિના બાળકો માટે છાત્રાલય બંધાવવું કે જ્ઞાતિની વિધવાઓ માટે વિધવાશ્રમ બંધાવવો એ વધારે મહત્વનું છે એમ સમજાવા લાગ્યું છે આ વાત હજી સુધી જેમને ન સમજાઇ હોય, તેમણે તે વેળાસર સમજી લેવી ઘટે છે અને પોતે જે



શ્રી પોપટલાલ જે અબાણી

કઈ દાન કરતા હોય તેનો પ્રવાહ જ્ઞાતિ-સંસ્થાઓ તરફ વળે તેમ કરવુ જોઇએ

પ્રત્યેક જ્ઞાતિજને સમજવુ જોઇએ કે જ્ઞાતિના બાળકો માટે સ્થપાયેલા છાત્રાલયો માતાજ છે, તેના વિકાસમા માનાથી બની શકે તેટલી બધી મદદ માટે કરવીજ જોઇએ અને મારો દાનપ્રવાહ તેમના તરફ વાળવો જોઇએ આ પ્રમાણે જ્ઞાતિનો એકેએક માણસ નિશ્ચય કરે તો આપણા છાત્રાલયોને કઇ બાબતની ન્યૂનતા રહે? કઇ બાબતની મુશ્કેલી નડે?

પોતાનો પુત્ર છાત્રાલયમા હોય કે ન હોય, પણ જ્યારે જ્યારે છાત્રાલયવાળા ગામમા જવાનું થાય ત્યારે પ્રત્યેક જ્ઞાતિબંધુએ છાત્રાલયની મુલાકાત લેવી જોઇએ, તેની વ્યવસ્થા, પ્રવૃત્તિઓ અને જરૂરતોથી વાકેફ થવુ જોઇએ, તેની મૂઝવણો સમજવી જોઇએ અને તેને ફૂલ નહિ તો ફૂલની પાખડી સમ ખી ભેટ આપી પ્રોત્સાહન આપવુ જોઇએ

આપણા જ્ઞાતિબંધુઓમાથી જે જે ભાઇઓ વેપાર ખેડતા હોય છે, તેઓ દરવર્ષે કમાણીનો અમુક ભાગ ધર્માદામાં ખર્ચે છે, એવા ભાઇઓની નજર પ્રથમ દરજ્જે આપણા છાત્રાલયો પર પડવી જોઇએ હવેલી, પાજરાપોળ, અનાથાશ્રમ વગેરે સસ્થાઓ દાનપાત્ર મનાય છે, તેમ આપણા સરસ્વતી મદિરોને (છાત્રાલયો) મેળવવા જોઇએ એટલુજ નહિ પણ તેમને અગ્રસ્થાન આપવુ જોઇએ આ જમાનામા સૌથી વધારે દાનપાત્ર એજ છે

જે ભાઇઓને છાત્રાલય પ્રવૃત્તિમા ભાવ અને રસ હોય, તેમણે એમતા વર્ષ જેવા મગળ પ્રસગે શ્રીમંત ભાઇઓ તથા વિદ્યારસિક ભાઇઓની પાસે જઇ છાત્રાલયો માટે ભેટણી તરીકે માગણી કરવી જોઇએ

સગાઇ, સમુરતું કે લગ્ન જેવા માગલિક પ્રસગોએ વર અને કન્યા બન્ને પક્ષ તરફથી છાત્રાલયોને યથાશક્તિ ભેટ મળવી જોઇએ દરેક ગામના આગેવાનો આ બાબત ચીવટ રાખે અને આવા શુભ પ્રસગે છાત્રાલયો માટે ભેટ મેળવે તો તેમને વરસ દહાડે ઘણી સારી રકમ મળી જાય અને તેમની આર્થિક સ્થિતિમા સારો સુધારો થાય

જે ભાઇઓએ છાત્રાલયમા રહીને કેળવણી સપાદન કરી હોય તેમણે છાત્રાલયનું ઋણ ફેડવા માટે હમેશા તજવીજ કરતા રહેવુ જોઇએ, બની શકે તેટલી પોતે પણ મદદ કરવી જોઇએ અને બીજાઓની પાસેથી મદદ મેળવવા પ્રયત્ન કરવો જોઇએ

જ્ઞાતિનો પ્રત્યેક માણસ છાત્રાલયોને પોતાના માનવા લાગે તેમને સરસ્વતી મદિરો તરીકે જોવા લાગે, પોતાનો દાન પ્રવાહ તેમના તરફ વાળે, પ્રત્યેક શુભ અવસરે તેને યાદ કરે અને બીજાઓની પાસેથી પણ બનતી મદદ મેળવવા કોશિશ કરે તો આપણા છાત્રાલયો અત્યારે જે આર્થિક બોજ વેઠી રહ્યા છે, તેમાથી મુક્ત થાય કઇ કઇ પ્રવૃત્તિઓને તેમણે થભાવી દીધી છે તેને પાછી હાથમાં લઇ શકે,

નબળી આર્થિક સ્થિતિવાળા કુટુંબોને મળવો છાત્રાલયોના સંચાલકોએ દ્રષ્ટિ સામે રાખવું જોઇએ એ સૂત્ર પ્રત્યેક જ્ઞાતિબંધુએ તેમજ જોઇએ.

* * * *

## "આજનો મહારોગ."

લેખક :
વોરા અમૃતલાલ મગનલાલ : વિરમગામ

હિંદને આઝાદી મળ્યા લગભગ ૨૨ માસ થઇ ગયા આઝાદીનો ઉત્સવ પૂર જોશમા આપણે ઉજવ્યો "અપને દેશમે અપના રાજનું" સુત્ર પ્રચલિત બન્યુ ગુલામીનુ બંધન ગયુ અને સ્વતંત્રતા હવાનો શ્વાસ લેતા થયા કથન, ચવન અને વર્તનમા પણ આપણે માથે કોઇ નિયમન નજ હોય તેવુ સ્વતંત્રતા નશામા આપણે માની તથા આચરી રહ્યા છીએ ઉપરોક્ત સુત્રને આધારે આપણે મન ફાવે તેમ વર્તી રહ્યા છીએ આઝાદ હિંદનુ સુકાન જે દેશ નેતાઓને સોંપાણુ છે તેમની સમક્ષ આપણી સુખાકારી અને આબાદી માટેની આપણે ખુમનાઓ મચાવી છે અરે ! તેમની ટીકાઓ કરવી પણ શરૂ કરી છે

આપણે આ બધુ કરવા કરતાં પહેલા જરા વિચારીએ સ્વતંત્રતાના નશામા આપણે દિવસે દિવસે એક મહારોગમા સપડાતા જઇએ છીએ તેનુ આપણને લવલેશ પણ ભાનજ નથી અને એ છે ગમે તેવી અને ગમે તેની ટીકા કરવાનો વાણી સ્વાતંત્ર્યનો આવો દુરૂપયોગ અયોગ્ય અને અનિચ્છનીય ગણાય કોઇપણ વ્યકિત અથવા સમાજની ટીકા કરતા પહેલા તેના વિષેનુ ઊંડુ અને સંપૂર્ણ જ્ઞાન હોવુ જરૂરી છે મારો કહેવાનો એવો હેતુ તો નથીજ કે આપણે વાસ્તવિક ટીકા નજ કરવી પણ આપણા એ પવિત્ર હક્કનો આપણે આપણા પરસ્પરના દ્વેષ અને અણગમાને લીધે ઉપયોગ કરવો ઇચ્છનીય નથી જ

મુખ્યત્વે કોઇપણ વ્યકિત અથવા સમાજની ટીકા કરવા પાછળ ટીકાકારનો તેના પ્રત્યેનો અણગમો અસંતોષ અને ઇર્ષ્યા ભાગ ભજવી રહ્યા હોય છે, અને આપણી એ ટીકાને વાણી સ્વાતંત્ર્યની ઢાલની ઓથે સુરક્ષિત રાખીએ છીએ

બહુ મોડુ થાય એ પહેલા આપણે જરા થોભીએ અને વિચારીએ અને ઊંડુ મનેમંથન કર્યા બાદજ જો આપણે ટીકાકાર થઇશુ તો તેથી આપણું, સમાજનુ તથા દેશનુ હિત અને વિકાસ સાધી શકીશુ આજે આપણે એ ટીકારૂપી મહારોગમા એટલા બધા સપડાયા છીએ કે સામાન્ય માનવી પણ આપણી વર્તમાન સરકારની અઘટિત ટીકા કરતા પણ અચકાતો નથી સમયસર આપણે એ મહારોગથી બચીએ તો કેવુ સારૂ !

# આત્મકલ્યાણની વાર્તા :: :: :: ::

અનુ—વિ મૂ શાહ બી એ

(૬)

વિશ્વાસ રાખો-ભગવાન હમેશા તમારી સાથે છે સર્વથા સન્નિકટ છે કદિ પણ કોઇ સ્થિતિમા તમને એકલા છોડી શકતા નથી તમે આ વાત પર વિશ્વાસ નથી રાખતા એટલે જ ડરતા રહો છો અને તમારી જાતને અસહાય માનો છો ભગવાન તમારી સાથે જ છે એમ માની લ્યો, તે સર્વજ્ઞ છે, સર્વશક્તિમાન છે અને તમારા સુહૃદ છે તેને તમારી સાથે જ માનશો તો તમે સર્વથા નિર્ભય અને સુરક્ષિત રહેશો

વિશ્વાસ રાખો-ભગવાનની સન્નિધિમા તમારી જાતને નિર્ભય અને સુરક્ષિત માની લીધા પછી ગમે તેવી મહાન વિપત્તિ (જે ભગવાનની કોઇ ગૂઢ અભિસંધિથી તમારા હિતાર્થે જ આવેછે) તમારા મનમા લેશ પણ ભય અને અસહાયતાની ભાવના ઉત્પન્ન કરી શકશે નહિ

વિશ્વાસ રાખો-ભગવાનનુ સાન્નિધ્ય તમારા મનની સઘળી દુર્બલતાઓ-દુર્ભાવનાઓને નષ્ટ કરી દેશે પછી તમારા હાથે એવુ કોઇ અનુચિત કાર્ય-પાપ થશે જ નહિ કે જેનું ફળ દુ ખ-સતાપ હોય અને જો કદિ કોઇ રૂપમા દુ ખ કે વિપત્તિનુ દર્શન થશે તો તમને એની અદર ભગવાનના મગળમય સકેતનો જ સાક્ષાત્કાર થશે

વિશ્વાસ રાખો-જે મનુષ્ય પોતાની જાતને ભગવાનના સાન્નિધ્યમા માનીને જીવન-વહન કરે છે તે કદિ પણ કોઇ દુષ્કર્મ કરી શકતો નથી અને દુષ્કર્મ ન કરવા છતા પણ આવી પડેલ કોઇ વિપત્તિ, અપકીર્તિ, નુકશાન કે તિરસ્કારથી ઉદ્વિગ્ન કે વિષાદ મગ્ન થશો નહિ એવી પ્રત્યેક સ્થિતિમાં મગળમય ભગવાનની મગળ મૂર્તિનો સ્પર્શ પામીને તમારી જાતને ભગવત કૃપાના સુધા સિન્ધુમા પડેલી જોશો

વિશ્વાસ રાખો—તમને જે કાઇ પ્રાપ્ત થયેલું છે, પ્રાપ્ત થઇ રહ્યુ છે અને પ્રાપ્ત થવાનુ છે તે સઘળુ તમારા પરમ સુહૃદ, નિત્યસગી ભગવાનની દૃષ્ટિમા છે અને વસ્તુત તેનું મગળ વિધાન છે જો તમે એમા ગભરાતા હશો અથવા શોક વિષાદ કરતા હશો તો એમ જ માનવુ પડશે કે પરમ મગળમય ભગવાનના મગળ વિધાનમા તમારી શ્રદ્ધા નથી

વિશ્વાસ રાખો—ભગવાન જેમા તમારુ કલ્યાણ સમજે છે અને તેના વિધાનથી જે કાંઇ (જીવન મૃત્યુ, માન અપમાન, લાભ હાનિ, સુખ દુખ સપત્તિ-વિપત્તિ) તમને મળે છે એમા તમારુ ખરુ કલ્યાણ રહેલું છે તમે જેમા તમારુ કલ્યાણ સમજો છો તે તમારા માટે અકલ્યાણકારી હોવાનો સભવ છે એટલા માટે જ તમારી જાતને તથા તમારા ભવિષ્યને સર્વથા મગળમય ભગવાન પર છોડીને નિશ્ચિત થઇ જાવ, જ્યા સુધી સાત્વિક બુદ્ધિ કામ આપે ત્યા સુધી ભગવાનની પૂજાના ભાવથી સાથે આવી પડેલ કર્તવ્યનું પાલન કરતા રહો, એમા પ્રમાદ ન કરશો પરન્તુ એમ ન વિચારો કે આમ થયુ હોત તો લાભ થાત અને આમ ન થયુ એટલે નુકશાન થયુ યાદ રાખો—અતે જે કાઇ બને છે તેજ સાચુ છે અને એમા જ તમને લાભ છે.

વિશ્વાસ રાખો—ભગવાન હમેશા મગળ જ કરે છે તેની તેમ કરવાની રીત તમને

( અનુસધાન પાછલે પાને )

# જ્ઞાતિ સંસ્થાની ઉપયોગીતા.

લેખક શ્રી વેણીલાલ મોતીલાલ ભગત—મુમ્બઈ

અખિલ વિશ્વની નૈસર્ગિક, ભૌગોલિક, રાજકિય, આર્થિક, સામાજીક અને વ્યવહારિક વગેરે સમગ્ર પરિસ્થિતિમા જ્યારે તીવ્ર ગતિથી પરિવર્તન થઇ રહ્યું છે, તેવે સમયે જ્ઞાતિ રૂપી સંસ્થાઓ જે આખા જગતની સરખામણીમાં નાના બિંદુઓ જેવી ગણાય તે કાળબળ સામે ટકી શકશે કે તેનુ અસ્તિત્વ નાબુદ થઇ જશે એ વિષે જુદા જુદા મત હોય એ સ્વાભાવિક છે

કેટલાક કહેવાતી સુધારક વિચારશ્રેણી ધરાવતા યુવક યુવતીઓ એમ માનતા જણાય છે કે જ્ઞાતિ રૂપી સંસ્થા જોઇએજ નહિ, જ્ઞાતિના વાડાઓ સંકુચિત મનોદશાના નિશાની છે, જ્ઞાતિઓ કેવળ અમુક વ્યક્તિઓની વડીલશાહી કે પટેલશાહી ટકાવી રાખવાનું સાધન છે વગેરે વગેરે

ઉપરની દલીલો સામે કેટલાક વિચારશીલ માણસોનુ એવુ પણ મતવ્ય છે કે જ્ઞાતિ રૂપી સંસ્થામા કદાચ આપણી અસાવધતાથી કે સ્વાર્થવૃત્તિથી અમુક દૂષણો ઘુસી ગયા હોય તો તે સત્વર દૂર કરવા જોઇએ, પરંતુ તેથી જ્ઞાતિની સંસ્થા જે જમાનાઓથી ચાલતી આવી છે તે તદ્દન નકામી છે એવો ઉતાવળીઓ મત બાંધવો એ વ્યાજબી નથી મત કે અભિપ્રાય આપવાનુ કાર્ય એટલું બધુ સહેલું નથી. એને માટે યોગ્ય અધિકાર, અભ્યાસ, અને અનુભવની આવશ્યકતા છે

જગતમા ચારે બાજુ નજર ફેરવશુ તો માલમ પડશે કે મનુષ્ય સ્વભાવ અમુક અમુક સમુહોમાજ રહેવાનુ પસંદ કરે છે, અરે મનુષ્યો શુ પણ પશુ પક્ષીઓ પણ પોત પોતાનાં ટોળામાજ રહેવાનુ પસંદ કરે છે જેઓ જ્ઞાતિ સંસ્થાની વિરૂદ્ધ હોવાનો દાવો કરે છે તેઓ પણ ગમે તે મંડળ, ક્લબ, સમાજ, અગર એવા કોઇ નામથી ઓળખાતી સંસ્થામા સભ્યો બનેલા હોય છે એ ઉપરથી મનુષ્ય સ્વભાવે સમુદપ્રિય છે એ સિદ્ધ થાય છે ઉપરોક્ત સંસ્થાઓમા સભ્ય થવા માટે અરજી કરવાની, લવાજમ અને પ્રવેશ ફી ભરવાની વિધિ કરવાની હોય છે, જ્યારે જ્ઞાતિમા તો માણસ પોતે જન્મથીજ સભ્ય તરીકે ચાલુ થઈ જાય છે

વળી વેદોક્ત મંત્ર सहनाववतु । सहनौ भुनक्तु । सहवीर्यं करवावहै । પ્રમાણે જ્ઞાતિ સંસ્થા એ એક બીજાએ સાથે મળીને સેવાની તથા સહકારની ભાવના કેળવવા માટેનુ ઉત્તમ સાધન છે આ સહકારવૃત્તિ આપણી જ્ઞાતિઓમા થતાં લગ્ન પ્રસંગોએ અથવા મૃત્યુના પ્રસંગોએ આબેહુબ પ્રતીત થાય છે, આમ સારા અથવા માઠા પ્રસંગે માણસને જ્ઞાતિ તરફની એક જાતની હુંફ રહે છે દેશ સેવાની દીક્ષા લેવી હોય તોપણ પ્રથમ કુટુંબની, પછી જ્ઞાતિની, પછી ગામની સેવા કર્યા બાદ સાચી દેશ સેવા કરી શકાય

( અનુસંધાન આગલા પાનેથી )

રૂચિકર હોય કે નહિ એ જુદી વાત છે પરંતુ તમને વિશ્વાસ થઇ જાય કે તેના રીત પણ રૂચિકર થઇ જશે અને પહેલાં જે અત્યંત પ્રતિકુળ તથા ભયાનક જણાતું હતુ તે જ અનુકૂળ તથા રમણીય જણાવા લાગશે પછી મૃત્યુમાં પણ તમે તેના મંગળ દર્શન પામીને મુગ્ધ થઇ જશો. इतिशम्.

છે. એમ નહિ કરતા જેઓ દાદરને છેક ઉપલે પગથીએ કુદકો મારીને પહોંચવાનો પ્રયત્ન કરે છે તેઓની અત ભ્રષ્ટ તત ભ્રષ્ટ જેવી સ્થિતિ થાય છે તેઓ નથી પોતાના કુટુંબની, જ્ઞાતિની કે ગામની સેવા કરી શકતા કે નથી દેશની સેવા કરી શકતા

આ લેખનો આશય જ્ઞાતિ સસ્થા વિગે વ્યર્થ વાદવિવાદ ઉભો કરવાનો નથી, પરંતુ જ્ઞાતિની ઉપયોગીતા દર્શાવવાનો છે મારા નમ્ર મત પ્રમાણે જ્ઞાતિ સસ્થામા જે ક્ષતિઓ જણાતી હોય તે દૂર કરવા તથા સમયોચિત ફેરફારો કરી તેને ચાલુ જમાનાને અનુરૂપ બનાવવા દરેકે કટિબદ્ધ થવું જોઇએ વડીલો અને વહીવટદારોએ તેમની વડીલશાહી કે પટેલશાહી કમાવી દઇ તેમના અનુભવ અને ડહાપણનો યુવાનોને લાભ આપવો જોઇએ અને યુવાનોએ તેમના ઉત્સાહ અને ધગશમાં રીતસ અને વડીલ સન્માનને ત્યજવા ન જોઇએ આમ વહીવટદારોના અનુભવ અને ડહાપણ તથા યુવાનોના શીઘ્રપૂર્ણ ઉત્સાહ અને ધગશનો સુમેળ સધાશે તો નાતિ સંસ્થાના મૂળમા રહેલી સેવા અને સહકારની ભાવના ફાલી, ફુલી અને ફળિભૂત થશે



**લેખકોને**—શ્રીયુત નરભેરામ જાદવજી અગાણી—આપનો નૂતન બંધારણ કમીટીને "ખુલ્લો પત્ર" મળ્યો બંધારણ વિરોધનો તે પત્ર હોઇ હાલના તબકકે અમે ચર્ચામા ઉતરવા નહિ માગતા હોવાથી તે પ્રગટ કર્યો નથી

તંત્રી

# "સંતતિ પ્રત્યે માબાપનું કર્તવ્ય"

રજુ કરનાર—શ્રીયુત વોરા અમૃતલાલ મગનલાલ—વિરમગામ.

**સુવાવડનો પ્રશ્ન**—દવાખાનામા જે સ્વચ્છતા અને સગવડો હોય છે તે સાધનો, સારા સાધન સપન્નને ત્યા પણ હોતા નથી. અને તેની આવશ્યકતા પણ છે, એ વાત નિર્વિવાદ છે. પરતુ ત્યાની નીતિ રીતિ વગેરે બધુ લગભગ પાશ્ચાત્ય સ્ત્રીઓની ખાસિયતને અનુકૂળ નિર્માયેલુ હોવાથીજ આવી સ્થિતિ થવા પામે છે દષ્ટાત રૂપે હિદુસ્તાનમા ગર્ભવતી સ્ત્રીને શીરો, કાટલુ ઇત્યાદિ પૌષ્ટિક તત્વો આપવામાં આવે છે, જ્યારે દવાખાનામા વિલાયતી દવાના ટોનિક ડોઝો અને ભાત જેવુ નિસત્વ ખાણુ આપવામા આવે છે કે જે ઘણી સ્ત્રીઓને પ્રતિકૂળ પણ થાય છે વળી કેટલીક વખત એવુ પણ બને છે ખરૂ કે દેશી સુયાણી જેટલુ નર્સને પરિપકવ વ્યવહાર જ્ઞાન ન હોવાને કારણે ગર્ભને અને માતાને સોસવુ પડયુ હોય! પરતુ જ્યાસુધી શાસ્ત્રીય દષ્ટિએ શરીર શાસ્ત્રનો અભ્યાસ કરાવી એવા દેશી પ્રસુતિગૃહો તૈયાર ન થાય ત્યાસુધી આમ કર્યા વગર છૂટકો થતો નથી, કારણકે આજની શહેરી સ્ત્રી એટલી તો નિર્બળ હોય છે કે તેને ઉપસ્થિત થતુ પ્રસુતિકષ્ટ સહન કરવાની શક્તિ તેણે ગૂમાવી દીધી હોય છે બીજી બાજુ તદુરસ્ત ગ્રામીણ સ્ત્રીઓ પ્રાચિન કાળની પેઠે આજે પણ તે કષ્ટ સહેલાઇથી સહન કરી શકે છે કારણકે તેમનામાં તાકાત પરિપૂર્ણ હોય છે પ્રાચિન પ્રસુતિશાસ્ત્રનુ જ્ઞાન આજે નષ્ટ થઇ ગયું છે તેની પુનર્રચના કરવાની અને ગર્ભવતી પાસે સ્વચ્છ વાતાવરણ અને વ્યવસ્થા રાખવાની શિક્ષાનો પ્રચાર કરવાની પણ આવશ્યકતા જણાયે છે

**નિર્બળતાનો જન્મ**—સ્ત્રીઓની આ નિર્બળતાનું મૂળ એકમાત્ર વ્યાયામનો અભાવજ છે પહેલા કમોદ, ડાંગર, તલ ઇત્યાદિ ખાડવાની ક્રિયાઓથી હાથના સ્નાયુઓ અને ફેફસાને ખૂબ કસરત મળતી દળવાથી પેટના આંતરડાને વ્યાયામ મળતો દૂર દૂરથી પાણીનાં બેડા ભરી લાવવાથી પગ, ડોક ઇત્યાદિ દરેક અગને તાલીમ મળતી પશુપાલનનો રિવાજ વિશેષ પ્રમાણમા હોવાથી સ્ત્રીઓને સતત કાર્ય રહ્યા કરતુ હતુ જીવનના આવશ્યક તત્વો જેવા કે હવા, જળ અને ખોરાક તે ત્રણે આવા કુદરતી વ્યાયામોથી સાત્વિક અને સ્વચ્છ મળતા હતા, અને તેથી શારીરિક, અને માનસિક બને તદુરસ્તી જળવાઇ રહેતી હતી આવો વ્યાયામ જતાં આજે શારીરિક અને આર્થિક એમ બને દષ્ટિથી ખૂબ વેઠવુ પડે છે તેમા પણ હજુ કાંઇ બાકી હોય તેમ દેશની દુર્દશા કરનારાં અનેક વ્યસનો પુરૂષ સંસર્ગથી સ્ત્રી જીવનમા પણ લાગુ પડી ગયા છે

**ચાની બદી**:—બીજા નાના મોટા વ્યસનો બાદ કરીએ તોપણ સ્ત્રીઓમા આ વ્યસન જ્યાં જુઓ ત્યા બહુ અંશે દેખાય છે શારીરિક આર્થિક, રાષ્ટ્રિય અને ધાર્મિક એમ ચારે દષ્ટિએ ચા હાનિકર્તા છે તે વાત હવે ચાના ગેરફાયદાનુ એટલું સાહિત્ય નીકળ્યા પછી વીશેષ સમજાવવાની આવશ્યકતા રહેતી નથી પરતુ આ સ્થળે એટલું નિર્દેશ કરવાનુ મન થાય છે કે તેઓ પોતાનાં

શરીર તરફ ભલે બેદરકાર હોય પણ પ્રજાના હિત માટે તો તેમણે જરૂર આ જડીમાથી છુટી જવુ જોઇએ જે બાળકની માતા ચા પીએ છે તે બાળકને ગળથૂથીમાજ અમૃતને બદલે વિષ પાય છે, અને પ્રજાનુ આયુષ્ય અધું બનાવવાની પાશવિક ક્રિયા કરે છે, તેમ માનવુ અસ્થાને નથી. આ કુટેવ દરેક સ્ત્રીઓએ શીઘ્ર તજી દેવી જોઇએ.

**બાળ ઉછેરના જ્ઞાનનો અભાવ.**—નાના બાળકને જરા આખ, માથુ દુખે કે તુરતજ "બોલાવો ડૉકટરને" એમ કહેવુ પડે તે બાળઉછેરના જ્ઞાનના અભાવનો નમૂનો છે અનુભવી ડોસીઓ પણ ગઇ અને ઘર વૈદાનો લોપ થતો ગયો પરન્તુ તેનું પરિણામ તો બાળકોને ભોગવવુ પડ્યુ આદતીઓ વધી અને દવાઓના બાટલા પીવરાવીને બાળકોને માયકાગલા બનાવી મૂકયા આ દુખથી છુટવા માટે માતા થયા પહેલા દરેક બહેને ઘરગથ્થુ વૈદાનો અભ્યાસ કરવાની આજે તો ખૂબજ જરૂર છે

**નાનાં બાળકો પ્રત્યે**—બાળકો જ્યા સુધી માતાનું દૂધ પીએ ત્યાસુધી માતાએ પોતાની દરેક ક્રિયામા સયમી રહેવુ ઘટે અને દૂધપાનની સાથે ઉચ્ચ સસ્કારોનું પણ પાન કરાવવુ ઘટે બાળકના કાનમા મીઠા અને મધુર શબ્દો ભરવા જોઇએ કારણકે આ વખતે બાળકની માતા સાથે એટલી તો એકાકારતા હોય છે કે તે પોતાની માતા સિવાય જગતમા કોઇને ઓળખતુંજ નથી કેટલીક માતાઓ તો બાળકની પૂરી શરીર સ્વચ્છતા પણ રાખી શકતી નથી, ત્યા સસ્કૃતિની તો વાત જ શી ? આવી માતાની સખ્યા આપણી સ્ત્રીઓમા થાય કે તેના બાળકો રૂપાળા અને તદુરસ્ત હોવા છતા કોઇને રમાડવાનુ કે જોવાનુ મન સુદ્ધાં થતું નથી તેમની આખમા ચીપડા બાઝયા હોય છે નાકમાથી લીંટ અને મોઢામાથી લાળ ઝરતી હોય છે તેમજ કાનમા મેલના થર જામ્યા હોય છે આપણી માતાઓએ બાળક પ્રત્યે આવી બેદરકારી દૂર કરી સાવધાન રહેવુ જોઇએ (અપૂર્ણ)

( પૂ. મુનીશ્રી સંતબાલજીના "આદર્શ ગૃહસ્થાશ્રમ" પુસ્તકના આધારે)

# સંસારને ખીસાડેથી.

લેખક શ્રી વિષ્ણુકુમાર કુબેરદાસ પંડ્યા
જનૉલીસ્ટ—ડિહડી

[સમાજની કેટલીક કુરૂઢિઓ અને કમનસીબ કિસ્સાઓને આલેખતી સચોટ અને બોધક ઘટના........ગતાંકથી ચાલુ]

[૧૭]

બીજે દિવસે બપોરે રસનિધિ અને દિનેશ જમીને વામકુક્ષી માટે લંબાયા હતા

'રસનિધિ ! આજે તારી આંખો લાલ કેમ દેખાય છે ? રાત્રે બરાબર ઉંઘ નહોતી આવી કે શું ?' દિનેશે રસનિધિની સુરખીસી લાલ આંખો જોઇ સ્વાભાવિક પ્રશ્ન કર્યો

'હા રાત્રે પુરતી ઉંઘ લઇ ન શક્યો' રસનિધિનુ મન કંઇબીજા વિષયમા પરોવાએલુ જણાઇ આવતુ હતું

'કારણ ?'

'ખાસ કંઇ નહિ પણ હું ધારૂં છુ કે સ્થળ ફેરને લીધે બરાબર ઉંઘ નહિ આવી હોય' રસનિધિએ પ્રશ્નને ટાળવા એકાદ સર્વ સામાન્ય કારણ રજુ કર્યુ

'શું તું સાચુ કહે છે ? ના, ના, રસનિધિ ! હું આ માની શકતો નથી તુ મારાથી કંઇક છૂપાવે છે' આદિ આવ્યા પછી દિનેશને રસનિધિના વલણ-વર્તનમા ફેરફાર જણાતો હતો

હુ સાચુજ કહુ છુ તારાથી છૂપાવવાનુ કંઇ હોઇ શકે ખરૂં કે ?' રસનિધિએ દિનેશના પ્રશ્નને ઉડાવતા કહ્યુ

'રસનિધિ ! મારુ હૃદય તારી આરસી છે અને તારૂં હૃદય મારી આરસી છે તેમા કોઇ પણ વસ્તુ-વાત છૂપી રહી શકતીજ નથી એ તું કેમ ભૂલે છે ?' દિનેશ એક આદર્શ મિત્ર હતો

'એ હું બરાબર જાણુ છુ પરતુ નજીવી અર્થહિન તરંગ ભરેલી વાતમા તને શું કહેવાનુ હોય ? મનમા તો કલ્પનાઓના ઘોડાઓ દોડાદોડ કરે તેમા શું વજુદ હોય ?' રસનિધિએ દિનેશના ખંભે હાથમૂકી પ્રેમથી કહ્યુ

'કારણ વગર કલ્પના હોઇજ ન શકે. કંઇ પણ કારણ તો હોવુજ જોઇએ ને ?' દિનેશે વાતનો વિરામ કરતા કહ્યુ

'મે તને કહ્યુ ને કે એવા ક્ષુલ્લક કારણો તો ઘણાય ઉપસ્થિત થાય બોલ ! એમાં તને શુ કહુ ?' રસનિધિએ દિનેશની આંખો સામે એકીટસે જોયુ

'રસનિધિ ! તારી આંખો મને ઘણુંજ કહે છે અમે તેવા ક્ષુલ્લક કારણો હોય પરતુ મિત્ર આગળ કહેવામા કોઇ પણ જાતની મર્યાદા નડવી ન જોઇએ બોલ ! શી વાત છે ?' દિનેશ રસનિધિમા ઓતપ્રોત થવામાજ પોતાની સાચી મિત્રતા સમજતો હતો તે સ્વાર્થી તકસાધુ જેવો તાલી દોસ્ત ન હતો તે મિત્રતાની પવિત્ર અને ગભીર જવાબદારી સમજતો હતો

રસનિધિને પણ દિનેશ પ્રત્યે શુદ્ધ પ્રેમ હતો તે એક પણ વાત તેનાથી છૂપાવતો નહિ તેણે જીંદગીમા ઘણાં સાથે પરિચય-સબધ કર્યો હતા, પરતુ સાચી મિત્રતા તો ફક્ત એકજ જોડે સધી હતી અને તે ફક્ત દિનેશ સાથેજ છેવટે દિનેશ પ્રત્યેના સાચા મિત્રપ્રેમની ચાવીએ તેના હૃદયદ્વારના તાળાને ખોલી નાખ્યુ અને પછી તો ઠેઠ સાંજ પડી ત્યા સુધી આ બન્ને મિત્રોની વાતો ચાલી અને જો કદાચ વિલાસનુ ત્યા આગમન થયુ ન હોત તો તેમના હૃદયના તારોનુ સુરીલુ

સંગીત કોણ જાણે ક્યાં સુધી ચાલુ રહેત!

'આજે તો કંઈ અપોરના ઉંઘો છો કે શું?' સાંજ પડવા આવી હોઈ દિનેશ અને રમનિધિ સુવાના ખંડમાંથી બહાર ન જણાયાથી વિલાસે તે ખંડમાં પ્રવેશ કરતા પૂછ્યું

'ના રે, બેન! આતો અમે જરા વાતોએ ચઢ્યા હતા અને તમે જાણો છો ને કે રમનિધિ મને મળે ત્યારે તો હું બહુ જ ખુશી થાઉં છું' દિનેશે રમનિધિ તરફ ભાવ ભરી દૃષ્ટિ ફેંકી

'હા, ભાઈ' એ તો કહેવું પડે કે તમારા થોડા દિવસના સહવાસથીજ મને જણાય છે કે રમનિધિભાઈ અને તમારી બન્નેના જેવી 'મિત્ર–બેલડી' મેં હજુ સુધી જોઈ નથી અને વળી રમનિધિભાઈ તો ઓછું ઓછું પણ તેમની સાચી શુદ્ધ સ્નેહભાવના તો ગમે તેવાને પણ વશ કરે તેવી છે તેમણે ટુંક સમયમાંજ અમા(રા) બધાના હૃદય કેવા જીતી લીધા છે?' વિલાસે રમનિધિ ભણી ભાવભીની દૃષ્ટિએ જોયું

આ વાતચીત ચાલતી હતી એટલામાં ત્યાં કોઈનો પગરવ સંભળાયો. બધાએ ઉત્સુક ભાવે નજર લગાવી તો સામેથી વિનોદરાય આવતા જણાયા

'અરે! આજે તમે હજુ સુધી કંઈ બહાર ફરવા ગયા નથી? આજે શું આમ ઘરમાંજ દિવસ વીતાવવો છે? જાવ, જરા બહાર પાદરે તળાવ તરફ ફરી તો આવો. બહુ સુંદરસ્થાન છે.' વિનોદરાયે ખંડમાં પ્રવેશ કરતા કહ્યું

'તેઓ ક્યાંથી બહાર નીકળે? જુઓને! આજે તો બન્ને મિત્રોએ ખુબ વાતો કરી છે જો હું કદાચ ન આવી હોત તો કોણ જાણે તેઓ ક્યાં સુધી ચૂપચૂપ વાતો કર્યા કરત! બન્ને એક બીજાને સગા ભાઈ કરતા પણ અધિક શુદ્ધ પ્રેમથી ચાહે છે' વિલાસે આ બન્ને મિત્રોની સ્નેહમાર્ગનું સ્વરૂપ રજુ કર્યું

'બહેન! ઘણા વખાણ કરશો નહિ હો, નહિતર પછી 'વખાણેલુંશાક વખોડવા પાત્ર' જેવું કદાચ થશે' મિતમાંથી રમનિધિએ હસતા હસતા વિલાસ તરફ જોઈ કહ્યું

આ સાંભળી બધા ખડખડાટ હસી પડ્યાં અને સંધ્યાકાળ થતો હોઈ બન્ને મિત્રોએ બહાર ફરવા જવા તૈયારી કરી

રમનિધિએ દિનેશ સમક્ષ જે ખંડમાં પોતાનું હૃદય ખોલ્યું હતું તે ખંડની બાજુમાં કોઠારનો ઓરડો હતો. વિલાસ અચાનક કંઈ કામ માટે તે ખંડમાં ગયેલી ત્યારે તેના કાન પર રમનિધિ–દિનેશની ગુપ્ત વાતોનો સૂર સ્વાભાવિક રીતેજ પડ્યો હતો. આવી વાતો બીજી કોઈ વ્યક્તિ સાંભળી ન જાય તે માટે તેમાં ખલેલ કરવા વિલાસ ઈરાદાપૂર્વક રમનિધિ–દિનેશ સમક્ષ ત્યાં ઉપસ્થિત થઈ હતી. રમનિધિ અને દિનેશને આની ક્યાંથી ખબર હોય? તેમને મન તો પોતાની વાતો બે હૃદય સિવાય ત્રીજું કોઈ જાણતું નથી એમજ હોય ન! 'દિવાલોને પણ કાન હોય છે' તે આનું નામ ને!"

વિલાસ અને વિનોદરાય આજરાત્રે મોડા સુધી જાગતા હતા ને તેમના ખંડમાં ટમટમ થતો દીવો સૂચવતો હતો

રમનિધિ અને દિનેશ નિદ્રામાં પણ જાણે જાગૃત હોય તેમ અનેરી સ્નેહ સૃષ્ટિમાં વિચારી રહ્યા હતા. દિનેશના મુખ પર સ્મિત હતું. રમનિધિના મુખ પર ગહન વિચારોની રેખાઓ અંકિત થએલી જણાતી હતી

કુદરતની કળા ન્યારીજ છે ને!

[અપૂર્ણ]

સુધારો—ગતાંકમાં પાને ૩૩૦ જન્મના સમાચારમાં છેલ્લી લીટીમાં ગોઠીયા છે ત્યાં મુંબઈ જોઈએ

# અસહિષ્ણુતા અને માનવ નિર્બળતા.

લેખક : શ્રીયુત ગોવર્ધનદાસ ગોવિંદજી રઠોડ

હિંદુ-સંસ્કૃતિનો ઇતિહાસ તપાસીએ તો તેની વીરતા અને ઉદારતાના અનેક દાખલાઓ જોવામાં આવે છે અને તે સંસ્કૃતિના વારસ આપણે હોઈએ તેનું મનન કરીએ તો લાગે છે કે આપણે તે ઉદારતાથી ઘણા પાછળ પડી ગયા છીએ પ્રાચીન વીર-પુરૂષો શત્રુને મારવાની તાકાત રાખવા છતાં જો તે શરણે આવે તો માફી આપવામાં ઉદારતા રાખતા, એજ રીતે કૌટુંબિક જીવનમાં પણ કુટુંબનો વડો વિશાળ દિલ રાખી સહનશીલતા કેળવતો અને આશ્રિત કુટુંબીઓની ભૂલો તરફ દુર્લક્ષ કરી અમુક ભૂલના કારણે તેનો સહકાર છોડી દેવો તેવી વૃત્તિ નજ રાખતા ત્યારે અત્યારે તેનાથી સાવ ઉલ્ટુ છે થોડી એક ભૂલના કારણે આપણે ભૂલ કરનારને તેની ભૂલને મોટી ગણી વારંવાર યાદ આપી તેને તિરસ્કારી ઘૃણાનું વાતાવરણ પેદા કરી સમાજ, કુટુંબ કે જ્ઞાતિમા જે પ્રેમ અને સહિષ્ણુતાનું વાતાવરણ પેદા કરવુ જોઇએ તે કરી શકતા નથી, અને આના કારણોએજ આપણે પ્રગતિના અવરોધક બનીએ છીએ

આપણે બીજાનો અપરાધ સહન કરવા જરાએ તૈયાર નથી રહેતા, પણ આપણે વિચાર કરીએ કે ઇશ્વર આપણા જન્મ-જન્માતરના ગુન્હાનો હિસાબ લગાવે તો? આપણે બીજાને નીચ અને પાપી કહીએ છીએ પણ આપણે પૂર્વજન્મોમા શું કર્મો કર્યા હશે અને હજીપણ શું કરીએ છીએ તેનો જરાએ ખ્યાલ કરીએ છીએ? સાચું પૂછો તો એવો કોઇપણ અપરાધ નથી હોતો કે જે આપણે ન કરેલ હોય, આપણે બીજાનો દોષ જોઇ તેને શિક્ષા મળે તેવુ ઇચ્છીએ અને તેના તરફ ઘૃણા રાખતા થઇએ અને પોતે જે કાંઇ જાણે અજાણે કરી નાખીએ તે બદલ ઇશ્વર આપણને માફી આપે તેવુ ઇચ્છીએ એ કેટલું સંગત છે તે સમજી શકાતું નથી એટલે જો આપણે માનવતા કેળવવી હોય, સમાજમા ગુન્હાઓનુ પ્રમાણ ઓછું કરવુ હોય તો ઉદાર દીલ રાખી અંતરમુખી બની પોતાની ભૂલો કે જે સદાચારની દૃષ્ટિએ થતી હોય છે તેને પહાડ જેવી ગણી બીજાની ભૂલો કે અપરાધોને હલકા ગણી તેના તરફ સહૃદયતા અને સહાનુભૂતિ કેળવી નમ્રપણે યત્કિંચિત ભોગ આપતા થવુ જોઇએ પ્રભુ આપણમા આત્મવિકાસનુ બળ પ્રેરો

# સર પરશોતમદાસ ઠાકોરદાસની સુરતની મુલાકાત.

ગઈ તા ૧૦ અને ૧૧ જુને સર પરશોતમદાસ ઠાકોરદાસ સુરતની મુલાકાતે આવ્યા હતા તેમણે એ દરમ્યાન ચોર્યાસી તાલુકાના ગવીઅૅર તથા ઓલપાડના દાંડીમા ગામના કુવાઓનુ તથા હસનાપોર, મોહમદપુર, સોંધલા-મીઠા, ટકારમા અને કદરામાના 'એપ્રોચ' માર્ગોનુ નિરીક્ષણ કર્યું હતું મઢી, માડવી, કાકડાખારની મુલાકાત લીધી હતી કાકડાખાર ગામ નજીક નહેર યોજના અન્વયેનુ બાધકામ સર પી. ટી એ નિહાળ્યુ હતું. તેમણે તાપીની ઇરીગેશન સ્કીમમા વર્ષોથી ઉંડો રસ લીધો છે અને એ યોજનાને અમલી બનાવવામા મહત્વનો ભાગ ભજવ્યો છે. તેમણે બધ અને નહેર સ્કીમ અન્વયે ઘણનેર પામેથી વિગતવાર ખ્યાલ મેળવ્યો હતો. કુવાઓની તપાસે જતા ગામલોકોએ કુવા બધાવી આપવા માટે સર પી ટી ને આશિષ આપ્યા હતા સર પી ટી યોજના અન્વયેની કેટલીક પ્રાથમિક શાળાઓનુ અવલોકન પણ તેમણે કર્યું હતુ.

તા ૧૦ મીએ સાજે સુરત ચેમ્બર ઓફ કોમર્સ સમક્ષ બોલતા સર પી. ટી એ કાળાબજાર કરવા માટે વેપારીઓને ઠપકાર્યો હતા તેમણે કહ્યુ હતું કે આજે મદીની બુમો વેપારીઓ પાડે છે પરતુ માલની અછત અને કાળાબજારના નાણાની છનાછન વખતે તેમણે ઘરાકની દ્રષ્ટિયે પરવા કરી નથી. દુકાળ અગે સુરત જીલ્લામા કુવાઓ અને માર્ગો બાધવા માટે પોતે આપેલા રૂા એક લાખના દાનનો ઉલ્લેખ કરીને સર પી ટી. એ તે અગે થયેલા કાર્ય બદલ સતોષ વ્યક્ત કર્યો હતો તેમણે ડાંગની ભાષા મરાઠી હોવાના સરકારી નિર્ણયનો વિરોધ દર્શાવ્યો હતો અને તે સામેની ગુજરાતની ચળવળને ટેકો આપ્યો હતો અને જણાવ્યુ હતું કે હવે ગુજરાતના વધુ ભાગલા પડે એ કોઇપણ સજોગોમા સહન નહિ થઇ શકે

## હવે જ્ઞાતિઓએ જડ બધનોનું પાલન છોડી રચનાત્મક કાર્યોમાં લાગી જવું જોઇએ.

હવે વિવિધ જ્ઞાતિઓ ખોટા વ્યક્તિ લક્ષી બધનો વડી સમાજ વિકાસને રૂંધી નહીં શકે વ્યક્તિ નૈતિક ધોરણની રખેવાલી આપણી નષ્ક્રિય સરકારે લીધી છે એટલે હવે જ્ઞાતિઓએ પોતની જડ ધારા ધોરણ ઘડવાના અને તેનો અમલ કરાવવાની કામગીરી પડતી મૂકીને સામાજિક, આર્થિક કેળવણી વગેરે સમાજની ઉન્નતિના રચનાત્મક કાર્યમાં લગી જવુ જોઇએ

પ્રમુખ-
દશા મોરદીવા વણિક જ્ઞાતિ અખીલ
હિંદ સમેલનના પ્રમુખ
વજલાલ વસનજી શાહજી

પરીક્ષામા પાસ—બી કોમ મા વિજયકુમાર કૃષ્ણલાલ શ્રોફ આણુનાસા
ફર્સ્ટ ઇયરમાં—અજીતકુમાર હરિશ્ચદ્ર દલાલ પ્રથમ વર્ગમા પાસ

# એ રત્ન કયું ?

શ્રીયુત લાલદાસ હ. કોઠારી

ત્રણ મિત્રો હતા, તેમાના એકને દૈવવશાત્ રત્ન સાપડ્યું. વધુ જતન કરે સારી કિંમત અંકાશે એમ માનતા, દીર્ઘસુત્રી એવા એ રત્નમાલિકે રાખ્યો સમય માચવી–સભાળી રાખ્યુ

ઘણો સમય વીતી ગયો એક દિવસે તે તે રત્નને લઇ ઝવેરીને ત્યા ગયો એક ઠેકાણે, બે ઠેકાણે એમ પાચ સાત ઠેકાણે તે રત્ન બતાવ્યુ, પણ અફસોસ ! ક્યાય કોઇએ તેનુ મૂલ્યાંકન જ ન કર્યું

રત્ન જેવુ રત્ન છતા તે ખોટા રૂપીઆની જેમ બધા ત્યાથી પાછુ ફરતુ જોઇ તે રત્નના માલિકની મુંઝવણ વધવા લાગી તેણે પોતાની દીર્ઘદષ્ટિ દૂર દૂર બધે ઠેકાણે દોડાવી અને રત્નને ઠેકાણે પાડવા માટે યત્ન કર્યો પણ તેને નરી નિષ્ફળતા જ સાંપડી

રત્નમાલિકને બીજા બે મિત્રો–એય સુદાળા અને દુદાળા–જાણે મહાકાય મણુ-પતીના દૂન્તર પ્રતિકો

એક સમે ભાવિના કોઇ સકેતથી આ ત્રણે મિત્રો જુદે જુદે માર્ગેથી ચાલ્યા આવતા એકજ ઠેકાણે–ગામ વચ્ચેના ત્રિભેટે–એકઠા મળ્યા

'મારુ મોઘુ રત્ન' રત્ન માલિકે ભારે હૈયે ઉદ્‌ગાર કાઢ્યો, 'કોઇ ઝવેરી પારખતુ જ નથી દિન પ્રતિદિન વધે છે અને તેને જાળવવાનુ જોખમ પણ વધતુ જ જાય છે મારા તમામ પ્રયત્નો નિષ્ફળ જતા હવે મને લાગે છે કે કદાચ તે ઉત્કટ સુધી ય અણપરખ્યુ રહે, અને ન જાણે નાથ, કેવી કપરી જવાબદારી શીરે આવી પડે ' મિત્રો, કોઇ ઉપાય-ઉકેલ તો સૂચવો'

દીર્ઘ શ્વાસ મૂકતો મારો સ્થુલદેહી મિત્ર બોલ્યો, "જો ભાઈ, રત્નોનો ઉપયોગ લોકો બે રીતે કરે છે કેટલાક તેને પોતાની શોભામા પ્રયોજી આનંદ માણે છે બીજા કેટલાક તેને માત્ર ખજાને ભડારી માલિકીપણાનો ગર્વ લેતા થકા આનંદ અનુભવે છે માત્ર પહેલી રીતે તમારા રત્નનો ઉપયોગ કરી શકે તેવાને શોધવા તમે આકાશ પાતાળ એક કર્યા છે એ વાત ખરી, અને તમે તેવો કોઇ ઝવેરી ન મળતા નાસીપાસ થવા છો તે વાત પણ હુ માની લઉં, તો પણ તમોએ, હું સુચવુ છુ તે, બીજી રીતની શોધ હજુ નથી કરી મારી સલાહ વ્યાજબી લાગતી હોય તો કોઇ એવાને ખોળી લો કે જે રત્નને માત્ર ખજાને ભડારી રાખી માલિકીપણામા ગૌરવ અને આનંદ માણે'

મિત્રનો મુઝવણ ઉકેલનો રાહ રત્ન માલિકને પહેલે તબક્કે ન રૂચ્યો પણ ખૂબ વિચારને અંતે લાંબે સમયે તેને તેમાંજ સાચી–પાતળી વાસ્તવિકતા દેખાવા લાગી કારણ માત્ર એ હતું કે મિત્રની આ સલાહ સ્વયસિદ્ધ (જાત અનુભવ સિદ્ધ) હતી અથવા કદાચ ગમે તેવી પણ તે સલાહ તેના મિત્રની હતી, અને મિત્રની હતી માટે પાલન કરવા યોગ્ય હતી

બીજો મિત્ર જે કેવળ જાડથો જ હતો, જેણે રાતદિન તબલાના સહવાસમા રહી પોતાના અંગ-ઉપાંગોને તબલાની જેમ ગોળ મટોળ બનાવી અરસપરસની સામ્યતા હાસલ કરી હતી, તે બોલ્યો, 'મારુ માનો તો મારી રીતે આ કપરી બાબતનો ઝટ તોડ આણુ મારુ તમના શાસ્ત્ર મર્મ સમર્થ હોઇ મારી

અનેક મુઝવણોમા મને માર્ગસૂચક બન્યુ છે તેનુ માહાત્મ્ય સાંભળો"

'જોગ દર જેના પ્રણેતા છે, શક્તિ જેની થાપ છે, અંડભગ જેનો તાલ છે, અગુડી જેનો મેળ છે અને તાતાધીનતા જેનુ અનુમન્યુ છે એવુ મારૂ તબલા શાસ્ત્ર અવિચળ ઉક્ત દર્શક હો.

એક દિનની આ વાત છે તબલા અને મારે રોજનો સહવાસ, ન તબલા મારા વિના રહે, ન હુ તેમના વિના

પ્રથમ હુ કેવળ અભ્યાસી જ હતો ત્યારે ચોમાસુ ચાલે શ્રાવણ માસના પાછલા દિવસો ઘણુ કરીને હશે કોણ જાણે શાથી પણ, તબલા રોજ-બરોજ મારે વાગે ને બેદમા તાલ આપે માત્રાના મેળને અને તબલાના નાનને જાણે અગાઉ જ ન હોય હુ થાકયો કટાળી મે નવા તબલા આણ્યા

થોડાક દિવસ વહી ગયા અને ભાદરવો આવ્યો તેના પણ થોડાક દિવસ વીત્યા અને ચોમાસા જેવુ ન રહ્યુ તાપ પણ ભારે નીકળતો હતો ઓતરા ચિત્રાનો તાપ એટલે પૂછવુ જ શુ ! અને ભાઈ, આગ નવા તબલાં એવા વાગે કે કે બમ એવુ ધીકુમામ્ સાભળી હુ તો છક્ક જ થઇ જતો

એક દિવસ મને વિચાર આવ્યો, 'લાવ ખુણામાં પડેલા પેલા જુના તબલા ચકાસુ અને મારે અજાયબી વચ્ચે મને જણાયુ કે તેઓ પણ આ નવા જેટલા જ જોર-શોર અને દીમાકથી વાગતાં હતા

જુનાં તબલામાં થએલા આ એકાએક પરિવર્તનને હુ ન પામી શકયો મે ખુબ જ મથન કર્યું અને તાગ કાઢ્યો કે નવા તબલાંની હસ્તિ કરવા અને સરસાઇ પ્રાપ્ત કરવા તે જુના-અણુમાનીતાં તબલા ખુણે પડ્યા છતા જાતે સર્જ્ય થઇ રહ્યા હતાં.

સંગીત અને સાજ-એક આત્મા ને બીજો દેહ. આત્મામા ચેતન સ્ફુરે અને જરીક થડ કાટ આવે એટલે દેહ તરતજ સર્જતા ધારણ કરે.

• લે, હુ તો ખુબ જ હાંકી ગયો હવે મૂળ મુદ્દા પર આવુ જેમ જુના બેસુર અને તાલભગ થએલાં તબલા, તેમની જગ્યા લેવાને નવા તબલા આવતાં જ, પુન સર્જ્ય થઇ કામીયાબ બન્યા, તેમ તુ પણ તારૂં એ રત્ન કોઈ એવાને પરખાવ કે જેનુ પ્રથમનુ નાકામીયાબ બન્યુ હોય તારા એ નવાં રત્નના જવાથી પેલું જુનૂં કામ આપતું થશે એટલુ જ નહિ પણ તેને પામનાર બેવડો ફાયદો ઉઠાવતો થશે.'

'અને ત્રિભેટે મળેલી આ ત્રિપુટીએ આ રીતે એ રત્નનો ઉકેલ કાઢ્યો. •

બિચારૂં રત્ન જેવુ એ રત્ન પાણી અને ચમક હેવા છતાં તેનો માલિક દીર્ઘસૂત્રી અને સલાહકાર જડયા મિત્રોને પાપે કોક એવાને પનારે પડયુ કે તે દિન પ્રતિદિન નિસ્તેજ બનતું ચાલ્યુ

રત્ન હ્રદયની વ્યથા વાંચવામાં નિષ્ણાત એવા એક કવેીને પૂછતાં જવાબ મળ્યો, 'પરિતાપ અને નિસાસાનો ગતદિન ધીક્તો રહેતો વહ્નિ તેના આત્માને બાળી રહ્યો હતો.'

આવો એક કોઇકના કન્યા રત્નનો કરુણ અંજામ હતો

* * *

નડિઆદ—અષાડ શુદ ૧૦-૮ ના રોજ શક્તિ પરિષદ ઉજવાણી હતી તે વખતે જાહેર વ્યાખ્યાનો, ભજન કિર્તન, પ્રભાતફેરી નવચંડી યજ્ઞ વગેરે કાર્યક્રમ ગોઠવાના આવ્યો હતો

# આપણી કેળવણી.

શ્રીયુત કહાન ચકુ ગાધી

ઉન્નતિ અવનતિનો આધાર કેળવણી પર છે. જે કેળવણી સંસ્કૃતિનુ રક્ષણ કરે છે અને સમગ્ર જનતાના જીવનના આધારભૂત ધધાઓનુ રક્ષણ પોષણ કરવા સાથે નવુ બળ પ્રેરે તે કેળવણી સર્વથા ઇષ્ટ અને ધન્યવાદ પાત્ર છે હાલની કેળવણીમા આની કેટલી ઓછપ છે? મેકોલેએ કેળવણી દ્વારા આપણને દાસવૃત્તિ ચકચૂર કર્યા છે હાલની કેળવણી પામેલા યુવાનો બહુધા પોશાક આદિમા વાનર નકલ, શ્રમ કરવામા અસહશીલ શક્તિહીન અને રક્તહીન થતા જાય છે હાલની કેળવણીમા રહેલુ આ તત્ત્વ (!) આપણે જલદી જરૂર ભૂસવુ જોઇએ એ આપણુ પહેલુ અને પરમ કર્તવ્ય છે કોમવાદ કે સ્પર્શાસ્પર્શ કરતાં પણ પહેલામા પહેલુ આ ભૂસાવુ જોઇએ

મેકોલીયન કેળવણીએ આપણને મુગો માર માર્યો છે વાચાલ બનાવી સ્વરાજ્ય તરફ દોરવા જેવુ કર્યું છે, પણ ધધાહીન બનાવ્યા છે શેરડીના ચૂસેલ છોતા જેવા કર્યા છે, પરપરાની કારીગરી અને કારીગરોનો નાશ કર્યો છે. નાશના મુખમા મૂક્યા છે આપણને બહારના સર્ટીફીકેટની જરૂર પડે છે ડીગ્રી વગર નોકરી મળતી નથી કેટલાક ધધા પણ થઇ શકતા નથી જ્યાં જોઇએ ત્યાં પરીક્ષાનો ક્રૂર હાથ લબાવાયો છે

આ સબધમાં કેટલોક વિચાર સ્વર્ગસ્થ મનસુખલાલ રવજીભાઇએ કર્યો હતો. તેમની પ્રેરણાથી પ્રેરાઇ હુ ૧૯૨૩ નુ આખુ વર્ષ આ સંબધી અવલોકન અર્થે કાશ્મીરથી સેતબધુ અને કવેટાથી ગૌહતી સુધી ફર્યો હતો સ્વર્ગસ્થ લાખાજીરાજે ચાલતે પગારે રજા આપી હતી, પરતુ મારા પાછા આવ્યા પછી થોડાજ દિવસોમા મનસુખલાલભાઇનુ શરીર છૂટી ગયુ. સને ૧૯૨૯ મા સ્વ. લાખાજીરાજે શિક્ષક સમેલન કર્યું, તેમાં મેં આ સબધમાં નિબધ વાચ્યો. ને તેમાનુ મુખ્યતત્ત્વ તેમણે અમલમા મૂક્યુ પણ તે પછી ત્રણજ માસમા તેમનો સ્વર્ગવાસ થતા અધિકાર પર આવેલી સત્તાએ એ સુધારો ભૂસી નાખ્યો આગળ ચાલતુ તેમ ચલાવા પસદ કર્યો

મુખ્યમા મુખ્ય સુધારાની રૂપરેખા આ પ્રમાણે છે અત્યારને સમયે કેળવણી લેતા બાળકોને ૫-૬ કલાક શાળામાં ગોંધી રાખવામા આવે છે અને ઘણા વિષયો તથા તે સબધના પુસ્તકોના ભાર નીચે ઉગતી વયમાજ તેમને શક્તિહીન કરાય છે તેમાથી તેમને બચાવવા પ્રાથમિક માધ્યમિક કે ઉચ્ચ સુધીની કેળવણી સસ્થામા ત્રણ કલાકથી વધારે સમય ભણનારાને રાખવા નહિ સહશિક્ષણ નિર્મૂળ કરવુ બાળક-(છોકરા)ની શાળાઓ સવારે ૭ થી ૧૦ કે ૮ થી ૧૧ સુધી ભરાય અને તેજ મકાનમા બપોરે ૨ થી ૫ કે ૩ થી ૬ બાળાઓ ભણે બાળાઓને રેટીયા શિક્ષણ ફરજીયાત રાખવુ, શાળાના સમય સિવાયના સમયમા છોકરાઓ પોતાના પરપરાના કે નવા ધધાથી વાકેફ થાય આથી કારીગરવર્ગ, ખેડુતવર્ગ અને વેપારીવર્ગના છોકરાઓને ધધોજ લાભ થવાનો તેમ બાળાઓ ગૃહકાર્ય સારી રીતે શીખી ઉત્તમ ગૃહિણી બની શકશે ઘરકામથી અનભિજ્ઞ અને અતડી રહેતી બચશે સરકાર અને સસ્કૃતિ સચવાશે આપણે હડધૂત થતા બચીશુ માબાપો પણ જાગ્રત થશે શાળા સિવાયના લાંબા સમયમાં તેમની પાસેથી કામ લેતાં થશે. કામચોરી અને કાળચોરીમાથી કાઇક મુક્તિ

મળશે સરકારને પણ મકાન અને તેના ફરનીચર તથા શિક્ષણના સાધનોમા ઓછો ખર્ચ થશે શિક્ષકોનું પગાર ખર્ચ પણ ઓછુ થશે

આ સુધારા સામે દોષ-દ્રષ્ટિથી બેપરવાહીથી જોનારા ઘણા ઘણા મળશે પણ જેઓ સુવિચારપૂર્વક આ સામે વાંધા રજુ કરશે તેને પત્રદ્વારા અથવા રૂબરૂ હું સમજાવવા પ્રયત્ન કરીશ

* * *

શેઠ વાઘજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવીંદજી જેઠાભાઈ
મોઢ વિદ્યાર્થી ભવન-રાજકોટ

## જનરલ સભા માટે નિમત્રણ.

વિશેષ વિનતી જે આ વિદ્યાર્થી ભવનની જનરલ સભા રાજકોટમા ભવનના કાર્યાલયમા રવિવાર તા ૨૧-૮-૪૯ ના રોજ સાજના ૬ વાગ્યે મળશે, તેમા પ્રત્યેક સભ્યને સમયસર પધારવા વિનતિ છે

સભામાં નીચે મુજબ કામ કરવાનુ છે

૧ સને ૧૯૪૮-૪૯ નો હિસાબ તથા અહેવાલ મજુર કરવાનુ

૨ સને ૧૯૪૯-૫૦ નુ બજેટ મજુર કરવાનું

૩ નવા કા વાહક મડળની ચૂટણી કરવાનું.

૪ ઑડિટરોની નવેસરથી ચૂટણી કરવાનુ

૫ બોર્ડીંગમા હાલ ૮૦ ની સખ્યા છે, તેમ છતા ઘણી અરજીઓ નામજુર કરવી પડે છે ૧૦૦ વિદ્યાર્થીઓ રાખી શકાય તેવી ગોઠવણ કરવા માટે ડાબીબાજુની વિંગ પર માળ બાંધવાનુ

૬ આપણો દેશ સ્વતત્ર થયા પછી સામાજીક તથા રાષ્ટ્રીય દ્રષ્ટિએ યુગને અનુરૂપ સંસ્થાના ધ્યેયમા સુધારા કરવા બાબત વિચારણા કરવાનું.

૭ બીજી કાંઇ દરખાસ્તો મત્રીઓ અથવા કા વાહક મડળ તરફથી રજુ થાય તેનો નિર્ણય કરવાનુ

**સૂચના—**

૧ કોરમના અભાવે મુલતવી રહેલ બેઠક અર્ધાકલાક પછી શરૂ થશે.

૨ રૂા ૫૦) રોકડ કે તેટલી કિંમતની બીજી કોઇપણ સ્વરૂપમા સસ્થાને ભેટ આપનાર જનરલ સભાના સભાસદ ગણાય છે

૩ જનરલ સભાના સભ્ય જાતે હાજર રહી ન શકે તો બીજા કોઇને તેમના વતી મત આપવા માટે અધિકાર પત્ર આપી મોકલી આપશે

લી. આપના નમ્ર સેવકો,
ચોપટલાલ અજાણી
ચુનીલાલ કા શેઠ
મત્રીઓ-શ્રી મોઢ વિદ્યાર્થી ભવન-રાજકોટ

રાજકોટ.
તા. ૧૦-૭-૪૯

**સ્વદેશાગમન**- સુરતવાળા ભાઇશ્રી હરિચંદ વિઠ્ઠલદાસ દલાલ આફ્રિકાથી તા ૨૮-૬-૪૯ ના રોજ સુખરૂપ આવી પહોચ્યા છે

# 'સ્ત્રી.' :: ::

લેખક—શ્રીયુત ધીરજલાલ બાલુભાઇ મણિયાર.

સ્ત્રી એ પતિનો સર્વથી મહાન મિત્ર છે, સર્વ સગપણનો સરવાળો છે, સર્વ ઇચ્છાઓનું સ્વરૂપ અને ભંડાર છે તે પતિનું જીવન છે

સ્ત્રી સર્વત્ર અને સદાકાળ પુરૂષના જીવનનું ઉપયોગી અંગ ગણાય છે પુરૂષોને તેમની પ્રગતિ, સુખ, શાંતિ અને આકાંક્ષા માટેનું સાધન ગણાય છે પુરૂષ જ્યારે ઇચ્છે ત્યારે તે પોતાનું કોમળ શરીર બિછાવી ભોગ સમર્પે છે. પુરૂષ જ્યારે થાકે-કંટાળે ત્યારે તે પોતાની ગૃહકળાથી અને મધુર ભાષાથી આરામનું વાતાવરણ ઉપજાવે છે પુરૂષ જ્યારે નિરૂત્સાહી બને ત્યારે ઓમાત્ર મ્હોં બતાવી તેને ઉત્સાહ આપે છે, અને પુરૂષ જ્યારે કાંઇજ નથી માગતો ત્યારે ઉજ્જવળ સૌંદર્યથી એના જીવનની શૂન્ય ક્ષણોને રમવતી બનાવે છે

પતિના સહવાસમા જંગલોમા, ધામ-કાંટાઓમા ભમતા ભમતા પણ તે પોતાને સૌભાગ્યશાળી માને છે અને તેને સ્વર્ગ તુલ્ય માની સદાકાળને માટે પ્રસન્ન ચિત્તવાળી રહે છે, જ્યારે પતિના વિયોગમા તેને રાજમહેલ પણ અરણ્ય જેવો લાગે છે પ્રિયના વિયોગમા તે બધુ સંતાપ આપનારૂં થાય છે, તન, ધન, મહેલો વિગેરે પતિ વિના શોકમા ડૂબાડે છે ભોગ રોગસમાન, આભુષણ ભાર અને સંસાર સ્મશાન સમાન થાય છે પાણી વિના સરોવર અને જીવ વિનાનો દેહ હોય એજ પ્રમાણે પુરૂષ વિનાની નારીની સ્થિતિ થાય છે

શ્રદ્ધા, પ્રેમ, ક્ષમા અને વિશ્વાસની મૂર્તિ સમી નારી, ઇચ્છાએ કે અનિચ્છાએ, કાર્ય, કારણ અને પરિણામની, દીર્ઘદૃષ્ટિ વાપર્યા વગર ફક્ત પતિને સર્વસ્વ માની પતિ આજ્ઞાને ઇશ્વરનો હુકમ સમજી દરેક કાર્યો કરતી આવી છે જ્યારે સત્તા અને-અધમા મોહાંધ બનેલા પુરૂષો પરાણે એવી સ્ત્રીઓને પરતંત્રજ રાખવા મથે છે

આજના પુરૂષોમાં નારીપ્રત્યે વિશ્વની માતા અને પ્રજાના ભાગ્યની સૃષ્ટા તરીકેનો વિશુદ્ધ ભાવ કદીય પણ દૃષ્ટિગોચર થતો નથી

દુનિયાની પ્રત્યેક માનવ દુહિતાને વિકાર વિહિન દૃષ્ટિએ નિરખવા જેટલા પુરૂષો હજી નિર્મળ, પવિત્ર અને સંયમી પણ બન્યા નથી

પુરૂષ દિનપ્રતિદિન સત્તાવાન બનવા ચાહે છે, સ્ત્રીઓ દિનપ્રતિદિન સ્વતંત્ર બનવા ચાહે છે સ્વતંત્રતાનો દુશ્મન સત્તા છે. સત્તા અને સ્વતંત્રતા બન્ને મિત્રો નથી પણ વેરી છે ઉભયના ગુણ, કર્મ ભાવ વિચિત્ર છે, એની વચ્ચે સહૃદયતા, સભ્યતા કે ઉદારતા સંભવેજ નહિ સત્તા અને સ્વતંત્રતાની વચ્ચે કદી સમાધાન થવું શક્ય નથી એ બન્નેને સૃજન જુની શત્રુવટ વરેલી છે

સત્તાનું શરીર એટલું મોટું છે કે તેને ઘણા ગુલામોની સેવા જોઇએ સેવાના બદલામા તે ગુલામોને શું આપે છે ? થોડા આજીવિકાના સાધન આપે છે, આથી ગુલામોનું ગુલામી જીવન અધુરૂં બને છે

સત્તાવાનમા સહૃદયતા નથી હોતી એમે તેની હાલતમાં ગુલામ પાસેથી કામ લેવામાંજ તેને સંતોષ છે ગુલામના સુખદુઃખની લાગણી તેને સ્પર્શી શકતી નથી સત્તાનું એ વેર સર્વત્ર પ્રસરેલુંજ હોય છે શેઠની સત્તાથી નોકરનો, ગુરૂની સત્તાથી સેવકનો અને પતિની સત્તાથી પત્નીનો શ્વાસ આમ ઘુંટાય છે

આવા સત્તાના અત્યાચાર અટકાવવા, તેને ઉવાડા પાડી તેની સામે બંડ જગાડવા આજે સ્ત્રીઓને સ્વતંત્રતાની ખાસ જરૂર છે

મત્તાના ઘમંડથી પુરૂષો આજે સ્ત્રીઓ માટે શયતાનીયત ગુજારે કે મત્તાવાન પોતાની જાતનેજ દેખી શકે છે અને પોતાના કરતાં બીજુ કોઇ ચડીયાતું ન થઇ જાય એમ ઇચ્છે કે કદાચ કોઇ જો એ કરતા સરસ થવાની કોશિષ કરે તો સખ્ત હાથે તેને દાબી દેવા મત્તાનો ઉપયોગ કરે છે આવી અંધ મત્તા દૂર ત્યારેજ થાય કે જ્યારે પુરૂષો સ્ત્રીને ભાગીદાર ગણી મરજી સ્વતંત્રતા અર્પે.

સ્ત્રીઓ એવીજ સ્વતંત્રતા માગે છે કે જેમાં સત્તાનો મદ ન હોય, ગર્વ કે અહંકારનો મેળ ન હોય, ફક્ત હોય સમદૃષ્ટિ અને સમાન ભાગીદારી, પુરૂષો સ્ત્રીઓ ઉપરની પોતાની સત્તા પોતાની રાજીખુશીથી છોડી દઇ તેમને સંભાગીની બનાવે એજ સ્ત્રીઓને મન પૂર્ણ સ્વતંત્રતા

* * *

## "મોઢ મહોદય" ને મળેલ ભેટની પહોંચ.

| | | |
|---|---|---|
| ૨૫) | શ્રીયુત હરિલાલ ભવાનીદાસ તરફથી તેમના પુત્ર ભાઇ જયકાંતના સ્મરણાર્થે | દીવ |
| ૫) | ,, મોહનલાલ ત્રીભોવનદાસ તરફથી ચી હરિલાલના વેવિશાળ પ્રસંગે, | ભાદ્રા |
| ૨૦) | શેઠ ગોપાળદાસ ગોરધનદાસ તરફથી તેમના લગ્ન પ્રસંગે, | માંગ્રોળ |
| ૫) | શ્રીયુત કાંતિલાલ સાંકળચંદ ગાંધી | ધોળકા |
| ૫) | ,, જીવરાજ ગોકળદાસ મહેતા તરફથી તેમના પુત્ર ભાઇ જસવંતરાય એસ એસ સી ની પરીક્ષામાં પાસ થયા તેની ખુશાલીમાં, | સોનગઢ |
| ૫) | માયકવાળા મહેતા લક્ષ્મીચંદ સુંદરજીની પુત્રી ચી ભાનુમતિના લગ્ન પ્રસંગે | ગોંડિયા |
| ૭) | એક ગૃહસ્થ | સુરત |
| ૫) | શ્રી રતિલાલ મોતીચંદ તરફથી તેમના પુત્ર નવિનચંદ્રના સ્મરણાર્થે, | જામનગર |
| ૧) | ,, ગોવિંદજી જેતસી બાબરીયા તરફથી ચિ. હીંમતલાલના વેવિશાળ પ્રસંગે | જસદણ |

વ્યવસ્થાપક

---

## શેઠ નગીનદાસ શકરેલાલ પારેખ–કલકત્તા–ને અપાયેલ માનપત્ર

શ્રી કલકત્તા મોઢ ઉત્તેજક મડળની જનરલ સભા તા ૨૮–૫–૪૯ ના રોજ શેઠ દ્વારકાદાસ મથુરાદાસને ત્યા મડળના પ્રમુખ અને નેતા શેઠ નગીનદાસ શકરલાલ પરીખને, તેઓ ૩૫ વર્ષે કલકત્તા છોડી પોતાના વતન ખભાતમાં નિવૃત્ત જીવન ગાળવા વિદાય થતા હોઈ તેમને વિદાયમાન અને માનપત્ર આપવા મળી હતી તેમની સતત જ્ઞાતિસેવાની યોગ્ય કદર કરી મડળે તેમનુ અપૂર્વ સન્માન કરી સુદર માનપત્ર એનાયત કરી હારતોરા અર્પ્યા હતા; જેનો યોગ્ય શબ્દોમાં શેઠ નગીનદાસ ભાઈએ ઉત્તર વાળતાં મડળને ઐક્ય અને ભ્રાતૃ ભાવનાની અભિવૃદ્ધી ઇચ્છી હતી

માનપત્રમા જણાવવામા આવ્યુ છે કે સને ૧૯૧૪ મા શેઠ નગીનદાસભાઈ કલકત્તામા આવી શેઠ પ્રાગજી સુદરજીની પેઢીમા ઉચ્ચ હોદ્દા ઉપર જોડાયા અને સને ૧૯૧૫ માં તેમણે રૂનો સ્વતત્ર વ્યાપાર કર્યો સને ૧૯૧૪–૧૮ ની વડેલી લડાઈમાં સારી જેવી લક્ષ્મી સપાદન કર્યો છતા તેમણે મનુષ્યત્વ અને નીતિ જાળવી રાખેલ હતા

જ્ઞાતિસેવાની બાબતમાં જણાવવામા આવ્યુ છે કે તેઓશ્રી બચપણથી સેવાની ભાવનાવાળા હતા સને ૧૯૧૬ મા તેઓ મડળના સભ્ય બન્યા અને તેની સેવા ભાવના અને કાર્યની ધગસ જોઇ તે જ વર્ષે જ્ઞાતિ બધુઓએ તેમને મડળના પ્રમુખ ચૂટ્યા જે પદ તેમણે આજની ઘડી સુધી મડળની અથાગ સેવા બજાવી જાળવી રાખ્યુ છે ધાર્મિક અને દેશ સેવાના દરેક કાર્યમા તેઓએ હમેશા તત્પરતા દાખવી છે

આટલા વર્ષો તેમણે કાર્યકુશળતાથી તેમજ કરકસરથી મડળનુ કામ ચલાવી મડળનુ દ્રઢ સગીન પાયા ઉપર મૂકેલ છે અને કોઇપણ જાતનો ભેદભાવ રાખ્યા વગર દૂર દૂરના પ્રદેશના કલકત્તામા વસતા મોઢ બધુઓમા ભ્રાતૃભાવ પ્રેર્યો છે

સને ૧૯૨૬ મા તેમની સુપુત્રી બેન સવિતાના અકાળ અવસાન પછી શેઠ નગીનદાસમાં આધ્યાત્મવાદનો રસ ઉત્પન્ન થયો છે અને હવે દુનિયાની મોહ જાળ છોડી શાંત અને ભક્તિમય જીવન વિતાવવા તેઓ ખભાત જતા હોઈ મડળે તેમની સપૂર્ણ સફળતા ઇચ્છી છે

# ભક્તિનું સ્વરૂપ.

દાસાનુદાસ હિંમતલાલ નાગજીભાઈ

પ્રભુજીમા ખુબ અધિક પ્રેમ કરવો તેનું નામ ભક્તિ છે, અને તે પ્રેમ લક્ષણા ભક્તિ વડે પ્રેમી ભકતો અમૃત રસનું નિત્ય પાન કરે છે. જેથી કોઈપણ રસની ઇચ્છા કરતા નથી.

પ્રેમ ભક્તિ રૂપી અમૃત રસ જ સર્વથી શ્રેષ્ટ છે અને તે ભક્તિ રસ અમૃતની તરસ ભક્ત સિવાય અન્ય કોઇને લાગતી જ નથી.

ભગવાનની કૃપા વડે સાચી ભક્તિ પ્રાપ્તિ કરી સાધક તૃપ્તિને પામે છે અને ભક્ત ભગવાનના અલૌકિક સુખને ભોગવવા ભાગ્યશાળી બને છે, સિદ્ધ બને છે, અને પરમપદની પ્રાપ્તિ કરી અમર થાય છે

તરણાના જેવા હલકા બનવાથી, વૃક્ષના જેવા સહનશીલ બનવાથી, માનને ત્યાગીને બીજાને માન આપવાથી અને ભગવાનનો મહિમા સમજવાથી સાધના શીઘ્રતાથી સફળ થાય છે

સાધક જ્યારે ભક્તિને પ્રાપ્ત કરે છે ત્યારે તેની સર્વ પ્રકારની વાસના છુટી જાય છે, જેથી રાગદ્વેષ વગરનો થઇ સ્થિત પ્રજ્ઞ બને છે. ભગવાનના અલૌકિક ગુણોને પ્રાપ્ત કરી વિશ્વ ઉપર વિજય મેળવી અનેક જનનું કલ્યાણ કરે છે.

સાધક જ્યારે ભક્તિના સ્વરૂપને જાણે છે ત્યારે તે દેહનુ ભાન ભૂલી જાય છે અને બહિર્મુખવૃત્તિ છુટી જતાં પ્રભુજીના સ્વરૂપમા તદ્રુપ બને છે

સંસારની વાસનાવાળો મનુષ્ય ખરી ભક્તિ કરી શકતો નથી, કારણ કે માયામા આસક્ત થયેલુ મન પ્રભુમાં આસક્ત થઇ શકતું નથી

માયાના ઘોરતમ અધકારને સાચી ભક્તિ તત્કાળ છેદી નાખે છે, ધન, તપ, દાન, સાંખ્ય યોગાદિક સાધને કરીને જે અભય સ્થાન ન પામીએ, તે અભય સ્થાન કહેતા અતિ ઉત્તમ મુક્તપણાનુ સ્થાન આવી ભક્તિએ પ્રાપ્ત થાય છે અને મોક્ષનું દ્વાર ખુલ્લુ થાય છે

બીજા કોઇનો પણ આશ્રય લીધા વગર અનન્ય ભાવથી ભકતો ભક્તિ કરે છે. એકાંતિક પ્રભુ સ્મરણ કરી દૃઢ નિશ્ચયથી પ્રભુનેજ વળગી રહે છે, કદાપિ પણ ભ્રાંતિ સશંયમા પડતો નથી અને દૃઢ નિશ્ચય કદિ મૂકતો નથી

પ્રભુજીને મનથી સર્વસ્વ અર્પણ કરી બધો વખત પૂજા, પાઠ, જપ, ધ્યાનમાં ગાળે છે, અને અહોનિશ આનંદમાં રહે છે

માયિક પદાર્થોમા પ્રેમ કરતાં પ્રભુનો પ્રેમ અલૌકિક છે ભકત પ્રભુમાં પ્રેમ કરી પછી કોઇ પણ પદાર્થમા પ્રેમ કરતો જ નથી

હઠયોગ, કર્મયોગ, જ્ઞાનયોગ વિગેરેથી પ્રેમયોગ ઉત્તમ છે, કારણ કે બધા સાધને કરવા છતાં જો પ્રેમ ન હોય તો પ્રભુજીના સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી

પ્રેમ ભક્તિ વડે સાધકના હૃદયના સ્પષ્ટ પ્રહરીઓ ભાવ પ્રગટે છે રોમાંચ ખડાં થાય, આખમાથી અશ્રુની ધારા વહે, કંઠ ગદ્ગદ થઇ જાય, ઝબકી જાય, ધ્રુજે, સ્વરૂપ ફરી જાય, ભાવમા નાચે, આ બધા ભક્તિના અંગ છે

ભગવાન કહે છે કે પ્રાણી માત્રમાં હું વસેલો છુ માટે બધાને નમન કરવુ, દયા રાખવી, સેવા કરવી, અને નમ્ર ભાવથી સર્વોત્તમ ભાવ રાખવો આમ કરવાથી સાચા ભક્ત

પ્રત્યે હું બહુ પ્રસન્ન થાઉં છું.

ભગવાનમાં ભક્તની શ્રદ્ધા સોળે સોળ આના હોય છે જ્યારે સામાન્ય માણસોની આઠ આના શ્રદ્ધા હોય છે.

પૂર્વના સારા સંસ્કાર વડે પ્રભુની કૃપાથી ભક્તિનો ઉદય થાય છે અને તિવ્ર ઇચ્છા વડે અમુલ્ય ભક્તિમાં પરોવાતા તેની પાસેથી પ્રભુ બધી લક્ષ્મીનું હરણ કરી લે છે અને ત્યાગબાદ સાચી ભક્તિ પ્રાપ્ત કરે છે.

ભક્તિ-પ્રેમ-સુખનો આસ્વાદ ભક્તિ માર્ગના શોખીન (ભક્તો) સિવાય બીજાથી લઇ શકાતો નથી, પછી ભલે તે પ્રખર પંડિત બાહુશ્રુત વિદ્વાન કે અગાધ જ્ઞાની હોય અરે! આત્મનિષ્ઠ જીવન્મુક્ત મહાપુરૂષને પણ ભક્તિ સુખનો સ્વાદ મળવો દુર્લભ છે. જો પ્રભુ અને પ્રભુના સ્વામની દયા દૃષ્ટિ થાય તો જ તેનું રહસ્ય સમજાય છે.

ખરી સાચી ભક્તિ માટે તમામ પ્રિય સંસારી વસ્તુઓ, સુખો, સગવડો, સંબંધોનો ત્યાગ કરવો પડે. પ્રભુ સ્વયં એ વસ્તુઓને છુટવી લે તેના જેવી દયા બીજી કઇ?

જ્ઞાન એટલે જાણવું. કોને જાણવું? પ્રભુના સ્વરૂપને જાણીને શું કરવું? સર્વત્ર પ્રભુજીનું સ્વરૂપ જોવું અને પ્રેમ પ્રભુજીમાં કરવો અને આનંદમાં રહી અખંડ સ્વાનંદનો અનુભવ કરવો પ્રત્યેક.

* * *

## તીર્થ

અનુ.-નિ. મૂ. શાહ બી. એ.

જેમાં સનાતન, સત્વમય, નિર્મળ, સત્યરૂપી જળ છે અને ધર્મરૂપી ઝરણું છે તે માનસ તીર્થ છે. ધનની અનિચ્છા, સરળતા, સત્ય, મૃદુતા, અહિંસા, દયા, ઇન્દ્રિય નિગ્રહ અને મનોનિગ્રહ એ સઘળા તીર્થ છે. મમતા-રહિત, અહંકાર-રહિત, દ્વંદ્વરહિત, અપરિગ્રહી, અને સંન્યાસી પુરૂષ પવિત્ર તીર્થ છે. તત્વનો જાણનાર અને અહંબુદ્ધિનો ત્યાગી પુરૂષ તીર્થ છે. ગુણાતીત, બ્રહ્મવિચાર પરાયણ, ત્યાગમાં પ્રસન્ન રહેનાર, સર્વજ્ઞ, સમદર્શી, શુદ્ધાચારી પુરૂષ તીર્થ છે. પૃથ્વીના ભિન્ન ભિન્ન ભાગ, સત્પુરૂષોના નિવાસ સ્થાન અને જળના તેજથી પવિત્ર થયેલ સ્થળ તીર્થ છે. શરીર અને મનની પવિત્રતા ખાતર બન્ને પ્રકારના તીર્થોમાં સ્નાન કરવું જોઇએ.

## સમાચાર સંગ્રહ

વડોદરા—પ પૂ. મહામંડલેશ્વર સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજદ્વારા સ્થાપિત અમદાવાદ ગીતામંદિર ધર્માર્થ આયુર્વેદિક ઔષધાલયની શાખા, ગોયાગેટ ઉપર આવેલ ગીતા મંદીરમા તા. ૩–૭–૪૯ રવિવારના રોજ આ સંસ્થાના પ્રમુખશ્રી અને અમદાવાદ મીલ માલેક મંડળના પ્રમુખશ્રી શેઠ રમણલાલ લલ્લુભાઇના શુભ હસ્તે ખોલવામાં આવી છે. આયુર્વેદના નિષ્ણાત સ્વામી શ્રી દયાનંદ વેદપાઠી અને સ્વામી શ્રી શંકરાનંદજી આ દવાખાનાનુ કામ સભાળશે અને સ્વામી શ્રી શિવાનંદજી મહારાજ મહિનામા બે વખત અમદાવાદથી પધારી દર્દીઓને તપાસશે

વિદેશ ગમન—ક્રિનિક્ષ વૉચ કું ના પાર્ટનર શ્રીયુત જમનાદાસ એચ. પરીખ તેમનાં પત્નીની સાથે તા પ–૭–૪૯ ના રોજ પાંચમીવાર સ્વિટ્ઝર્લૅંડ અને યુરોપના બીજા દેશોના પ્રવાસે ઉપડી ગયા છે. ઘડીયાળના વ્યાપાર સબંધમાં વિદેશ ગમન કરનાર તેમના પત્ની પ્રથમ ગુજરાતી મહિલા છે શ્રી પરીખ અને તેમનાં પત્નીને વિદાયમાન આપવા કામા હોલમા સમારંભ યોજવામાં આવ્યો હતો અમે દંપતીની સફર સફળ ઇચ્છીએ છીએ

સ્થાનિક—અત્રે કેરડીપીઠ ડેલાના આશ્રય નીચે ચાલતા પ્રગતિ સંઘે સંઘના ધ્યેયને અનુલક્ષીને અને વિદ્યાર્થીઓને કુદરતનું સૌંદર્ય જોવા મળે તથા માનસિક અને શારીરિક અનુભવ મળે તે માટે બે પર્યટનો યોજ્યા હતા, જેમા ત્રીસેક વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો

પંદર વર્ષની ઉપરના વિદ્યાર્થીઓ જુનાગઢ ગયા હતા જુનાગઢમા શેઠ શ્રી બળીયાએ તેમને પોતાની ધર્મશાળામા સારી સગવડ કરી આપી હતી

શ્રીયુત નાનાલાલ માસ્તરની સભાળ નીચે નાના વિદ્યાર્થીઓ માટે ગઢડાની મુસાફરી યોજવામા આવી હતી ત્યા શ્રી સ્વામિનારાયણના આચાર્યશ્રીએ તેમને ભોજન વગેરેની સગવડ કરી આપેલ હતી ભાઇશ્રી પ્રતાપરાયે તેમના મીલનસાર સ્વભાવથી સૌને મદદ કરી હતી.

સંઘ શેઠ બળીયા તથા ગઢડાના આચાર્યશ્રી વગેરેનો આભાર માને છે પ્રગતિ સંઘના આશ્રય નીચે આવાં ઘણાં કાર્યો યોજાય છે ભાવનગરના વિદ્યાર્થીઓ આ સંસ્થામા જોડાય અને રસ લે તેમ સંઘ ઇચ્છે છે

અનંતરાય જ પારેખ-પ્રમુખ,

### શ્રી કાઠિયાવાડ મોઢ વણિક વિદ્યાર્થીભવન-ભાવનગર.

પરીક્ષાનાં પરીણામ

| ધોરણ | કેટલા બેઠાં | કેટલા પાસ | પરીણામ ટકા | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|
| બી એ | ૪ | ૪ | ૧૦૦ | તેમાં ત્રણ ઓનર્સમાં પાસ |
| ઇન્ટર આર્ટ્સ | પ | ૩ | ૬૦ | બે સેકન્ડ ક્લાસ |
| ઇન્ટર સાયન્સ | ૪ | ૨ | ૫૦ | એક સેકન્ડ ક્લાસ |

| | | | | |
|---|---|---|---|---|
| પ્રીવીઅસ | ૩ | ૩ | ૧૦૦ | એક સાયન્સમાં ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ |
| મેટ્રીક | ૬ | ૪ | ૬૬ | ત્રણ વિદ્યાર્થીના માર્કસ સેકન્ડ ક્લાસ કરતા વધારે છે |
| હાઇસ્કુલ | ૯ | ૯ | ૧૦૦ | |
| | ૩૨ | ૨૫ | ૮૦ | |

ત્રણ જુનીઅર બી એ બી એસ સી ના વિદ્યાર્થીઓ હતા

ચાલુ વર્ષે ૪૭ વિદ્યાર્થીઓને દાખલ કરવામા આવેલ છે તેમાં ૩૪ કોલેજના મેટ્રીકના અને ૬ હાઇસ્કુલના વિદ્યાર્થીઓ છે

વેણીલાલ નરોત્તમદાસ મોદી
ગૃહપતિ

**પરીક્ષામાં પાસ**—(૧) શા. સારાભાઇ મોહનલાલ કાપડીયા બી એસ સી. પાસ કરી કલકત્તા હોમીયોપથ ડોક્ટર થવા માટે ગયા છે મુંબઇમા જેમ M B B S થવા માટે ચાર વર્ષનો કોર્સ છે તેમ કલકત્તામાં હોમીયોપથ થવા માટે ચાર વર્ષનો કોર્સ છે

બી કોમ મા પાસ (૧) વસંતરાય શામળજી પટેલ–જમદણ

બી એ–કુ. કુસુમબેન રતીલાલ મણિયાર બી એ ઓનર્સ–મુંબઇ

ઇન્ટર પાસ–(૧) છબીલાલ ધીરજલાલ રાજકોટ બોર્ડીંગ (૨) ભાઇ મનોહરલાલ નગીનદાસ દેસાઇ–મુંબઇ (સાયન્સ) (૩) મોદી ચંદ્રકાંત વેણીલાલ–ભાવનગર સાયન્સ)-(૪) પરી અનંતરાય મોહનલાલ (કોમર્સ)–ભાવનગર (૫) વોરા ધીરજલાલ જમનાદાસ (કોમર્સ)–ભાવનગર

પ્રીવીયસમા પાસ—રાજકોટ બોર્ડીંગ (૧) ધીરજલાલ ન્યાલચંદ મણિયાર (સાયન્સ) (૨) મુકુન્દરાય નાગરદાસ શાહ (સાયન્સ) (૩) ધીરજલાલ હરિલાલ દોશી (આર્ટસ) (૪) શશિકાંત વલ્લભદાસ મહેતા (આર્ટસ) (૫) શા. હીરાલાલ મોહનલાલ–સુરત (સાયન્સ)

S S. C—(૧) પરીખ જયંતિલાલ ડાહ્યાભાઇ–કડી રાજકોટ બોર્ડીંગમા (૧) વિનોદચંદ્ર હરખચંદ શાહ. (૨) ધીરેન્દ્રકુમાર વેણીલાલ કલ્યાણી (૩) જમનાદાસ છગનલાલ જીવાણી. (૪) મનસુખલાલ કાન્તિલાલ પટેલ (૫) પુરૂષોત્તમદાસ મોહનલાલ શાહ

જસવંતરાય જીવરાજ મહેતા–સોનગઢ, જસવંતરાય ડાહ્યાલાલ–ભાવનગર, પરી મણિલાલ મગનલાલ–લીંબડી, ચીમનલાલ શાંતિલાલ–સોનગઢ, મહેતા જીતેંદ્ર પ્રભુદાસ–ભાવનગર, પરી તનસુખલાલ મનવંતરાય ભાવનગર, દીલીપકુમાર અજીતરાય પારેખ–મુંબઇ

જન્મ—પાળીયાદ ( હાલ રાજકોટ ) વડા શાંતિલાલ અમૃતલાલને ત્યા પુત્રો જન્મ.

ભાવનગર—વડા ધીરજલાલ સુખલાલને ત્યાં પુત્રી જન્મ

અમદાવાદ—દોશી ચીમનલાલ અમૃતલાલને ત્યાં પુત્રી જન્મ,

ભાવનગર– મણિયાર ચંદ્રકાંત નાનાલાલને ત્યા પુત્ર જન્મ

**વેવિશાળ**—ભાડલાના દોશી મોહનલાલ ત્રીભોવનદાસના પુત્ર હરિલાલનુ વેવિશાળ ભાવનગરના પારેખ આણંદજી ભોગીલાલ ( હાલ કાનપુર ) ની પુત્રી ઇન્દુમતી સાથે ભાઇ મોહનલાલ હાલમા બી એસ સી નો અભ્યાસ કરે છે

મુબઇ—ચુડાવાળા મહેતા નગીનદાસ જેચંદભાઇના પુત્ર લલ્લુભાઈનું વેવિશાળ માંગરોળના પારેખ મુકુંદરાય હરજીવનદાસની પુત્રી રંજનબાળા સાથે

ચુડા—શા. મોગીલાલ તારાચંદના પુત્ર રજનીકાન્તનું વેવિશાળ મોરબીના પારી. ગુલાબચંદ કાનજીની પુત્રી ધનલક્ષ્મી સાથે.

વઢવાણ-શહેર—પારેખ મોહનલાલ પુરૂષોત્તમદાસના પુત્ર કાંતિલાલનું વેવિશાળ મહેમદાવાદવાળા મહેતા ચુનીલાલ ગીરધરલાલની પુત્રી પુષ્પા સાથે

મુબઇ—જામનગરવાળા ભીખુભાઈ ભગવાનજી બાહાના પુત્ર હેમતલાલનું વેવિશાળ રા. અમૃતલાલ રામજી મણિયારની પુત્રી બેન રમણ સાથે.

જસદણ—શાહ ગોવિંદજી જેતમી ગાભરીયાના પુત્ર હિંમતલાલનું વેવિશાળ મેકરીયા શાહ ભાઇચંદ મુળજીની પુત્રી ચંદ્રમાળા સાથે

લગ્ન—મોરબી-પારેખ ગોપાલદાસ ગોરધનદાસનાં લગ્ન ઢોકળવાના મહેતા મોહનલાલ બાવજીની પુત્રી કમળાગૌરી સાથે જેઠ શુદ ૧૧.

ભાવનગર—મણિયાર મણિલાલ છગનલાલના પુત્ર ભાઈ અર્જુનલાલના લગ્ન હળવદના કામદાર અદરજી છગનલાલની પુત્રી કમળાગૌરી સાથે જેઠ વદ ૬

માંડવી—વકીલ છોટાલાલ ગમજીભાઇના પુત્ર ભાઇ સુરજલાલના લગ્ન અષાડ શુદ ૪

ટંકારા—કલકત્તાવાળા મહેતા હાકેમચંદ દેવચંદના પુત્ર ભાઇ રમણિકલાલના લગ્ન લીંબડી થી નરોત્તમદાસ બી મહેતાની પુત્રી મૃદુલા સાથે જેઠ વદ ૯

વિરમગામ—વાટાવદરવાળા મહેતા ઇશ્વરલાલ લખમીચંદના પુત્ર વિનોદકુમારના લગ્ન વડોદરીયા જમનાદાસ હીરાચંદની પુત્રી પુષ્પાગૌરી સાથે અમદાવાદમાં જેઠ વદ ૮

દેહવિલય—અલીઆબ-શા રતિલાલ લાલદાસનાં ધર્મપત્ની બાઇ મધુરન્તી સ્વર્ગવાસી થયા જેઠ વદ ત્રીજ

ધમતરી—( સી પી ) શા કાનજી સુંદરજી ધારીવાળાના ધર્મપત્ની બાઇ નર્મદા તથા પુત્ર ભાઇ સુનિલાલ ( હાર્ટ ફેલથી ) સ્વર્ગવાસી થયા તા ૯-૬-૪૯

જામનગર—ભાઇ રતિલાલ મોતીચંદના પુત્ર ભાઈ નવિનચંદ્ર સ્વર્ગવાસી થયા જેઠ વદ ૭,

મુબઇ—શાહ હરકીશનદાસ વમનજી ઉ. વ. ૫૮ સ્વર્ગવાસી થયા. તા. ૨૯-૬-૪૯

ભાવનગર—પારેખ મણિલાલ કેશવજી મુંબઇ મુકામે વૃદ્ધાવસ્થાએ સ્વર્ગવાસી થયા. અષાડ શુદ ૩

નંદરબાર—બેરાવરનગરવાળા મેના કાંતિલાલ હીરાચંદનો બાળપુત્ર સ્વર્ગવાસી થયો અષાડ શુદ ૫

ભાવનગર—વોરા આત્મારામ દામોદરદાસના ધર્મપત્ની બાઇ જમોતિ સ્વર્ગવાસી થયા તા ૨-૭-૪૯

પરમાત્મા સદ્દગતોના આત્માને શાંતિ અર્પો

**"મોઢ મહોદય" ને રૂા. સાડાત્રણ કે તેથી વધુ લવાજમ મોકલનારની પહોંચ**

૩ા રા નટવરલાલ દુલભદાસ મુબઇ ૪) રા વાડીલાલ બાપાલાલ મહારવાળા ભાવનગર
૫) રા હરકીશનદાસ વનરાવનદાસ પોરબંદર વ્યવસ્થાપક.

**શેઠ વાઘજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવીંદજી જેઠાભાઇ મોઢ વિદ્યાર્થી ભવન રાજકોટને રૂા. ૧૫૧ અને તે ઉપરાંત મળેલ ભેટોની યાદી.**

૧૦૦૧) મણિયાર ગોકળદાસ કમળચંદ તથા શ્રી હરિદાસ કમળચંદ મણિયાર તરફથી આપના સ્વ. પિતાશ્રી શ્રી કમળચંદભાઇ તથા માતુશ્રી અમૃતબાઇના સ્મરણાર્થે સ્કોલરશીપ કાયમી ફંડમા

૫૧) શાહ નાનચંદ પ્રેમચંદ તરફથી આપના ભાઈ શ્રી ગોરધનદાસભાઇના ચી. ભાઇ નગીનદાસભાઇના લગ્નની ખુશાલીમા

૫૧) શ્રી નાથાલાલ લવજીભાઇ ગીરમકડાવાળા તરફથી આપના પુત્ર ચી. જયતિલાલના લગ્નની ખુશાલીમાં

૨૫) શ્રી કુશચંદ વીરપાળ પ્રાગઢવાવાળા તરફથી આપના ચી. સુંદરચંદના લગ્ન પ્રસંગે.

૨૫) પારેખ હરીલાલ મોહનલાલને ત્યા અમરેલીવાળા શ્રી ભગવાનજી વલ્લભદાસના પુત્ર ચી. નગીનદાસની જાન આવતા

૨૫) મણીઆર મોહનલાલ કેશવજીના પુત્રીના લગ્ન ધ્રોલના શ્રી નારણજી કુરજીના પુત્ર ચી. મનસુખલાલ સાથે થતાં

૨૫) વાંકાનેરવાળા વેણ જટાશંકરના પુત્ર ચી. મનહરલાલની જાન પારેખ સુનીલાલ ડાહ્યાભાઇને ત્યાં આવતા

જયસુખલાલ શાહ
ગૃહપતિ.

**શ્રી મોઢ વણિક વિદ્યાર્થી ભવન-ધોળકાને મળેલ ભેટ.**

૨૫) શ્રી હરીલાલ ભોવાનીદાસ દીવ તરફથી તેમના ચી. જયકાંતના સ્મરણાર્થે

૬૧) „ મોહનલાલ રણછોડદાસ વડોદરા તરફથી તેમના પિતાશ્રીના સ્મરણાર્થે સંસ્થા માટે વાસણ લાવવા

૮૨) શ્રી મોહનલાલ લક્ષ્મીચંદ ધુન્ધી તરફથી તેમના ચી. ભાઇલાલના લગ્ન તથા સમર્પણ પ્રસંગે ભેટના.

૪૦) શ્રી પ્રેમચંદ મોતીચંદ ભાડલાવાળા તરફથી સંસ્થાના બાળકોને જમણ આપ્યું તે ll

મનહરલાલ દવે
ગૃહપતિ

## સ્વીકાર અને સમાલોચના.

**શ્રી મોઢેશ્વરી ઉર્ફે માતંગી દેવસ્થાન સંસ્થા**—નો સને ૧૯૪૮ નો સાલનો રિપોર્ટ અને સરવૈયુ આ સંસ્થાના પ્રમુખ અમદાવાદના શેઠશ્રી રમણલાલ લલ્લુભાઈ અને ઉપપ્રમુખ શેઠશ્રી રતનલાલ લલ્લુભાઇ છે મંત્રીઓ શેઠ નટવરલાલ રમણલાલ, શેઠ ભોગીલાલ બાલાભાઇ, શેઠ જેસીંગભાઇ લલ્લુભાઇ કિનારીવાળા તથા શેઠ સુરેન્દ્રભાઇ રતિલાલ છે

રિપોર્ટવાળા વર્ષ દરમિયાન સંસ્થાએ ઘણી સારી પ્રગતિ કરી છે શ્રી જેસીંગભાઇ લલ્લુભાઈ કિનારીવાળા તરફથી શ્રી માતાજીના દેવસ્થાનમા ચોસઠ ખંડ પુસ્તકો આપ્યા હતા ગામેગામથી યાત્રીઓએ આવી આ પ્રસંગનો લાભ લીધો હતો.

નડીયાદથી ફાગણ શુદ ૧૧ ના રોજ મોઢ બ્રાહ્મણોનો સંઘ આવ્યો હતો. ચૈત્ર વદ ૧ ના રોજ પાટણથી મોઢ વાણીઓનો સંઘ આવ્યો હતો.

સંસ્થા તરફથી એક પ્રચાર કમીટી નીમવામાં આવી છે જેના સભ્યો પોતપોતાના ગામમાં સંસ્થા માટે પ્રચાર કરે છે. સંસ્થામાં નીચે મુજબની શ્રેણીઓ છે. માનદ્ મુરબ્બી માટે રૂા ૧૦૦૦), મુરબ્બી માટે રૂા ૫૦૦), વાઇસ પેટ્રન માટે રૂા ૨૫૦), દાતા માટે રૂા ૧૦૦), આજીવન સભ્ય માટે રૂા ૫૦), દશ વર્ષ તક સભ્ય માટે રૂા ૨૫) તિથીના કાયમી સભ્ય માટે રૂા ૧૦૦), વાર્ષિક સભ્ય માટે રૂા ૩) અને તિથીના વાર્ષિક સભ્ય માટે રૂા ત્રણ ઉપરની ગમે તે શ્રેણીમાં દાખલ થઇ શકાય છે. મોઢેશ્વરીના લાડીલા સંતાનોએ પોતાની માતાને યાદ કરી માની સેવામાં યથાશક્તિ ફાળો આપવો તે દરેક મોઢ મઝાધારીની ફરજ છે, આશા છે કે દરેક પોતાની ફરજ બજાવશે.

સંસ્થા તરફથી નીચેનાં ત્રણ ધાર્મિક પુસ્તકો બહાર પાડવામાં આવ્યાં છે. (૧)-માતંગી, (૨) માતંગી સ્તવન સંગ્રહ, (૩) હું અને આત્મા. આ ત્રણે પુસ્તક દરેક મોઢ ભાઇએ વસાવવા જેવાં છે અને તે મોઢ મહોદય ઓફીસ-ભાવનમંદિર અગર શેઠ રમણલાલ લલ્લુભાઇ મોતીભાઇ, એલીસબ્રીજ અમદાવાદ એ ઠેકાણેથી મળશે.

રિપોર્ટમાં છેલ્લે માતાજીના એક ચમત્કારની વાત દર્શાવવામાં આવી છે. મોઢેરાનો એક સોની રોજ રાત્રે આરતિના દર્શન કરવા મંદિરમાં આવતો. આ નિયમનો તે ભંગ કરતો નહિ. ચોમાસામાં એક રાત્રે તેને એક કાળા નાગે દંશ દીધો, સોનીનું ચિત્ત તો માતાજીના દર્શનમાંજ હતું. તેને માતાજીની કૃપાથી ડંખના વિષની અસર ન થઇ. માતાજી પોતાના ભક્તોને કેવી સહાય કરે છે તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે. અમે ઇચ્છીએ છીએ કે દરેક મોઢભાઇ પોતાના જીવનકાળ દરમિયાન માતાજીના ખોળે જઇ શિર નમાવી કૃતકૃત્ય થાય.

માતાજી જવા માટે બહુચરાજીથી મોઢેરા મોટર સર્વીસ છે ને ભાડું રૂા ૦-૧૨-૦ છે. ધીણોજ ગામથી પણ એક બીજી મોટર સર્વીસ છે અને તેનું ભાડું રૂા ૧-૦-૦ છે પરંતુ અમે ગુજરાત-કાઠિયાવાડના યાત્રીઓને બહુચરાજીથી જવાની ભલામણ કરીએ છીએ જેથી બહુચરાજીના પણ દર્શન થઇ શકે.

હિસાબ તપાસતા માલમ પડે છે કે માતાજીના સ્થાયી ભંડોળ ખાતે રૂા ૩૯૬૮૮-૧૪-૬ તથા શ્રી નરસુરણ સ્થાયી ફંડ ખાતે રૂા ૧૫૦૮૭-૨-૯ જમા છે. શેઠ શ્રી રમણલાલભાઇ અને તેમના બંધુ શેઠ શ્રી રતનલાલભાઇના હાથમાં આ સંસ્થાનો વહીવટ આવ્યા પછી સંસ્થા જે દેવામાં હતી તે બધું ભરપાઇ કરવામાં આવ્યા ઉપરાંત સંસ્થામાં હજારો રૂપીયા મરામતમાં વાપરવા છતાં ઉપરનું ભંડોળ એકઠું થયું છે તે તે બંને ભાઇઓની કુનેહભરી અને ચીવટવાળી વ્યવસ્થાશક્તિ, ભક્તિભાવ અને દાનવૃત્તિને આભારી છે. માતાજી એમના આ બંને સેવકોને દીર્ઘાયુ કરી બની શકે તેટલી તેમની સેવા સ્વીકારે તેવી પ્રાર્થના.

સં ચા મો બ્ર. યુવક મંડળ—વઢનગરનો સને ૧૯૪૮ નો અહેવાલ અને હિસાબ—આ મંડળ પાસે રૂા ૪૧૮૬-૦-૧ ની મુડી છે. મંડળે રિપોર્ટવાળા વર્ષ દરમિયાન રૂા ૩૬૬-૮-૦ કેળવણી નિમિત્તે વાપર્યા છે. મંડળ પાસે આંદાઓનાં માવજતનાં સાધનો છે અને મદદ ફંડ છે જેમાંથી સાધકને મદદ આપવામાં આવે છે. પ્રમુખશ્રી બાલચંદ છો. જોશી છે.

Regd N. B 1416

સ્વ૦ પારેખ સીખાભાઇ ગાપાળજીએ મોઢ વણિક જ્ઞાતિમાં નવજીવન પ્રેરી
તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ કરેલ માસિક.

## અનુક્રમણિકા.







મુદ્રણ સ્થળઃ—કૃષ્ણ પ્રિન્ટીંગ પ્રેસ—ભાવનગર.

# મોઢ મહોદય.

વર્ષ ૩૨] શ્રાવણ સંવત ૨૦૦૫ : ઑગસ્ટ ઇ. સ. ૧૯૪૯ [અંક ૧૦

## "દાક્તરો જોઈએ છે."

શ્રીયુત વોરા અમૃતલાલ મગનલાલ-વિરમગામ.

આપ રખે એમ માનતા કે આ જાહેરાત છે કલ્પનાની ગુંથણીએ હું વિષયને ગુંથીને આપ સમક્ષ મૂકી રહ્યો છું કમણા કમણા આપણે એક મહારોગમાં સપડાયા છીએ, આઝાદી મળ્યા પછી આપણે તેના ભોગ બન્યા છીએ અને એ છે ટીકા રોગ આ રોગની સાથે આપણને બીજો રોગ પણ લાગુ પડ્યો છે અને એ છે "વાદ"નો રોગ જેમ આજે આપણે શારીરિક અનેક અકલ્પનીય રોગોના નામો સાંભળીએ છીએ, અને આશ્ચર્ય પામીએ છીએ તેને ડામવા માટે વિજ્ઞાનીકો નવી નવી શોધખોળો કર્યે જાય છે અને જનતા સમક્ષ મૂકે છે વાદના રોગે આજે ભ્રાતૃભાવ અને ઐક્યતાનો લોપ કરવો શરૂ કર્યો છે

ધીમી પણ સંગીન ગતિથી રાષ્ટ્રને ઘેરતા આ રોગની અગમ ભાખ પૂજ્ય શ્લોક બાપુજીએ કલ્પી અને તેને ડામવાને માટે માનવતાના એ વિજ્ઞાનીકે 'સર્વોદય સમાજ" ની શોધ કરીને હિંદને એ અમૂલ્ય શોધનો લાભ લેવાનું સૂચન કર્યુ. કોમવાદે સર્જેલ હિંદની ખાનાખરાબી અને અખંડ હિંદના બે ભાગલા પાડ્યા, તે પછીની એ અગમ ભાખ આજે સાચી ઠરતી જણાય છે હિંદી શરીરના અસંખ્ય ટુકડા કરતા આ "પ્રાંતિયવાદ" ના રોગને આપણે સવેળા કાબૂમાં લેવો રહ્યો માનવતાની એ શાળામાં ઉત્તીર્ણ થયેલા દાક્તરોની એ રોગને જડમૂળથી નાબૂદ કરવા માટે આજે રાષ્ટ્રને ખૂબ ખૂબ જરૂર છે

  

# ચૈતન્ય

લેખકઃ—શ્રેષ્ઠશ્રી રમણુલાલ છતલુભાઈ-અમદાવાદ.

ચૈતન્ય સત્તા અખંડ છે મંડળાકાર છે. જેને આદિ, અંત, મધ્ય નથી, પણ પોતે આદિ, અંત, મધ્ય છે આદિ, અંત, મધ્ય જેના ઉપર ભાસે છે અને જે કાળ, સ્થળ, કાર્ય કારણુભાવ એ ત્રણેય કલ્પનાથી રહિત છે કાળ, સ્થળ અને કાર્ય કારણુભાવથી આદિમધ્ય અંત જાણી શકાય છે, પણ જે સર્વ કાળે સર્વ સ્થળે છે છે ને છે અને કાર્ય કારણુભાવ રહિત છે, તે અખંડ મંડળાકાર ચેતન સત્તા છે બીજી કોઇ વસ્તુ નથી, તેથી તેનું મુખ્ય અખંડપણું છે

આત્મા અખંડ છે, આવા અખંડ મંડળાકાર આત્માનો સંબંધ કોની સાથે બની શકે? આત્માને પ્રાણશક્તિનો મેળાપ સંભવતો નથી તો મન ક્યાં છે? આત્મસ્વરૂપમાં સ્પંદ થતો નથી. લાજ છે, લાજ સ્પંદ થાય અને લાજ લય થાય છે.

દૃષ્ટા સાથે દેહાદિકનો સંબંધ થાય ત્યારે જગત ભાસે છે, દૃશ્ય સાથે તન્મયતા થાય ત્યારે મનુષ્ય જુએ છે તેવો ભ્રામ થાય છે, તે ભ્રામ મિથ્યા છે, અવિદ્યા છે.

"विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह ।

अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥ ईशावास्योपनिषत्"

જે વિદ્યા સંસારરૂપી વિપને આપનારી છે, જગતમાં તન્મય થઇ સ્વરૂપનું વિસ્મરણ થાય તેનું નામ અવિદ્યા

મનુષ્ય પોતાની જાતને દુઃખ દેવા ઇચ્છતો નથી, કેમકે પોતાની જાત પોતાને ખૂબજ વ્હાલી હોય છે પોતાની જાત ઉપર ખૂબજ ચાહના રાખે છે તેવીજ રીતે "આત્મવત્ સર્વ ભૂતેષુ" દરેક પ્રાણીમાત્રમાં પોતાના જેવીજ જાત છે, આત્મા છે, એમ દૃઢપણે સમજે તો કોઇને દુઃખ દે નહીં અને સુખ આપવા પ્રયત્ન કરે, એટલે કે પોતાની જાતનો આત્માનો પ્રથમ અનુભવ કરી લે, અને પોતાના આત્મવત્ સર્વ પ્રાણી છે એમ ભાવના દૃઢ થાય તો પોતે શાંતિ પ્રાપ્ત કરી શકે છે એટલુંજ નહીં પરંતુ બીજાને પણ શાંતિના માર્ગે દોરે છે, માટેજ જાતને એટલે આત્માને, ચૈતન્યને પીછાનવાની ખાસ આવશ્યકતા છે જગતમાં પોતે અને બીજા ઘણા પ્રાણીઓ વસે છે, તે જગત બધાને માટે સામાન્ય છે, તેથી પોતાને જેટલો જીવવાનો હક્ક છે તેટલોજ બધાને અહીં જીવવાનો હક્ક છે એ સ્વીકાર મનુષ્ય કરે તો બીજા બધા પ્રાણીઓ સાથેનું વર્તન સમાન રાખે, આવો મનુષ્ય સ્થિર મતિવાળો હોય છે એટલે આત્મામાં અટલ નિશ્ચયવાળો હોય છે જ્યાંસુધી પોતાની જાતને બરોબર ના ઓળખે ત્યાંસુધી ઉપરના લક્ષણો તેનામાં ઉતરતાં નથી

આત્મબુદ્ધિની બલીહારી તો ઇશ્વરમય જીવનમાં છે, ખૂબીજ બુદ્ધિની સ્થિરતામાં વિશુદ્ધિમાંજ છે આત્મજ્ઞાન, ચૈતન્ય દર્શન થતાંજ ઉપરના બધા લક્ષણો આપમેળે પ્રગટ થાય છે, પ્રગટ્યા સિવાય રહી શકતા નથી ॐ इति

# તંત્રીની કલમે

શ્રીકૃષ્ણ જયતિ:—શ્રાવણ માસમા વદ અષ્ટમીના દિવસે શ્રીકૃષ્ણ જયતિ આવે છે શ્રીકૃષ્ણ આપણા આરાધ્ય દેવ છે તેથી આપણે આજે તેમનાં જીવનનાં પ્રસગોનો સમન્વય કરી આપણા જીવનમા તેમના આદેશનો યત્કીચિત ભાગ પણ ઉતારીએ અને તે પ્રમાણે આચરણ કરીએ તો આપણો ઉદ્ધાર સહજ બને

શ્રી કૃષ્ણ અને શ્રી રામ એ બ્રહ્મા, વિષ્ણુ, શકર જેવી પુરાણોક્ત વિભૂતિ નથી, તેઓ તો ઇતિહાસના પાને અમર થઇ ગયેલ અને મનુષ્ય જીવન કેવી રીતે જીવી શકાય તેના પદાર્થ પાઠો પાઠવતી મનુષ્ય દેહ ધારી અલૌકિક વિભૂતિઓ છે ભારત વર્ષની પ્રજાએ યુગોથી તેમની પાસેથી પ્રેરણા પીધી છે અને યુગો સુધી પાન કર્યા કરશે

શ્રી કૃષ્ણના જીવનમા આપણને અનેક પ્રકારના રસો જોવા મળશે, પરતુ તેમાએ વીર રસ અને શૃગાર રસ એ બે મુખ્ય રસ છે તેમને સમજવા માટે તેમનામાના આ બને રસને આપણે સાથે રાખવાજ પડશે જો આપણે તેમની બસીને જ યાદ કરીએ અને તેમના સુદર્શન ચક્રને ભૂલી જઇએ, એમના રાસને ભજીએ અને દુષ્ટોના સહારને ભૂલી જઇએ, એમની રસિકતાને જ નિરખીએ અને પરાક્રમ સામું ન જોઇએ તો આંપણે તેમને સમજી જ ન શકીએ.

વ્યક્તિ અને સમષ્ટિ બનેના સુખ માટે વીર રસ અને શૃંગાર રસની સમતુલા સાચવવી જોઇએ જે પ્રજા વીર રસને ભૂલી ફક્ત શૃંગાર રસની પાછળ ભમે છે તે પ્રજા સુવાળી, નિર્વીર્ય અને નબળી પડી જાય છે આવી પ્રજા વિનાશના માર્ગે સચરે છે એજ રીતે જે પ્રજા હૃદયના સુવાળા ભાવો, દયાર્દ્રતા, માનવ પ્રેમ ભૂલી ફક્ત યુદ્ધનીજ તાલીમ લે છે તે પણ જડ બની વિનાશના પથે વિચરે છે. માટે પ્રજામા વીર રસ અને શૃગાર રસ બનેનો સમન્વય આવશ્યક છે

શ્રી કૃષ્ણના જીવનનો ઊંડો અભ્યાસ કરનારને આ બને રસનો બહુ ઉચ્ચ કક્ષાએ સમન્વય માલુમ પડશે તેઓ રસેશ્વર હતા અને યોગેશ્વર પણ હતા તેમણે જીવનનો મર્મ જીવી જાણ્યો અને પ્રજાને શીખવ્યો અર્જુન હતાશ થઇ સ્વજનોના મોહ સાગરમા ડૂબે છે તે વખતે તેમણે પરમ સત્ય તેને સમજાવ્યુ

ગોપ અને ગોપીઓ સાથે હસી, ખેલી, નાચી, કુદી રાસ રમ્યા અને તેમના સકટ સમયે ગોવર્ધન પર્વત ધારણ કરી ગોકુળને બચાવ્યુ, માનવ શત્રુ કાલિનાગને નાથ્યો અને માસી પૂતનાનો સંહાર કર્યો, પાડવોની ભર સભામા શિશુપાળ જેવાની સો ગાળો સહન કરી સહિષ્ણુતા બતાવી અને સુદર્શન ચક્રથી વધ કરી વીરતા પણ બતાવી યુદ્ધથી સમાજની અધોગતિ થાય છે તેટલા

માટે તે અટકાવવા વિધિ કરી અને જ્યારે તે અનિવાર્ય થઇ પડયુ ત્યારે યુદ્ધના મેદાનમા અર્જુનના સારથી બની પોતાની અમાપ શક્તિ બતાવી. ઉદ્ધવ અને વિદુર જેવા ભકતોને ધર્મનુ જ્ઞાન આપ્યુ અને સ સારના રાહની ચાવી બતાવી.

જન્માષ્ટમીના શુભ દિવસે આપણે તેમના જીવનનું પારાયણ કરીએ અને તેમના ભવ્ય અને લલિત, ઉદ્દાત અને રસાલ વ્યક્તિત્વનો થોડો અંશ પણ આપણા આચરણમા ઉતારવા પ્રયાસ કરીએ તો આપણો મનુષ્ય જન્મ સહજ સફલ થાય

# આપણાં છાત્રાલયો અને તેમનું સંચાલન.

શ્રીયુત પોપટલાલ અંબાણી.

## ( ૧ )

## છાત્રાલયોએ કરવા જેવી કેટલીક પ્રવૃત્તિઓ.

[ આપણી રાજકોટ બોર્ડિંગના માનદ્ મંત્રી શ્રીયુત પોપટલાલ અંબાણીના આ લેખમાળાનો આ પહેલો હપ્તો છે. આ લેખમાં આપણાં છાત્રાલયોમાં કેવી પ્રવૃત્તિઓ હોવી જોઇએ તે તેમણે સુંદર રીતે પ્રતિપાદન કર્યું છે. તેમાં જણાવેલ બાબતોમાંથી જે જે બાબત આપણાં છાત્રાલયોમાં દાખલ કરી શકાય તે તે બાબત છાત્રાલયોના ગૃહપતિઓ તુરત અમલમાં મૂકે અને વિદ્યાર્થીઓના વિકાસમાં મદદ રૂપ થાય તેવી વિનંતી. આવા કાર્યોમાં ગૃહપતિને કાર્યવાહક કમીટીની જવાબદાર વ્યક્તિઓએ સંપૂર્ણ સહાય આપવી જોઇએ. તંત્રી ]

છાત્રાલયો છાત્રોને માટે નિવાસસ્થાન છે, એ કંઈ શિક્ષણ સંસ્થાઓ નથી, એમ કોઈ કહે તો તે કેટલેક અંશે ખરૂં છે. પણ હાલની શિક્ષણ સંસ્થાઓ વિદ્યાર્થીઓનો સર્વદેશીય વિકાસ સાધવા માટે ભાગ્યે જ કંઈ તજવીજ કરે છે. તેમનું લક્ષ્ય વિદ્યાર્થીઓને પરીક્ષામાં પાસ કરાવી દેવા તરફ જ છે. વિદ્યાર્થીઓનો સર્વદેશીય વિકાસ થાય કે ન થાય, તેની તેમને કંઈ જ પડી નથી. હાલની કઈ શાળા વિદ્યાર્થીઓને પ્રવાસમાં લઈ જાય છે? હાલની કઈ શાળા હસ્ત ઉદ્યોગ તરફ લક્ષ્ય આપે છે? કઈ શાળા વિદ્યાર્થીઓની વક્તૃત્વ કળા કે લેખન કળા વિકસાવવાને તજવીજ કરે છે? કઈ શાળા વિદ્યાર્થીઓનું સામાન્ય જ્ઞાન વધારવા વ્યવસ્થિત પ્રયત્ન કરે છે? જ્યાં સુધી શિક્ષણ સંસ્થાઓમાં આવી પરિસ્થિતિ પ્રવર્તે છે, ત્યાં સુધી તેમણે બજાવવાની ફરજો છાત્રાલયોએ બજાવવી પડશે; અને વિદ્યાર્થીઓનો સર્વદેશીય વિકાસ સાધવામાં શિક્ષણ સંસ્થાઓના પૂરક બનવું પડશે. જે છાત્રાલયો વિદ્યાર્થીઓનો સર્વદેશીય વિકાસ સાધવા ઇચ્છતા હોય તેમણે નીચે બતાવેલી પ્રવૃત્તિઓમાંથી બને તેટલીને અપનાવી આચારમાં મૂકવી જોઇએ.

૧ પ્રાર્થના: કોઈ પણ છાત્રાલયમાં પ્રત્યક્ષ રૂપે ધાર્મિક શિક્ષણ અપાતું નથી પણ તેના પ્રતિક રૂપે પ્રાર્થના કરાવાય છે. શિક્ષણ સંસ્થાઓમાં પણ તે થાય છે અને છાત્રાલયોમાં પણ થાય છે. આ પ્રવૃત્તિ સુંદર છે અને દરેક સંસ્થાએ તેને સુંદર રીતે આચારમાં મૂકવા જેવી છે. પણ હાલ તે જે રીતે થાય છે તે રીત ખૂબ સુધારો માગે છે. શાળામાં કે છાત્રાલયમાં બધા વિદ્યાર્થીઓ એકી સાથે મોટે અવાજે પ્રાર્થના ગીત બોલે છે (ગાય છે એમ કહી શકાય નહિ) આ પ્રકારે થતી પ્રાર્થનાથી જરાપણ હેતુસિદ્ધિ થતી નથી.

પ્રાર્થના કરવાનો હેતુ ચિત્તની શાંતિ મેળવવાનો છે. ૪૦-૫૦ જેટલા વિદ્યાર્થીઓ તાલ કે સૂરના ભાન વિના કર્ણકઠોર અવાજે કોઈ ગીત બોલતા હોય છે ત્યારે શાંતિને બદલે અશાંતિનું વાતાવરણ ઉભું થાય છે. પ્રાર્થના વિધિમાં પ્રથમ તો પ્રાર્થનાને યોગ્ય વાતાવરણ સરજવું જોઇએ. જે સ્થળે પ્રાર્થના



શ્રી પોપટલાલ અ બાણી

ચવાની લોમ તથા સરસ્વતી દેવી કે હિંદ દેવીની છબી, ધૂપ દીપ ફૂલ વગેરેમાથી જે કંઇ મળી શકે તે સુંદર રીતે ગોઠવવુ જોઇએ પ્રાર્થના કરનારાઓએ જરા પણ અવાજ ન થાય ને રીતે તદ્દન શાતિથી સ્થિર બેસવું જોઇએ, સિતાર કે તબુર જેવા વાજિત્ર સાથે સૂરીલા કંઠે એક જણે પ્રાર્થના ગીત તાન અને સૂરમાં ગાવુ જોઇએ દરેક છાત્રાલયમા પ્રાર્થના ગીતોનો એક સગ્રહ જોઇએ, તેમાંથી બે કે ત્રણ પદોની પસદગી દરરોજ કરવી જોઇએ કોઇ વખતે મૂક પ્રાર્થના પણ થવી જોઇએ અને ધૂન પણ થવી જોઇએ પ્રાર્થનાનો કાર્યક્રમ સવાર અને સાંજ એમ બે વખત રાખવો જોઇએ સવારની પ્રાર્થના ઊઠતાવેત કરવાને બદલે વિદ્યાર્થીઓ શૌચસ્નાન વગેરેથી પરવારી છે ત્યારે થાય એ વધારે ઉચિત છે, અને સાજ પ્રાર્થના વિદ્યાર્થીઓ રાત્રે અભ્યાસ કરવા બેસે તે પહેલાં થાય તે વધારે ઉચિત છે

૨ નામાનુ શિક્ષણ —આપણી જ્ઞાતિનો મુખ્ય ધધો વેપા છે, એટલે આપણા એકે એક બાળકને નામાનું શિક્ષણ મળવુ જ જોઇએ, પણ શાળાઓના અભ્યાસક્રમમા એ વિષયને સ્થાન નથી તેથી આપણા પ્રત્યેક છાત્રાલયે એ વિષય શિખવવાનો પ્રબંધ કરવાની જરૂર છે દેશી તેમ જ વિદેશી બન્ને પદ્ધતિએ નામું લખતા પ્રત્યેક છાત્રને શીખવવુ જોઇએ અને તેની સાથે બની શકે તો ટાઇપરાઇટીંગ પણ શીખવવ જોઇએ

૩ કાતણ અત્યારે બધી શાળાઓમા તમામ શિક્ષણ કેવળ પુસ્તકીયુ જ અપાય છે તેની સામે નૂતન શિક્ષણ કેળવણીકારોનો ઉગ્ર વિરોધ છે છતા પરિસ્થિતિમા કંઇ જ પરિવર્તન થતુ નથી શિક્ષણમા હસ્તઉદ્યોગને મહત્વનુ સ્થાન છે પણ શાળાઓમા તેનો પ્રવેશ હજુ સુધી થયો નથી એટલે એ કામ છાત્રાલયોએ જ કરવુ રહ્યુ સહેલાઇથી અને બહુ જ ઓછા ખર્ચ દાખલ કરી શકાય એવો ઉદ્યોગ કાતણ છે આપણા બધા છાત્રાલયોએ રેંટિયા અને તકલી વસાવવા જોઇએ અને તેના પર બધા છાત્રો દરરોજ ઓછામા ઓછા અર્ધા કલાક કાતે તેવી યોજના થવી જોઇએ

૪ પર્યટન અને પ્રવાસ' હાલની શાળા શિક્ષણ ચાર દીવાલોની વચ્ચે જ આપવામાં આવે છે તેથી વિદ્યાર્થીઓ બહારની દુનિયાની સાથે સમ્પર્ક પામી શકતા નથી આ પરિસ્થિતિ પલટો માગે છે પર્યટન અને પ્રવાસદ્વારા જે શિક્ષણ મળે છે, ત સચોટ જ અસરકારક અને જીવન લક્ષી બને છે અને તેથી જ શિક્ષણ સંસ્થાઓને ભલામણ કરવામાં આવે છે કે તેમણે વિદ્યાર્થીઓને પર્યટન અને પ્રવાસો કરાવવા પણ ગણીગાંઠી સંસ્થાઓ સિવાય આ દિશામા કોઇ કંઇ જ કરતુ નથી જે કામ શાળાઓ નથી કરતી તે છાત્રાલયોએ કરવુ જોઇએ પર્યટન એટલે ગામ અને ગામની આસપાસ વિદ્યાર્થીઓને ફરવા લઇ જવા એ કામ બહુ

# ધી માસ્ટર કલૉક એન્ડ વોચ વર્કસ લી ભાવનગર

## શ્રી. ગગનવિહારી લલ્લુભાઇ મહેતાના હસ્તે થયેલ ઉદ્ઘાટન વિધિ.

જ્ઞાતિ બન્ધુઓને યાદ હશે કે અત્રેના આપણા જ્ઞાતિબન્ધુ શ્રીયુત ગુલાબરાય ગાંધી થોડા વખત પહેલાં ઘડીયાળોનું કારખાનું હિંદમાં શરૂ કરવાનું શક્ય છે કે નહિ તેની માહિતી મેળવવા જાપાન ગયેલા તેમને હિંદ સરકાર તરફથી ફક્ત બે માસ રહેવાની સગવડ કરી આપવામાં આવી હતી આટલા ટુંકા ગાળામાં તેમણે પોતાની ખંત, હોશિયારી અને બુદ્ધિનો ઉપયોગ કરી કારખાના માટેનો યોગ્ય અનુભવ મેળવ્યો અને તેની મશીનરી માટેની વ્યવસ્થા કરી અહિં આવી મહાલક્ષ્મી મીલ્સવાળા શેઠ ધરમદાસ હરગોવિંદદાસ જે પી તથા શેઠ ભોગીલાલ મગનલાલના સહકારથી ઉપરોક્ત કારખાનું ઉભુ કર્યું, આ કારખાનાની ઉદ્ઘાટન વિધિ હિંદ સરકારના ટેરીફ બોર્ડના પ્રમુખ શ્રીયુત ગગનવિહારી મહેતાના શુભ હસ્તે શનિવાર તા ૨૩-૭ ૪૯ ના રોજ બપોરના ચાર વાગે કરવામાં આવી હતી

આ પ્રસંગે સૌરાષ્ટ્ર સરકારના ઉદ્યોગ ખાતાના પ્રધાન શ્રીયુત મનુભાઇ શાહ, રાવબહાદુર શેઠ ધરમદાસ હરગોવિંદદાસ, શ્રીયુત ગજાનન ભટ્ટ, ડૉ. કેશવલાલ ઠક્કર, શેઠ મોહનલાલભાઈ, શ્રીયુત જાદવજી કે મોદી વગેરે પ્રતિષ્ઠિત શહેરીઓ, ડૉક્ટરો અને વેપારીઓની સારી સંખ્યા હાજર હતી શરુઆતમાં મહાલક્ષ્મી મીલ્સના સેક્રેટરી શ્રીયુત ખારા સાહેબે આવેલ સંદેશાઓનું વાંચન કર્યું હતું તેમા સૌરાષ્ટ્રના રાજપ્રમુખ નામદાર જામસાહેબ, મુખ્ય પ્રધાન શ્રી ઢેબરભાઇના સેક્રેટરી, મહેસુલ પ્રધાન શ્રી શામળદાસભાઇના સેક્રેટરી, મર સી પી. મહેતા, શેઠ નાનજી કાળીદાસ, શેઠ શાંતિલાલ મંગળદાસના સંદેશા મૂખ્ય હતા.

ત્યારપછી પોતાના આમંત્રણને માન આપવા માટે શેઠ ભોગીલાલભાઇએ શ્રી ગગનવિહારી મહેતાનો આભાર માન્યો હતો અને જણાવ્યું હતું કે હિંદમાં આવી જાતનું આ પ્રથમ સાહસ છે આ ઉદ્યોગ નવિન હોવાથી મુશ્કેલીઓ તો આવશે પરંતુ અમારી ખંત અને જનતાની સદ્ભાવનાથી તે સફલ થશે હિંદ સરકાર અને સૌરાષ્ટ્ર સરકાર નાના ઉદ્યોગોને સારો ટેકો આપે છે તેથી આ ઉદ્યોગ ફળીભૂત થશે તેની અમને ખાત્રી છે

ને પછી શ્રી મહેતાએ કારખાનાની ઉદ્ઘાટન વિધિ કરી હતી અને પ્રવચન કરતા તેમણે આ પ્રસંગ માટે તક આપવા બદલ મેસર્સ રમેશ ગાંધી એન્ડ કો. નો આભાર માન્યો હતો આગળ બોલતા તેમણે જણાવ્યું કે સામાન્ય રીતે ટેરીફ બોર્ડ સાથે જેને સબંધ હોય તે આવી પ્રવૃત્તિમાં સીધો ભાગ લઇ શકતા નથી, જેથી હું આવી પ્રવૃત્તિઓથી વેગળો રહું છુ, પરંતુ મને જયારે આ આમંત્રણ મળ્યું ત્યારે ભાવનગરનું સ્વાભાવિક ખેંચાણ અને કોઇ નવી પ્રવૃત્તિ શરૂ થાય ત્યારે મારૂં કર્તવ્ય છે કે મારે સહાનુભૂતિ બતાવવી એ કારણથી આજે હું અત્રે આવ્યો છુ

હું આ જે નવું સાહસ શરૂ કરવામા

આવ્યુ છે તે માટે તેના સંચાલકોને પ્રથમ અભિનંદન આપુ છુ આજે, દેશમા ચારે બાજુ નિરાશાનો સૂર નીકળ્યો છે તેવા વખતે આ નવુ સાહસ કરવાની તેમણે જે હિંમત કરી છે તે મને ગૌરવ લાગે છે અને નિરાશા જેવુ લાગતુ નથી, પરંતુ જો તે લાગતુ હોય તો તે આપણા ચારિત્ર્યની ખામી છે તે પછી તેમણે જુના વખતમા લોકો વખત કેવી રીતે જાણતા હતા તે જણાવ્યુ હતુ સમયની બહુ કિંમત છે ગાંધીજી હાથે કાંડાનો હિસાબ રાખતા આ માટે ઘડિયાળની ખાસ આવશ્યકતા છે આ સાહસ હિંદમા પહેલ વહેલુ હોય તો ભાવનગરને ગૌરવ લેવા જેવુ છે આ ઉદ્યોગ ભાઈશ્રી ગુલાબરાય ગાંધીના સાહસને લીધે થાય છે તેમણે આજથી બે વર્ષ ઉપર જાપાન જવા પ્રયાસ કર્યો હતો સુભાગ્યે તેમને જાપાન જવાનો પ્રબંધ થયો. ત્યા જઈ તેઓ આ ઉદ્યોગનો અભ્યાસ કરી આવ્યા અને શેઠ ધરમદાસ અને શેઠ ભોગીલાલ જેવા બીજા સાથીઓની સહાનુભૂતિ અને સહાય મેળવી તેમણે આ સાહસ શરૂ કર્યુ છે

તે પછી તેમણે સ્વીટઝરલેંડ, જાપાન, ઇંગ્લાંડ, અને અમેરીકાના ઘડિયાળના ઉદ્યોગોનો ઇતિહાસ કહ્યો હતો, અને જણાવ્યુ હતુ કે જાપાન હાલ હરિફાઈમા ઉતરી શકે તેમ નથી, પરંતુ ભવિષ્યમા ઉતરશે. માટે આપણા ઉદ્યોગોએ માલની જાત ઉપર લક્ષ આપવુ જોઈએ. અત્યારે આપણા દેશના લોકોને થોડી વધુ કિંમત આપીને પણ ઘર દેશી માલ લેવાની ઇચ્છા થાય છે તેમા કંઈક તથ્ય છે આપણા દેશની વસ્તુઓ સારી હોય તો જરૂર લોકો તે લેશે વસ્તુ ઉપયોગી ટકાઉ અને લોકોની ખરીદ શક્તિના પ્રમાણની હોવી જોઈએ આપણે સૌએ આવા સાહસને ઉત્તેજન આપવુ જોઈએ અંતમાં આપ



શ્રીયુત ગુલાબરાય છગનલાલ

સૌનો આભાર માનુ છુ

ત્યારબાદ ઉદ્યોગ પ્રધાન શ્રી મનુભાઈએ જણાવ્યુ કે પ્રથમ હુ શેઠ ભોગીલાલ અને ભાઈશ્રી ગુલાબરાયને આ સાહસ માટે અભિનંદન આપુ છુ અમારા આગ્રહથી હિંદ સરકારે ભાઈ ગુલાબરાયને જાપાન જવાની રજા આપી હતી આ ભાઈએ જાપાનનો અનુભવ લઈ, મશીનોનો અભ્યાસ કરી અહિ કારખાનુ તૈયાર કર્યુ છે તેથી આનંદ થાય છે. આપણા દેશના ટેકનીશ્યનો દેશાવર જઈ આવી અહિ નોકરી શોધે છે જ્યારે શ્રી ગુલાબરાય ડીગ્રી વગરના હોવા છતા આવો ઉદ્યોગ શરૂ કરે છે ઉદ્યોગોમા વેપારી કુનેહ અને અનુભવની જરૂર છે ત પછી હાલમા સૌરાષ્ટ્ર સરકાર ઉદ્યોગોને જે સહાય અને લોન આપી પ્રોત્સાહન આપે છે તેનુ વર્ણન તેમણે કર્યુ હતુ અને ઉદ્યોગ પતિઓને સલાહ આપી હતી કે આપણી વેપારી શાખ દેશમાં અને વિદેશમા ઘટી ગઈ છે માટે શાખ મેળવવા ખાસ કાળજી રાખશો મારી આપ સૌને અરજ છે કે ભાઈ ગુલાબરાયની જેમ નાના નાના ઉદ્યોગો શરૂ કરશો અને દેશની આબાદી વધારશો.

ત્યારપછી ભાઈશ્રી ગુલાબરાયે જણાવ્યુ.

કે આજનો દિવસ મારા માટે યાદગાર છે. અમારા સાહસની ઉદ્‌ઘાટન ક્રિયા શ્રી ગગનવિહારીભાઇના હાથે થાય છે તે અમારા અહોભાગ્ય છે તેમણે તે પછી જણાવ્યું કે સને ૧૯૩૮ માં મને પ્રથમ વિચાર આવેલ કે આવું કારખાનું આપણા દેશમાં થાય તો આ ધંધાને અહિં અવકાશ છે- આ ઉપરથી જર્મનીના કારખાના સાથે મે પત્રવ્યવહાર શરૂ કરેલ અને નક્કી પણ થયુ હતું ત્યા લડાઇ શરૂ થઈ ગએટલે મારી વાટાઘાટો તૂટી પડી લડાઇ બંધ થયા પછી મારો પ્રયાસ શરૂ કર્યો મોટા ઘડિયાળોનુ ખાસ ઉત્પાદન જાપાનમાં છે જાપાને એ દિશામાં ખૂબ પ્રગતિ કરી હતી અને તેની કિંમત પણ સરખામણીમાં ઓછી હતી સદ્‌ભાગ્યે સ્વરાજ મળ્યુ. સૌરાષ્ટ્રનુ એકમ થયુ અને બધેથી સહાનુભૂતિ મળવા લાગી શ્રી મનુભાઇને મળ્યો તેમણે પ્રોત્સાહન આપ્યુ. મારે જાપાન જઇ અભ્યાસ કરવો અને ખાત્રી થાય કે આ સાહસ કરવા જેવુ છે તોજ કરવુ એવી સલાહ આપી જાપાન જવા માટે પરમીટ મળવી મુશ્કેલ હતી, પરંતુ શ્રી મનુભાઇ અને શ્રી બળવંતભાઇએ મહેનત કરી પરમીટ અપાવી નાણાંની સહાય માટે શેઠ ભોગીલાલ ભાઇને મળ્યો. તેમણે વિચાર કરી મને મદદ આપવા હા પાડી તેઓશ્રી સાહસિક છે અત્રેની માસ્ટર સીલ્ક મીલ અને મહાલક્ષ્મી મીલ્સ તેમની કાર્ય કુશળતાને આભારી છે તેમણે મારી મુસાફરીના ખર્ચની અને આ કારખાના માટેના પૈસાની સગવડ કરી આપી મે જાપાનમા આવા કારખાનાનો અભ્યાસ કર્યો ત્યા પણ ત્રણ ચાર ગણી મોંઘવારી છે કોઇપણ ઉદ્યોગની આબાદીનો આધાર સરકારની સહાય પર હોય છે પર દેશોમા હરિફાઇ પણ સરકારની સહાયથીજ થઇ શકે છે અત્યારે અમે પરદેશથી આવતા ઘડિયાળો કરતા સસ્તા અને ટકાઉ આપી શકશુ, પરંતુ ભવિષ્યમા અમને આપણી સરકારની મદદની જરૂર પડશે

અંતમા શેઠ રમણિકલાલે સૌનો આભાર મા યો હતો. અને છેવટે આઇસ્ક્રીમ અને પાન સોપારી લઇ સભા વિસર્જન થઇ હતી

---



---

મદ્રાસ—શ્રી મોઢ મિત્ર મંડળે ખભાતવાળા શ્રી કેશવલાલ હરિલાલ ચોકસીના ખેદજનક અવસાન માટે દિલગીરીનો ઠરાવ કર્યો. મર્હુમ તેમના માયાળુ સ્વભાવથી સૌને ઘણા પ્રિય થઇ પડ્યા હતા મંડળે તેમનાં ધર્મપત્ની અ. સ્વ જમનામહેન અને તેમના કુટુ બીજન પ્રત્યે દીલસોજી જતાવી તેમના આત્માની શાંતિ માટે પ્રભુ પ્રાર્થના કરી હતી

# સંતતિ પ્રત્યે માબાપનું કર્તવ્ય

રજુ કરના —શ્રીયુત વોરા અમૃતલાલ મગનલાલ—વિરમગામ.

**બે ઉપયોગી વાતો** —બાળકને છાનું રાખવા માટે અથવા સુવડાવવા માટે કેટલીક માતાઓ "રે બાવો આવ્યો, એ બાવડો આવ્યો સુઇ જા, જો બિલાડી આવી ' તને ખાઇ જશે, છાનો રે" એવી એવી ત્રાસદાયક ગડો પાડી બાળકમાં બીકની લાગણી ઉત્પન્ન કરે છે કેટલીક વળી બાળકને ખૂબ રડાવવાની આદત પાડે છે, એ પણ સારી ટેવ નથી, આથી બાળક પોચુ અને બીકણુ બને છે માતાઓએ બાળકને રોતલ અને પામર ન બનાવતા સર્વદમનની પેઠે સિંહના દાંત ગણે તેવુ નિર્ભય અને શૂરવીર બનાવવુ જોઇએ, કારણકે બાળકના સારા-માઠા ભાવિષ્યની વિધાતા એક માતાજ છે આથી બાળઉછેરનું કાર્ય જે માતાને આવડતુ નથી, તે સારા રાષ્ટ્રની ગુન્હેગાર બને છે પ્રજોત્પત્તિ કરી તેમાંજ કાંઇ માબાપના કર્તવ્યની પ્રતિ સમાપ્તિ થઇ જતી નથી, તેની ફરજનો મોટો આધાર તો બાળક જન્મ્યા પછીજ ઉભો થાય છે

**બાલ શિક્ષણ** —બાળક પાંચ છ વર્ષનું થાય ત્યાંસુધી તેના શિક્ષણનો ભાર તેની માતા પર નિર્ભર હોય છે આ કાળ જો કે અલ્પ છે, છતાં તેટલાજ સમયમાં પડેલા સસ્કારો જીવનપર્યંત સ્થાયી રહી શકે છે આટલી વય સુધી તો માબાપોએ બાળક પ્રતિ દરેકપળે જાગ્રત રહેવુ જોઇએ, અને પછીથી તે બાળકને યોગ્ય શિક્ષકના હાથતળે સોંપી દેવુ ઘટે શિક્ષકોના હાથતળે ગયા પછી પણ માબાપો દેખરેખ રાખવાની ફરજથી તો કદી છૂટી શકતાજ નથી, પરંતુ શિક્ષણનો બોજો તેમના પરથી શિક્ષકદ્વારા આ રીતે ઉતરી જાય છે

**શિક્ષકોનું કર્તવ્ય**—શિક્ષક એટલે પશુ નહિ ભાડૂતી માણસ નહિ, પણ આખા રાષ્ટ્રના નાગરિકોનો એ નિર્માતા-પિતા છે વિદ્યાર્થી પ્રત્યેનો તેનો પ્રેમ અને સહિષ્ણુતા માતા જેવા ઉદાર હોવા ઘટે જ્યાંથી શિક્ષકો પોતાના આ કર્તવ્યથી ચૂકયા છે ત્યાંથી તેઓ પશુ બની ગયા છે પ્રથમના વખતમાં વિદ્યા આપવાનું કાર્ય પ્રાય ત્યાગી વર્ગજ કરતો હતો અને તેથી ગુરૂપદનું ગૌરવ તથા સન્માન હતુ આજનો એક શિક્ષક પ્રતિમાસે ૧૫૦ કે ૨૦૦ સુધીનો ભલે પગાર કમાઇ શકતો હોય પરંતુ વિદ્યાર્થીના હૃદયનો તે સ્વામી નથી બની શકતો શિક્ષકની કર્તવ્ય ભ્રષ્ટતાનો આ એકજ નમૂનો પર્યાપ્ત છે

**શિક્ષણનો આદર્શ:**—જે કેળવણીથી મનુષ્યજીવનનો વિકાસ થાય તેજ સાચી કેળવણી છે, અને જે પદ્ધતિથી આવી કેળવણી પ્રાપ્ત થાય છે તેજ સાચી શિક્ષણપદ્ધતિ છે, પછી તે મોન્ટેસોરી હો, ડોલ્ટન હો કે અન્ય તે પદ્ધતિ હો આવી કેળવણીમાં કેવળ અક્ષરજ્ઞાનનોજ સમાવેશ થતો નથી, પરંતુ જીવનોપયોગી કળાઓ ઉપરાંત શરીરશાસ્ત્ર અને માનસશાસ્ત્રનો પણ તેમાં સમાવેશ થાય છે આવું શિક્ષણ આપવામાં પોપટિયું વાંચા-જ્ઞાનજ માત્ર કાર્ય આપી શકતું નથી પણ શિક્ષકોમાં પરિપક્વ અનુભવ અને સાથે સાથે તેમનામાં ચારિત્રની સુવાસ પણ પૂર્ણ હોવી જોઇએ આજે આ વિષય બહુ [illegible] થઇ ગયો છે, વળી શિક્ષણમાં પણ વિકૃતિ થઇ છે બાળકના માનસમાં ઉપયોગી શિક્ષણ કરતાં અનુપયોગી કચરો વધુ ભરવામાં આવે

છે આવી ત્રુટિઓનો આધાર શિક્ષણ સંસ્થાના સંચાલકો ઉપર સહેજે ઢળી પડે છે, જો તેઓ ધારે તો પરાધિન હોવા છતાં ઘણુ કરી શકે

ઉપયોગી શિક્ષણ —આટલું ઉપયોગી જ્ઞાન તો બાળકને અવશ્ય મળવુ જોઇએ, કે જેથી તે ભવિષ્યનો આદર્શ નાગરિક બને

(૧) માતૃભાષા અને રાષ્ટ્રભાષાનુ પરિપકવ જ્ઞાન
(૨) કૃષિ, વાણિજ્ય અને ઇતર હુન્નરો જેવા કે સુથારી, લુહારી, વણાટ, રંગાટી, વગેરેમાંથી પોતાની પસંદગી પ્રમાણે તેમાંથી એકાદનુ તલસ્પર્શી જ્ઞાન કે જે જ્ઞાનદ્વારા મનુષ્ય સ્વાવલંબી રીતે પોતાની આજીવિકા ચલાવી શકે.
(૩) દેશની પરિસ્થિતિનુ ભાન
(૪) રાષ્ટ્ર પ્રત્યે પોતાનુ કર્તવ્ય.
(૫) પોતાના રાષ્ટ્રના રાજકારણના મુખ્ય મુખ્ય વિષયોનુ જ્ઞાન
(૬) દેશની મહાન વિભૂતીઓના જીવન ચરિત્રોનુ જ્ઞાન
(૭) દેશના મુખ્ય મુખ્ય ધર્મો જેવા કે વૈદિક, જૈન, બાધ, મુસ્લિમ, ખ્રિસ્તી, શીખ, પારસી અને યહુદી વગેરેનુ રહસ્ય, તેની ઉત્પત્તિ તથા તેના સંસ્થાપકોના ઉદ્દેશનુ તલસ્પર્શી જ્ઞાન
(૮) સાહિત્ય, કળા, વિજ્ઞાન અને સંગીતનુ જ્ઞાન

કળા કઇ ?—આજે કળાની જે વ્યાખ્યા સમાજમા પ્રચલિત છે તે કળા નથી પણ કળાનુ વિકૃત સ્વરૂપ છે જે કળાદ્વારા સાચી રસવૃત્તિ જાગ્રત થાય અને તેનો વેગ વિકાસ પ્રતિ વળે તેજ (કળા) સાચી કળા છે આવી રસવૃત્તિ સેવાના કાર્યમા અને રેટિંયો કાંતવાના કાર્યમા પણ જરૂર ઉત્પન્ન થઇ શકે પરંતુ જ્યારે અમુકજ કાર્યમા રસવૃત્તિ ઉત્પન્ન થાય ત્યારે જાણવુ જોઇએ કે તે રસવૃત્તિ નથી પણ રાગવૃત્તિ છે, અને તે કળા પણ આવી રાગવૃત્તિથી વિકૃત થઇ જાય છે દાખલા તરીકે સંગીત એ કળા છે વાદ્યસંવાદન એ કળા છે, પરંતુ જ્યારે તે હલકા પાત્રમાં અને શૃંગારિક વૃત્તિ ઉત્પન્ન કરવામાં યોજાય છે ત્યારે તે કળા મટી જઇ વિકૃત થાય છે અને વિકાસને બદલે પતન પણ કરે છે શાળા અને કોલેજમા મળતું શિક્ષણ બાળકના માનમને બોજો ઉત્પન્ન કરે છે સેંકડો અનુપયોગી બાબતો વિદ્યાર્થીને શીખવી પડે છે, અને સંસ્કૃતિ સુધારામાં પણ તે ઉપયોગી થતું નથી તેથી શિક્ષણ વિષયક સુધારણા અને પુનર્રચનાની આજે અનિવાર્ય અગત્યતા છે તે ખાતર પ્રત્યેક રાષ્ટ્રહિતૈષીએ બનતું કરી છુટવુ જોઇએ અને શિક્ષણ સંસ્થાના સંચાલકોનુ આ વિષય પર ધ્યાન ખેંચાવુ ઘટે (અપૂર્ણ)

( પૂ. મુની શ્રી સંતબાલજીના "આદર્શ ગૃહસ્થાશ્રમ" પુસ્તકના આધારે )

# સંસારને સીમાડેથી.

લેખક શ્રી વિષ્ણુકુમાર કુબેરદાસ પંડ્યા
જનીપીરટ—દિલ્હી

[સમાજની કેટલીક કુરૂઢિઓ અને કમનસીબ ક્રિયાઓને આલેખતી રસપ્રદ અને બોધક ઘટના... .....ગતાંકથી ચાલુ]

[ ૧૮ ]

રસનિધિ તથા માલતી બન્નેનું એક બીજા પ્રત્યેનું આકર્ષણ દિન પ્રતિદિન વધતું જતું હતું. અન્યોન્યની મિલન-ઘડી માટેની તક બન્ને વારંવાર ઝંખતા અને ઝડપી પણ લેતા તેમની બન્નેની મુંગી મુંગી હાજરી પણ તેમના હૃદયને આનંદથી પુલકિત કરી મુકતી, અને જ્યારે જ્યારે વિખુટા પડવાની વિયોગ ઘડી આવતી ત્યારે બન્નેના હૃદયો ખિન્ન થઇ ભારે ગમગીન બની જતા આંખો એકબીજાને શોધી રહેતી અને મન કાબુમા ન રહેતું બન્ને બેચેન બની સખ્ત મુંઝવણ અનુભવતા એક વખત સ્ત્રી વર્ગથી અળગો રહેતો શરમાળ પ્રકૃતિનો રસનિધિ—પ્રેમના પ્રભાવથી કે મલ્લી વિધિના યોગબળથી પણ આજે સંપૂર્ણ બદલાઇ ગયો હતો તેનું શુષ્ક અને નિરસ હૃદય આજે પ્રેમની ભરતીથી રસતરબોળ બન્યું હતું તે વધારે કોમળ અને કંઇક રસિક બન્યો હતો કોઇ અજબ આકર્ષણ બળથી તે ખેંચાઇ રહ્યો હતો, ખેંચાવામાં તેને આનંદ થતો હતો અને તે આનંદનો ઉપભોગ કરવાની ઉત્કટ વૃત્તિ જાણે-અજાણે તેનામાં જાગૃત થઇ હતી

આજે માલતી વિનોદરાયને ત્યાં આવી હતી સૌ જમી-પરવારી વાર્તા-વિનોદ કરવામા મસ્ત બન્યા હતા

'વિનો ભાઇ ' આપણા સમાજમાં સ્ત્રીઓને 'ચ વૈતરા' સિવાય કોઇપણ ક્ષેત્રમાં બીજી છુટછાટ કેમ આપવામાં નથી આવતી ?' દિનેશે અખબારમાંથી માથુ ઉંચુ કરી પુછ્યુ

'એવું કંઇજ નથી હવે તો ઘણાખરા સામાજીક તથા ઇતર ક્ષેત્રોમા પણ આપણી સ્ત્રીઓ અગ્રભાગ લે છે' વિનોદરાયને દિનેશનો આ રસપ્રદ પ્રશ્ન ગમતા, તેને આગળ ચિ ચાવવા દલીલ કરી

તે હશે પરંતુ આંગળીના વેઢા પર ગણી શકાય તેટલીજ બહેનો, અને તે પણ મોલેતુજાર કુટુંબોની કોલેજની કેળવણી પામેલી બહેનોજ પરંતુ યદિ આ ગામમા એકાદ બેનનું પણ નામ તમે ગણાવી શકશો ? દિન એટલે ગામડા અને એટલે હું ગામડાની દ્રષ્ટિએજ પૂછુ છુ' દિનેશે મક્કમતાથી કહ્યુ

'બરાબર છે ભાઇ ' આપણી બીચારી સ્ત્રીઓને તો 'રસોડું' એજ મોટું કાર્ય મનાય છે' ગામડાઓમા તો સ્ત્રીઓને આ સિવાય બીજી કંઇજ ગમ હોતી નથી' નિશ્વાસે દિનેશ તરફ જોઇને કહ્યુ

'અને માટેજ હું કહું છુ કે આજે ગામડા તરફ જુઓ ત્યાંની બહેનોમા શિક્ષણનો પ્રચાર કરી તેમને સાંસ્કારિક પ્રવૃત્તિઓમાં રસ લેતી કરો' દિનેશે જુસ્સાથી કહ્યું

'એટલુંજ નહિ પણ પુરુષો જેટલી જરૂરી છુટછાટ પણ આપો' વિલાસે વિનોદરાય સામે જોઇ સ્ત્રીઓના હક્ક માટે માગણી કરી

'અરે, ભાભી ! પ્રથમ શિક્ષણ તો લેવા દો, પછી છુટછાટની વાત. નહિતર સ્વતંત્રતાને બદલે વળી સ્વચ્છંદતા આવી જાય' માલતીએ વિલાસ તરફ જોઇ કહ્યુ

'બરાબર છે માલતીબેન ઠીકજ કહે છે. બધુંજ ક્રમેક્રમે થાય. પ્રથમ તો સ્ત્રીઓને

ઉપયોગી અને અનુકુળ કેળવણી દ્વારા બાળ ઉછેર, ગૃહઉદ્યોગ, સ્વચ્છતા અને આરોગ્ય વિષયક જ્ઞાન આપવું પડે' વિનોદરાયે માલતી તરફ જોઈ પ્રસન્નચિત્તે કહ્યું

'અને પછી ધીમે ધીમે રસોડા સુધી રાજકારણને લઇ જવું જોઇએ' અત્યારસુધી મૌન સેવી બેઠેલા રસનિધિએ વિનોદરાયના વિચારને સંપૂર્ણ સ્વરૂપ આપ્યું

'વાહ, વાહ, રસનિધિભાઇ! તમે તો ખૂબ કરી. થોડું બોલો છો પણ એવું બોલો છો કે જાણે તમોને આખો દિવસ સાંભળ્યા જ કરીએ' વિલાસ દર્પોન્મત્ત થતા બોલી ઊઠી.

'તો પછી બીજે દિવસે તે ઉત્સાહ અને રસ રહેશે નહિ એટલે થોડામાંજ મીઠાશ' રસનિધિએ હસતા હસતા કહ્યું

બધા હસી પડ્યા રસનિધિ અને માલતીએ એક બીજા સામે જોઈ તુર્ત પાછી નજર ઉઠાવી લીધી

'રસનિધિ! તે ખરૂંજ સરસ કહ્યું કે રાજકારણને રસોડા સુધી લઇ જવું જોઇએ. દેશ-વિદેશમાં બનતા બધા મહત્વના બનાવોથી આપણી બહેનોએ માહિતગાર રહેવું જ જોઇએ અમેરિકા તેમજ યુરોપના બીજા દેશોમાં તો પુરૂષો સ્ત્રીઓને વધારે માનની દૃષ્ટિથી જુએ છે' દિનેશે અમેરિકન અખબાર બંધ કરતા કહ્યું

'ભાઇ! હવે અમેરિકા-યુરોપની વાતો રહેવા દો. ત્યાંની બધીજ રીત આપણને ખપે નહિ 'છુટાછેડા', 'ગર્ભપાત' વગેરે ત્યાં દરરોજ બનતા બનાવો હિંદ જેવા આધ્યાત્મિક અને નૈતિક પ્રતિષ્ઠાવાળા દેશને માટે હિણપત ભર્યા ગણાય' માલતીએ હિંદની વિશિષ્ટતા વ્યક્ત કરી

'શાબાશ માલતીબેન! શાબાશ તમારા વિચારો કેટલા સુંદર છે! આ દેશ તો સતિ સાવિત્રીનો છે કે જેણે પોતાના મૃત પતિને નવજીવન બક્ષ્યું અને યમદેવને જીતી લીધો. માલતી બેન! તમારા જેવી આદર્શ બહેનોથી આ દેશ ઉજળો છે' વિનોદરાયે માલતીની પ્રસન્ન ચિત્તે પ્રશંસા કરી

સૌનું ધ્યાન માલતી તરફ ખેંચાયું વિલાસે માલતીની પીઠ થાબડી 'દિનેશે ગૌરવ લીધું અને રસનિધિએ ઉંડો ઉંડો મનોગત અનુભવ્યો માલતીએ પોતાની પ્રશંસા થતા શરમથી નીચે જોયું

'આપણી તેમજ સ્ત્રીઓની ઉન્નતિ ન થવાનું મુખ્ય કારણ તો આપણી ગરીબાઇ છે. ગરીબાઇથી અજ્ઞાનતા વધે છે અને જ્યાં અજ્ઞાનતા હોય ત્યાં અનેક પ્રકારનાં અનિષ્ટો-વહેમ-કુરૂઢિઓ-કજીઆ-કંકાસ નિપજે છે અને પરિણામે આપણે પછાત રહીએ છીએ' દિનેશે આ વિષયને આગળ વધાવતા કહ્યું

'એ તો ખરૂં છતાં ગરીબાઇ એ કંઇ મુખ્ય કારણ નથી. ઘણીવાર ગરીબ ગામડાઓમાંથીજ રત્નો પાકે છે' વિનોદરાયે હસતા હસતાં કહ્યું

'અને ઘણીવાર પૈસાપાત્ર માણસોના ફરજંદ પૈસાના જોરેજ જીવી શકે છે તે કંઇ વધુ વિદ્યા મેળવી શકે છે તેવું કંઇજ નથી' રસનિધિએ સ્મિત કરતા વિનોદરાય તરફ જોયું

'અરે, ભાઇ! લક્ષ્મી અને સરસ્વતીને તો સામાન્ય રીતે રૂસણું જ હોય છે' માલતીએ હળવેથી મીઠા સ્વરે કહ્યું

'સંપત્તિ અને સરસ્વતી વચ્ચે મેળ નહિ હોય એ તો બધે ઠીક પણ હું તો એમ કહેવા માગું છું કે જ્યાં માણસને ખાવાના ફાંફા હોય, પેટ ભરવાના વલખા હોય ત્યાં તે કેળવણીની વાત કેવી રીતે કરી શકે? પહેલા તેની રોટલાની ભૂખ મટે પછીજ જ્ઞાનની ભૂખ ઉઘડે, એ તો ખરૂં ને!' દિનેશે પોતાના મુખ્ય મુદ્દા પર આવતા કહ્યું

'મગરૂર છે જ્યાં પેટનો ખાડો પડ્યો હોય ત્યાં પુસ્તકોના ઢગલાને શું કરવું ? તેનાથી થોડોજ કંઈ આ પેટનો ખાડો પુરાવાનો છે ? પ્રથમ આપણી આર્થિક સ્થિતિ તો કંઈક સારી હોવી જોઈએને ? હું તો માનું છું કે આ 'ગરીબાઈ'ના પ્રશ્ન માટે આપણી સમગ્ર સમાજ વ્યવસ્થાજ જવાબદાર છે, કેમ, દિનેશભાઈ ! તમે શું કહો છો ?' માલતીએ દિનેશ સામે આતુરતાભાવે જોયું

'જરૂર બેન ! આપણે ત્યાં એક બાજુ મોટરોમાં ફરતા અને ગગનચુંબી હવેલીઓમાં મોંઘી રૂની ગાદીઓમાં આળોટતા અને અમનચમન કરતા પૈસાદારો પૈસાને પાણીની પેઠે વેરે છે જ્યારે બીજી બાજુ અર્ધનગ્ન દશામાં પશુથી પણ બદતર જીવન ગુજારતા ગરીબો પેટનો ખાડો પુરવા રોટલા અને મરચા માટે પણ વલખા મારે છે આ છે આપણી અન્યાયી સમાજ વ્યવસ્થા' દિનેશે દુઃખી થતા કહ્યું

'પણ આનો કંઈ ઉપાય ?' વિલાસે ઉંચા ભવા કરી કહ્યું

'ગામડાંનો સંપર્ક, તેમની સેવા.' વિનોદરાયે ગંભીર થતાં કહ્યું

'મગરૂર છે જ્યાંસુધી ગામડાઓમાં જઈ ભોળી, અબુધ અને અજ્ઞાન પ્રજાને અક્ષરજ્ઞાન નહિ આપીએ ત્યાંસુધી ઉદ્ધાર થવાનોજ નથી પ્રથમ નિરક્ષરતા દૂર કરવી જોઈએ જ્યાંસુધી ગામડાંનાં દરેક સ્ત્રી-પુરુષ વર્તમાન પત્ર વાંચી-સમજી શકે તેવી સ્થિતિ સર્જાશે નહિ ત્યાં સુધી સાચી જાગૃતિ આકાશ કુસુમવત છે અને આ માટે સેવાભાવી યુવકોએ કમર કસવી પડશે' રમનિધિએ મક્કમતાથી કહ્યું

'મગરૂર છે રસનિધિભાઈ ! જો પૂ. ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમને સંપૂર્ણ રીતે અમલમાં મૂકવામાં આવે તો આપણા દેશની સંસ્કૃતિ અને સમૃદ્ધિ સજીવન થઈ શકે' વિનોદરાય આનંદમાં આવી ગયા

ઘડીઆળમાં ત્રણના ટકોરા પડતા સૌનું ધ્યાન તે તરફ ખેંચાયું અને માલતી સફાળી ઉભી થઇ ઘેર જવા તૈયાર થઇ

'ભાભી ! હવે હું જાઉં'

'કેમ આટલું વહેલું ? ઘેર કંઇ કામ તો નથીને ?' વિલાસે માલતીનો હાથ પકડતાં કહ્યું

'ના, ના એવું કંઇ ખાસ કામ તો નથી પણ હું ક્યારની આવી છું ઘેર બાપુ રાહ જોતાં હશે' માલતીએ હસતા હસતા વિલાસના કાનમાં કંઇક કહ્યું

'એમાં રાહ શાની જુએ ? તે જાણે છે કે તમે ખરા ઠેકાણે છો એમ, એમ માલતી બેન !' વિનોદરાયે પ્રેમપૂર્વક કહ્યું

'ના, ના, મોટાભાઈ ! હવે તો હું જઈશ વળી પાછી કાલે આવીશ 'કેમ, ભાભી ! બરાબરને ?' વિલાસે માલતી સામે સૂચક દૃષ્ટિ ફેંકી

'તેમને જવાદો આજે તેમની બાનો હાથ ચોક્કો નથી એટલે ઘેર કંઇ કામકાજ હોય ને' વિલાસ આ વાક્ય પુરૂં કરે તે પહેલાં તો માલતી ત્યાંથી ચાલી નીકળી

માલતી અને રમનિધિ જો કે એક બીજા સાથે બહુ બોલતાં-ચાલતા ન હતાં છતાં બન્નેની આંખો છૂપી છૂપી વાતો કરી લેતી માલતીને રમનિધિને છોડવાનું ગમતું નહતું અને રમનિધિ માલતીથી છૂટા પડવામાં તેના મનની મોજ ગુમાવતો તેમના હૃદયમાં પ્રેમનું બી દિન-પ્રતિદિન અંકુરતું રહ્યું.

કુદરતના પોષણથી તે વધતું જતું હતું ! આજના વૈજ્ઞાનિક યુગમાં ઋણાનુ-બંધનના સિદ્ધાંત અને સત્યને સ્વિકારવા માનવ તૈયાર હોય કે ના હોય પણ.

'મળી વાદરે વાદળાં વામે વીખરી જાય,
ઋણ સંબંધે એમ મળે લેણદેણ રહે સદાય''

એમાં કંઈ તથ્ય તો હશે જ. [અપૂર્ણ]

# બાપુ-મારી મા

કુ. મનુબહેન ગાંધી.

## ( ૧ )

## બા–બાપુને ખોળે

બાપુજી પિતા તરીકે તો કેટલીય પુત્રીઓના અને કેટલાય પુત્રોના પિતા બન્યા હશે શિક્ષક તરીકે કેટલાયના ગુરુદેવ બન્યા હશે, ભાઇ તરીકે કેટલાય ભાઇબહેનના ભાઇ બન્યા હશે, કાકા તરીકે કેટલાય ભત્રીજાઓના કાકા બન્યા હશે, ડૉક્ટર તરીકે કેટલાયના ડૉક્ટર, વૈદ્ય કે સેવક પણ બન્યા હશે, મિત્ર તરીકે કેટલાયના મિત્ર હશે અને કેટલાય દુખીઓના બેલી કે તારણહાર બાપુ હશે અરે! રાષ્ટ્રપિતા કહેવાયા જેમા બધું જ આવી ગયુ પણ મારી તો માતા બન્યા હતા સામાન્ય રીતે પુરુષ કદાચ માતા ન બની શકે, કેમ કે જે માતૃહૃદય ઇશ્વરે સ્ત્રીને આપ્યુ છે, તે પ્રેમાળ હૃદય પુરુષોને નથી આપ્યુ આવા પ્રેમાળ હૈયાની બક્ષિસ ઇશ્વરે મા–જનેતા–ને જ આપી છે પણ ના ઇશ્વરની એ પ્રસાદીમાથી ભાગ પડાવનાર એક બાપુ નીકળ્યા

જેમ એક બાળકને માતા ઉછેરે એ રીતની ઉછેર બાપુએ મારી કરી, જો કે એમ તો ઘણીય છોકરીઓની ઉછેર એમણે કરી હશે પણ મને તો વારંવાર કહીને, કે "હુ તો તારી બા બની ચૂક્યો છુ ને? અત્યાર સુધી બાપ તો ઘણાયનો બન્યો છુ પણ, મા તો હજુ સુધીમા તારી જ બન્યો છુ"

એક પિતા પણ જો કે પોતાના બાળકોમાં બધુ ધ્યાન આપે છે, એવો દુનિયાનો ક્રમ છે પણ બાળકીના ઘડતરમા માતા જે ફાળો આપે છે, તેજ મારુ ઘડતર બને છે હજુ પણ આપણે ઘણાના ઘરોમાં સાભળીએ છીએ કે જો પુત્રીને રસોઇ કે એવુ કંઇ ઘરકામ નહીં આવડતુ હોય તો સાસુ કે નણંદ કહેશે. "અરે માએ કયા કઇ શીખવ્યુ છે?" કોઇ બાપનો વાંક નથી કાઢતું

૧૯૪૨ માં જ્યારે પૂ. કસ્તુરબા જેલમાં હતા ત્યાર હું નાગપુર જેલમાં હતી મારી ઉંમર આ વખતે ચૌદ જ વર્ષની હતી. મારી પોતાની માતા તો મને બાર વર્ષની મૂકીને દુનિયામાથી ચાલી ગઇ, પણ એના મીઠા આશીર્વાદોને લીધે મને કસ્તુરબા જેવી માતાની મીઠી હૂંફ મળી અને પૂ કસ્તુરબાએ મને કદીએ મારી બાની ખોટ ન જણાવા દીધી સરકારે '૪૨ ની ક્રાંતિમા બા–બાપુજીને પકડ્યા એટલે આ માતાથી પણ હું અળગી પડી. પરંતુ દૈવયોગે વળી પાછી આ અલૌકિક માતાની સેવા કરવાની અલભ્ય તક મને નવ માસના નાગપુર જેલના કારાવાસ દરમિયાન સાપડી મને ફરી એ પ્રેમાળ માતાનો ખોળો ખૂંદવાનું ભાગ્ય પ્રાપ્ત થયુ જો કે મને તો સ્વપ્નેય ખ્યાલ ન હતો કે હવે આ જીવનમા પૂ. મોટીબાના દર્શન કરવાનો લાભ મળશે પરંતુ માણસની શ્રદ્ધા સાવ અફળ નથી જતી

પૂ બાપુજીના ઉપવાસો પછી મોટીબાને હૃદયના હુમલાઓ વારંવાર થતા હતા બા તો કહે, જો મનુ આવે તો મારે એ છોકરી જ જોઇએ છે એ જ અરસામા પૂ. બાને હૃદયનો એક સખત હુમલો થઇ ગયો. ડૉ. ગિલ્ડર અને ડૉ સુશીલાબહેનને પણ એક મદદનીશની જરૂર હતી કેમકે તેઓને બા

બાપુજી બન્નેને સંભાળવાના હતા એ લોકોએ નર્સ તરીકે મારી માગણી કરી. પણ સરકાર એ વખતે ઊંધી હતી મારા જેવી નાદાન બાળકી ગંજદારી વાતોમાં શું સમજવાની હતી કે, "બાપુજી પાસે એને લઈ જવી એ ખતરનાક છે" એમ તે માને! છેવટે રાજાજી અને દેવદાસ ગાંધીની સર ટોટનહામ અને લાર્ડ લિનલિથગો જોડે કેટલીય સરખાગરમ ચર્ચાઓ થઈ પરિણામે રાજાજી અને દેવદાસકાકા બન્ને સફળ થયા અને મને નાગપુર જેલમાંથી આગાખાન મહેલમાં ખસેડી. એથી સૌ કોઈને બહુ જ નવાઈ લાગી હતી કેદીઓને તો એમ પણ થયું કે અમે એટલા વર્ષોથી બા બાપુજી પાસે રહેનાર અને અમે કેમ નહીં? આ નાનકડી છોકરી શું બાની સેવા કરી શકશે? એવી દલીલો પણ થઈ પરંતુ ઈશ્વર જેટલી જ શ્રદ્ધા બા-બાપુ ઉપર મને નાનપણથી જ હતી અને છે

મારા પિતાજી જ્યારે પૂ. બાપુના ઉપવાસો દરમિયાન મળવા ગયા હતા ત્યારે પૂ બાએ પૂછ્યું હતું "મનુના શા ખબર છે? મારા પિતાજીએ કહ્યું "એ ઘણી નબળી પડી ગઈ છે ને આખ બહુ બગડી ગઈ છે" બસ, ત્યારથી જ જાણે આ માતૃહૃદય એની બાળ કીને જોવા તલસી રહ્યું ન હોય, એમ તેઓ મારી રાહ જોતાં હતાં ને ચહેરે મેં જ્યારે આગાખાન મહેલના દરવાજે પગ મૂક્યો ત્યારે પૂ કસ્તુરબા સામે આવીને ઊભાં હતાં. અરે, ત્યાં સુધી કે જેલના નિયમ પ્રમાણે મારા સામાનની ત્યાંના સુપરિટેન્ડન્ટ જડતી લેતા હતા, ત્યાં પૂ. બાએ એને કહ્યું કે, "તમે એની પાસેથી ચાવી લઈ લો પણ એને જલદી અંદર આવવા દો" આવી લાગણીવાળી માતાની રાતદિવસ સતત સેવા કરવાનું અહોભાગ્ય તેર મહિના સુધી મને પ્રાપ્ત થયું સૂવું, બેસવું, ખાવું પીવું, બધું જ આ માતાની દેખરેખ નીચે પહેલાની જેમ ચાલુ થયું, તેથી મારું હૃદય પ્રસંગની આટલી બધી દયાને નમતું હતું મખન કદી હોય કે કમ ચડે અને ઊંઘ ન આવે તો કાં તો પૂ બા મારી પથારીમાં આવી જાય કે કાં તો મને ઉઠાડી પોતાની પથારીમાં સુવડાવે 'દીકરી, તું આખા દહાડાની થાકી ગઈ હોઈશ, પણ તું સૂઈ જજે મને ઊંઘ નથી આવતી તેથી તને મારી સાથે સુવડાવું છું" એમ માતા પોતાના છ આઠ મહિનાના કે વર્ષના બાળકને સુવડાવે એમ મને થાબડીને સુવાડતા

તા. ૨૨મી ફેબ્રુઆરી, ૧૯૪૪ને દિવસે મારી આવી પ્રેમાળ માતાને ઈશ્વરે ન રહેવા દીધી હું તો તે દિવસે પૂ. કસ્તુરબાના માથા પાસે દડ દડ આંસુઓ સારતી, જડવત્ ઊભીને કાયમને માટે આ દુનિયાની વિદાય લેતા મોટી માને નિહાળી રહી હતી તેમનું માથું બાપુના ખોળામાં હતું રામધૂન અને ગીતાનો પવિત્ર ધ્વનિ ચાલતા હતા મોટીમા બધાં પાસે છેવટની વિદાય લેતાં માફી માગતા હતા. મને પણ કહે 'દીકરી, તેં બહુ બહુ સેવા કરી છે ઈશ્વર તને ખૂબ સુખી રાખે" બાપુને કહે "હવે હું જાઉં છું" બાપુની આંખમાંથીય બે અશ્રુઓ ટપકી પડ્યાં. મારા પિતાજીને કહે "મનુને હવે લઈ જજો, ભણાવજો"

(મારી ચૌદ પંદર વર્ષની ઉંમરમાં મેં દુનિયામાંથી માણસ કેમ જાય છે એ. કે શબ, અથવા બળતી ચિતા જોઈ હોય તો આ પહેલી જ પૂ. કસ્તુરબાની જોઈ અને બીજી પૂ બાપુની! આને દુનિયા કહે છે કે, કેટલી ભાગ્યવાન છોકરી કે અંતઘડી સુધી બા-બાપુની સાથે રહી! પણ હું હજુ એ દુવિધામાં છું કે હું ભાગ્યવાન કે ભાગ્યહીન!)

આવી અંતઘડી સુધી ચિંતા સેવનાર

મારી માતાને ઈશ્વરે કેમ લઈ લીધી ? એમ ઘડીભર ઈશ્વર ઉપરની મારી શ્રદ્ધા ઓછી થઈ બાપુએ મને એક ભજન ગાવાનુ કહ્યુ મે મારી નાદાનીમા બાપુને કહ્યુ 'મારી મોટીબાને ઈશ્વરે લઈ લીધી હવે હુ રામનામ જ નથી લેવાની' આવી નાદાનીનુ પરિણામ ઘણી વખત અદ્ભુત આવી જાય છે એનો મને ચોખ્ખો અનુભવ થયો.

એ જ રાતે અમે પૂ કસ્તુરબાને અગ્નિદાહ દઈને પાછા ફર્યા કે બાપુએ, પૂ કસ્તુરબાની વર્ષોની જૂની એક એક ચૂડી (ઉપર સોનાની ચીપથી મઢેલી), તુલસીની કંઠી (વૈષ્ણવોમા પહેરાય છે તે) અને માથાનો દોરો, એમનુ વાપરેલુ કંકુ, એમની પાદુકા વગેરે મારા હાથમા મૂકી કહ્યુ કે 'સ્વ બાએ તારી ખૂબ ભલામણ કરી છે, એટલે બાની આ છેલ્લી ચીજોની માલિક તું જ છો મે તને જ આપવાનો નિશ્ચય કર્યો છે તારે આજથી, ભરતે જેમ રામની પાદુકાને ગાદી ઉપર રાખી રામને બદલે એમાંથી પ્રેરણા મેળવી હતી, તેમ બાની આ ચીજોમાથી પ્રેરણા મેળવવાની વળી બાનુ સતીત્વ કેવુ હતું' એની સાક્ષી એમની કાચની પાચ બંગડી પાચ ખાદી લાકડાની અગ્નિજ્વાળામાથીયે અતૂટ નીકળી ને છે" (મહારાષ્ટ્રમા એવુ હોય છે કે સૌભાગ્યવતી સ્ત્રી ગુજરી જાય તો પાચ કાચની બંગડી, નાળિયેર, તલ, જવ વગેરે બાધુ પેટ ઉપર બાધે એ રીતે પાચ લીલા કાચની બંગડી બાંધેલી, જે બીજે દહાડે રાખમાથી અખંડ પાચે પાચ નીકળી, જેમાની એક મારી પાસે એ સતીમાતાની પ્રસાદી રૂપે રહી છે)

હવે મારો પ્રશ્ન સતાવતો હતો કે સરકાર મને પૂ બાપુજી સાથે નહીં રહેવા દે, કેમકે મને તો કસ્તુરબા માટે જ રાખી હતી મધ્યપ્રાંતની સરકારે મને ઘણા મહિનાથી છોડી મૂકી હતી પણ હુ કસ્તુરબાની માંદગીમા સેવા કરવા માગતી હતી તેથી મારી વિનતી સરકારે માન્ય રાખી અને રહેવાની રજા આપી હતી વિધિએ પૂ મોટીબાથી વિખૂટી પાડી તો શુ બાપુથી પણ મારે વિખૂટુ પડવુ પડશે ? એ વિચારે હુ દુખી દુખી થઈ ગઈ હતી. તેથી ઊંઘમાથી આખી રાત ઝબકીને જાગતી હતી એટલે ડૉ. સુશીલાબહેન અને બાપુજી એક બે વખત તો મારા ખાટલા ઉપર બેસીને મને થાબડીને સુવાડી ગયા બીજે દિવસે બાપુજીએ મને આ પ્રમાણે મૌનમા સવારના ચાર વાગ્યે ચિઠ્ઠી લખી

ચિ મનુડી,

તુ બરોબર સૂતી ના? તને અને પ્રભાવતી (જયપ્રકાશ નારાયણના પત્ની) ને રાખવા વિષે લાબો કાગળ કાલે લખ્યો પણ રાતના વિચારમા ઊંઘ ન આવી છેવટે પ્રકાશ આવ્યો એવી માગણી ન કરાય કરીએ તો જોઈ શાની ? આપણે વિયોગ સહન કરવો જ રહ્યો. તું તો ડાહી છો દુખ ભૂલી જા તારે તો મોટા કામ કરવા છે રડવાનુ છોડજે ખુશ થઈ જા અહીં જે કંઈ જે શિખાય તે શીખજે ખાટલી સેવા પછી તારુ હરહાલતમા કલ્યાણ જ છે તારી ચિંતા મને મારી પેઠે થાય છે તારા જેવી ભોળી, તુ જ છો સરળ અને પરગજુ છો સેવા તારો ધર્મ થઈ ગયો છે પણ તુ હજુ અભણ છો મૂરખી પણ ખરી તું અભણ રહી જાય તો તું પસ્તાય અને હુ જીવતો હોઉં તો હું પસ્તાઉં તારા વિના મને ગમશે નહીં છતા તને હવે મારી પાસે રાખવી ગમતી નથી, કેમકે એ દોષ અને મોહ ગણાય મારી ખાતરી છે કે તારે હમણા તો રાજકોટ જવુ ત્યા તને નારણદાસનો "સત્સંગ મળશે (નારણદાસ ગાંધી—રાજકોટ રાષ્ટ્રીય શાળા) તું ત્યા કામની કળા શીખશે અને સગીત તો શીખને જ બાકી જે થાય તે એક વા'

# આત્મકલ્યાણની વાતો. :: :: :: ::

અનુ—વિ. મૂ. શાહ બી એ

(૭)

વિશ્વાસ રાખો—ભગવાન શક્તિ તથા જ્ઞાનનો ભંડાર છે તે તમારા પરમ સુહૃદ છે, પરમ પ્રેમી છે, ને સદાસર્વદા તમારું કલ્યાણ કરવા માટે પ્રસ્તુત છે જે ક્ષણે ભગવાનમા તમને ખરેખરો વિશ્વાસ થઇ જશે તે જ ક્ષણે તમારી દુર્બળતા દૂર થઇ જશે, તમારો ભય ભાગી જશે અને બધી પ્રતિકૂળતાઓ તમારા મનને અનુકૂળ થઇ જશે

વિશ્વાસ રાખો—ભગવાનના ન્યાય અને સત્યમા વિશ્વાસ થતાં જ હૃદયમા કોઇ જાતનો ડર રહેશે નહિ તમને એવો અનુભવ થશે કે હું સદાસર્વદા એ અચિંત્ય મહાશક્તિની છત્ર છાયામાં છુ ભગવાનની કલ્યાણમય મંગળમય જ્ઞાનામૃતધારા વડે તમારું હૃદય સિંચાશે તમારામા એટલો સાત્વિક ઉત્સાહ ઊભરાઇ જશે કે પછી ભગવાનની સેવા વગર એક ક્ષણ પણ તમે રહી શકશો નહિ

વિશ્વાસ રાખો— ભગવાનની મિત્રતામા વિશ્વાસ થતા જ તમારું જીવન પલટાઇ જશે અશાન્તિ હમેશને માટે શાંત થઇ જશે સ્વાર્થ તરત નિષ્કામ સેવામા બદલાઇ જશે અસહિષ્ણુતા સહિષ્ણુતા, ધીરતા, અને ઉદારતા થઇ જશે ગર્વ—અભિમાન વિનય-વિનમ્રતાના રૂપમા, અસદ્‌ભાવના સદ્‌ભાવનાના રૂપમા, દોષદર્શન અને તીવ્ર નિંદા ગુણદર્શન અને પ્રશસાના રૂપમા તથા દ્વેષ પ્રેમરૂપમા પરિણમશે જગતમાં સર્વત્ર પોતાના આત્મીય જન અને પોતાના બધુઓજ દેખાશે

વિશ્વાસ રાખો—ભગવાનની મિત્રતા તથા નિર્હેતુક પ્રીતિમા વિશ્વાસ થતા જ તેની પાસેથી માગવાનુ બધ થઇ જશે પછી તમે એમ નહિ કહો કે 'ભગવાન, મારું અમુક અભિષ્ટ કાર્ય પૂર્ણ કરી દો અને મને અમુક સમય માટે અમુક સાધનમા સફળતા આપો પછી તો ભગવાનના પ્રત્યેક વિધાનમાં કલ્યાણનાજ દર્શન થશે

વિશ્વાસ રાખો—જે લોકો ભગવાન પાસે કોઇ નિર્દિષ્ટ કાર્ય કરાવવા ઇચ્છે છે અને તેને તેનુ સાધન બનાવે છે તેઓને ખરી રીતે ભગવાનમા સાચો વિશ્વાસ જ નથી. એ તો વિશ્વાસાભાસ છે. સાચો વિશ્વાસ થતા તો ભગવાન તેને હાથે જે કામ કરાવે છે અને જે કાંઇ ફળ આપે છે તેનાથીજ તેઓ સતુષ્ટ રહે છે વિશ્વાસુ પુરુષ ભગવાને પોતે નિર્દિષ્ટ કરેલા માર્ગમા કામના, સ્વાર્થ અથવા અહંકાર વશ થઇને પોતાનો મત જમાવીને અન્યથા કરવાની મૂર્ખાઇ નથી કરતો સર્વે પ્રતિકૂળ હોવા છતા પણ તે તો ભગવાને નિર્દિષ્ટ કરેલા માર્ગે જ પ્રસન્નતા પૂર્વક ચાલે છે અને ભગવાને આપેલ પ્રત્યેક દાનને પરમ મંગળમય જાણીને માથે ચડાવે છે.

વિશ્વાસ રાખો—તમારું ખરેખરું મંગળ શુ છે, કયી વાતમાં છે, ક્યારે, કયી રીતે અને કયા સૂત્રથી તમને એ મંગળની તત્કાળ પ્રાપ્તિ થઇ શકે છે તેમજ જલ્દી પ્રાપ્ત થવામા તમારું કલ્યાણ છે કે મોડું પ્રાપ્ત થવામા—એ સઘળી વાતો પૂરેપૂરી રીતે તથા સત્યરૂપે ભગવાન જ જાણે છે તમે તો ઘણી વાર અમંગળને મંગળ માની બેસો છો અને એવી રીતે એવા સૂત્રથી તે મંગળને પ્રાપ્ત કરવા ચાહો છો કે જેમા મંગળ જ નથી હોતુ તમારી મોહાચ્છન્ન દૃષ્ટિ સાચુ જોવા જ પામતી નથી નાનુ બાળક જેવી રીતે

અજ્ઞાન વશાત્ અગ્નિ તથા સર્પને સુંદર સમજીને પકડવાનો યત્ન કરે છે તેવી રીતે મોહાચ્છન્ન મનુષ્ય અનર્થકારી વિષયો તરફ દોડે છે પરંતુ જે પુરુષ વિશ્વાસ પૂર્વક ભગવાનના ચરણોમાં આત્મ સમર્પણ કરી ચૂકેલ છે, પોતાના યોગક્ષેમનો સઘળો ભાર ભગવાનને સોંપી ચૂકેલ છે તેને માટે શું મંગળમય છે તેનો નિર્ણય ભગવાન જ કરે છે અને ભગવાન પોતે જ યોગ્ય સમયે તેને મંગળમય વસ્તુ આપી દે છે

* * *

## કાળો કોયલો (પ્રહસન)

### શ્રીયુત લાલદાસ હ કોઠારી

મુક્તિપુરી કાશીના એક ઘરમાં ચોકડીની મોરી પાસે કાળો કોયલો પડ્યો હતો તેની પાસે હમણા જ સાબુના ગોટાથી કપડાં ધોઈ ઉઠતી ગૃહિણી તે ગોટાના રહ્યા સહ્યા અવશેષને પડ્યો મૂકી બીજે કામે વળી હતી

સાબુને જાતે ધોળો સફેદ, અને એથી વધારે તો તેના સંપર્કમાં આવતાં સર્વ કપડાંના ડાઘદોષ દૂર કરી ઉજ્જ્વળ બનાવતો જોઈ કોયલાનું કાળું અંતર મમમમી રહ્યું હતું તેને થતું, કે શાથી માત્ર તે એકલો જ ડાઘદોષના સર્જન અર્થે નિમાયો હશે !

એટલામાં ગૃહિણીનો કર્કશ અને સત્તાવાહિ અવાજ આવ્યો, 'રામા, કાઢેના કોયલા અને રાખને બાળી-ધીમાં પધરાવી દે

કોયલો ખુશ થયો તેને થયું કે ગંગાજીના પુણ્યોદકમાં આજે સ્નાન કરી, સૌ કોઈને ડાઘે કલંકીત કરવા નિર્માયેલો એવો તે, ડાઘ રહિત બની કર્મે લપાએલા કાળા કલંકને સદાને માટે ખંખેરી નાખી, ઉન્નત મસ્તકે ફરી શકશે

રામો કપડાના કકડામાં કોયલાને રાખ સમેત ઉપાડી ગંગાને ઓવારે આવ્યો તેણે ઘાટની પગથારે તે કકડો ઠાલવી દીધો

બિચારા કોયલાને મહાભાગા ગંગાના ઉછળતાં ઉર્મિ વદન દૂર બેસી ગયા જો કે ઉન્નત મસ્તકે બહાર આવવાના તેના કોડ સફળ ન થયા પણ પતિત પાવની ભાગીરથીએ અતિ વહાલ ભર્યે અને ઉછળતે હૃદયે તેને આવકારી ધન્ય તો કર્યો જ

શેઠ પિતાંબરદાસ આણંદજીની

## પેઢી તથા સુગંધ સાગર સ્નફ વર્કસના માલિક.

# શેઠ જયંતિલાલ કેશવલાલ મહેતા–સિહોર



બુઝર્ગ શ્રી જયંતિલાલે પાંચ વર્ષમાં પોતાના ધંધાને ખુબ ખીલવી સારો પૈસો મેળવ્યો છે અને છેલ્લા ત્રણ વરસથી તો પેઢી તથા કારખાનાનો વહીવટ પોતાના બે મોટા છોકરાઓને સોંપી લોક સેવા અને પ્રભુ પરાયણ જીવન ગાળવાનો તેમણે નિર્ણય કર્યો છે પોતાનું જીવન લોકોપયોગી થાય અને સમાજની વિધવિધ સંસ્થાઓમાં તેઓ પોતાનો ફાળો આપી શકે તેટલા માટે તેઓ રહુ જ નિયમિત કામકાજ કરે છે તેઓ નિયમિત રીતે સવારના પાંચથી સાત પ્રભુ ભજન કરી એક કલાક ફરી આવી ૯ થી ૧૦ મ્યુનિસિપાલીટીનું દફતર સંભાળે છે ૧૦ થી ૧૧ વાગ્યા સુધી મુલાકાતો આપે છે ત્યારપછી એક કલાક પ્રભુ ભજન કરી બાર વાગે જમી આરામ લે છે બપોરે ત્રણથી પાંચ ધર્મિક વાચન કરે છે અને પાંચ વાગે જનતાની સેવાર્થે બહાર ફરવા નીકળે છે તેઓ આવી રીતે જનતાની તન, મન, અને ધનથી સેવા કરતા હોઇ નીચેની સંસ્થાઓના પ્રમુખ તરીકે નીમાયા છે

(૧) શહેર મ્યુનિસિપાલીટી, (૨) સિહોર ચેમ્બર ઓફ કોમર્સ, (૩) સિહોર–સોનગઢ તાલુકા કોંગ્રેસ સમિતિ અને (૪) સિહોર તાલુકા દુષ્કાળ રાહત સમિતિ, અને (૫) સિહોર મહાજન દુષ્કાળ સંકટ નિવારણ સમિતિ

આ પ્રમાણે તેઓથી ગતતિવસ અથાગ શ્રમ લઇ સિહોરની જનતાની સેવા કરે છે સિહોરનો વિકાસ કરવા પ્રયાસ કરી રહ્યા છે તેમણે દુષ્કાળના વખતમાં લોકોને સારી રીતે રાહત મળે તે માટે વડા પ્રધાન શ્રી ઢેબરભાઇને પોતાને ત્યાં આમંત્રી, બધી વાત સમજાવી જનતા માટે અનાજ ઢોરો માટે ઘાસ, ગરીબોને માસિક રૂા ૧૮નું અનાજ, તથા રૂા ૩।। આપવાનો પ્રબંધ કરાવી આપ્યો હતો સિહોરમાં સરકારી નિરણ કેન્દ્ર ખોલાવ્યું હતું, અને પોતે ફાળો કરી મહાજન તરફથી પણ કેટલ કેમ્પ ખોલાવ્યો હતો તેમના આવા સુપ્રયાસથી એક હજારથી જાસ્તી ઢોર બચી જવા પામ્યા છે

તેઓશ્રી આયુર્વેદીક ડૉક્ટર છે ગરીબ તવંગરનો ભેદ રાખ્યા વગર સૌને મફત દવા આપે છે, તેમણે પ્રસુતિ માટે ખાસ (પેટન્ટ) દવા બનાવી છે મધ્યરાત્રે કોઈ દર્દી આવ્યો હોય તો પણ તેઓ ઊઠી યોગ્ય દવા આપે છે આવી રીતે સમાજના માંદા અને રોગિષ્ટ ભાઇ બહેનોની સારવાર કરી એમની દુવા મેળવી રહ્યા છે તેઓશ્રી બાપોજીનો સેવા ભાવના અને વિચારોને અનુસરે છે

તેમનો અતિથિ સત્કાર પ્રશંસનિય છે સિહોરમા જે કોઇ ગમે તે વખતે, દિવસે કે રાત્રે આવી ચઢે અને શેઠ જયંતિલાલભાઇને ત્યા જાય તો ત્યા આગળ તેનો સત્કાર અવશ્ય થાય છે

તેમની ગેરહાજરી હોય તો પણ તેમના સુપુત્રો આવેલ મહેમાનનો ભાવભીનો સત્કાર કરે છે તેમણે પોતાના કુટુંબીજનોમા પણ સેવાની ઉચ્ચ ભાવના ફેલાવી છે

તેઓશ્રી ભાવનગર રાજ્યમા સારી પ્રતિષ્ઠા ધરાવતા હતા રાજ્યો મટી રાષ્ટ્રનું એકમ થયા પછી સૌરાષ્ટ્ર સરકારમા પણ ખૂબ પ્રતિષ્ઠા ધરાવે છે તેઓશ્રીમાં એક એવી આવડત છે કે રાજ્ય અને પ્રજા વચ્ચે કોઈ પણ જાતનુ ઘર્ષણ કર્યા વગર સમાજસેવાનુ દરેક કાર્ય મક્કમતાથી કરે છે અને સિહોર ગામનુ હિત સાધે છે આવા સેવા-ભાવી જ્ઞાતિબંધુ જ્ઞાતિની અને જનતાની લાંબો વખત સેવા કરવા સમર્થ બનો તેવી અમારી અભિલાષા

---

## શ્રી મોઢ યુવક મંડળ–મુંબઈ (એક–પરિચય)

**શ્રીયુત વરજીવનદાસ પરીખ.**

છેલ્લા પાંચ વર્ષથી શ્રી મોઢ યુવક મંડળ ધીમી ધીમી પ્રગતિ કરી રહ્યુ છે મુંબઈમા વસતા થોડાએક ઉત્સાહી અને સેવાભાવી યુવાનોની ઈચ્છાથી આજથી પાચ વર્ષ પૂર્વે ઉભુ થયેલુ આ મંડળ આટલા બાલ્યકાળમા આવી સુન્દર પ્રગતિ કરશે એવી શ્રદ્ધા તેના સ્થાપકોને એ સમયે ન હતી પરન્તુ વર્ષ પછી વર્ષ વીતતા આ નાનકડા મંડળે સાધેલ પ્રગતિ સાચેજ પ્રશંસા માગી લ્યે છે મંડળના સભ્યો ૧૫૦ થી ૨૦૦ જેટલા છે પરન્તુ સાચુ કાર્ય કરનારી આ સંસ્થાની કાર્યવાહક કમિટી છે, જે ૧૩ સભ્યોની બનેલી છે

મંડળના પ્રારંભથી તે છેક આજસુધી મંડળ પાસે કશુ સ્થાયી ફંડ નથી, પરન્તુ મંડળના સંચાલકો પ્રતિવર્ષે દિવાળીની બોણી નિમિત્તે, મરણપ્રસંગે કે વિવાહના પ્રસંગોએ કે અન્ય ખુશાલીના પ્રસંગોએ સંસ્થા માટે ઝોળી લઈને નિકળી પડે છે. અને મુંબઈ સરખા પ્રવૃત્તિમય શહેરમા પોતાના તન અને મનની સક્રિય સેવા આપી અવિરત પરિશ્રમ ઉઠાવીને થોડાએક સો રૂપિઆ એકઠા કરે છે એકત્ર થયેલી આ રકમમાથી મંડળ પ્રતિવર્ષે વિદ્યાર્થીઓને કેળવણી માટે શિષ્યવૃત્તિ આપે છે આ ઉપરાન્ત મફત દવા તથા ઈન્જેકશનનો લાભ જ્ઞાતિ બંધુઓને આપવામા આવે છે આ ઉપરાન્ત પ્રાથમિક સારવારના સાધનો જુદા જુદા કેન્દ્રમા મૂકવામા આવ્યા છે તેનો જ્ઞાતિ બંધુઓને લાભ અપાય છે

આ રહ્યા મંડળની પ્રગતિના વર્ષવાર આંકડા, જે ચાર પાચ વર્ષનુ બાળક મંડળ જે પ્રગતિ કરી રહ્યુ છે, તેનો યત કિંચીત ખ્યાલ આપશે

| વર્ષ | વિદ્યાર્થી | શિષ્યવૃત્તિ | મફત દવા |
|---|---|---|---|
| સં. ૨૦૦૨ | | | |
| ,, ૨૦૦૩ | ૧૪ | રૂા ૭૨૧ | રૂા ૧૬૦ |
| ,, ૨૦૦૪ | ૨૨ | રૂા ૧૬૦૦ | રૂા ૨૧૪ |
| ,, ૨૦૦૫ | ૩૪ | રૂા ૨૨૦૦ | રૂા ૩૦૦ |

આવતા વર્ષમા સંસ્થા આથીયે વિશેષ રકમની શિષ્યવૃત્તિઓ આપવાનો ઇરાદો સેવે છે

ઉપરના આંકડાઓ ઉપરથી છેલ્લા ત્રણ વર્ષમા મંડળે સાધેલ પ્રગતિનો ખ્યાલ આવી શકશે

આ સંસ્થા મોટુ ફંડ એકત્ર કરવાના મતની નથી પરન્તુ વર્ષભરમા આ રીતે ભેગી થતી રકમોમાથી વિદ્યાદાન વિગેરેમા એ રકમનો ઉપયોગ કરવામા માને છે

આ ધ્યેયને ધ્યાનમા લઈને તેમજ સંસ્થા પાસે શિષ્યવૃત્તિ માટેની આવતી સંખ્યાબંધ અરજીઓ દ્વારા મૂકાતી માગણીઓને પહોંચી વળવા સંસ્થા તરફથી તેના લાભાર્થે શ્રી દેશી નાટક સમાજનો 'સંસારના રંગ' નામક નાટક અત્રેના ભાંગવાડી થીએટરમા તા ૧–૮–૪૯ ના રોજ યોજવામાં આવ્યો હતો અખતરા રૂપે ફંડ એકત્ર કરવાની દિશામા એક પગલા રૂપે આ પ્રયાસ થયો હતો જે સંપૂર્ણ સફળ નિવડયો હતો

આપણા જ્ઞાતિ બંધુઓએ આ નાટક માટેની ટિકીટો પૂરતા પ્રમાણમા ખરીદી લીધી હતી અને ટુંક સમયમા બધી ટિકીટો વેચાઈ ગઈ હતી

આ પ્રસંગે, નાટકના પ્રથમ અંક પછીના

વિશ્રાન્તિ સમયમા એક ટૂંકો સમારંભ ગોઠવવામા આવ્યો હતો આ સમારંભનુ પ્રમુખસ્થાન જાણીતા જ્ઞાતિ અગ્રેસર શ્રી વિઠ્ઠલદાસ ધરમશી પટેલને એનાયત કરવામા આવ્યુ હતુ

સંસ્થાની સેવા અને વિકાસનો પરિચય આપતા ટુંકા ભાષણો શ્રી રતિલાલ બેચરદાસ મ્હેતા અને શ્રી રણછોડદાસ પોતદારે કર્યા હતા જ્યારે મંત્રી શ્રી બાબુનાલ દાણીએ સંસ્થાનુ ધ્યેય અને કાર્યવાહીનુ ટુંકુ બ્યાન રજુ કર્યુ હતુ

આ પછી પ્રમુખશ્રીએ સંસ્થાની સેવાની ભારોભાર પ્રશંસા કરી હતી અને સંસ્થાને પોતાના વતી રૂા ૨૫)નુ દાન જાહેર કર્યું હતુ આ ઉપરાન્ત શ્રી જમનાદાસ બક્ષી તથા શ્રી જયંતિલાલ નગીનદાસ પટેલ દરેક તરફથી રૂા ૧૦)નુ દાન જાહેર થયુ હતુ આ પછી મંડળના પ્રમુખ શ્રી પુરુષોતમદાસ ગાંધીએ સંસ્થાવતી પ્રમુખ શ્રી, હાજર રહેલા જ્ઞાતિ અગ્રેસરો શ્રી ગોવિન્દજી કલ્યાણજી, શ્રી બાબુભાઇ જીવરાજ, શ્રી મોતીલાલ મં શાહ, શ્રી લક્ષ્મીદાસ મ્હેતા, શ્રી પ્રવીણચંદ ગાંધી, શ્રી પોન્દા, શ્રી હરિદાસ બક્ષી, શ્રી રતિલાલ બેચરદાસ વિ નો આભાર માન્યો હતો બાદ પ્રમુખને મંડળ વતી શ્રી વરજીવનદાસ પરિખે પુષ્પહાર અર્પણ કર્યા હતા શ્રી મોહનલાલે રેડીયો સર્વીસનો તથા શ્રી દેશી નાટક સમાજનો આભાર માન્યો હતો

નાટકની આવક આ રીતે મંડળને રૂા ૨૦૦૦ થી ૨૫૦૦) થશે.

સાથે સાથે આવા પ્રસંગો વખતે મુંબઇમા જે બધા તડના જ્ઞાતિ બંધુઓ હાજરી આપે છે અને એથી જે વાતાવરણ ઉભુ થાય છે એ પ્રશંસા માગી લ્યે છે આવા પ્રસંગો જ્ઞાતિના ટુંકા તડને નાબુદ કરે અને આપણે બધા મોઢ વણિક બંધુઓ સમસ્ત જ્ઞાતિના એકજ નેજા નીચે આવી જઇએ એ આજે ખૂબ જરૂરનુ છે

શ્રી મોઢ યુવક મંડળ આ રીતે પ્રગતિની ધીમી પગલીઓ પાડી રહ્યુ છે આ સંસ્થાને પ્રત્યેક જ્ઞાતિ બન્ધુ યોગ્ય અવસરે યાદ કરે અને 'પુષ્પ નહિં ને ફુલની પાખડી આપી છુટે એવી વિનતી કરવા રજા લઉં છુ.

---



---

સુધ રેનઅતાકમાં પાને ૨૬૫ ઉપરથી લીંટીમા ભાઇ મોહનલાલ બી એસ સી નો, અભ્યાસ કરે છે તેમ છપાયુ છે, ત્યાં ભાઇ હરિલાલ જોઇએ

## ચર્ચા પત્ર

(ચર્ચા પત્રો સાથે તંત્રી સંમત છે એમ માનવાની આવશ્યકતા નથી.)

શ્રી મોઢ જ્ઞાતિ કોંગ્રેસના માનનિય પ્રમુખ મહાશય,

# શ્રીયુત નારણદાસ ઓઘડભાઇ શેઠ,

જયહિન્દ સાથ લખવાનું કે આપણી જ્ઞાતિનુ બંધારણ એટલુ બધુ સરસ છે કે અન્ય જ્ઞાતિમાં આપણાં બંધારણની નકલો મંગાવવામાં આવે છે મોરબી મુકામે કમ-ભાગ્ય આપણી જ્ઞાતિની કોંગ્રેસ ભરવામા આવી હતી, ત્યા ઘણા સુધારા વધારા કરવામાં આવ્યા છે જે આનંદદાયક છે વળી ત્યા એક નૂતન બંધારણ કમીટી નીમવામા આવી છે, જેના સુધારા હવે પછીની કોંગ્રેસમા મૂકવામા આવશે એટલે આપણી જ્ઞાતિ સુધારાના શિખર સુધી પહોંચી જશે, પરંતુ એક વાત બંધારણમા કયાય આવતી નથી. તે વાત છે—

**સોનાની થાળીમા લોઢાની મેખ.**

તમે સાભળતા હશો કે આજકાલ આપણામા અગ્નિસ્નાન ખૂબ થાય છે આ અગ્નિસ્નાન જ્ઞાતિને કલંકરૂપ છે, અને તેમા આપની જેવા, મારી જેવા, નૂતન બંધારણ ઘડનાર કમીટીના સભ્યો, "મોઢ મહોદય" અથવા મોઢ જ્ઞાતિનુ બીજુ જે કોઇ પત્ર ચાલતુ હોય તેને, મોઢ જ્ઞાતિમા અમે યુવક મંડળો ચલાવીએ છીએ તેમ કહેનાર યુવક ભાઇઓને તો ખાસ શરમજનક છે આપણે અનેક સુધારાઓ અમલમા મૂકીએ છીએ પરંતુ આ અગ્નિસ્નાન કેમ અટકાવી શકતા નથી ?

આપને, આપની સાથે કામ કરનાર કાર્યવાહક કમીટીને મારી નમ્ર વિનતી છે કે જ્ઞાતિની જે ધગશ હોય તો કમર કસો અને અગ્નિસ્નાન બંધ થાય તેવાં કડક પગલાં લ્યો એક પગલા સમિતિ નીમો. કોઇની શેહમા તણાયા વગર, કડકમાં કડક લોખંડી હાથે કામ લ્યો પણ મહેરબાની કરી અગ્નિસ્નાન બંધ કરાવો આ અગ્નિસ્નાન જ્ઞાતિને કલંકરૂપ છે

દહેજની ગાંઠ, વેવિશાળ તુટયુ, ગોળ બહાર આણી, ગોળ બહારથી લાવ્યા, લાગુ કાપ્યુ આવાં અનેક ગુન્હાઓ કરતા ચઢિયાતુ આ અગ્નિસ્નાન કોઇપણ રીતે બંધ થાય તેવા પ્રયત્નો કરવા હુ આપને ફરી ફરી વિનતી કરૂં છુ.

આ અગ્નિસ્નાનમા અનેક બાળાઓ ઝડપાઇ છે, અને હજુ કેટલી ઝપડાશે તેની કલ્પના હુ કરી શકતો નથી અને તમારી શકિત ઉપર વિશ્વાસ છે આપ માર્ગદર્શન આપો અને યુવક મંડળો, નૂતન બંધારણ કમીટી, તથા જ્ઞાતિની દરેક સંસ્થા આ પ્રશ્ન ઉપાડી લેશે એવી માની આશા છે આપને તકલીફ આપવા બદલ મારી ચાહુ છુ

આપનો આજ્ઞાંકિત બન્ધુ

ઉપર લખેલ દરેક ભાઇઓને, મંડળોને, વોરા અનંતરાય જમનાદાસ—ભાવનગર.

* * *

( પ્રત્યેક વૈષ્ણવે નાહીને, પવિત્ર લુગડે પાઠ કરવા માટે )

# श्रीकृष्णः शरणं मम ।

શ્રીયુત ચહુાન ચકુ ગાંધી

માથે મુગટ હેમ રત્ન જડીયો છે કુંડળો કાનમાં,
વૈજંતી શુભ માળ કંઠ તુલસી આયુધ ચારે ભુજ,
પીળાં છે પરિધાન તિલક રૂડું કસ્તૂરીનું ભાલમાં,
એવા વિષ્ણુ સ્વરૂપ કૃષ્ણ શરણે માંગું રહો પ્રાણ આ ૧
ભાવે ભક્ત કૃપાળ ભક્ત જનનાં દુઃખો કુડાં કાપવા,
લીલાએ મનુદેહ ધારણ કરી લાડો પ્રીતે પાળવા,
પીડાતા સત ધર્મ ઉદ્ધાર કરવા ભૂભાર ઉતારવા,
આવતા યદુવંશ કૃષ્ણ શરણે માગું રહો પ્રાણ આ ૨
પીવા પ્રેમ પીયુષ નંદ રમણી અંકે પડી પ્રેમમાં,
થાવા ગોકુળ કર્ષીન રાસ રમવા ગોપી ગૃહે ઝપાસવા,
ખેલા ઈંદ્ર ભુજંગ માન દરવા કંસાદિ સંહારવા,
લેતા જન્મ અજન્મ કૃષ્ણ શરણે માગું રહો પ્રાણ આ ૩
કીકીકી કરી મુખ હાસ્ય કરતા અંગુઠડો ચૂસતા,
પોઢી પારણામાંહી ઊંચી રમતા પાટુડીઓ નાખતા,
સુતા જાણી જરાક માત ખમતા બેઠા થતા એહવા.
માતા મોહન પ્રાણ કૃષ્ણ શરણે માગું રહો પ્રાણ આ ૪
થાકતા થઈ ભીંત કૃષ્ણ પડતા રોતા સુણી કારમા,
કીડીની મરી મા થયું હત હવે, રો ના કહી વ્હાલમાં,
લેતા ધાઈ યશોમતિ પ્રીત થકી છાના થવા બાથમાં
એવા બાલ મુકુંદ કૃષ્ણ શરણે માગું રહો પ્રાણ આ ૫
રોઈને લઈ ખાઉ ચીજ ઘરથી ગુંજા વિષે ઘાલતા,
જાતા બાલસખાની સાથ રમવા શેરી વચે મહાલતા
ખાવાનું તણી કાઢી ભાગ કરતા, ખાતા મદુ સાથમાં,
એવા મિત્ર વિહારી કૃષ્ણ શરણે માગું રહો પ્રાણ આ ૬
વીણા ધારણ શાપથી વજમહીં કુબેર પુત્રો રહ્યા,
પામીને દુઃખી દેવવૃક્ષ યમુના તીરે થયા જે હતા
તેના શાપ નિવારણે ઉખળથી બાપેલ રૂપે ગયા,
એવા શ્રી કરુણાળુ કૃષ્ણ શરણે માગું રહો પ્રાણ આ ૭

ગેડીને ગ્રહી હાથ નિત્ય સરખા પ્રેમી સખા સાથમા,
ધેનુ ચારણ કાજ પંથ પળતા વૃંદાવને વાટમા;
રાધાનું દધિ દાણ માન મરડી લેતા હઠી લાડમા,
એવા નંદકુમાર કૃષ્ણ શરણે માગુ રહે પ્રાણ આ ૮
લેવાને વ્રજવાસી પાસ નિજની લોપેલ પૂજા મહા,
મૂકયા દ્વાદશ મેઘ વૃષ્ટિ કરવા ઇંદ્રે પૂરા ક્રોધમા,
તેનુંયે કર અંગુલી પર ધરી ગિરિ હર્યું માન હા.
એવા શ્રી ગિરિધારી કૃષ્ણ શરણે માગુ રહે પ્રાણ આ ૯
વેણુનાદ રસાલથી વશ કરી ગોકુળ ગોપાંગના,
બોલાવી નિજપાસ રાસ રમવા રાત્રે મહા રાનમા,
પાઈ પ્રેમ સુધા રસિક રસદા પૂર્ણેન્દુના તેજમાં,
એવા શ્રી શરદીશ કૃષ્ણ શરણે માગુ રહે પ્રાણ આ ૧૦
ગોપી પ્રેમ પયોધિ પૂર છલતો, બંસી તણા તાનમા,
વીંટાયો વ્રજચંદ્ર ગાન કરતા, વૃંદાવને જ્યા રહ્યા.
એથી ત્યા કળી કુંદ યૂથ અલિશા રવમા હળે શોભતા,
ત્રિભંગી વરરૂપ કૃષ્ણ શરણે માગુ રહે પ્રાણ આ ૧૧
માથે મુગટ મોર પીછ ઝુલતી માળા ગળે શોભતા,
પહેરેલુ પીત વસ્ત્ર પાય ઘુઘરી બંસી લઇ હાથમાં,
શ્રી વૃંદાવન કુંજમા મલપતા ગો પાછળે ચાલતા,
ઉભેલા ઘનશ્યામ કૃષ્ણ શરણે માગુ રહે પ્રાણ આ ૧૨

જામનગર —શ્રીયુત ચુનીલાલ પ્રમાણંદદાસ અડાવજાને સૌરાષ્ટ્ર સરકારે તેમના કામની કદર કરી રૂા ૪૦૦) ના પગારથી બેડીબંદર પર પોર્ટ ઓફીસર તરીકે નીમણુંક કરેલ છે

તેઓશ્રી એક સામાન્ય કલાર્ક તરીકે પોર્ટ ડીપાર્ટમેન્ટમા દાખલ થએલ તેઓશ્રીની કામની પદ્ધતિ ચપળતાવાળી, ઉદ્યમી અને સેવાભાવી હોવાને લીધે જ ઉત્તરોત્તર ઉચ્ચ સ્થાને આવતા ગયા છે અને તેને લીધે જ સૌરાષ્ટ્ર સરકારે તેઓશ્રીને પોર્ટ ઓફીસર તરીકે નીમેલ છે તેઓશ્રી ૨૨ વર્ષ થયા પોર્ટ ખાતામા નોકરી કરે છે અને તેની નાની વયમા પોતાની કાર્ય પદ્ધતિથી વેપારી આલમમા ઘણીજ સારી ચાહના મેળવેલ છે તેમજ જ્ઞાતિ પ્રેમી છે.

સૌરાષ્ટ્ર સરકાર ના નાયબ વડા પ્રધાન શ્રીયુત બળવતરાય મહેતાએ પણ તેમની કાર્ય પદ્ધતિ અને ચપળતા તરફ સંતોષ વ્યકત કરેલ, અને વધુમા વધુ ઉત્સાહી અને સેવાભાવી થવા જણાવેલ. અમારા તેઓશ્રીને હાર્દિક અભિનંદન

## સમાચાર સંગ્રહ

**મુબઈ**—શેઠ પ્રાણલાલ દેવકરણ નાનજીએ રોટરી ક્લબ ખાતે રોટરી ક્લબના સભ્યો સમક્ષ બેંકીંગ ઉદ્યોગ અને નવા બેંક ધારા વિષે પ્રવચન કરતા આ દેશમા બેંકીંગ ઉદ્યોગ માટે ઉચ્ચ ધોરણો અને ઉમદા આદર્શોનો નવો યુગ ઉદ્ભવ પામી ગયો હોવાની આશા વ્યક્ત કરી હતી નવા બેંકીંગ ધારાને આવકાર આપતા તેમણે જણાવ્યુ હતું કે આ ધારાનો ઉદ્દેશ હિંદી બેંકીંગ ઉદ્યોગને મદદ પગભર મૂકવાનો છે, અને તેથી દેશના આર્થિક વિકાસમા તેનો ઉપયોગ થવો જોઇએ વધુમા તેમણે કહ્યુ કે બેંકીંગ વ્યવસાય રેલ્વે, તાર, ટેલીફોન વગેરેની માફક જાહેર પ્રજાની સેવા કરે છે અને તેથી તેની ઉપર કોઇક પ્રકારનું નિયમન હોય તે જરૂરી છે

હિંદના પ્રાચીન શાહુકારોની પ્રથાને અંજલી આપતા તેમણે કહ્યુ હતું કે પોતાના ગ્રાહકોની અનામતો પાછી વાળવાની બાબતને તેઓ એક ફરજરૂપ માનતા હવે સમય બદલાયો છે, તેથી સરકારે આ નવો ધારો ઘડવાનુ યોગ્ય માન્યુ છે, મારા મત પ્રમાણે આ નવા ધારામા મહેતા સિદ્ધાંતો સામે વાંધો હોઇ શકે નહીં

**મોરબી**—શ્રી મોઢ વણિક વિદ્યાર્થી મંડળ તરફથી હસ્તલિખીત દીપોત્સવી અંક બહાર પાડવાનો હોઇ લેખક લેખિકાબ્હેનને સહકાર આપવા મ નીવિનતી કરે છે

ઠે. બુઢાબાવાની શેરી

**વિદાયમાન**—ધોળકા મોઢ વણિક વિદ્યાર્થી ભવનના વિદ્યાર્થીઓ તરફથી સુપ્રસિદ્ધ વકીલ અને મ્યુનિસિપાલ પ્રમુખ શ્રીયુત નટવરલાલ મો. શાહના અધ્યક્ષપણા નીચે નિવૃત્ત થતા ગૃહપતિ શ્રી મનહરલાલ દવેને તા ૩૦–૭–૪૯ ના રોજ વિદાયમાન આપવામા આવ્યુ હતું આ પ્રસંગે હાઇસ્કૂલ અને અન્ય શાળાના શિક્ષકો, આમંત્રિત ગૃહસ્થો અને વિદ્યાર્થીઓના સમ્ભા સારા પ્રમાણમા હાજર હતી.

અત્યારની બોર્ડીંગની નાજુક સ્થિતિમા પણ ગૃહપતિએ કેવી કાર્યકુશળતાથી કાર્ય કરી વિદ્યાર્થીઓના દિલ જીતી લીધા હતા અને આ કપરા કાળમા ખૂબ કાળજીપૂર્વક ભવનનુ તંત્ર વહન કર્યો પછી વિદાય આપતા કેટલી વેદના થાય તે જણાવી વિદ્યાર્થીઓએ તેમના ભવિષ્યની કારકિર્દીની સફળતા ઇચ્છી હતી

તે પછી પ્રમુખશ્રીએ બોર્ડીંગની નબળી આર્થિક સ્થિતિમા સફળ તંત્ર ચલાવવા માટે શ્રી દવેની પ્રશંસા કરી જણાવ્યુ કે શ્રી દવેને બદલે બીજી કોઇ વ્યક્તિ આ સ્થળે હોત તો ટકી શકત કે નહ એ એક પ્રશ્ન છે આગળ ચાલતા તેમણે જણાવેલ કે જ્ઞાતિની પેટાજ્ઞાતિ તરફથી સ્થપાએલ આવી સંસ્થા ક્યાંસુધી ટકી શકશે? સંસ્થાના કાર્યવાહકો પૈકી અમુક ઉત્સાહી છે પણ એકલે હાથે તાળી ન પડે, માટે આની પાછળ સમગ્ર મોઢ કોમની શક્તિઓ કેન્દ્રિત કરવાની આવશ્યકતા છે, છેવટે પ્રમુખશ્રીએ શ્રી દવેને માનપત્ર અર્પણ કર્યું હતુ

શ્રી દવેએ સૌનો આભાર માનતા જણાવ્યું કે મારાથી જે કંઇ બન્યુ છે તે સૌના સહકારથી થઇ શક્યુ છે બીજા ભાઇઓએ પ્રસંગોચિત વિવેચન કર્યો પછી ચા–પાણી અને ફુલહાર લીધા પછી સમારંભ પૂરો થયો હતો

સિદ્ધપુર—શ્રી ચા મો બ્રા યુ મંડળનું બીજું સ્નેહ સંમેલન શ્રી ભાવચંદ જોશીના અધ્યક્ષપદે મળ્યું, માનદ મંત્રીએ હેવાલ સમજાવ્યો, મંડળને વધુ વેગવાન અને પગભર બનાવવા ઘણી વિચારણા થઇ પ્રમુખ સાહેબે રૂા ૧૦૧) ફંડમા ભર્યા ખજાનચીએ, દરેક બંધુને શક્ય સેવા અને મદદ આપવા વિનંતી કરી.

**પરીક્ષામા પાસ**—ડોલરરાય ચુનીલાલ મણિયાર (ઇન્ટર આર્ટસ) જામનગર, મહેન્દ્ર નતિનાલ ત્રિવેદી (ફર્સ્ટ ઇયર) જામનગર

**મેટ્રીકમા પાસ**—થાણામા (૧) કુ. હંસામતી શામળદાસ (૨) શાહ ધીરજલાલ નગીનદાસ, (૩) શાહ રમેશ કલ્યાણદાસ. મોરબી કુ. પુષ્પાબેન જમનાદાસ વજરીયા

જન્મ—મુંબઇ—મુળજીભાઇ હરજીવનદાસને ત્યા પુત્રી જન્મ

મોરબી—શ્રી મગનલાલ દલીચંદ સાધીને ત્યા પુત્ર જન્મ અ વદ ૧૧

ભાવનગર—પારેખ ચીમનલાલ જાદવજીને ત્યા પુત્રી જન્મ

જામનગર—શ્રી ચુનિલાલ પરમાણંદદાસ અડાલજાને ત્યા પુત્ર જન્મ તથા શ્રી ઇશ્વરલાલ મોતીલાલ ઘડીયાળીને ત્યા પુત્ર જન્મ.

રાજકોટ—શ્રી ત્રીભોવનદાસ કાળીદાસને ત્યા પુત્ર જન્મ.

નંદરબાર—પ્રાગપરાવાળા પરી ઉજમશી પોપટલાલને ત્યા પુત્ર જન્મ

**વેવિશાળ**—મુંબઇ—દલ્પિદાસ દેવશી મહેતાનુ વેવિશાળ પડધરીના રણછોડદાસ રામજી મણિયારની પુત્રી કુસુમગૌરી સાથે

મુંબઇ—રાજકોટવાળા પારેખ મનસુખલાલ છોટાલાલનુ વેવિશાળ રાજકોટના વોરા મગનલાલ ગુલાબચંદની પુત્રી તારાગૌરી સાથે અષાડ વદ ૨

માંડવી (કચ્છ)-મેતા ગોરધનદાસ નેમીદાસના પુત્ર હંસુખલાલનુ વેવિશાળ સિગા પોરવાળા જેતિલાલ દયારામની પુત્રી વસુમતી સાથે તથા મેતા દુવારકાદાસ લાધજીના પુત્ર દોલતરામનુ વેવિશાળ ભુજવાળા રમણિકલાલ માધવલાલની પુત્રી હસુમતી સાથે

મુંબઇ—શ્રીયુત ગોકળદાસ કમળચંદ મણિયાર (મેસર્સ જી કે. મણિયારની કું વાળા) ના પુત્ર ભાઇ ચંદુલાલનુ વેવિશાળ વિરમગામના વકીલ શ્રીયુત વાડીલાલ હાજીભાઇના પુત્ર રતિભાઇની પુત્રી રંજનબાળા સાથે

ભાવનગર—વોરા ધીરજલાલ બાલકૃષ્ણના પુત્ર મહેશકુમારનુ વેવિશાળ પડધરીના મણિયાર કપુરચંદ અકુભાઇની પુત્રી તારાગૌરી સાથે

જુનાગઢ—શેઠ નરોત્તમદાસ કરસનદાસ બળીયાના પુત્ર ભાઇ દેવીદાસનુ વેવિશાળ નાસિકના ભાઇ મનસુખલાલ રણછોડદાસની પુત્રી મનોરમા સાથે

સિહોર—વોરા હરગોવિંદદાસ દેવજીભાઇના પુત્ર અનંતરાયનુ વેવિશાળ ભાવનગરના પરી જયંતિલાલ ભોગીલાલની પુત્રી બેન શારદા સાથે

જામનગર—સ્વ જેઠાભાઇ પરશોતમ શાહના પુત્ર વૃન્દાવનદાસનુ વેવિશાળ શ્રી કેશવલાલ રણછોડદાસ મહેતાની પુત્રી જસવંતી સાથે

**લગ્ન**—માંડવી (કચ્છ) સ્વ રતનશી હીરાચંદના પુત્ર કાંતિલાલનાં લગ્ન મેતા દિનાનાથ દયારામની પુત્રી કુમનબાળા સાથે અષાડ શુદ ૪ તથા મેતા ત્રીકમદાસ કેશવજીના

પુત્ર ચુનિલાલનાં લગ્ન ભુજવાળા કનૈયાલાલ માધવલાલની પુત્રી ઇન્દુમતી સાથે અષાડ શુદ ૮.

રાજકોટ—શ્રી દોલતરાય સુંદરજી શેઠના પુત્ર અરવિંદના લગ્ન શ્રી કાળીદાસ મોહનલાલ મણિયારની પુત્રી ચંદ્રમણિ સાથે નવયુગના આદર્શ વિચાર મુજબ થયા છે

દેહવિલય—કુંડલા-ગાધી છબિલદાસ જમનાદાસની પુત્રી બેન અનસૂયા સ્વર્ગવાસી થયાં

જેતપુર—પારેખ રણછોડદાસ વકરાજ સ્વર્ગવાસી થયા અષાડ શુદ ૯

કોડીનાર—ભગવાનદાસ કિશોર હાર્ટફેલથી સ્વર્ગવાસી થયા

અમરેલી—પારેખ રમણિકલાલ રણછોડદાસના ધર્મ પત્ની બાઇ મંજુલા ઉં વ. ૨૧ સ્વર્ગવાસી થયા અષાડ વદ ०))

વિલેપારલે—મણિલાલ જેઠાલાલ શાહ ઉ વ ૭૫ સ્વર્ગવાસી થયા તા ૨૫-૭-૪૯

મુંબઇ—રાણપુરવાળા મનસુખલાલ જગજીવનદાસનાં ધર્મપત્ની કંચનગૌરી નાની ઉમરે સ્વર્ગવાસી થયાં.

ભાવનગર—મણિયાર લલ્લુભાઇ અમરજીના વિધવા હરિબાઇ ૯૦ વર્ષની પુખ્ત વયે સ્વર્ગવાસી થયા

અમરેલી—પારેખ વલ્લભદાસ ભાણજીની પુત્રી બેન સુશીલા રાણપુર મુકામે સ્વર્ગવાસી થયાં તા ૧-૮-૪૯

જામનગર—પોરેચા ચુનિલાલ મગનલાલનાં ધર્મપત્ની સૌ કપોરબેન ૧૮ વર્ષની નાની વયે સ્વર્ગવાસી થયાં. તા. ૩૦-૭-૪૯ તથા શ્રી મગનલાલ ઘી વાળાના મ્હેન મણીદાએ મગજની અસ્થિરતાને લીધે સ્વર્ગવાસ કર્યો ઉ. વ ૫૫

ભાવનગર—મણિયાર બાલકૃષ્ણ મણીલાલની બાળ પુત્રી સ્વર્ગવાસી થઇ

મુંબઇ—ચોરવાડવાળા શા પાનાચંદ માણેકચંદના ધર્મપત્ની સૌ ગુલાબબાઇ સ્વર્ગવાસી થયા. શ્રાવણ શુદ ૧૪

પરમાત્મા સદગતોના આત્માને શાંતિ અર્પો

"મોઢ મહોદય" ને મળેલ ભેટની પહોંચ

૫) શ્રીયુત ચુનિલાલ પી અડાલજા તરફથી તેમને ત્યાં પુત્ર જન્મની ખુશાલીમાં જામનગર

વ્યવસ્થાપક.

"મોઢ મહોદય" ને રૂ. લવાજમ કે તેથી વધુ લવાજમ મોકલનારની પહોંચ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪) | રા. કાનજીભાઇ સુંદરજી | ધમતરી | ૩॥ | શ્રી પ્રભાત વોચ ક્રા | દીવ |
| ૫) | ,, જગજીવનદાસ જસરાજ | બનારસ | ૩॥ | ,, રણછોડદાસ કલ્યાણચંદ | " |
| ૩॥ | ,, શંકરલાલ જેઠાલાલ | ધોળકા | ૯॥ | ,, પુરશોત્તમદાસ લલ્લુભાઇ કપાસ | |
| ૫) | ,, છોટાલાલ ઠાકરજી | ભાજીમજુરી | | | |

વ્યવસ્થાપક

## સ્વીકાર અને સમાલોચના—

**દેશ અને દુનિયા**—પુસ્તક પહેલું. લેખક-શ્રીયુત પોપટલાલ અબાણી. આ પુસ્તક પ્રાથમિક ધોરણ પાંચ અને માધ્યમિક ધોરણ પહેલા માટે મુબઇ સરકારના કેળવણી ખાતાએ પ્રસિદ્ધ કરેલ નવા અભ્યાસ ક્રમને અનુરૂપ ભૂગોળ વિદ્યાનું પાઠ્ય પુસ્તક છે. તેમાં આપણા દેશના કાશ્મીર, પૂર્વ પંજાબ, મારવાડ, આસામ, કોંકણ, તામીલનાડ અને ગુજરાત પ્રાંતના લોકોની રહેણી કરણી, પાકની ઉત્પત્તિ અને હવામાનની હકીકત ઘણી સરસ ભાષામાં અને બાળકોને વાંચતા રસ પડે તેવી સુંદર રીતે આપવામાં આવેલ છે. બીજા ભાગમાં દુનિયાના બીજા ભાગો-કોંગોનુ જંગલ, સુદાનનાં ઘાસના બીડો, સહરાનો રણ પ્રદેશ સ્ટેપ્સ. અને ટૈગાના જંગલોનુ વર્ણન શિક્ષક અને વિદ્યાર્થીઓની એક ટુકડી મુસાફરી કરતા જોતી હોય તેવી શૈલીમા કરેલ છે ત્રીજા ભાગમા પૃથ્વી અને તેનું પૃથ્ આબોહવા, અક્ષાંશ રેખાંશના માહિતી અને હિંદ પરનાં મોસમી પવનો નાના બાળકો સહેલાઇથી સમજી શકે તેવી રીતે સમજાવવામાં આવ્યા છે. આ પુસ્તક ૧૨ ફારમનું હોવા છતાં કિંમત માત્ર રૂ ૧-૨-૦ રાખવામાં આવી છે શાળાઓએ આ પુસ્તક દાખલ કરવુ જોઇએ તેમ અમે માનીએ છીએ શ્રીયુત પોપટલાલભાઇને આવું રસપ્રદ પુસ્તક લખવા માટે અમારા અભિનંદન

**આધ્યાત્મિક પત્રો**—કર્તા-શ્રીયુત વલ્લભજી બાબુજી કવિ આ પુસ્તકમાં આધ્યાત્મ-રૂપ પત્રો છે. જુદા જુદા ભાઇબ્હેનોને ઉદ્દેશીને આ પત્રો લખાએલા છે.

જીવનનુ ધન એ લક્ષ્મી નથી માણસ માત્ર આજે દ્રવ્યને જ ધન માની તેની પાછળ ગાંડા માણસની માફક દોટ મુકી રહ્યો છે, પરંતુ જેના શરીરમા વીર્ય છે, તેજ સ્થૂલ દૃષ્ટિએ ધનવાન છે, કારણકે જે માણસ વીર્યનો સંગ્રહ કરી શકે છે તેજ પોતાનાં મનને નિશ્ચળ અને બળવાન રાખી શકે છે. વળી જે મનુષ્ય સ્થૂળ શરીરનાં જ સુખ સગવડ માટે બધી પ્રવૃત્તિ કરે છે, અને આત્માની ઉન્નતિ માટે કંઇજ પુરૂષાર્થ કરતો નથી તેની પાસે જીવન દર્શન રૂપી ધન નથી જે મનુષ્ય પોતાનાં જીવનમાં સદ્ગુણો કેળવે છે તેને જીવન દર્શન રૂપી ધન કહેવાય છે જે માણસમા પોતાના ગુણોનો વિકાસ કરવાની શક્તિ છે, જે સદ્ગુણ સંપન્ન છે તેજ ખરા અર્થમાં ધનવાન છે, જો તમે આવા ધનવાન થવા માગતા હો, આત્મ વિદ્યા શીખવી હોય, તમારા સંસારના તાપથી તપ્ત થયેલાં હૃદયને તૃપ્તિ જોઇતી હોય તો આ પુસ્તક અવશ્ય વસાવો પુસ્તક સરસ અને સુંદર ભાષામા લખાયેલ છે એક એક પત્ર તમારા આત્માને શાંતિ આપશે લગભગ ૩૦૦ પાનાનુ પુસ્તક હોવા છતા કિંમત માત્ર રૂા. ૨-૦-૦. ટપાલ ખર્ચ અલગ.

તમારી પ્રત માટે આજે જ

લખો—"બોદ્ધ મહોદય" ઓફીસ—ભાવનગર.

સ્વ૦ પારેખ હીમાભાઈ ગોપાળજીએ મોઢ વણિક જ્ઞાતિમાં નવજીવન પ્રેરી
તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ કરેલ માસિક.

## અનુક્રમણિકા.



શેઠ વાલજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોરધનજી જેઠાભાઈ રાજકોટ મોઢ બોર્ડિંગ—માં વૃક્ષારોપણ વિધિ તા. ૧૪-૮-૪૯ ના રોજ થયો હતો. શ્રી પોપટલાલ અજાણીએ તેનો મહિમા વર્ણવ્યો હતો. તેમણે કહ્યું હતું કે ગોંડલમાં પહેલાં ૪૦ ઇંચ જેટલો વરસાદ પડતો હતો અને તેનું કારણ અહિં તે વખતે વૃક્ષો પુષ્કળ હતાં. ગીરના જંગલમાંથી પ્રતિવર્ષ હજારો વૃક્ષ કપાય છે તેથી વરસાદ ઘટીને ૧૦ થી ૧૫ ઇંચ થઇ ગયો છે. દરવર્ષે વૃક્ષારોપણ સપ્તાહ ઉજવાય તો થોડાજ વર્ષોમાં સૌરાષ્ટ્ર લીલી નાઘેર જેવો બને. આપણી સંસ્થા વૃક્ષારોપણનું મહાત્મ્ય ઘણા સમયથી સમજેલી છે, અને તેથીજ તેના આંગણામાં વૃક્ષોની ઘટા છે. આજે રોપેલા ૫ વૃક્ષો આ સંસ્થાને [illegible] શોભાવશે. સંસ્થાના મહેમાનના આગ્રહ ખાસ શ્રીમાન શેઠ વાલજીભાઈએ આશોપાલવનું વૃક્ષ રોપ્યું હતું, છેવટે ગૃહપતિએ શેઠશ્રીનો આભાર માન્યો હતો.

આદ્ય પ્રમુખ—સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ-મુંબઈ
પ્રમુખ—શેઠ રમણલાલ લલ્લુભાઈ—અમદાવાદ
ઉપ પ્રમુખ—શેઠ વાઘજીભાઈ લક્ષ્મીદાસ—મુંબઈ
સેક્રેટરી—દેસાઈ દામોદરદાસ પરમાણંદદાસ—ભાવનગર.
તંત્રી અને પ્રકાશક—ગોરધનદાસ અમીચંદ મણિયાર-ભાવનગર

મુદ્રણ સ્થળ—પ્રભુ પ્રિન્ટીંગ પ્રેસ—ભાવનગર.

# મોઢ મહોદય

વર્ષ ૩૨] ભાદ્રપદ સંવત ૨૦૦૫ : સપ્ટેમ્બર ઇ. સ. ૧૯૪૯ [અંક ૧૧

## "બાપુનો સંદેશ"

લેખક
વોરા અમૃતલાલ મગનલાલ–વિરમગામ

ભગવાન ભુવન ભાસ્કર નભપટે ધીમી ગતિએ આવી રહ્યા હતા ઉષાદેવીએ ભગવાન ભાસ્કરના આગમનના સમાચાર જગતને આપ્યા અને ઓવારણાં લીધા કિલકિલાટ કરતાં પક્ષીઓ આકાશી અહીંતહીં ઉડી રહ્યા હતાં પ્રાતઃકાળથીજ પ્રાર્થના, કાંતણયજ્ઞ, વિવેચનના વિધવિધ કાર્યોથી આજે શહેર પ્રવૃત્તિમય બન્યું હતું ભાદરવા વદી ૧૨-રેંટીયા બારસનો આજે દિન હતો પુણ્યશ્લોક બાપુજીનો જન્મદિન કેવો ભાગ્યવાન એ દિવસ કે જે દિવસે એ મહાન વિભૂતિએ જન્મ લીધો જેણે જગતને સત્ય, અહિંસા અને પ્રેમનો સંદેશ આપ્યો આજે એ વિભૂતિનો જન્મદિન હતો

આજે તો બાપુ નથી એમના વિયોગનું દુઃખ સારાય ભારતવર્ષને આજે સાલી રહ્યું છે માનવહૃદયમાં આનંદ ઉલ્લાસ નથી કંઈક નવિનતા નીરખવાની કુતુહલ વૃત્તિને હું ન રોકી શક્યો અને વહેલી સવારે હું પણ ફરવા બહાર નીકળી પડ્યો પ્રથમ કર્તવ્ય ભાનેજ હું ફુલહાર લઈને સીધો રાજઘાટ તરફ જવા ઉપડ્યો 'રાજઘાટ" કેટલું ભવ્ય એ પ્રેરણાસ્થાન સત્ય અને અહિંસાનું સીમા ચિન્હ જ્યાં બાપુ કુદરતના ખોળે ચિર નિદ્રામાં પોઢ્યા, જેની નજીકમાંજ મંદમંદ ગતિએ ખળખળ કરતા પૂનિત જમનાના નીર વહી રહ્યાં છે અનિલ લહરીએ લહેરાતા જમનાના નાનાશા જલતરંગો જાણે હમણાંજ વધીને બાપુના ચરણને સ્પર્શ કરશે કે શું એવું ભાસી રહ્યું હતું શાંત ચિત્તે અને ભારે હૈયે એ સમાધિ ઉપર પુષ્પ ચઢાવ્યા અને પ્રાર્થના કરતો હતો ત્યાંજ આકસ્મિક કરુણ રૂદનનો ડુસકા ખાતો અવાજ મારા કાને અથડાયો, હું ચમક્યો અને જઈને જોયું તો એક પ્રૌઢા આંસુ સારી રહી હતી

વૃદ્ધત્વની છાયા શરીરે ઘેરાણી હતી, ગાત્રો ઢીલા થયા હતા નયનોમાં ઝાંખપ હતી તુરતજ મેં પ્રશ્ન કર્યો, "આજના અમારી પ્રેરણામૂર્તિના જન્મદિને આપના નયનોમાં આંસુ શા માટે? આપ કોણ છો? અહીં શા માટે?" ઘડીભર નીરવતા છવાઈ ન છવાઈ ત્યાંજ એ પ્રૌઢા બોલી, 'હું "મા ભારતી" છું. મારા સુપુત્રને અશ્રુભર્યાં નેત્રે જણાવવા આવી છું કે તારા સત્ય, અહિંસા, પ્રેમ, વિશ્વબંધુત્વ અને સમાનતાના આદર્શોને આજે તારા બાંધુઓ ભૂલ્યા છે એ પથ ભૂલ્યા બાંધુઓના વર્તને મારૂં હૃદય વીંધાઈ રહ્યું છે એ દુઃખને હલકું કરવા અને એ ભાનભૂલ્યા બાંધુઓને પુનઃ પેગામ આપવા આજે હું મારા પોઢેલા સુપુત્ર પાસે સંદેશ લેવા આવી છું"

આજના મંગલ દિવસે એણે ભારતને સંદેશ આપ્યો છે કે જો ભારતની સ્વાતંત્ર ઇમારત મજબૂત અને અભેદ રાખવી હોય તો મારી મૂર્તિ પાછળ ઘેલા ન બનતાં મારા ચીંધેલ સત્ય, અહિંસા, પ્રેમ, વિશ્વબંધુત્વના આદર્શોને જીવનમાં ઉતારજો મેં નીર્દેશેલ રચનાત્મક અને સર્વોદય સમાજના કાર્યક્રમને આજથીજ અપનાવજો, અને એજ મારી જન્મજયંતિ હોઈ શકે, એજ મારો સંદેશ છે

# તંત્રીની કલમે

ગાંધી જયંતિ—આ માસમાં ભાદ્રપદ વદ ૧૨ ના રોજ આપણા રાષ્ટ્રપિતા પૂ. મહાત્માજીની જન્મ જયંતિ આવે છે આપણા દેશમાં થઈ ગયેલ મહાન વિભુતિઓની જન્મ જયંતિ ઉજવવાનો આપણે ત્યાં પ્રાચીન કાળથી રિવાજ છે આપણે શ્રી રામ જયંતિ અને શ્રી કૃષ્ણ જયંતિ ખૂબ ઉલ્લાસથી ઉજવીએ છીએ તે દિવસે તેમના જીવન ચરિત્રોનુ પારાયણ કરીએ છીએ અને તેમનો આપેલો આદેશ ગ્રહણ કરવા પ્રયત્ન કરીએ છીએ.

જ્યારે જ્યારે પૃથ્વી ઉપર ધર્મનો નાશ થાય છે, દુષ્ટ લોકો ધર્મિષ્ઠોને હેરાન કરે છે અને પાપનો ભાર વધે છે ત્યારે ત્યારે ધર્મની પુનઃસ્થાપનાર્થે ભગવાન પોતે અવતાર ધારણ કરે છે અગર તો અંશાવતાર પ્રગટ થાય છે

ભારત વર્ષ ઉપર બ્રીટીશ સામ્રાજ્યનો સંપૂર્ણ કાબુ આવ્યા પછી આખા દેશની જે અવદશા થઈ છે તે આપણને સૌને વિદિત છે દેશ ગુલામીની બેડીમાં સપડાયો હોવા છતાં આપણને એ દશા એવી સદી ગઈ કે જેમ પાંજરે પડેલ પોપટને લાંબા કાળે વનની સ્વતંત્ર હવા ગમતી નથી અને પાંજરૂં ખુલ્લુ મુકવા છતા ઉડી જવા ઈચ્છતો નથી તેમ, આપણને આ દશાએ મોહ મૂર્છામા મૂકી દીધા. આપણી, ગરીબાઈ વધતી ગઈ, દેશના કરોડો લોકોને બે ટંક ખાવાનું અને અંગ ઢાંકવા પુરતા વસ્ત્ર મળવાનુ મુશ્કેલ બન્યુ દેશની બધી સમૃદ્ધિ પુર ઝડપે વિદેશ ઘસડાઈ ગઇ આવી સ્થિતિ લાંબો વખત ચાલે તો દેશ નષ્ટ પ્રાય થઈ જાય. આવી આપણી અવદશામા સૂકા રણમા કોઇ મીઠી વીરડી ફુટી નીકળે તેમ થોડા એક મહાપુરૂષોએ સ્વાતંત્ર્યની ઘોષણા ચાલુ કરી પરંતુ દેશ ગુલામીની નિદ્રામા હતો લોકોને રાજકર્તાઓ તરફથી કહેવામા આવતુ કે "અમે તમારા રક્ષક છીએ. અમે છીએ તો તમારા ઉપર કોઈ હુમલો કરવાનુ નથી, તમે નિશ્ચિંત છો, તમારા ધર્મમા, તમારા વ્યવહારમા કોઇ બાધા નથી, તમારા બૈરા છોકરા સામુ કોઇ આંગળી ચીંધી શકતું નથી તમે અમારા રક્ષણ નીચે સુરક્ષિત છો." વિદેશી સરકારના આવાં સોહામણા આશ્વાસનથી પ્રજાને ગુલામી સદી ગઇ હતી. આ ગુલામીની જંજીર તોડવા અને દેશોદ્ધાર અર્થે મહાત્માજીનો જન્મ ભાદરવા વદ ૧૨ના રોજ આપણા સૌરાષ્ટ્રમા પોરબંદરમાં થયો

રાષ્ટ્રપિતાએ પોતાના આખા જીવનમા દેશ કાજે કેટલુ સહન કર્યું છે તે આપણે સૌ જાણીએ છીએ પ્રજાને ઉંઘમાથી જાગ્રત કરવા, સેને નિડર બનાવવા, સત્યને માર્ગે ચાલી ઉન્નત મસ્તકે જીવન ગાળવાનું શીખવવામા, વિદેશી સરકાર સામે શાંત અને અહિંસક બળવો કરી ગુલામીની જંજીરો તોડી સ્વતંત્ર

બનવાની ભાવના કેળવવામા તેમણે અથાગ શ્રમ લીધો છે, તેમણે કદી પોતાના કે કુટુબના સુખની દરકાર કરી નથી. તેમણે દેહ દમન કરી સત્યની ઉપાસના કરી વચન સિદ્ધી મેળવી ઈ સ ૧૯૪૨-મા ' હિંદ છોડો 'નુ સૂત્ર પોકાર્યું અને બ્રિટિશ સરકારને હિદ છોડવુ પડયુ. આપણને આઝાદી મળી, પરતુ આપણે તે પચાવી ન શકયા. આપણે ભાન ભૂલ્યા અને ભાઈ ભાઈના ગળા કાપવા લાગ્યા. હિદમા પ્રગટેલ આ દાવાનળ શાત કરવા તેમણે ભગીરથ પ્રયત્ન કર્યો નોઆખલી, બગાળ અને બિહારમા આ હુતાશન શાત કરી તેઓ દીલ્હી આવ્યા. રોજ સાજે પ્રાર્થના પ્રવચનમા શાતિનો સદેશ આપવો શરુ કર્યો. પ્રજામા ચમત્કારિક અસર થવા લાગી, પરતુ દીલ્હી અને પંજાબના હત્યાકાડથી તેમનું હૃદય ચીરાવા લાગ્યુ. તેઓ મૃત્યુને જ ખવા લાગ્યા. ઈ સ. ૧૯૪૮ ના જાન્યુઆરીની તા. ૨૯ મીએ સાજે તેમણે તેમની પૌત્રીઓને સભળાવ્યું હતુ કે—

"આશ્ચર્ય ભર્યું દિસે જો જગત આ!
તેમાં હરી કયા સુધી રમત રમવાની મારે?"

અને પછી પ્રાત કાળે પ્રાર્થના પછી તો તેમણે કહેલ કે " આજે બધા કામના પત્રો મને આપો હુ આજે જ તે બધાનો નીકાલ કરી નાખીશ. " તા ૩૦મીએ આખો દિવસ સતત મહેનત કરી તેમણે બધા કામનો નીકાલ કર્યો, અને માથા પરથી બધો ભાર ઉતારી જાણે શાશ્વત શાતિ લેવા જતા હોય તેમ પ્રાર્થના મેદાન તરફ પ્રયાણ કર્યું પ્રાર્થના સ્થળે પહોચ્યા પહેલા જ રસ્તામાં ગોડસેના ખૂની હુમલાનો ભોગ બન્યા અને પોતાનુ અવતાર કાર્ય પુરૂં કર્યું.

મહાત્માજીના દેહોત્સર્ગથી આખી દુનિયાએ અશ્રુ પાડયા દેશમા અને વિદેશોમા શોકની લાગણી પ્રસરી ગઇ દુનિયાએ એક મહાન વિભૂતિ ગુમાવી ભારતવર્ષ આત્માની અમરતામા માન નારો છે તે આવા મહાન વિભૂતિ પુરૂ પોને અમર માને છે તેમના જીવનમાથી પ્રેરણા મેળવવા તેમની જન્મ જ્યતિ ઉજવે છે આપણે મહાત્માજીના જીવન માંથી પ્રેરણા મેળવી ધન્ય થયા ત્યારે જ કહેવાઈએ કે જ્યારે આપણે તેમણે દર્શાવેલ માર્ગે જવા પ્રયત્ન કરીએ અને સત્ય અને અહિસાના ઉપાસક બનીએ. મહાત્માજી સત્યના મહાન ઉપાસક હતા તેઓ કહેતા કે ' હુ પૂજારી તો સત્યરૂપી પરમેશ્વરનો જ છુ. સત્યની શોધરૂપી યજ્ઞમા આ શરીરને પણ હોમવાની મારી તૈયારી અને શક્તિ છે, એવો મને વિશ્વાસ છે " આજે તેમની જ્યતિના દિવસે આપણે તેમનો આ એક જ ગુણ ગ્રહણ કરીએ તો પણ ઘણુ કર્યું કહેવાય આજે આપણે સત્યનો માર્ગ ભૂલ્યા છીએ, જ્યા જુવો ત્યા અસત્ય જ નજરે પડે છે વેપારીઓ કાળા બજાર કરે છે ઉત્પાદકો માલની જાત ઉતારી નાખે છે, વિદેશોમા આપણી આટ હલકી પડી છે, મજુરો, કારીગરો, નોકરો, શેઠો એમની વચ્ચે પરસ્પર-સત્યનો વ્યવહાર હોવો જોઇએ તે નજરે પડતો નથી કાગળના નાણાની પાછળ સો ગાઉ બન્યુ છે અને

એ રીતે વિનાશને પથે મૌ વિચરી રહ્યુ છે આપણે સત્યનો માર્ગ ગ્રહણ કરીએ તો મજુરો ઉત્પાદન વધારશે માલિકો માલની જાત સુધારવા તનતોડ મહેનત કરશે પરદેશોમા સેમ્પલ પ્રમાણે જ માલ મોકલી હિંદની શાખ વધારશે બજારમા સટ્ટાવૃત્તિ જોવામા નહિ આવે સૌ કોઇ ખપ પુરતુ સહેલાઈથી ખરીદ કરી શકશે, અને આ રીતે થોડા જ વર્ષમા ભારત વર્ષ ઉન્નત થઈને આખા એશિયાને માર્ગદર્શક બનશે પુણ્યશ્લોક મહાત્માજીની જયંતિના દિવસે આપણે સૌ આટલુ કરવા તત્પર બનીએ તેવી અભ્યર્થના

# યુગ પુરૂષ ગાંધીજી શ્રીકૃષ્ણનો અવતાર?

"શ્રીયુત મુળચંદ રામચંદ—કોડીનાર

સુદામાના પત્ની—નાથ, આપના બાળપણના મિત્ર શ્રી કૃષ્ણ પાસે જઇને કંઇક માગો. ઘરમા કઇ ખાવાનું નથી બાળકો ભૂખ્યા દુઃખી થાય છે.

સુદામા—હે સતિ, મિત્ર પાસે જઇ લાચાર થઇ ભીખ માગવી તેના કરતા તો મરવુ સારૂ આપણા ભાગ્યમા જે માંડયુ હોય તે ધૈર્ય ધરી સહન કર્યે જ છુટકો

સ્ત્રી—નાથ, તમે તો મહા જ્ઞાની છો એટલે સહન કરી શકો, પરંતુ આખો દિવસ ભીખ માગવા છતા પણ આ બાળકોનાં પેટનુ પુરૂ થતુ નથી તે મારાથી જોવાતુ નથી

સુદામા—હે સ્ત્રી, આમ હિંમત હાર્યે ન ચાલે શ્રી કૃષ્ણ અત્યારે દ્વારકાધીશ-યાદવપતિ છે તેની પાસે હું રંક મિત્ર દાવો કરી માગવા જાઉં એ મને રુચતુ નથી મિત્ર પાસે પોતાની ટેક રાખવી જોઇએ

સ્ત્રી—નાથ, શ્રી કૃષ્ણ પરબ્રહ્મ પરમાત્મા છે તે સૌના અંતરની વાત જાણનાર છે તેની પાસે માગવુ નહિ પડે.

સુદામા—શ્રી કૃષ્ણ અંતરયામી છે તો અહિં બેઠા જે આપવુ હશે તે આપશે તેની પાસે શા માટે જવુ ?

સ્ત્રી—( ઋષિજી પાસે હઠીલાઇ નહિ ફાવે તેથી આંખમા આંસુ લાવી ) નાથ માગવા નહિ તો મિત્રના દર્શન કરવા જાઓ ત્યા ગોમતી સ્નાન થશે, પ્રભુના દર્શન કરી કૃતકૃત્ય થશો. માટે એક વખત જરૂર જાઓ

સુદામા—આપણી પાસે મિત્રને ભેટ આપવા જેવુ કઇ નથી શ્રી કૃષ્ણના છોકરાઓ 'કાકા અમારા માટે શુ લાવ્યા ?' એમ પૂછે ત્યારે મારે શુ આપવું ? મિત્રને ઘેર ખાલી હાથે કેવી રીતે જવુ !

સુદામાનાં પત્ની રાજી થયા પાડોશીને ત્યાંથી તાંદુલ માગી લાવ્યા તેને સેકી ચુંદડીની પોટલીમા બાંધી પતિને અર્પતા કહ્યું, "નાથ, લ્યો આ શ્રી કૃષ્ણના બાળકો માટે ભાતુ. ગોમતીજીમા સ્નાન કરો ત્યારે મને યાદ કરજો શ્રી કૃષ્ણની પત્નીઓને મારા વંદન કહેજો.

સુદામાજી પત્નીએ આપેલ ભેટ લઇને દ્વારકા પહોંચ્યા તેમનુ શરીર સુકું લાકડી અને એકોળ હતુ માથે જટા બાંધી હતી. દાઢી અને જટામાથી સુરભ ઉડતી હતી. દ્વારકાના રસ્તામા ચાલ્યા જાય છે રસ્તે નાનાં બાળકો તેમને કોઇ ગાંડો ધારી મશ્કરી કરે છે, પરંતુ એક વૃદ્ધ યાદવે દયા લાવી તેમને શ્રી કૃષ્ણનો મહેલ બતાવ્યો દરવાજે આવતા દરવાને તેમને રોકયા, પરંતુ શ્રી કૃષ્ણને ખબર પડતાં અડવાણા પગે અને પહેરેલે પિતાંબરે એકદમ દોડ્યા અને ઋષિજીને ભેટ્યા હાથ પકડી બહુ માન આપી મહેલમા તેડી લાવ્યા સ્નાનાદિથી પરવારી સૌનાં ખબર અંતર પૂછી પ્રભુએ સુદામા પાસેથી તાંદુલની ભેટ લઈ તેમાથી બે મુઠી તાંદુલ બહુ ભાવથી આરોગ્યા

શ્રી કૃષ્ણ અને તેમની પત્નીઓએ ઘણા હેતથી સુદામાજીની આગતા સ્વાગતા કરી આ પ્રમાણે આનંદમા થોડા દિવસ ગયા પછી સુદામાજીએ શ્રી કૃષ્ણની રજા માગી રજા લઇ રસ્તામા અનેક તર્ક વિતર્ક કરતાં સુદામા પોરબંદર પહોંચ્યા ત્યા જઇ જુવે છે તો પોતાની ઝુંપડીને સ્થળે એક મોટો મહેલ આવેલો છે

દરવાજે દ્વારપાળો ઉભા છે, મહેલમાં અનેક માણસો આમથી તેમ ધમાલ કરી રહ્યા છે સુદામા વિમાસણમાં પડી આંટા મારી રહ્યા છે, ત્યાં ઝરૂખામાંથી તેમના પત્નીએ તેમને જોયા દાસીને સાથે લાવી ઋષિને પ્રેમથી અંદર લઇ ગયા અને કહ્યું "શ્રી કૃષ્ણની કૃપાથી આ વૈભવ પ્રાપ્ત થયો છે"

મનમાં અને મનમાં સુદામે મિત્રનો આભાર માન્યો થોડા દિવસ આનંદમાં વ્યતિત કર્યા પછી સુદામાને એકાએક વિચાર સ્ફુર્યો અને પત્નીને કહ્યું "હું શ્રી કૃષ્ણને આપણે ત્યાં પધારવા આમંત્રણ આપવા જાઉં છું." ઋષિ પત્ની બહુ રાજી થયા, આ વખતે તેમણે વિધવિધ પકવાનની ભેટ તૈયાર કરી સુંદર શૃંગારેલ રથમાં બેસી સુદામા દ્વારકા ગયા. શ્રી કૃષ્ણને બહુ પ્રેમથી મળ્યા અને વિનંતી કરી, "મહારાજ, આપની કૃપાથી આજે મને સંપૂર્ણ વૈભવ આપ્યો પરંતુ મને તો આપના વિના ચેન પડતું નથી એક વખત આ રંક મિત્રને ઘેર પધારી તેનું આંગણું પાવન કરો."

શ્રી કૃષ્ણ—ભાઇ સુદામા, તું જાણે છે કે આ છપ્પન કોટી યાદવોને સાચવવામાં મારો વખત ક્યાંય ચાલ્યો જાય છે એ ઉપરાંત પાંડવો માટે અને અસુરોનો સંહાર કરવા માટે મારે રાતદિન તત્પર રહેવું પડે છે આ જન્મમાં તો મને સુખથી બેસવાનો અને તારા જેવા મિત્ર સાથે રહી આનંદ કરવાનો વખત મળે તેમ નથી, પરંતુ જા, તને હું વરદાન આપું છું કે ઇસુની વીસમી સદીમાં હું તારા જ ગામમાં અને તારા જ ઘરની નજીકમાં પરાધીન ભારતની બેડી તોડવા અને ભારતનો સ્વાધીન ઝંડો ફરકાવવા અવતાર લઇશ.

૨.

"સરજેલા શ્રી પ્રભુજીએ
મનુષ્યો સર્વ સરખા છે"

નરસિંહ મહેતા ચોરે બેસી ભજન કરી રહ્યા છે સાધુઓ ભજન ઝીલી રહ્યા છે રંગ જામ્યો છે મંડળીમાં એક હરિજન ડોકે તુલસીની માળા અને કપાળમાં તિલક કરી બેઠો છે ભજન પુરૂં થયા પછી—

હરિજન—વાહ વાહ ભક્તરાજ, આજ તો ખૂબ આનંદ થયો ભજન સાંભળી કલ્પના તાર ઝણઝણી ઉઠ્યા આપને, મારી એક વિ—ન—તી

નરસિંહ—કહો કહો ભગત, તમારે વળી શી વિનતી?

હરિજન—ભક્તરાજ મારે આંગણે પધારી હરિ કિર્તન કરો મારા રંકનું આંગણું પાવન કરો

નરસિંહ—( સમદ્રષ્ટિને સર્વ સમાન ) ભલે ભક્ત, તમારે ત્યાં અમે તો ખુશીથી આવીશું આંગણામાં ગોમૂત્ર છાંટી તુલસી ક્યારો ગાયના છાણથી લીંપજો આવતી એકાદશીને રોજ તમારે ત્યાં ભજન કરીશું

એકાદશીના રોજ રાત્રે મહેતા અને તેમની ભક્ત મંડળી હરિજનવાસમાં જાય છે આખી રાત્રી ભજનની ધૂન બોલે છે ભજનને અંતે મહેતાએ પ્રાર્થના કરી, "હે વિભો, હે ભક્ત વત્સલ, હે દરિદ્રનારાયણ, આ ઢેડ ભંગી સૌ હરિજન છે એ તારા જ બાળકો છે એનો ઉદ્ધાર કર નાથ

ભક્તની પ્રાર્થના સાંભળી આકાશ વાણી થઇ—"ભક્તરાજ તમારી ઇચ્છા પરિપૂર્ણ થશે અગાઉ સુદામાને આપેલ વચન પાળવા હું સુદામાપુરીમાં જન્મ લઇશ આ અવતારમાં હરિજનના ઉદ્ધારનું મારૂં મુખ્ય કાર્ય હશે, અને તમારૂં જ પ્રિય ભજન "વૈષ્ણવજન તો તેને રે કહીએ જે પીડ પરાઇ જાણે રે" એ હમેશ રટીશ"

૩

કૃષ્ણભક્ત—કૃષ્ણાવતાર એ તો કૃષ્ણ

વેતારજ પૂર્ણ પુરુષોત્તમનો અવતાર

ગાંધીભક્ત—આજ દિન સુધી ગાંધી અવતાર સમ બીજો અવતાર થયો નથી

કૃષ્ણભક્ત—કૃષ્ણના કામ તે સાંભળ્યા નથી

ગાંધીભક્ત—ગાંધીના કામ સાથે તે તે સરખાવ્યા નહિ હોય

કૃષ્ણભક્ત—કૃષ્ણે તો ગાયો ચારી, ગોપાલ બન્યો, અને ગરીબોનો ઉદ્ધાર કર્યો

ગાંધીભક્ત—ગાંધી પણ ગોપાલ હતો. તેણે ઇંદ્રીઓનું દમન કર્યું, જીતેંદ્રિય બન્યો અને એક લાકડી દુનિયા આખીને તેના ગરતે વાળી.

કૃષ્ણભક્ત—કૃષ્ણ તો માખણચોર બન્યો.

ગાંધીભક્ત—ગાંધી પણ મીઠું ચોર બન્યો.

કૃષ્ણભક્ત—કૃષ્ણે દૂત તરીકે પણ કામ કર્યું છે

ગાંધીભક્ત—ગાંધીએ પણ હિંદ અને બ્રીટન વચ્ચે દૂત તરીકેજ કાર્ય કર્યું છે

કૃષ્ણભક્ત—કૃષ્ણે બાળપણમાં એવા કામ કર્યા છે કે જે મનુષ્યના માનવામાં આવે નહિ

ગાંધીભક્ત—ગાંધીએ વૃદ્ધાવસ્થામાં એવા કામ કર્યા છે કે જે કોઇપણ કરી શકે નહિ

કૃષ્ણભક્ત—કૃષ્ણ ગરીબોને મિત્ર ગણતા જેમ કે વિદુરજી, પાંડવ, સુદામા વગેરે

ગાંધીભક્ત—ગાંધીજીને તો આખી દુનિયાના ગરીબો મિત્ર સમ હતા.

કૃષ્ણભક્ત—કૃષ્ણ ભાગ્યના લેરુ હતા.

ગાંધીભક્ત—ગાંધી પણ ગરીબોના બેલી હતા

કૃષ્ણભક્ત—કૃષ્ણે પાંડવોને મદદ કરી સામ્રાજ્ય અપાવ્યુ છતા એક તસુ જમીનની પણ આશા ન કરી.

ગાંધીભક્ત—ગાંધીએ હિંદને સ્વરાજ અપાવ્યુ છતા એક પાઇનીય આશા ન કરી ઉલટું પોતાનુ બલિદાન આપ્યુ

કૃષ્ણભક્ત—કૃષ્ણે લડાઇમાં હથિયાર લીધા ન હતા

ગાંધીભક્ત—ગાંધીએ પણ અહિંસક લડાઇ કરી વગર હથિયારે સ્વરાજ પ્રાપ્ત કર્યું.

કૃષ્ણભક્ત—આ ઉપરથી કૃષ્ણ અને ગાંધીનાં કામમાં ઝાઝો ફરક દેખાતો નથી

ગાંધીભક્ત—ભાઇ, બન્નેના કામો એકજ હતા બન્નેનાં અવતાર પણ એકજ હતા અને બન્નેના કાર્યો પુરાં થયા એટલે—

કૃષ્ણને પારાધીએ બાણ માર્યું,
ગાંધીને પારાધીએ બંદુક મારી

[ વિનંતી કૃષ્ણ જયંતિની જેમજ આપણે જ્ઞાતિ બંધુઓએ, ગાંધી જયંતિ ઉજવવી જોઇએ આશા છે કે આપણી જ્ઞાતિ ભાદરવા વદ ૧૨ ( રેટીયા બારસ ) ગાંધી જયંતિ તરીકે હમેશાં ઉજવશે લેખક )

# બાપુ-મારી મા

કુ. મનુબ્હેન ગાંધી

(ગતાંકથી ચાલુ)

: ૨ .

## બાપુ બા બન્યા

બસ, આ દિવસથી બાપુજીએ જેમ માતા એની ચૌદ-પંદર વર્ષની કન્યાને ઉછેરે એ રીતની ઉછેર શરૂ કરી. તેર ચૌદ-પંદર વર્ષની બાળા સહેજે માતાના સાનિધ્યમા રહે, અથવા માતાનુ સાનિધ્ય વધુ માગે છે બાપુએ પણ મારા ખાવાપીવામા, પહેરવેશમા, મારી માંદગીઓમા, કશે જવા-આવવામા, મારા અભ્યાસમાં, અરે ત્યાં સુધી કે હુ દર અઠવાડીયે માથાના વાળ બરાબર સાફ કરુ છુ કે નહી, એવુ ઝીણવટભર્યું ચિન્તવન કરવાનુ શરૂ કર્યું. તે અંતઘડી સુધી એ ચિન્તવન એવુ જ રહ્યુ

બાપુજી જ્યારે બંગાળ ગયા ત્યારે હુ મહુવા હતી પણ નોઆખાલીથી મને તાર કરીને પોતાની પાસે, મારી માગણીથી, રહેવાની રજા આપી હતી હુ બાપુજી પાસે ગઇ ત્યારે સાડીજ પહેરતી હતી જો કે ખુલ્લે માથે આજની ફેશન પ્રમાણે રહેવાની મને ઓછી ટેવ છે, છતાયે પૂ બાપુને જતાવેલ પ્રણામ કર્યાં ત્યારે મારા માથા ઉપરથી વસ્ત્ર ઊતરી ગયુ, જો કે મને તો એવુ ભાન પણ ન હતુ, કારણ કે એ વખતે બાપુજીના ખોળામા જેવુ માથુ મૂકયુ કે બાપુએ મારો કાન ખેચ્યો અને કહ્યુ 'કેમ આવી પહોચીને?' પણ એજ રાતે (૧૯-૧૨-૪૬ ગુરૂવાર, શ્રીરામપુર ) મને બાપુજીએ કહ્યુ. "ગુજરાતી સાડી તો શેઠાણીઓના કામની, જેને ઘીઊભે હોય-રહેવુ અને મોટરમાં ફરવુ હોય વળી ગુજરાતી સાડી પહેરો અને માથે ઓઢો નહીં તો આપણને જોવુ જ નહીં ગમે એવુ રિવાજ લાગે છે એટલે કા તો આના જેવી જૂના જમાનાની બહેનો, જેમ પોતાના પોશાકમાં હમેશાં ધ્યાન રાખતી હતી, અને માથેથી ક્વચિતજ ઉઘડી જાય તોય તરત જ સાવધ થઇ જતી, એમ સાવધ રહેવુ જોઇએ (આટલી બધી વાત કરવા છતા મને ભાન નહોતુ થયુ કે બાપુ મને આ બધુ શા ઉપરથી કહે છે ) પણ સાડીમા તું સાવધાન નથી રહી શકવાની, માટે તારે તો જેમ આગાખાન મહેલમાં પંજાબી પોશાક પહેરતી તેજ જો અહિં રહેવુ હોય તો પહેરવાનો એમા પણ ખુલ્લે માથે રહેવુ તે યોગ્ય તો નથી જ, છતાં તારા જેવી બાળા માટે એ એટલુ અજુગતુ કે રિવાજ નહી લાગે, જેટલુ ગુજરાતી સાડી પહેરવી ને ખુલ્લે માથે ફરવુ એથી લાગે હુ તો તારી મા બન્યો છુ ને ? એટલે મારે તો તને બધુ કહેવુ જ રહ્યુ ખુલ્લે માથે શું કામ રહે છે ? આજકાલ પોતાના થોડા વાળ હોય કે વધુ, પણ ઊનના કે કૃત્રિમ વાળના લાંબા લાંબા ચોટલાઓ માથે નાખે એ માથે ઓઢયુ હોય તો કેમ દેખાય ? હુ તો બહેનોમાં રહેનારો માણસ છુ બહેનોને આગળ લાવવામાં મારો હાથ છે વળી એક દહાડો હુ જ એ હતોને કે દક્ષિણ આફ્રીકા ગયો ત્યારે બા પારસણ જેવી કેમ લાગે તે માટે એને બૂટ મોજા પહેરતાં શીખવ્યા હતા ! એને બિચારીને તો કશુંય ભાન કયા હતુ ! પણ ઇશ્વરે જેવા વાળ આપ્યા હોય એવા જ રાખવામા જે સૌંદર્ય છે તે કૃત્રિમમા નથી જેમ આજ કાલ ફૂલદાનીમાં ગુલાબના ફૂલો કાગળના કરીને મૂકે છે પણ સાચા ગુલાબના ફૂલ મૂકે, તો સાચા જ આપણને જોવાં

ઉમશે (આ વાતમાંથી એકદમ આધ્યાત્મિકતામાં ઊતરી ગયા ) આટલું બધું બહેનોમાં કૃત્રિમપણું આવી ગયું છે તેને લીધે જ બહેનો ઉપર અત્યાચાર થાય છે, એના વિષે મારા મનમાં શંકા નથી ખોટા હીરા-મોતીના દાગીના થોડા વખતને માટે ચળકાટ આપશે પણ અંતે કાળા પડી જશે અને બધું જ ખોટું પહેરવાનો મોહ વધુ જાગ્યો છે. તેથી અંદરનું જીવન પણ ખોટું થઈ ગયું છે. જે પહેરવેશમાં ખોટા છે તે આંતરિકતામાં શુદ્ધ હોય એ વાત હું તો કદી પણ માનવાનો નથી. તેથી જ બહેનોની પડતી થઈ છે એટલો વધ્યો છે આજે બહેનોના હાથમાં હથિયાર મૂકો તો પણ બહેનો સામનો નથી કરી શકવાની. તો બિચારી વિના હથિયારે કોઈ બળાત્કાર કરે તો ક્યાંથી જ સામનો કરી શકે? મૂઠી હાડકાની સીતાને, જેની પાસે કંઈ જ સાધન ન હતું, રાવણ જેવો મહાશક્તિશાળી, જો ધાર્યું તો ચપટીમાં ચોળી નાખત, પણ અડી શકતો ન હતો કારણ? સીતાની પવિત્રતા એવી હતી આજે એવી પવિત્રતા ક્યાં છે? જો કોઈ સ્ત્રી ઉપર બળાત્કાર થશે તો એને શરણે થઈ જશે. અહીં એવું બન્યું છે. ઘણા ગુંડાઓએ કહ્યું છે કે, તું શરણે થા નહીંતર મારી નાખીશું મરવાની બીકે બહેનો શરણે થઈ ગઈ, એટલે રામાયણમાં રામ-સીતા સાચેસાચ થઈ ગયા હશે કે નહીં એવી શંકા કરીએ અને એ કાલ્પનિક છે એમ કદાચ માનીએ તોપણ એ કલ્પના કેટલી ભવ્ય અને ઊંચી છે! વળી જીવનમાં વણી શકાય તેવી છે ખરેખર, સીતાનું પાત્ર તો દરેક બહેને સમજવા જેવું છે" (કૃત્રિમ ચેટલા, દાગીના, અને માડી માથી આપુજી વાત ક્યાંની ક્યાં લઈ ગયાં!) તે આગળ ચલ્યા ' વળી આજકાલ નખ અને હોઠ રંગવાની ફેશન જાગી છે એનું નામ શું?" હું હસી પડી ને કહ્યું "બાપુજી, આપે કદી નામ શીખવાનું કહ્યું હોત તો શીખી લેત. હોઠ રંગવાની શાહીને તો લિપસ્ટિક કહે છે પણ નખની રંગો માટે શું વપરાય છે તે હું નથી જાણતી"

"હા હા. એ લિપસ્ટિક લગાડી બિચારી હોઠ રંગે છે, નખ રંગે છે. પશ્ચિમે એને એ જોવાની ફુરસદ નથી રહેતી કે પોતે કેટલી દુર્બળ ફિક્કી થઈ ગઈ છે પહેલાંની બહેનોના શરીરમાં એવું લોહી હતું કે કુદરતી જ હોઠ અને નખ લાલચૂમ રહેતા પશ્ચિમનું આપણે આંધળું અનુકરણ કર્યું છે એમાં વાંક બહેનોનો કે પુરુષોનો તો છે જ, પણ બહેના મારીને પાત્ર નથી જ પશ્ચિમની શિસ્ત, મક્કમતા, વિનય, વિવેક, નિયમિતપણું, ઉદ્યમશીલ સ્વભાવ, ખંત, નવું નવું શીખવાની તમન્ના બધા માથે બળવાની ટેવ, આવું આવું એ પ્રજામાં કેટલુંય શીખવાનું છે, જે આપણે ફેંકી દીધું, અને એનાં પાઉં પાત્ર ડર અને એની એવી ફેશન લીધી એટલે જ હું તો બહેનોને પોકારી પોકારીને કહું છું કે, બહેનો જ હિંદમાં સ્વરાજ્ય—સુરાજ્ય લાવી શકે, કારણ જેમ ગૃહિણી વિના ઘરની શોભાવણી અધૂરી જ રહે છે, તેમ બહેનો વિના સ્વરાજ્યની શોભાવણીયે અધૂરી જ રહેશે, એમ હું માનનારો છું પણ એ તો ત્યારે જ થાય કે જ્યારે બહેનો પવિત્ર બને આ પવિત્ર શબ્દના મારા અર્થો તું જાણે છે? જેણે પોતા માટે પવિત્ર શબ્દ વાપરવો હોય તેનામાં આટલા ગુણો આવી જ જવા જોઈએ એ બધા ગુણોનું વર્ણન કહો કે તેને માટે શબ્દ કહો એક 'પવિત્ર' એ ત્રણ અક્ષરમાં આવી જાય છે વિવેક હોય તો જ પવિત્રતા આવે હું લાજપડદાનો કટ્ટર વિરોધી છું, પણ મર્યાદા તો હોવી જ જોઈએ સ્વરૂપના અંદરની (હૃદયની) અને બહારની હોય તો જ

પવિત્રતા આવે સુઘડતા હોય તો જ પવિત્રતા આવે, બ્રહ્મચર્ય હોય તો જ પવિત્રતા આવે, દંભ કે આડંબર ન હોય તો જ પવિત્રતા આવે, સ્વમાન હોય તો જ પવિત્રતા આવે અને સેવાની ધગશ હોય તો જ પવિત્રતા આવે આવા આવા અનેક અર્થો પવિત્રતાના છે. અને જ્યાં પવિત્રતા છે ત્યાં ઈશ્વર સાક્ષાત્કાર છે, એમાં શંકા નથી જ નથી. આ એક શબ્દ બહેનો પાસે આવી જાય તો નથી જરૂર તત્વજ્ઞાનની કે નથી જરૂર ભાષાની. પણ એ બધાં લોકાનાં શબ્દો વાપરવાની કે તેની તાલીમ લેવા કરતાંય પવિત્રતાના શબ્દની તાલીમ બહુ અઘરી છે, જે સમજે તે તો આપ મહેલી છે

"લે, મે તને એક સાડીમાંથી આટલો મોટો પાઠ આપ્યો, કેમકે તારી મા બન્યો છું ને? માટે તારો શિક્ષક તારો દાદો કે બાપ હોય પણ મે તો માની જવાબદારી વહોરી છે, એટલે પૂરી કર્યે જ છૂટકો. આ પાઠોની પરીક્ષા તારે જીવનમાં ઉતારવાની તો છે જ, પણ મને તારી ડાયરીમાં લખી કાલે બતાવજે, એટલે હું જાણીશ કે તે કેટલું પચાવ્યું છે. (મારી ડાયરી રોજ બાપુજી તપાસતા અને સહી કરી આપતા, રાતના સાડાબારની મને જગાડીને વાત કરવાની શરૂ કરી તે સવા વાગ્યો) હવે અત્યારે તું સૂઈ જા. મને ઊંઘ નહોતી આવતી તેથી તને જગાડી વિચાર આવ્યો કે આ છોકરીને અહીં રાખવામાં મે જોખમ તો ઉઠાવ્યું છે, પણ એને સાવધાન તો કરું. એથી મે તને ઉઠાડી." હવે સૂઈ જા"

આવી એ મારી માતા હતી અર્ધી રાતે ઉઠાડી ઉઠાડીને આવા પાઠો આપતી.

ઈશ્વરે અત્યારે તો મારી પાસેથી ત્રણેય માતાઓને લઈ લીધી! કવિ બોટાદકરે જનની વિષે ગાયું છે કે—

> ગંગાના નીર તો વધેઘટે રે લોલ,
> સાગરો એ પ્રેમનો પ્રવાહ રે
> જનનીની જોડ સખી નહીં જડે રે લોલ.

ખરેખર આ કડી તો મારી અનુભવેલ નીવડી, અંતઘડી સુધી મારી વહાલસોઈ ત્રણેય માતાઓનો પ્રેમ કદીયે ઓછો ન જ થયો!

૩

## ગીતાના ગુરુ

નોઆખાલીમાં બાપુજી મને ગીતા શીખવવા માટે આટલા બધા કામોમાં પણ દસ મિનિટ તો ઓછામાં ઓછી રોજ આપતા જ.

આગાખાન મહેલમાં અંકગણિત, બીજગણિત, ભૂમિતિ, ભૂગોળ, ઇતિહાસ, વિજ્ઞાન, સંસ્કૃત વગેરે તો બાપુજી પાસે શીખવાનું સદ્ભાગ્ય સાંપડ્યું હતું, પણ અંગ્રેજી પોતે મને કદીય ન શીખવ્યું. આગાખાન મહેલમાંના બીજા સાથીઓ શીખવતા. પ્રસંગોપાત્ત એક એક વિષય, વખતને અભાવે અને પૂ. કસ્તૂરબાની માંદગીને કારણે, છૂટતો ગયો, તોપણ સંસ્કૃત શીખવવાનું બાપુજીએ કદીય ન છોડ્યું. એટલે મારા જીવનમાં ગીતા શીખવવાની શરૂઆત જ પૂ. બાપુજીએ કરી. બીજા વિષયો તો અમારી સાથે રહેનારા સાથીઓ ડૉ. સુશીલાબહેન નય્યર, ડૉ. ગિલ્ડર કે પ્યારેલાલજીએ શીખવવાનો ભાર લઈ લીધો, પણ "મનુને ગીતા તો મારે જ શીખવવી છે," એમ કહી ગીતાના ગુરુ તો બાપુ એક જ રહ્યા. બીજા વિષયોના તો ઘણા ઘણા ગુરુ થઈ ગયા. શાળામાંય કેટલાય ગુરુઓ થયા હશે, અને પછી પણ ઘણાય થયા, પરન્તુ હિંમતપૂર્વક એટલું તો કહી શકું કે, ગીતાના ગુરુ બાપુ જ રહ્યા. ભલે પછી એમાં મે ક્યારેક બીજાઓની મદદ લીધી હોય, પણ મુખ્ય ગુરુદેવ બાપુ જ રહ્યા.

આગાખાન મહેલમાં તો ફક્ત ગીતાના

શબ્દોના ઉચ્ચારણુ જ થઇ શકયાં નોઆ-ખાલીમા પહેલો દહાડો તો એમને એમ જવા દીધો બીજે દહાડે બાપુ કહે "હવે તો તને મારી પાસે આવ્યાને ચોવીસ કલાક થઇ ગયા, એટલે જૂની થઇ ગઇ, બોલ તારો ગીતાનો અભ્યાસ કયાં સુધી પહોચ્યો ? અહીં તારે ફક્ત મારૂં કામ કરવાનું છે એમ નથી, તને અભ્યાસ પણ કરાવવો છે"

મે કહ્યુ "જેલમાથી છૂટયા પછી મારો ગીતાનો અભ્યાસ મે પોતાની મેળે કયારેક કર્યો હશે, પણ ઉચ્ચારશુદ્ધિ માટે કે અર્થો સમજવા માટે બીજા કોઇને ગુરૂ નથી બનાવ્યા કારણ કે મારી એ ઇચ્છા હતી કે, ભલે બીજા બધા વિષયોના હજાર ગુરુઓ થાય, પણ ગીતાના ગુરૂ બાપુ સિવાય કોઇને નથી કરવા એટલે હું મારી મેળે સાચાખોટા ઉચ્ચાર કે અર્થો કરતી, બીજા આગળ અભ્યાસ નથી વધાર્યો"

આનુ બાપુને દુ ખ થયુ "એ ઇચ્છામાં તારો ખોટો મોહ છે સારી વસ્તુ શીખવામાં હજારો શુ, લાખો ગુરુઓ કા ન કરીએ ? અને એક નાનું બાળક હોય તેની પાસે પણ આપણે શીખીએ, સારી વસ્તુ શીખવામાં શરમ શાની ? પણ ભૂલ્યા ત્યાંથી સવાર. હવે આપણે આજથી જ ગીતા શરૂ કરી દઇએ હવે ઉચ્ચાર તો બહુ-કરવાપણુ નથી, પણ મે તને ગીતાના અર્થો નથી સમજાવ્યા, એ મને ખૂચે પણ છે. તારે હમેશાં ગીતાના પાંચ પાચ શ્લોકો લખવાના (હુ રોજ ગીતાના શ્લોકો લખતી અને ગમે તેટલા કામમા એ શ્લોકો બાપુજી જોતા અને નીચે સુધારાઓ કરી સહી કરતા) અને એના અર્થો, સધિઓ છૂટી પાડીને કરવાના છે ત્રીજો અધ્યાય યજ્ઞનો છે અને ગીતા-અભ્યાસ એ પણ યજ્ઞ છે પણ યજ્ઞ શુ છે, તે તને થોડું કહું.

"યજ્ઞમાં ભગવાન કહે છે કે, યજ્ઞ કર્યા વિના જે માણસ ભોજન કરે છે તે ચોરીનુ ખાય છે આ તો બહુ ભારે વચન થયુ, કેમકે ચોરીનું અન્ન ખાવુ તે તો કાચો પારો છે કાચો પારો હજમ ન થાય તે ખાય તો ફુટી નીકળે તેવી જ રીતે ચોરીનું અન્ન ખાય તો હજમ ન જ થાય. જે યજ્ઞ વિના ઘડીભર માણસ રહે તો તે રોગ હરે છે એ યજ્ઞ આપણે બધાએ કરવો જોઇએ. આપણા સારા નસીબે જેનું દેવુ ઠેકાણે છે તેને સારુ યજ્ઞ મહેલી વસ્તુ છે તેને સારુ નથી ધનની જરૂર, નથી બુદ્ધિની જરૂર, કે નથી ભણતરની. યજ્ઞ એટલે હરેક પરોપકારી કામ જેનુ જીવન આખુ યજ્ઞમય હોય તેને સારુ કહી શકાય કે તે ચોરીનુ અન્ન નથી ખાતો, તેથી જગાક યજ્ઞ કરે તે ઓછી ચોરી કરે છે એમ કહેવાય એ રીતે વિચારતા આપણે બધા થોડીઘણી તો ચોરી કરીએ જ છીએ જ્યારે સ્વાર્થમાત્રનો ત્યાગ કરીએ, ત્યારે જ પૂરો યજ્ઞ કર્યો કહેવાય સ્વાર્થનો ત્યાગ કરવો એટલે હુંપણુ-મારાપણુ છોડવુ આ મારો ભાઇ ને પેલો પારકો, આ મારી બહેન અને પેલી પારકી, એવો ભાવ મનમા રહેવો જ ન જોઇએ આમ તો તેજ કરી શકે જે પોતાનુ બધુ કૃષ્ણાર્પણ કરી શકે છે જે સેવા કરે છે, તે બધું ઇશ્વરને દરમિયાન રાખીને તેના સેવક તરીકે જ કરે છે, ને સેવાભાવનાથી કરે છે આવા મનુષ્ય નિત્ય સુખી રહે છે, નિત્ય શાંત રહે છે, તેને સારુ સુખદુ ખ સરખા છે તે પોતાનુ શરીર, મન, બુદ્ધિ જે કઇ હોય તે બધુ પરમાર્થને સારુ જ વાપરે છે. આવો યુગત યજ્ઞ આપણે સૌ નથી કરી શકતા આખા જગતની સેવા થાય તો કરીએ, એવી ભાવના મનમા હોય. ત્યારે જેમા આખા જગતની સેવા આવતી હોય ને જે બધા માણસો

કરી શકે એવું કયું કાર્ય છે ! આમ વિચારતાં કાંતણક્રિયા જ મુખ્ય છે. પરમાર્થની દૃષ્ટિએ આ કામ અસંખ્ય માણસો કરી શકે છે એટલે એ મહેનત જગત અર્થે કરી ગણાય, અને એથી અસંખ્ય ગરીબોનાં પેટ ભરાય છે આંધળાઓ પણ આ કામ કરી શકે, અને દરેક તારે તારે રામનામ લઈ શકાય

"હું તને ગીતાના અર્થો આ રીતે સમજાવવા માગું છું નહીં કે ફક્ત વ્યાકરણની દૃષ્ટિએ આ તો મેં એક દાખલો આપ્યો અને યજ્ઞનો ખરો અર્થ સમજતાં યજ્ઞમાં રેંટિયો છે અને રેંટિયામાં યજ્ઞ છે"

અપૂર્ણ.

## —: ગ્રાહકોને :—

ઈશ્વર કૃપાથી આ પછીના અંક પછી આ માસિક ૩૩ મા વર્ષમાં પ્રવેશ કરશે ગ્રાહકોને સુવિદિત છે કે લડાઈના અસહ્ય મોંઘવારીના વખતમાં અમે લવાજમ વધાર્યું નથી, એ વર્ષ તો આવતી ખોટને પહોંચી વળવા અમારે મુંબઈ ફાળા માટે જવું પડ્યું હતું, પરંતુ આમ વારંવાર ફાળા માટે ફરવું એ ઉચિત નહિ લાગવાથી કાર્યવાહક કમીટીએ લવાજમ વાર્ષિક રૂ. ત્રણ કર્યું છે કાગળ અને છપાઈની મોંઘવારીના હિસાબે આ લવાજમ પણ પુરતું નથી. તેથી સ્વેચ્છાએ જે ગ્રાહક ભાઈ રૂ. સાડાત્રણ કે તેથી વધુ લવાજમ મોકલે તેની પહોંચ માસિકમાં પ્રસિદ્ધ કરવાનો નિયમ અમે ચાલુ રાખ્યો છે આશા છે કે ઉદાર અને શક્તિસંપન્ન ગ્રાહકબંધુ યથાશક્તિ વધુ લવાજમ મોકલી માસિકને સહાયભૂત થશે

આ વખતે ગતવર્ષની જેમ અમે સુંદર દીપાવલી અંક પ્રસિદ્ધ કરવાનો નિશ્ચય કર્યો છે, જે ભાઈઓએ દીવાળી સુધીમાં લવાજમ મોકલી આપ્યું હશે તેમને દીપાવલી અંક વખતસર મળશે વી પી થી મંગાવનાર ભાઈઓને તે અંક મળવામાં બહુ વિલંબ થશે કારણકે અહિંની પોસ્ટઓફીસ માંડ વીસ વી પી સ્વીકારે છે આથી અમે અમારા ગ્રાહકોને વિનતી કરીએ છીએ કે કૃપા કરી વી પી થી નહિ મંગાવતાં દીપાવલી સુધીમાં લવાજમ મોકલી આપે

લવાજમ મોકલતી વખતે પોતાનો ગ્રાહક નંબર લખવા ખાસ ધ્યાન રાખવું નવા ગ્રાહકોએ સ્પષ્ટ જણાવવું કે અમે નવા ગ્રાહક છીએ જેથી તેમનું નામ ગ્રાહક લીસ્ટમાં શોધવાની તકલીફ ન પડે દરેક ગ્રાહકને અમારી આગ્રહભરી વિનતી છે કે નવા વર્ષ માટે ઓછામાં ઓછો એક ગ્રાહક મેળવી આપે જો બધા ગ્રાહકો આ વિનતી ધ્યાનપર લે તો સહેજે ગ્રાહકોની સંખ્યા બેવડી થાય.

ગ્રાહક રહેવા ઇચ્છા ન હોય તેમણે કૃપા કરી એક પોસ્ટકાર્ડ લખી અમને ના લખવી જેથી વી. પી ખર્ચ બચે અને દીપાવલી અંક રદ ન થાય

વ્યવસ્થાપક

ધોળકા—મોઢ વણિક વિદ્યાર્થી ભવનનો સઘળો પત્રવ્યવહાર સેક્રેટરીના સરનામે કરવા વિનતી, કારણકે હાલમાં આ સંસ્થામાં ગૃહપતિની જગ્યા ખાલી છે

નારણદાસ છગનલાલ સેક્રેટરી

કાકડી, ટીંડોરું, મરચાં, કોબીજ, ગાજર, મૂળા, મોગરી, જેવાં કાચાં ખાઈ શકાય તેવા શાકોની કચુંબર કે સંભારો આપવો જોઈએ, તેથી જમનારને ભોજનમાં સ્વાદ આપવા ઉપરાંત એ કાચા શાકથી ખૂટતા વિટામીન મળી રહેશે

આપણા છાત્રાલયો મોટે ભાગે શહેરોમાં છે ત્યાં દૂધ, ઘી ચોખ્ખા મેળવવા એ ભારે કઠીન પ્રશ્ન થઈ પડ્યો છે, છતાં પ્રત્યેક છાત્રાલયની ફરજ છે કે તેણે બની શકે તેટલી તજવીજ કરીને તે ચોખ્ખા મેળવવા જોઈએ.

ખોરાકના તત્વો અને તેથી ઉત્પન્ન થતી કેલરીની વાત ચર્ચીને ભોજન પ્રબંધની વાત પુરી કરીશું.

પુખ્ત વયના માણસના દરરોજના ભોજનમા પોષક તત્વોનુ પ્રમાણ નીચે પ્રમાણે હોવુ જોઈએ

| ખોરાકના તત્ત્વનું નામ | વજન | પદાર્થની કેલરી |
|---|---|---|
| પ્રોટીન | ૭૫ ગ્રામ | ૩૦૦ |
| ફેટ ( તેલ ઘી ) | ૫૦ ગ્રામ | ૪૫૦ |
| કાર્બો હાઈડ્રેટ | ૫૦૦ ગ્રામ | ૨૦૦૦ |
| | ૬૨૫ ગ્રામ | ૨૭૫૦ |

રાજકોટના આપણા છાત્રાલયમા છાત્રોને જે ખોરાક આપવામાં આવે છે, તેમા પોષક તત્વોનું પ્રમાણ કેટલુ છે, તથા તેથી કેટલી કેલરી મળી શકે છે, તે બાબતની તપાસ કરાવતા નીચે પ્રમાણે માલૂમ પડ્યુ હતું.

| ભોજ્ય વસ્તુ | વજન | પ્રોટીન | ફેટ, | કાર્બો હાઈડ્રેટ | કેલરી |
|---|---|---|---|---|---|
| ઘઉં | ૨૦૦ *ગ્રામ | ૨૮ ગ્રામ | ૨ ગ્રામ | ૧૫૦ ગ્રામ | ૫૨૫ |
| બાજરી | ૧૦૦ | ૧૦ | ૧ | ૭૫ | ૩૭૫ |
| ચોખા | ૬૦ | ૪ | ૦ | ૪૫ | ૨૦૦ |
| કઠોળ | ૬૦ | ૧૬ | ૧ | ૪૦ | ૨૧૦ |
| ઘી તેલ | ૫૫ | ૦ | ૫૫ | ૦ | ૫૦૦ |
| ગોળ, ખાંડ | ૨૦ | ૦ | ૦ | ૨૦ | ૭૫ |
| દૂધ | ૩૪૦ | ૧૫ | ૨૦ | ૧૫ | ૩૭૦ |
| શાકભાજી | ૨૨૦ | ૦ | ૦ | ૦ | ૧૨૫ |
| *(૧ તોલો=૧૧½ ગ્રામ) | | | | | |
| | | ૭૩ | ૭૯ | ૩૪૫ | ૨૩૮૦ |

દૂધ, અને ગોળનુ પ્રમાણ વધારવામા આવે તો પોષક તત્વોની જે ન્યૂનતા જણાય છે, તે પુરી થઈ જાય

બાળકોની વરસમા એક વખત દાક્તરી તપાસ કરાવવી જોઈએ, તથા દરમહીને તેમનુ વજન કરતા રહેવુ જોઈએ

...   ...   ...

# સંસારને સીમાડેથી

લેખક : શ્રી વિષ્ણુકુમાર કુબેરદાસ પંડ્યા
જર્નાલીસ્ટ—વિરદી

[સમાજની કેટલીક કુરૂઢિઓ અને કમનસીબ કિસ્સાઓને આલેખતી રસપ્રદ અને બોધક ઘટના........ગતાંકથી ચાલુ]

૧૯

સવારનો ખુસ્નુમા સમય હતો. દિનેશ અને રસનિધિ બન્ને મિત્રો ગૂપચૂપ ગુફતેગો કરતા એક બીજાની નીકટમાં બેઠા હતા તે ખંડમા બીજું કોઇ ન હતું

'રસનિધિ ! તારા વિચારો તો કેટલીક વખત સમજી શકાય તેવા નથા હોતા. આજે તુ આ શુ કહે છે ? દિનેશે વિસ્ફારિત નયને આશ્ચર્ય થતા કહ્યુ

'દિનેશ ! હું સાચુજ કહુ છુ માલતી પ્રત્યે મને પ્રેમ છે, પરતુ પ્રેમના પણ પ્રકાર હોય છે ને ?' રસનિધિની મુખમુદ્રા ગભીર જણાતી હતી

'એટલે ? માલતી પ્રત્યે તારો પ્રેમ કેવા પ્રકારનો છે ?'

'કેવા પ્રકારનો હોઇ શકે ? તુજ કહેને'

'તે તને ચાહે છે—સાચા હૃદયથી તો પછી શુ તે વિધવા છે એટલા પુરતુજ તુ ડરે છે કે ?' દિનેશે ઝીણી આંખો કરતા પૂછ્યુ.

'ના, દિનેશ ! તુ મને સમજી શક્યો નથી હુ તેને અલબત્ત ચાહુ છુ પરતુ જુદી દૃષ્ટિએ તેની પાછળની મારી ભાવના જુદીજ છે' રસનિધિએ ગર્ભિતભાવે કહ્યું

'શી ભાવના છે ?'

'એ વિધવા બહેન પ્રત્યેની મારી ભાવના એક ભાઇ તરીકેનીજ હોઇ શકે ને ? હુ મારા અતરાત્માને વારવાર પૂછુ છુ કે શુ એક યુવતીના સમગ્ર જીવનને લુટવી લેવાનો મને શો અધિકાર ? હા, એ ખરુ કે મને માલતી ગમે છે અને માલતી પણ મને મનમાને છે પરતુ તેથી કઇ એકદમ આવો અંતિમ વિચાર પર કેમ આવી શકાય ? દિનેશ ! તારી વાત તો મારા ગળે ઉતરતી નથી' રસનિધિએ ઉડો વિચાર કરતાં કહ્યુ

રસનિધિ ! હુ તમારા બન્નેના હિત ખાતરજ આ અગે આગ્રહ કરું છું, કારણ કે મારા વિલાસબેન મારફતે મેં બધી વાત જાણી છે માલતી તો તને હૃદયથી વરી ચૂકી છે' દિનેશે રસનિધિના અસ્તવ્યસ્ત છતા સુદર મોહક આકડીયા વાળની કપાળ પર આવેલી લટને તેની આંખ પરથી દૂર કરતા કહ્યુ

હે ! દિનેશ ! તુ આ શુ કહે 'છે ?' રસનિધિ અજાયબીમા ગરકાવ થયો.

'હુ સાચુજ કહુ છુ તને જેટલો માલતી પ્રત્યે પ્રેમ છે તેથી અધિક તેને તારા પ્રત્યે છે પછી તુ કેમ અચકાય છે ? જ્યા એક બીજાના હૈયા મળ્યા ત્યાં પછી ડર કોનો ?' રસનિધિ પ્રત્યેના માલતીના શુદ્ધ પ્રેમની દિનેશને જાણ થઇ હતી.

'પરતુ આ વાત હુ માની શકતો નથી અને ધારો કે કદાચ તે વાત સાચી હોય તો પણ હુ માલતીને સમજાવીશ કે તે તેને પ્રાપ્ત થએલા પવિત્ર વૈધવ્ય જીવનને, પ્રભુ સ્મરણમાજ ગાળી સાર્થક કરે." રસનિધિ ઊંડા ભૂતકાળમાં ઉતરી ગયો હતો તેની સમક્ષ મીરાંની પવિત્ર મૂર્તિ ખડી થઇ ગઇ. તેણે વૈધવ્ય જીવનની મહત્તાના ખ્યાલોની ઉચ્ચતર ભૂમિકા પર પાદ ઠેરવ્યો હતો

'રસનિધિ ! તું સમાજમાં છે એ તો ભૂલતો નથી ને ? માલતી પણ સમાજમાં જીવે છે એ પણ ખરું ને ! માલતી ઉમરનો એક યુવાન વિધુર થતાં શું તે વૈધવ્ય જીવન જીવીને કપરુંમય અને છે કે ! તારોજ દાખલો લે તું આ ઉંમરે વિધુર બન્યો હોય તો !' દિનેશે સમાજની વાસ્તવિક નક્કર ભૂમિકા પર નજર ફેરવી.

'દિનેશ ! તારું કહેવું સાચું છે આપણો સમાજ પક્ષપાતી છે પુરૂષને વડેરો, મોવડી અને વધુ સત્તાવાળો માને છે એને ન્યાય નજીતોજ નથી આપણા સમાજમાં તેની સ્થિતિ પણીજ કફોડી, કરૂણ અને હલકી છે" રસનિધિ સમક્ષ સમાજના પુરૂષ વર્ગની જોહુકમીનું નિર ફુરી ચિત્ર ખડું થયું.

'કેમ શું વિચાર કરે છે ! રસનિધિ" વિચારમગ્ન બનેલા જણાતા રસનિધિને દિનેશે ઢંઢોળ્યો.

'દિનેશ ! તારું કહેવું અક્ષરશઃ સાચું છે અને એક અતિ દુખદ પ્રસંગ યાદ આવે છે મારા ગામમાં ઉચ્ચ ખાનદાન ગણાતા એક યુવાન ભાઈ અને તે પણ પ્રાથમિક કુળમાં વિધુર બનતા તુર્તજ એક કુમળી કિનાભર સાથે પરણી ચૂક્યા. અને તેમના ઘરમાંજ થોડા દિવસ પહેલા વિધવા બની ચૂકેલી તેમની જુવાનજોધ બહેન પરવશ-પામર જીવન ગુજારતી આવુ ભારી રહી છે આ બહેન મને યાદ આવે છે અને હું ગમગીન બની જાઉં છું. આપણા સમાજમાં આ તે કેવો અમાનુષી અન્યાય !" રસનિધિ ગદ્‌ગદ્‌ છતા ગભીર કંઠે બોલ્યો.

'રસનિધિ ! હું પણ એજ કહું છું કે જ્યારે માલતી વિધવા છે અને તે પણ યુવાન-વયની તેં તને ચાહે છે-સાચા દિલથી, ત્યારે તેનો હાથ સ્વિકારી આપણા સમાજ સમક્ષ હિંમતભર્યો દાખલો કાં ન બેસાડે ?' દિનેશ એક સાચો ભાવનાશીલ સુધારક યુવાન હતો.

'દિનેશ ! માલતી વિધવા છે માટે તેને સ્વિકારતાં હું અચકાઉં છું' એ ભ્રમમાં તું રહે નહિ પરંતુ હું ખાત્રી કરવા માગુ છું કે તે મને સાચા દીલથી-અંતરાત્માના અવાજ-પ્રેરણાથી ચાહે છે કે પછી માત્ર લાગણી પ્રધાન-ઉર્મિલ બનીને-તે મારે જાણવું જોઈએ નહિતર સ્ત્રી સુલભ ચંચળવૃત્તિ અને નિખાલસ ભોળા હૃદયને છેતરનાર હું એક સ્વાર્થી અને અધમ પુરૂષજ ગણાઉં માટે મારા હિત કરતાં માલતીના હિતને વધારે મહત્વ આપવું જોઈએ' રસનિધિની તેજસ્વી આંખોમાં અજબ ચમકારો હતો.

'શાબાશ, રસનિધિ ! શાબાશ. તારા જેવા માત્ર મુઠીભર યુવાનોજ આપણા સમાજમાં પાકે તો તેની સૂરત પલટાઈ જાય' દિનેશે રસનિધિની હડપચી પકડી તેની આંખો સામે પ્રેમભાવથી જોયું.

'દિનેશ ! તું મને આમ બહુ મોટો માની ન લે. માલતી વિષે તેં જે બધું કહ્યું તે માટે મારા હૃદયમાં કેટલાએ દિવસથી ઘોર મથન ચાલી રહ્યું છે. હું તેને વિસરવા પ્રયત્ન કરૂં છું-ઘણોજ પ્રયત્ન કરૂં છું. પરંતુ તેનીમૂર્તિ મારી નજર આગળથી ખસતીજ નથી છતાં આથી હું કોઈની નિર્બળતા, નિખાલસતા કે નિસહાયતાનો ગેરલાભ લેવા નથી માગતો. પણ જો માલતી મને હૃદયથી ચાહે છે એવી મને ખાત્રી થશે તો પછી હું તેની એ ઇચ્છાને ઠોકરે મારૂં તેવો મૂર્ખ કે મૂઢ નથી જ ' રસનિધિનું ઉદાર, વિશાળ અને વહાલસોયું હૃદય ધબકી રહ્યું હતું

' અરે ! દિનેશભાઈ ! રસનિધિભાઈ ! આ પાણી ઠંડુ થઈ જાય છે ને તમે ક્યારના ત્યાં શું કરો છો ? ચાલો ! ન્હાવું નથી કે શું ?

વિવાસે ત્યા ઓચિંતો પ્રવેશ કર્યો થઇ ચાલવા માંડયુ
'ચાલો બ્હેન' ચાલો. આવીએ છીએ ' 'કાળ' અને 'કર્મ'ની ગતિના
દિનેશ અને રસનિધિએ હસતા હસતાં ઉભા માપ કોણે કાઢયા છે !



## જોઈએ છે.

શહેરમાં વસતા માસિક રૂા ૪૦૦) ચારસોની આવક ધરાવનાર ઉંમર વર્ષ ૩૮ ના બીજવર માટે મોઢ વણિક જ્ઞાતિની યોગ્ય કન્યા અગર વિધવા પત્ર-વહેવાર નીચેના શરનામે કરવો

પોસ્ટ બોક્ષ ન ૧૫ C/o 'મોઢ મહોદય' ઓફીસ—ભાવનગર

"શ્રી મોઢ મહોદય"ને રૂા સાડાત્રણ કે તેથી વધુ મળેલ લવાજમની પહોંચ.

૫) શ્રી છોટાલાલ શવજી માઢમંઝુરી

વ્યવસ્થાપક.

# સંતતિ પ્રત્યે માબાપનું કર્તવ્ય

રજુ કરનાર—શ્રીયુત વોરા અમૃતલાલ મગનલાલ—વિરમગામ

બાળક અને બાલિકાઓની શિક્ષણ પ્રણાલિકા—સ્ત્રી અને પુરૂષના શરીર બંધારણમા જેટલો કુદરતી ફેરફાર છે તેટલું જ તેમની પ્રકૃતિમાં પણ પરિવર્તન હોય છે સ્ત્રીઓમા પુરૂષ કરતા શ્રદ્ધા, સરળતા, સહિષ્ણુતા અને સેવા ઇત્યાદી ગુણ વિશેષરૂપે હોય છે આવા ગુણ પરિવર્તનને કારણે સમાજના માનસ શાસ્ત્રીઓએ બન્ને પાત્રો સ્વતંત્ર અને સમાન હોવા છતાં ભિન્નભિન્ન કાર્યોમાં તેમની પૃથક્-પૃથક્ યોજના કરી છે, અને તેથી તેઓના શિક્ષણમાં પણ ભિન્નભિન્ન દિશાઓ હોવી જોઇએ એમ લાગે છે જો કે કેટલોક વખત હાર સમાન રીતે ગાળવવાનો હોય છે તેથી પ્રાથમિક જ્ઞાન બન્નેને સમાન અપાય તે ઉચિત છે અને તેવી નાની વય સુધી તેઓનુ સહશિક્ષણ હોય તે કઇ અયોગ્ય નથી પરંતુ આજે સમાજમા જે એક મોટો પ્રશ્ન અનેકરીતે ચર્ચાઇ રહ્યો છે તે તો કોલેજના સહશિક્ષણનો છે પુખ્ત વયના યુવકયુવતિઓનુ અમર્યાદિત સાથે રહેવુ એ નૈતિક દૃષ્ટિએ હાનિકારક છે એ વસ્તુને બાજુ પર મૂકીએ તો પણ વિચાર શ્રેણીથી એટલુ તો જરૂર સ્વીકારવુ પડે છે કે તેવુ શિક્ષણ સ્ત્રીજીવનની ઉપયોગીતામા બહુ આવશ્યક નથી, એટલે તે દ્રષ્ટિએ પણ તે વિવાદગ્રસ્ત છે

પરિણામ કોલેજનુ શિક્ષણ લીધા પછી કદાચ તે બહુ આગળ વધીને શિક્ષિકા, ડોક્ટર કે બેરીસ્ટર બનશે પરંતુ આખરે તેને પ્રાય વિવાહિત તો બનવુ જ પડશે, અને ત્યારે તેનુ કાર્યક્ષેત્ર સ્વાભાવિક રીતે જ બદલી જવાનુ માનો કે તે પોતાનુ કાર્યક્ષેત્ર પુરૂષની માફક નૈતિક હિંમત રાખી ચલાવે, તોપણ નારી જીવનને અંગે એકલા આ દિશાના શિક્ષણથી તેનુ કાર્ય સંપૂર્ણ રીતે સરી શકશે નહિ પતિપ્રેમ, પ્રજાપાલન ઇત્યાદિ કાર્યો તો નારીજીવનને માટે અવશ્ય અનિવાર્ય રહેવાના જ ઇતર દેશની પદ્ધતિ, રીતરિવાજ, વાતાવરણ અને એ બધી પરિસ્થિતિને અંગે કદાચ ત્યાં આવુ શિક્ષણ સ્ત્રીઓને માટે ઉપયોગી હશે જેમકે રશિયામા પ્રજા ઉત્પન્ન થયા પછી તેના પાલનનુ કાર્ય માતા પિતાનું રહેતુ નથી એ બાળપણથી માંડીને મોટી ઉમર-સ્વાવલંબી ન બને ત્યાં સુધી તેનો ભાર ત્યાંની સરકાર માથે લે છે અને બધી વ્યવસ્થા કરી આપે છે પરંતુ તે પદ્ધતિ ભારતમા છે નહિ અને થવાની સંભાવના પણ નથી

ભારતમાં ચારિત્ર્ય એ જ જીવન છે. પ્રેમ, સ્નેહ અને સેવા એ જીવનવૃક્ષના સિંચક ફળો છે આવા રસોના આસ્વાદનમા ભારતીય સ્ત્રીઓ પોતાનુ મહાભાગ્ય સમજે છે ઘડીભર માની લો કે આજનો સમાજ પુનર્રચના પામે અને સ્ત્રી અને પુરૂષો બન્નેને એક જ કાર્ય પરત્વે યોજવાનુ થાય, તો પણ આવો સુશિક્ષિત વર્ગ તો અપવાદ જ રૂપે નીકળવાનો અને તે માર્ગમા પણ મનુષ્યહૃદયની મહત્વાકાંક્ષા જે વસ્તુના શોધન પાછળ મથે છે તે તેમાથી મળે છે કે કેમ, એ એક ગંભીર અને ચિંતનીય છે અહિં એ વસ્તુ ખાસ યાદ રાખવી જોઇએ કે પુરૂષના કરતા સ્ત્રીનો દરજ્જો અને અધિકાર જરા પે ઓછો નથી, અને તેથી પુરૂષની જેમ સ્ત્રીને પણ કેળવણી

પ્રામ કરવાનો અધિકાર છે પરંતુ સેંકડે નવ્વાણું ટકા સ્ત્રીઓને માતૃપદ ભોગવવાનું હોય છે. તેથી તે પદને ઉપયોગી જ્ઞાન તો મળવું જ જોઇએ તે સંબંધમાં આપણે બહુ દીર્ઘદ્રષ્ટિથી વિચારવાનું રહે છે

**નારી જીવનને ઉપયોગી કળા :—** અક્ષરજ્ઞાન, ગણિત વગેરે જ્ઞાન ઉપરાંત સ્ત્રી-જીવનમાં વિશેષાશે કળાજ્ઞાનની આવશ્યકતા છે હુન્નરનો સમાવેશ પણ કળામા થઇ શકે છે આજે બાળાના માબાપો બાળાના શિક્ષણ તરફ બેદરકાર રહે છે તેટલું જ તેને દુઃખ-મય પરિણામ પાછળથી ભોગવવુ પડે છે તે પ્રત્યક્ષ અનુભવાય છે સ્ત્રીજીવનના આજના દુઃખદ પરતંત્ર્યનું મૂળ કારણ પણ આજ છે કેટલાક માબાપો એમ કહે છે કે બાળાને કયા નોકરી કરવા જવું છે કે શિક્ષણની તેને જરૂર હોય તેમ માની અક્ષરજ્ઞાનથી પણ તેને વંચિત રાખે છે આ માન્યતા સ્ત્રી જીવનના વિકાસમા મહાન રોધ કરે છે તેમ સમજી તેને ઉપયોગી કળા મર્યાદિત ક્ષેત્રમાં રહીને જરૂર શીખવવી ઘટે. ગૃહસ્થધર્મના દ્રષ્ટિ-બિંદુએ અક્ષરજ્ઞાન ઉપરાંત પાકશાસ્ત્રની કળા, બાળ ઉછેર, ઘરમધ્યુ વૈદુ, શીવણ, ગૂંથણ, ભરતની કળા તથા ગૃહઉદ્યોગ જેવા કે દળવું, રેંટીઓ કાતવો વગેરે તેમને મદદ જ સાધ્ય હોય આવડવા જોઇએ આવા શિક્ષણની તાલીમ આપી પહેલા તેની શિક્ષિકાઓ ઉત્પન્ન કરી લેવાની ખૂબ આવશ્યકતા છે બાળાઓના જીવનપર શિક્ષિકા સ્વજાતિય હોવાથી સંસ્કૃતિ અને શિક્ષણ બન્ને પર તેમની ઊંડી અસર આના આકારમા પડે છે આથી એક સામાન્ય વર્ગના કુટુંબ પાછળ દોઢસોથી બસો રૂપીઆ જેટલું ફાનનું ખર્ચ આવે છે તે બચી જાય અને કપડાનું ખર્ચ નીકળી બચા પછી ખોરાકનું ખર્ચ તો બહુજ જૂજ આવે આથી તે ગૃહસ્થાશ્રમને સુખમય બનાવી શકે એટલુંજ નહિ, બલ્કે નારીજાતિને વૈધવ્યજીવનમા જે દુઃખ ભોગવવુ પડે છે તે દુઃખનો રસ્તો આવી રીતે સ્વાવલંબી બની પરિહાર કરી શકે.

દંપતિજીવનના સુખસાધનોમાં પુરૂષ કરતા વધુ પ્રમાણમાં સ્ત્રીઓ માટે પોતાના પતિને રંજન કરવા સારૂ બીજી કળાઓ જેવી કે સંગીતાદિની આવશ્યકતા હોય છે ખરી, પરંતુ તેમનું સ્થાન તેના ઉદ્દેશ પૂરતુ મર્યાદિત હોવુ ઘટે આ કળાના વિકાસ માટેજ ગરબા, રાસ વગેરે પદ્ધતિઓ સમાજમા ચાલુ હતી. પરંતુ અતિ બારિક અને મર્યાદાવિહીન સ્વાંગ સજી અન્ય પુરૂષોની સાથે જાહેરમા નાટ્યાદિ પ્રયોગ કરવા તે કદાચ પાશ્ચાત્ય સભ્યતાને અનુરૂપ ભલે હોય પરંતુ ભારતીય સંસ્કૃતિ માટે તે બંધબેસતુ થઇ શકે તેમ નથી, અને તેમ કરવામાં કળા પણ નથી, માટેજ કે કળા-પ્રેમીઓએ કળાની સંસ્કૃતિ તરફ વધુ લક્ષ રાખી તેનો વિકાસ કરવો જોઇએ.

અપૂર્ણ.

( પૂ. મુનિશ્રી સંતબાલજીના " આદર્શ ગૃહસ્થાશ્રમ " પુસ્તકના આધારે. )

* * *

રાજકોટ—તા. ૧-૯-૪૬ ના રોજ સૌરાષ્ટ્ર વ્હીટ મરચન્ટસ એસોસીએશનને મૂર્તસ્વરૂપ આપવામા આવ્યું છે આ એસોસીએશનની કારોબારી કમીટીમાં આપણા જ્ઞાતિબંધુઓ ભાવનગરના શ્રીયુત અનંતરાય જમનાદાસ વોરા પ્રમુખ તરીકે, રાજકોટના શ્રીયુત અનંતરાય ત્રીકમલાલ પારેખ ઓન. જનરલ સેક્રેટરી તરીકે અને અન્ય સભ્યો તરીકે ભાવનગરના શ્રીયુત ત્રંબકલાલ સવાઇલાલ પારેખ તથા શ્રીયુત શાંતિલાલ મગનલાલ સુરતી ચૂંટાયા છે

# આપણાં વિદ્યાર્થી ભવનો :: :: ::

શ્રીયુત ડી. પી. દેસાઈ

હેલ્લા વિશ્વયુદ્ધની મોંઘવારીને લીધે આપણી સંસ્થાઓનો નિભાવ ખર્ચ ખૂબ વધી ગયો છે દરવર્ષનો રિપોર્ટ જોતાં જણાય છે કે તેમને સારી રકમની ખોટ આવે છે.

આપણી પ્રજાકિય સરકાર સ્થપાયા પછી ઔદ્યોગિક કેળવણીની કીંમત વધી છે. યાંત્રિક જ્ઞાન–મોટરગેઝ, વીજળી–વૈદિક જ્ઞાન, સ્થાપત્યનું જ્ઞાન તે ઉપરાંત સુથાર, સુનાર, દરજી, વણાટ, ગૂંથણ, ઇત્યાદિ પ્રકારના જ્ઞાનની હવે માગ વધી છે દેશમાં મળતું જ્ઞાન લીધા પછી પરદેશમાં-યુરોપ, અમેરિકા જઈ અભ્યાસ કરવા અને વધુ નિષ્ણાત થવા વિદ્યાર્થીઓ બહાર આવવા લાગ્યા છે આ પ્રમાણે એક બાજુ સંસ્થાને નાણાકિય મુશ્કેલી છે અને બીજી બાજુ ઉચ્ચ કેળવણી લેનાર વિદ્યાર્થીઓની સંખ્યા વધતી જાય છે

હાલમાં આપણી જ્ઞાતિઓની બોર્ડિંગો ઉપરાંત મુંબઈમાં મોઢ શુભેચ્છક ફંડ એક જ એવું છે જેમાંથી વિધવાઓ, નિસાધન કુટુંબો, વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓને મદદ મળે છે, ઉચ્ચ અભ્યાસ માટે સારી સ્કોલરશીપ આપી શકાય તેટલું મોટું એ ફંડ નથી, માટે આપણી જ્ઞાતિના શ્રીમંતો જેમનાપર પ્રભુની કૃપા છે તેમણે મદદરૂ ફંડમાં સારી મદદ આપવી જોઈએ, અને વિદ્યાર્થી ભવનો જે હાલ મોટી નુકશાની સહન કરે છે, તેમને પણ મદદ આપવી જોઈએ

યુરોપ અને અમેરીકામાં તો એક એક શ્રીમંતે મોટી રકમોની સખાવત કરી હાઈ-સ્કુલો તથા કોલેજો સ્થાપી છે અને વિશ્વ વિદ્યાલયો પણ ઉભા કર્યા છે, જેમાં લાખો વિદ્યાર્થીઓ અભ્યાસ કરી, સ્થિતિસંપન્ન બની દેશને ઉન્નત બનાવી રહ્યા છે આપણા દેશમાં આવી સખાવતો કરનાર વ્યક્તિઓ બહુ ઓછી છે, એથી જ્ઞાતિ સમૂહો પોતપોતાના સમૂહમાં સખાવતી સંસ્થાઓ ચલાવી શકે જ્યાં સુધી આપણામાં વિશ્વબંધુત્વની ભાવના જાગૃત ન થાય, દેશનો દરેક ભાઈ બહેન પોતાના બંધુ જેટલી હદે આપણે ન પહોંચીએ ત્યાં સુધી આપણે આપણી જ્ઞાતિના ઉદ્ધાર માટે અને આપણા બાળકોને ઉચ્ચ કેળવણી મળે તે માટે પ્રયાસ કરવાની

આ તક છે

આપણે સૌ જાણીએ છીએ કે આપણા જન્મ વખતે આપણે આપણું ભાગ્ય અને પુર્વ સસ્કાર સિવાય કઇ સાથે લાવ્યા નથી તેમજ મરણ વખતે સાથે કઇ આવવાનુ નથી. સગા વહાલા, ધન-દૌલત, માલ-ખજાના, વાડી-વજીફા સર્વ મૂકીને ખાલી હાથે જવાનુ છે. માટે આપણે આપણી ફરજ મજાવી જીવન સાર્થક કરવુ જોઇએ. તનથી, મનથી અથવા ધનથી અને પ્રભુ કૃપા હોય તો ત્રણેથી સમાન સેવા કરી આપણે કૃતકૃત્ય થવુ જોઇએ એટલા માટે આપણી સસ્થાઓ અને મોદ શુભેચ્છક ફડમા યથાશકિત મદદ કરવી તે દરેક જ્ઞાતિ બધુની ફરજ છે

આપણી સંસ્થાઓ કઇ વ્યાપારના સ્થાન નથી. તેમાં જેમ જેમ વધુ વિદ્યાર્થીઓને લાભ અપાશે તેમ તેમ નુકશાની તો આવનાની જ કાર્યવાહકોએ એ નુકશાનીને પહોચી વળવા હમેશા તત્પર રહેવુ જોઇએ આ નુકશાની કાર્યવાહકોને જામન ગણે છે પરંતુ ખરી નુકશાની તો ત્યારે કહેવાય કે સસ્થામા મોટી સંખ્યા લાભ લેતી હોય, જરૂરી કેળવણી મટેના સાધનો વિદ્યાર્થીઓને ન અપાતા હોય જ્યાં જ્યા આવી ખામી હોય ત્યા ત્યા તે દૂર કરવા આપણે કટીબદ્ધ થવુ જોઇએ. આપણા બાળકો માટે જેવી આપણે કાળજી રાખીએ છીએ તેવીજ કાળજી છાત્રાલયોમાં ભણતા વિદ્યાર્થીઓ માટે રાખવી જોઇએ; તેમનો ખોરાક પુષ્ટીકારક છે કે નહિ, તેમને અભ્યાસના પુસ્તકો, સ્કુલ ફી પહેરવાના કપડા વગેરેની સગવડ છે કે નહિ તેની સભાળ રાખવી જોઇએ અને તે બાળકોને જેજે જરૂરિયાત હોય તે તે યથાશકિત પુરી પાડી તેમને નચિંત કરવા જોઇએ

છેલ્લા વિશ્વ યુદ્ધમાં જે જે ભાઇઓ સારી રીતે સ્થિતિ સપન્ન થયા છે તેમને મારી ખાસ વિનતી છે કે આપણી સસ્થાઓમા સારી સખ્યામાં વિદ્યાર્થીઓ રહી શકે તથા તેમની દરેક જરૂરિયાત પુરી પાડી શકાય તે માટે તેઓ સસ્થાઓને સારી રીતે મદદ કરે જેથી સચાલકોને મુઝવણ ન રહે અને સુંદર રીતે વ્યવસ્થા કરી શકે



વેવિશાળ—સિંગાપોરવાળા શિવલાલ દયાગમના પુત્ર ધીરજલાલનું વેવિશાળ આડત્રી (કચ્છ) ના મેતા પ્રિતમલાલ દુવારકાદાસની પુત્રી મનહરબાળા સાથે

## સ્વજ્ઞાતિ મદદ સહાયક ફંડના સ્થાપકોનું શ્રી કોડીનાર મોઢ શુભેચ્છક મિત્ર મંડળના સભાસદો તરફથી બહુમાન



શા. મથુરાદાસ મુળચંદ



શા. રણછોડદાસ લાલજી.

શ્રી કોડીનાર મોઢ શુભેચ્છક મિત્ર મંડળને જ્ઞાતિબંધુઓની મદદ અર્થે એક કાયમી ફંડની આવશ્યકતા હતી એક ધન્ય પળે મંડળે વિજ્ઞપ્તિ કરી પ્રભુ પ્રેરણાથી શેઠ મથુરાદાસ મુળચંદે રૂા ૧૫) હજાર અને શેઠ રણછોડદાસ લાલજીએ રૂ ૧૦) હજાર આપી મંડળના આમદામુશ્કેલ મનની સીધી કરી, તે બદલ માનપત્ર અર્પણ કરવાનો એક સમારંભ મહેશ ચતુર્થી તા. ૨૭-૮-૪૯ ના રોજ ૪ કલાકે સીતારામ પોદાર બાલીકા વિદ્યાલય હોલમાં અલીબાગવાળા શેઠ શા નરોત્તમદાસ બાલદાસના પ્રમુખ પણા નીચે દબદબા પૂર્વક ઉજવાયો હતો

શરૂઆતમાં બાળાઓએ પ્રાર્થના તથા સ્વાગત ગીત ગાયાં હતાં અને ત્યાર બાદ પ્રમુખ તરીકે શેઠ શા નરોત્તમદાસ બાલદાસ ચૂંટાયા હતા પ્રમુખ શ્રીને ફુલહાર પહેરાવ્યા બાદ સંગીતના કાર્યક્રમની પરંપરા ચાલી હતી જેથી શ્રોતાજનોમાં ઘણોજ ઉત્સાહ છવાયો હતો

માનપત્રના વાંચનબાદ પ્રમુખશ્રીએ શેઠ મથુરદાસને તથા શેઠ રણછોડદાસને હાર પહેરાવી સુંદર રજતના કાસ્કેટમાં માનપત્ર અર્પણ કર્યાં હતા ત્યારબાદ સેક્રેટરીએ દેશ પરદેશથી આવેલા સમારંભને સફળતા ઇચ્છતા સંદેશા વાંચી સંભળાવ્યા હતા

પ્રમુખશ્રી, જ્ઞાતિબંધુઓ, બહેનો, તથા આમંત્રિત ગૃહસ્થો તરફથી પ્રાસંગિક વિવેચનો થયેલા શેઠ મથુરદાસે કોડીનારમાં જ્ઞાતિ બંધુઓના લાભાર્થે મુળચંદ ભુવન અને જવેર ભુવન, અને જ્ઞાતિના ઉપયોગ અર્થે મોઢ ભુવન બંધાવી આપેલ અને શેઠ રણછોડદાસે મુંબઈમાં રહેતા આપણા જ્ઞાતિ બંધુઓને સ્વચ્છ ખોરાક મળે તે માટે શ્રી કોડીનાર મોઢ કંપનીની સ્થાપના કરી હતી તે બદલ ધન્યવાદ આપેલ હતા અને જ્ઞાતિ બંધુઓ કેળવણી તથા સેવાના ક્ષેત્રમાં તેઓનું માર્ગદર્શન કરી સ્વજ્ઞાતિની ઉચ્ચતર પ્રગતિ થાય એવું કાર્ય કરે એવી આશા વ્યક્ત કરી હતી.

આ પ્રમગે ઉપરોક્ત ફંડને રૂા ૭) હજારની જુદા જુદા ગૃહસ્થો તરફથી સખાવત મલી હતી

ત્યાર બાદ સેક્રેટરીએ પ્રમુખશ્રી, તથા આમત્રિત ગૃહસ્થો, અને પધારેલા ભાઈઓ તથા બ્હેનોનો આભાર માન્યો હતો અને પછી ઠંડાપીણા તથા પાન ગુલાબને ન્યાય આપી ગરબાગીત ગવાયા બાદ મેળાવડો વિસર્જન થયો હતો

# માનપત્રો.

૧

જ્ઞાતિરત્ન શેઠ મથુરાદાસ મુળચંદ,

શ્રીમાન્

આપણી મોઢ વણિક જ્ઞાતિના એક ધર્મશીલ, વિદ્યાપ્રેમી, દાનવીર જ્ઞાતિજન તરીકે આપનો ભાવભીનો સત્કાર કરતા આજે અમોને અનહદ આનંદ થાય છે

આપશ્રી કોડીનારમા મોઢ વણિક જ્ઞાતિમા જન્મી, આપ તેમજ આપના વડીલબંધુ માણેકચંદભાઇ બાલ્યકાળથી માતાપિતાના સુખથી વંચીત રહી, બાલ્યકાળનો સમય મોસાળે વીતાવી યુવાવસ્થા પ્રાપ્ત થતા તમો બંધુઓ મુબઇમાં તમારા વડીલોની સ્થાપિત સસ્થા ઠાકરશી પ્રેમજીની કંપનીમાં જોડાઇ આપના સ્વ. મુરબ્બી કાકા ચત્રભુજ તથા દેવચંદ ઠાકરશી અને સ્વ ભાઇ ગીરધરદાસ કીશોરદાસની દેખરેખ અને દોરવણી નીચે સાથો સાથ મેસર્સ લવચંદ વૃજદાસની કંપનીના નામથી દવાનો ધધો શરૂ કરી, ધધાને ઉત્તરોત્તર વિકસાવી દવા બજારમા તેમજ આપણી જ્ઞાતિમાં આપની સસ્થાનુ જે સ્થાન જમાવ્યુ છે, તે આપની ખંતેદ અને કાબેલીયતનો પરિપાક છે

આપ અને આપના કુટુંબીઓએ આપણા જ્ઞાતિબંધુઓનો આતિથ્ય સત્કાર કરી ધધે ધાપે ચડાવવામા યોગ્ય સહાય અને પ્રેરણા આપી છે જેથી આજે આપણી કોડીનારની મોઢ જ્ઞાતિ સમુહની પચાસ ટકાથી વધારે વ્યક્તિઓ મુબઇમા વસે છે તે, આપના અનુપમ જ્ઞાતિપ્રેમનો દાર્શનિક પુરાવો ભાવિ પ્રજા માટે માર્ગદર્શક બની રહેલ છે તેમજ આપ અને આપના કુટુંબીઓની ભલી લાગણી તથા પ્રેરણાથી અને મુબઇમા વસતા બીજા જ્ઞાતિબધુઓના સહકારથી સ. ૧૯૭૧ ની સાલમા આપણા ઉપરોક્ત મડળની સ્થાપના થઇ તેનો યશ આપ તથા આપના કુટુંબીઓના ફાળે જાય છે તેમજ હાલમા આપ આ મંડળના પ્રમુખસ્થાનને દીપાવો છો તે અદલ સતોષ વ્યક્ત કરીએ છીએ

મુંબઇમા વસતા આપણા મોઢ વણિક જ્ઞાતિબધુઓ જેવા કે પોરબદર, જુનાગઢ, કુતીઆણા, ચોરવાડ, દીવ, પ્રભાસપાટણ વેરાવળ વિગેરે જ્ઞાતિનો સપર્ક સાધવામા આપ તથા આપનુ કુટુંબ મોખરે રહી આપણા જ્ઞાતિબધુઓને સાથોસાથ રાખી, આપણા વચ્ચેનો સપ પ્રશસનીય છે તેવી છાપ પાડી, અત્રેની આપણી શ્રી પોરવા મોઢ વણિક જ્ઞાતિના ટ્રસ્ટીઓ પૈકી આપ એક ટ્રસ્ટી છો, તે માટે આ મડળ પોતાની સમરૂખી માને છે

આપશ્રીએ આપના માતપિતાનુ ઋણ અદા કરવા તેમના સ્મરણાર્થે સદાવ્રત થવા માટે આપણા વતન કોડીનારમા મોઢ મહાજનની વડીમા "મુલચંદ ભુવન" તથા "ઝવેર ભુવન" બધાવી આપેલ છે. અને જ્ઞાતિના ઉપયોગાર્થે "શ્રી મોઢ નિવાસ" બધાવી આપી જ્ઞાતિ પ્રત્યેની ઉત્તમ ભાવના પ્રદર્શિત કરી છે તેમજ દુઃખગ્રસ્ત જ્ઞાતિજનો પ્રત્યેની આપ અને આપના ધર્મપત્ની અ સૌ. વેલકુવર બા ની શ્રી આર્થિક સહાય. અને બીજી હમદર્દીઓથી

આપના જ્ઞાતિ પ્રેમની પ્રતિતિ થાય છે

આપણા જ્ઞાતિબંધુઓની મદદ અર્થે રૂા. ૨૫) હજારના એક કાયમી ફંડની આવશ્યકતા એ આપણા મંડળનો મહામુલો મંત્ર હતો. આ મંત્રની સિદ્ધિ માટે એક ધન્ય પળે મંડળે વિજ્ઞપ્તિ કરી, જે વિજ્ઞપ્તિ પ્રભુની પ્રેરણાથી આપે અને ભાઇશ્રી રણછોડદાસ લાલજીએ ઝીલી લઇ આપશ્રીએ રૂા. ૧૫) હજાર અને ભાઇશ્રી રણછોડદાસ લાલજીએ રૂા. ૧૦) હજાર જેવી રકમ મંજુર કરી "શા. મથુરાદાસ મુલચંદ અને શા. રણછોડદાસ લાલજી સ્વજ્ઞાતિ સહાયક ફંડ" સ્થાપી આ મંડળના મહામુલા મંત્રની સિદ્ધિ કરી છે, તે બદલ આપશ્રીને અમારા હાર્દિક અભિનંદન છે

આપની આવી જ્ઞાતિ પ્રેમની ભાવનાઓ અને આપની ધર્મપરાયણતાઓથી અમોને પુરી શ્રદ્ધા છે કે આપણી જ્ઞાતિની કેળવણી, ઉન્નતિ, સામાજિક અને આર્થિક સદ્ધરતા વિકસાવવામા આપનો મહાન ફાળો હશે, એ શ્રદ્ધાથી પ્રેરાઇને આપના પ્રત્યેની અમારા હૃદયની શુભેચ્છાઓ આ પરિકિંચિત ફુલપાંદડીથી પ્રદર્શિત કરીએ છીએ જે સ્વીકારી અમોને ઘણાજ આભારી કરશો

જગતનિયંતા આપનો જ્ઞાતિ અને ધર્મ પ્રત્યેનો પ્રેમ અખંડ રાખે અને આપની અભિલાષાઓ સિદ્ધ કરે એવી પ્રાર્થના સાથે આપને આપના જીવનનાં મહકાર્યો બદલ આજના ગણેશ ચતુર્થીના દિવસે મુબારક બાદી આપી વિરમીએ છીએ

૨

જ્ઞાતિ ભૂષણ શેઠ રણછોડદાસ લાલજી,

શ્રીમાન,

આપણી મોઢ વણિક જ્ઞાતિના એક ધર્મશીલ, વિદ્યાપ્રેમી, દાનવીર જ્ઞાતિભૂષણ તરીકે આપનો સત્કાર કરતા આજે અમોને અનહદ આનંદ થાય છે

આપશ્રી કોડીનારમા મોઢ વણિક જ્ઞાતિમા જન્મી બાલ્યકાળથી માતાના સુખથી વંચીત રહી પિતાની રાહબરી નીચે ઉછરી મુંબઇમાં પરફ્યુમરી અને એરોમેટીક કેમીકલ્સની નામાંકિત સંસ્થામા નોકરીએ રહી ખંતથી આગળ વધી આપના સ્વ. પિતાશ્રી શાહ લાલજી મેઘજીએ દિર્ઘદષ્ટી વાપરી આપને સ્વતંત્ર ધંધો કરવા સંમતિ આપી જેથી શ્રદ્ધા અને ઉત્સાહથી આપશ્રીએ મેસર્સ આર. એસ. શાહ એન્ડ કંપનીના નામથી પરફ્યુમરી અને એરોમેટીક કેમીકલ્સનો સ્વતંત્ર ધંધો શરૂ કરી આપબળે ઉત્તરોત્તર તે ધંધાને વિકસાવી આપે ધન અને યશ પ્રાપ્ત કરેલા છે તે આપની કુનેહ અને કાબેલીયતનો પરિપાક છે

સ્વતંત્ર ધંધાના શરૂઆતના કાળમા આપશ્રીએ આપણા કેટલાક નોકરીઆત જ્ઞાતિ બંધુઓ કે જે મુશ્કેલીમા મુકાઇ જતા, તેઓને આશ્વાસન અને બનતી આર્થિક મદદો પ્રગટ અને અપ્રગટ રીતે આપેલી છે તે આપની અપ્રગટ આર્થિક મદદો ગુલાબના ફુલની સુવાસ માફક અપ્રગટ નહીં રહેતા મહેકી ઉઠી છે. તે આપની સહાયક વૃત્તિની અનુપમ પ્રતિતિ છે

આપશ્રીની ભવી લાગણી અને પ્રેરણાથી આપણા જ્ઞાતિ બંધુઓને સ્વચ્છ અને પૌષ્ટિક ખોરાક મળે અને તેઓની દરેક પ્રકારની સગવડતા સચવાય તેવી રીતે મદદરૂપ થવાના મુખ્ય ઉદ્દેશથી શ્રી કોડીનાર મોઢ વણિક કંપની નામની આપણી સંસ્થાની સ્થાપના સંવત ૧૯૭૬ ના અરસામાં થઇ અને સદરહુ સંસ્થાના સંચાલન પાછળ આપશ્રીએ જે ભોગ આપેલો છે, તે અવર્ણનિય છે

આપણા શ્રી કોડીનાર મોઢ શુભેચ્છક

મિત્રમંડળની પ્રવૃત્તિમાં આપ હમેશા ઊંડો રસ લેતા આવ્યા છો. ઘણા વખત સુધી આપે મંડળના સેક્રેટરી તરીકેની જવાબદારી સંભાળેલી, અને છેલ્લા ચાર વર્ષથી તો આપની નાદુરસ્ત તબીયત છતાં તે જવાબદારી વહન કરવામાં ભારે બોજો સહન કર્યો છે તે બદલ આ મંડળ સંતોષ વ્યક્ત કરી એક સાચા જ્ઞાતિ સેવક તરીકે આપની ગણના કરે છે. આપણા કેટલાક જ્ઞાતિબંધુઓને અને કુટુંબીઓને યોગ્ય લાઇન ઉપર ચડાવવામાં આપશ્રીએ તન, મન, ધનથી જે સહાયો કરેલી છે તે સિવાય દુઃખપ્રસંગે જ્ઞાતિજનો પ્રત્યેની મૂક આર્થિક સહાયો અને બીજી હમદર્દીઓથી આપનો સહૃદયી કુટુંબ પ્રેમ તેમજ જ્ઞાતિ પ્રેમ ઘણોજ જાણીતો છે.

આપશ્રી પ્રૌઢાવસ્થા વીતાવી ઉત્તરાવસ્થામાં દાખલ થતાં આપના ધર્મપત્ની અ. સૌ. નાનીબાઇ ઉર્ફે લીલાવતીના અકાળ સ્વર્ગવાસના આઘાતથી તેમજ નાના બાળકોના લાલન પાલનની અને બીજી સંસારિક જવાબદારીઓના આઘાતપ્રત્યાઘાતથી ભયંકર અને જીવલેણ બીમારીના બીછાને પટકાઇ પડેલા, તેમાંથી આપના પુર્વ પુણ્યના પ્રતાપે અમુક અંશે તંદુરસ્તી પ્રાપ્ત થઇ તે આપની દયાવૃત્તિ અને આપણા વૈષ્ણવ ધર્મ ઉપરની આપની અપૂર્વ શ્રદ્ધાનું પ્રતિબિંબ છે.

આપણા જ્ઞાતિબંધુઓના સહાય અર્થે રૂા. ૨૫) હજારના એક કાયમી ફંડની આવશ્યકતા એ આપણા મંડળનો મહામુલો મંત્ર હતો. આ મંત્રની સિદ્ધિ માટે એક ધન્ય પળે મંડળે વિજ્ઞપ્તિ કરી, જે વિજ્ઞપ્તિ પ્રભુની પ્રેરણાથી આપે અને ભાઇશ્રી મથુરાદાસ મુળચંદે ઝીલી લઇ આપશ્રીએ રૂા. ૧૦) હજાર અને ભાઇશ્રી મથુરાદાસ મુળચંદે ૧૫) હજાર જેવી ઉમદા સખાવત કરી "શા મથુરાદાસ મુળચંદ અને શા રણછોડદાસ લાલજી સ્વજ્ઞાતિ સહાયક ફંડ" સ્થાપી આ મંડળના મહામુલા મંત્રની સિદ્ધિ કરી છે, તે બદલ આપશ્રીને અમારા હાર્દિક અભિનંદન છે.

આપની આવી જ્ઞાતિ પ્રેમની ભાવનાઓ અને આપની ધર્મપરાયણતાઓથી અમોને પુરી શ્રદ્ધા છે કે આપણી જ્ઞાતિની કેળવણી, ઉન્નતિ, સામાજિક અને આર્થિક સદ્ધરતા વિકસાવવામાં આપનો મહાન ફાળો હશે, એ શ્રદ્ધાથી પ્રેરાઇને આપના પ્રત્યેની અમારા હૃદયની શુભેચ્છાઓ આ યત્કિંચિત પુષ્પપાંદડીથી પ્રદર્શિત કરીએ છીએ જે સ્વીકારી અમોને ઘણાજ આભારી કરશો.

જગતનિયંતા આપનો જ્ઞાતિ અને ધર્મ પ્રત્યેનો પ્રેમ અખંડ રાખે અને આપની અભિલાષાઓ સિદ્ધ કરે એવી પ્રાર્થના સાથે આપને આપના જીવનના સત્કાર્યો બદલ આજના ગણેશ ચતુર્થીના દિવસે મુબારકબાદી આપી વિરમીએ છીએ.

* * *

**સ્થાનિક—** ૧૫ મી ઓગસ્ટનો સ્વાતંત્ર્ય દિન સારી રીતે ઉજવવામાં આવ્યો. સૌરાષ્ટ્રના મહેસુલ પ્રધાન નામદારશ્રી શામળદાસ ગાંધીએ સવારે આઝાદ મેદાનમાં ધ્વજવંદન કરાવ્યું હતું, સાંજે મોતીબાગમાં વૃક્ષારોપણ કર્યું હતું અને રાત્રે સાત વાગે દરબારહોલમાં સ્વાતંત્ર્ય દિનનો સંદેશો આપ્યો હતો. એકધારી વાણીથી તેમણે શ્રોતાજનોને મુગ્ધ કર્યા હતા. આખો દરબારહોલ ચીકાર ભરાઇ ગયો હતો, અને જન મેદનીના મોટા ભાગે તો બહાર ઓસરી ઉપર બેસી તેમનું ભાષણ સાંભળ્યું હતું. શ્રી શામળદાસ ગાંધીએ બે વર્ષના ગાળામાં સરકારે જે કાર્યસિદ્ધી કરી હતી તેનું ટુંકું વર્ણન કર્યું હતું.

# સમાચાર સંગ્રહ

**મુંબઈ**—શેઠ રમણલાલ ગોકળદાસ સરૈયા ઓ બી ઇ, જે પી ની ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીયા તરફથી "કોટન ટેક્ષટાઇલ ફન્ડ કમીટી" મા નિમણૂક થઇ છે આ કમીટીને ટેક્ષટાઇલનું શીક્ષણ કરવાનું અને નિકાસ ટેક્ષટાઇલ તેના નિયુક્ત કાયદા મુજબ કેમ વધે તે શોધી સરકારને સલાહ આપવાની રહે છે

શેઠશ્રી રમણલાલભાઇ ઇન્ડસ્ટ્રીયલ ફીનાન્સ કોરપોરેશન ઓફ ઇન્ડીયા (ન્યુ દીલ્હી) માટે ઉમેદવાર અને કો ઓપરેટીવ બેંકો તરફથી બે ડીરેક્ટરોની ચૂંટણીમા પણ ઉભા હતા અને તેમાં તેઓશ્રી ચૂંટાઇ આવ્યા છે

તેઓશ્રીએ ઇન્ડીયન મરચન્ટ્સ ચેમ્બરની સને ૧૯૪૯ ના વર્ષની બીજી ત્રિમાસિક સામાન્ય સભામા ઉપપ્રમુખ તરીકે ભાષણ કરેલ તેમા તેમણે અનાજ ઉત્પાદનની ઝુંબેશ, રાજ્ય તરફથી ચાલતી વ્યાપારી પ્રવૃત્તિઓ અને તે અંગે કરવેરા ભરવાની જવાબદારી, નવા બંધારણ નીચે નાણાકિય જોગવાઇઓ અને ઇન્ડસ્ટ્રીઝ ડેવલપમેન્ટ એન્ડ કન્ટ્રોલ બીલ વિષે પોતાના મननીય વિચારો દર્શાવ્યા હતા

**અમદાવાદ** નીલકંઠ અખાડામાં પધારેલા શ્રીમદ્ જગદ્ગુરુ શ્રી શંકરાચાર્ય, શ્રી દ્વારકા–શારદા પીઠાધીશ્વર ૧૧૦૮ શ્રી અભિનવ સચ્ચિદાનંદતીર્થજી મહારાજશ્રીને નીલકંઠ અખાડા અને અમદાવાદની જનતા તરફથી સન્માનપત્ર અર્પણ કરવાનો સમારંભ રવિવાર તા. ૪–૯–૪૯ ના રોજ યોજવામા આવ્યો હતો

આ પ્રસંગે અમદાવાદ મીલમાલિક મંડળના પ્રમુખ શેઠશ્રી રમણલાલ ગોકળદાસ માનપત્ર વાંચ્યુ હતું આ માનપત્રમા શ્રી શંકરાચાર્ય મહારાજે નાની વયમા મેળવેલી પૂર્વ–પાશ્ચાત્ય વિદ્યા, તેમની સદાચાર ઉપાસના, ત્યાગ વગેરેની પ્રશંસા કરી તેમણે ભારતવર્ષમા ધર્મપ્રચારાર્થે પર્યટન કરી જનતાને ધર્મના માર્ગે દોરવા કરેલા પ્રયત્નોનુ બયાન કર્યું હતું

માનપત્રના વાંચન બાદ શેઠશ્રી રમણલાલભાઇએ જણાવ્યુ હતુ કે, આ માનપત્ર વાંચવા અને સોંપાયુ તે માટે સર્વનો આભાર માનું છું નીલકંઠના મહારાજશ્રી ગાદી ઉપર આવ્યા ત્યારથી સંસ્થા અને તેમની બીજી પ્રવૃત્તિઓ સૌને વિદિત છે, ધાર્મિક કાર્યોમા તેમનો ઉત્સાહ અજોડ છે

માનપત્ર અપાયા પછી પ્રસંગોચિત પ્રવચનો થયા બાદ શંકરાપીઠ તરફથી શેઠશ્રી રમણલાલ ગોકળદાસભાઇને **ધર્મભક્તિ ધુરંધરની** પદ્દી અર્પણ કરવામા આવી હતી આવી મહા માનવંતી પદ્દી મળવા માટે શેઠશ્રીને અમારા અભિનંદન

**કલકત્તા**—શ્રી મોઢ ઉત્તેજક મંડળની જનરલ મીટીંગ તા ૧૭–૮–૪૯ ના રોજ શેઠ કે હરજીવનદાસને ત્યા ભરવામા આવી હતી, જેમા નીચે મુજબ કામકાજ થયુ હતું

(૧) પ્રમુખ તરીકે શેઠ છોટાલાલ ગોરધનને મગનભાઇની દરખાસ્તથી અને બાપુ ભૂજલાલના ટેકાથી ચૂંટવામા આવ્યા હતા.

(૨) ગઇ મીટીંગનો અહેવાલ વાંચી સંભળાવવામા આવ્યો હતો

(૩) ગયા વર્ષનો હિસાબ વાંચી સંભળાવવામા આવ્યો હતો, તે સર્વાનુમતે પાસ થયો હતો

(૪) શેઠ નગીનદાસ એમ પારેખનો પત્ર વાંચી સંભળાવવામાં આવ્યો હતો તથા લવાજમ ઉઘરાવવામાં આવ્યું હતું

(૫) નવા વર્ષની ચુંટણી કરવામાં આવી હતી, જેમાં નીચેના સભ્યો ચૂંટાયા કે પ્રમુખ—શેઠ પ્રભુદાસ ગીરધરભાઈ, ઉપપ્રમુખ—શેઠ ડાહ્યાદાસ મથુરાદાસ, ખજાનચી—શેઠ હરકીસનદાસ તથા પરશોત્તમ રામજી, સેક્રેટરી—શેઠ વ્રજલાલ પરશોત્તમ, સહસેક્રેટરી—શેઠ જયંતિલાલ જે દોશી.

કાર્યવાહકો—શેઠ નારણદાસ હરીદાસ, શેઠ છોટાલાલ રાવજી, હિંમતલાલ દેવજી, મગનલાલ રામજી, રતીલાલ જગજીવન, હાકેમચંદ દેવચંદ નરોત્તમદાસ હરજીવન, રતીલાલ અંબાણી, સુતીલાલ ગુલાબચંદ, ગોરધનદાસ ત્યાગરામ, જમનાદાસ છગનલાલ.

(૬) મીટીંગમાં ફક્ત દુધ આપવું એમ ઠરાવવામાં આવ્યું હતું

(૭) શેઠ નગીનદાસ એમ પારેખના પત્રના લખાણ મુજબ મંડળનું ફંડ વધારવા માટે નીચે મુજબ સભ્યોની કમીટી ચુંટવામાં આવી હતી

શેઠ વ્રજલાલ પરશોત્તમ, જેઠાલાલ શંકરલાલ, મગનલાલ રામજી, રતીલાલ જગજીવન, હિંમતલાલ દેવજી

(૮) શ્રીયુત પાનાચંદભાઈએ રમુજી ગાયનો સંભળાવી સર્વેને આનંદ આપ્યો હતો.

(૯) શ્રી કૃષ્ણ ભગવાનની પ્રસાદી આપવામાં આવી હતી, અને દસ મીનીટ 'શ્રી રામ' નામની ધુન મચાવવામાં આવી હતી

(૧૦) હાજર રહેલા ભાઈઓને દુધ-મુખવાસ આપી પ્રમુખ સાહેબનો આભાર માની સભા વિસર્જન કરવામાં આવી હતી

તા ૧૭ ૮-૪૯ સુધીમાં મંડળને રૂ ૧૧૭) લવાજમના, રૂ ૧૦૧) ભેટના મળ્યા છે અને ખર્ચ રૂ ૨૩)ના થયો છે, મંડળ પાસે હાલ રૂ ૫૩૧ આના ની સીલીક છે.

વ્રજલાલ પરશોત્તમ
સેક્રેટરી

અમદાવાદ—'શ્રી મધુકા વિશા મોઢ વણિક મિત્રમંડળ, ખાડીઆ પોલીસ ચોકી પાસે, અમદાવાદ—ઉપરોક્ત મંડળ તરફથી જ્ઞાતિના દરેક વિદ્યાર્થીઓને પ્રાથમિક તેમજ માધ્યમિક શાળામાં ચાલતા પાઠ્યપુસ્તકો વિના મૂલ્યે આપવાનું નક્કી કરવામાં આવ્યું છે. વિશેષ મંડળ તરફથી જ્ઞાતિના કુટુંબોની એક ડીરેક્ટરી તૈયાર કરવામાં આવી રહી છે કુટુંબની દરેક વ્યક્તિના પુરા નામ, સરનામું, ઉમર, પરણેલાં કે કુંવારા, અભ્યાસ તથા નોકરી-ધંધો, ઠેકાણા સહિતની પુરી વિગત જેમણે ન મોકલી હોય તેમને મોકલી આપવા વિનતી છે" નટવરલાલ મો. આકરૂવાળા.

સહમંત્રી

જામનગર—શ્રી મોઢ યુવક મંડળ તરફથી નિમષ હરિફાઇના ઇનામનો એક મેળાવડો તા ૭-૮-૪૯ ના રોજ ગોઠવવામાં આવ્યો હતો. શરૂઆતમાં ભવાનીમાતા નામમંડળી જેમાં આપણી જ્ઞાતિની ઘણી કુમારીકાઓ ભાગ લે છે તેમણે ગરબાઓ ગાયા હતા તે બાદ મે. શ્રી પ્રતાપરાયે સભા બોલાવવાનો હેતુ જણાવી જ્ઞાતિના પીઢ કાર્યકર અને મંડળના સલાહકાર શ્રીયુત તુલસીદાસ રણછોડદાસને પ્રમુખસ્થાન લેવા વિનંતી

કરવાથી તેમણે તે સ્થાન લીધુ હતુ.

શરૂઆતમા છેલ્લા ત્રણ વર્ષનો હિસાબ શ્રી ઉમેદલાલે રજુ કરતા જણાવ્યુ કે જમે બાજુ રૂ ૭૭૫)ના પુસ્તકાલયનું લવાજમ અને પસ્તી વેચાણના, રૂ ૩૩૫)ના ગીતમુશાળાના લવાજમ તથા ભેટના અને રૂ ૧૦૦) વિદ્યાર્થીઓને ઉત્તેજન માટે ભેટના મળ્યા છે જ્યારે ખર્ચ, પુસ્તક તથા છાપા શીવણશાળાની બાઇનો પગાર, નિબધ હરિફાઇ, રંગોળી વગેરેનો ખર્ચ કુલ રૂ ૧૨૯૫)ના થયો છે

ત્યારબાદ પ્રમુખશ્રીએ ઇનામો આપ્યા હતા હરિફાઇમા ૩૩ વિદ્યાર્થીઓ અને ૧૬ કુમારીકાઓએ ભાગ લીધો હતો ઇનામો કુલ રૂ ૧૩૦) ના અપાયા હતા. પ્રમુખશ્રીએ પ્રસગોચિત ભાષણ કરતા જણાવેલ કે વિદ્યાર્થીઓ શાળાનું પુસ્તકીયા જ્ઞાન લે તે ઉપ ત આવા પ્રસગમા ભાગ લઇ સમાજના અગરૂપ બને તે જરૂરનુ છ ભાઇશ્રી નટવરલાલ કેશવલાલ શેઠે પોતાને મળતા ઇનામના મહાત્માજીને લગતા પુસ્તકો વિદ્યાર્થીઓને વહેચી આપ્યા હતા અને ભાઇશ્રી હીરાલાલ મુળજી મહેતાએ આ મડળના ભૂતપુર્વ સેક્રેટરી શ્રી ચુનીલાલ પરમાનદદાસ અડાલજા જેઓ બેડી બદરના અધિકારી નિમાયા છે તેમને અભિનદન આપતો ઠરાવ વાચ્યો હતો

**સિહોર**—તા ૯-૮-૪૯ ના રોજ વૃક્ષારોપણ સમિતિ તરફથી દરબારગઢમા શેઠશ્રી જયતિલાલ કેશવજી મહેતાના પ્રમુખસ્થાને શહેરીઓની એક સભા મળી હતી પ્રમુખસ્થાનેથી તેઓશ્રીએ આ કાર્યમા સૌ શહેરીઓને મદદ આપવા વિનતી કરી હતી તથા વૃક્ષોથી શુ ફાયદા થાય છે તે સવિસ્તર સમજાવ્યુ હતુ છેવટમા તેમના શુભ હસ્તે દરબારહોલના મેદાનમા આસોપાલવના વૃક્ષારોપણની વિધિ કરવામા આવી હતી

સ્વાતત્ર્ય દિને દરબારહોલના ચોગાનમા તેઓશ્રીના હાથે ધ્વજવદન થયુ હતુ ત્યારબાદ તેઓશ્રીએ હાઇસ્કુલના મેદાનમા વૃક્ષારોપણ અને ધ્વજવદન કરેલ હતા આ ઉપરાત કોગ્રેસ ઓફીસે તેમજ મ્યુનિસિપાલ ઓફીસે તેમના હસ્તક ધ્વજવદન થયુ હતુ દરબારહોલની સભામાં તેઓશ્રીએ આઝાદી દિન અગે પ્રસગોચિત ભાષણ કર્યું હતું

**મહેતા જીવરાજ મકનદાસ તથા પારેખ ગોવિદજી કલ્યાણજી મોઢ વણિક વિદ્યાર્થીભુવન-વાંકાનેર**—ઉપરોક્ત સસ્થામાં તા ૧૫-૮-૪૯ ના રોજે સ્વાતત્ર્ય દિન વિદ્યાર્થીઓએ શાનદાર રીતે ઉજવ્યો હતો શ્રીમાન ના ગ શેઠ શ્રી ગોવિદજીભાઇ કલ્યાણજી ( સસ્થાના પ્રેસીડેન્ટ ) ના હાથે ધ્વજવદન તેમજ વૃક્ષારોપણ કરવામા આવ્યુ હતુ સસ્થાને ધ્વજ પતાકાથી તેમજ આછી એવી રોશની અને આસોપાલવ ડાળ અને આબાના પાદડાથી શણગારવામા આવી હતી વિદ્યાર્થીઓએ પ્રમુખની સાથે વાર્તાલાપ કર્યો હતો પ્રમુખ તેમજ વિદ્યાર્થીઓએ એકબીજાના વિચારોની આપલે કરી હતી સસ્થાને લાયબ્રેરી તેમજ વ્યાયામના સાધનોની ખોટ છે અને તે ખોટ પુરવા તરફ લક્ષ દોરવામા આવ્યુ હતું તે બાબત તેઓશ્રી યોગ્ય કરશે તેમ પ્રમુખશ્રીએ જણાવ્યુ હતું ત્યારબાદ અલ્પાહાર કરી વિખૂટા પડ્યા હતા સમારભ સારી રીતે સફળ થયો હતો

તા ૨૮-૮-૪૯ ના રોજ ઉપરોક્ત સસ્થાના વિદ્યાર્થીઓ મેનેરીની ગુફા જોવાને માટે ગયા હતા.

**વેવિશાળ-જામનગર**—ઘડી ગી અમૃતલાલ મથુરાદાસ મહેતાનું વેવિશાળ માધાણી નટવરલાલ વનમાળીની પુત્રી ભાનુમતી સાથે

મુંબઈ—શાહ અમૃતલાલ નાનાજી પરેખ જમદણ્‌વાળાના પુત્ર મોમચંદનું વેવિશાળ મગ્ગીયાના શાહ દુલભદાસ મોતીચંદ મુઠાળાની પુત્રી ચપાગૌરી સાથે

ઘાટકોપર—પરી જગજીવનદાસ મણિલાલના બીજા પુત્રનુ વેવિશાળ ભાવનગરના પરી માણેકલાલ પ્રાણજીવનદાસની પુત્રી વિદ્યાગૌરી સાથે.

જન્મ—ભાવનગર-શેઠ હીરાલાલ ચત્રભુજને ત્યાં પુત્રી જન્મ તથા પરી. જસવંતરાય શાંતિલાલને ત્યા પુત્ર જન્મ.

જામનગર—જન્મ—(૧) શ્રીયુત વૃજલાલ છગનલાલ મહેતાને ત્યા પુત્રી જન્મ. (૨) શ્રીયુત ઇશ્વરલાલ કેશવલાલને ત્યા પુત્રી જન્મ (૩) શ્રીયુત જયસુખલાલ પ્રભુલાલ છાપીયાને ત્યા પુત્રી જન્મ (૪) શ્રીયુત નવનીતલાલ લક્ષ્મીરામ મહેતાને ત્યા પુત્ર જન્મ (૫) શ્રીયુત હરખલાલ જેઠાલાલ ભગતને ત્યા પુત્ર જન્મ

સ્વર્ગવાસ—શ્રીયુત વાલજીભાઇ ભગવાનજી માડલીયા સ્વર્ગવાસી થયા છે

દેહવિલય—રાંદા જ્ઞાતિના આગેવાન નેતા શેઠ ઠાકોરલાલ મગળદાસ હૃદય બંધ પડવાથી ૪૧ વર્ષની નાનીવયે સ્વર્ગવાસી થયા તા ૧૫-૮-૪૯. મર્હુમ દરેક સાર્વજનિક કામોમાં ઉત્સાહથી ભાગ લેતા હતા તેમણે સ્થાનિક મ્યુનિસિપાલીટીની ૧૦ વર્ષ સુધી ચેરમેન તરીકે સેવા બજાવી છે તેમણે જ્ઞાતિની પણ તન, મન અને ધનથી બનતી સેવા કરી છે મર્હુમના પરલોક ગમનથી મોઢ સમાજને મોટી ખોટ પડી છે

વઢવાણ શહેર—ત્યાંના અગ્રગણ્ય ભાઇશ્રી શિવલાલ દામોદરદાસ સ્વર્ગવાસી થયા, પરમાત્મા સદ્‌ગતના આત્માને શાંતિ અર્પો

**શેઠ વાલજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવીંદજી જેઠાભાઇ મોઢ વિદ્યાર્થી ભવન** રાજકોટને—૧૯૪૯ જુન-જુલાઇમા રૂ. ૨૫) અને તેથી વધારે રકમની મળેલ ભેટો

૮૧) શ્રી મોઢ યુવક મડળ મુબઇ તરફથી નવ વિદ્યાર્થી ભાઇઓને જુન-જુલાઇના.

૨૫) શ્રી હરિલાલ ભવાનીદાસ દીવવાળા તરફથી ચી જયકાન્તના સ્મરણાર્થે.

૧૨૦૦) ,, અભેચદ અમૃતલાલ ગાધી રાહ્ડથ આફ્રીકાવાળા તરફથી તેમના સ્વ પિતાશ્રી અમૃતલાલ તુલસીરામ ગાધી તથા માતુશ્રી મોતીબાઇના સ્મરણાર્થે કાયમી જમણ ફડમા, તિથિના જમણ ચાર.

૫૦) શ્રી ગોવર્ધનદાસ ગોવીંદજી ગોંડલ તરફથી તેમના સ્વ. માતુશ્રીની સવત્સરી નીમીત્તે મોઢ સ્ત્રી-કેળવણી ફડમા ભેટ

૫૧) શ્રી દામોદર દેવચદ મનખડાવાળા તરફથી ચી બ્હેન પ્રભાવતીના શુભ લગ્નની ખુશાલીમા

જયસુખલાલ શાહ.

**શ્રી મોઢ વણિક સેવા સમાજ-વિરમગામને—મળેલ ભેટ.**

૨૫) શ્રી અમીચદ લવજીભાઇ માથક આપના પુત્રના લગ્ન પ્રસગે

૨૫) ,, કાન્તિલાલ મોહનલાલ ગાધી વિરમગામ. આપના પુત્રના સ્મરણાર્થે, અનાજ ફડમા

૧૯૪।।) સ્વ ગજ્જુ ડોસાલ દેવચદભાઇ, હ શ્રી મથુરાદાસ મગનલાલ વિરમગામ-મારવાર સાધન ફડ ખાતે

૧૦૧) શ્રી બીખાલાલ મણિલાલ શાહ -વિરમગામ આજીવન સભ્ય લવાજમ. આપની પુત્રીના લગ્ન પ્રસગે

સ્વ૦ મારેખ લીખાખાઇ બાપાળજીએ મોઢ વણિક જ્ઞાતિના નવજીવન અર્થે
તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ કરેલ માસિક.

## અનુક્રમણિકા.






આદ્ય પ્રમુખ:—સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ-મુંબઇ

પ્રમુખ—શેઠ રમણલાલ લલ્લુભાઈ—અમદાવાદ

ઉપ પ્રમુખ—શેઠ વાઘજીભાઇ લક્ષ્મીદાસ—મુંબઈ

સેક્રેટરી—વૈદ્ય હરગોવનદાસ પરમાણંદદાસ—ભાવનગર

તંત્રી અને પ્રકાશક—ગોરધનદાસ અમીચંદ મણિયાર-ભાવનગર

☞ મુદ્રણ સ્થળ.—આનંદ પ્રિન્ટીંગ પ્રેસ—ભાવનગર.

# મોઢ મહોદય

વર્ષ ૩૨] આશ્વિન સંવત ૨૦૦૫ : ઓકટોબર ઇ. સ. ૧૯૪૯ [ અંક ૧૨

## પ્રભુ !

સર્વાંગ સુંદર સૃષ્ટિના તારા સૃજન-ઊંચે અસીમ અનંત નીલ આકાશ, જીવન અર્પતો પૂર્ણ જ્યોત સૂર્યદેવ અમી સીંચતો ધવલ ચંદ્રમા, પ્રકાશ વેરતા ટમટમતા તારલા પૃથ્વીને નવપલ્લવિત કરનારી વર્ષાધારા, ભયંકર છતાં સુંદર વિદ્યુતલતા, અને નીચે, ધીર-ગંભીર અગાધ રત્નાકર, ગગન ચુંબીત ગિરીશૃંગો, ધન ધાન્ય પૂર્ણ ખેતરો, ફળફુલથી લચી રહેલા બગીચાઓ, સ્વચ્છ જળભર્યાં સરોવરો અને કલકલ નાદે મધુર-રવ કરતી નદીઓ અને આ બધાના ઉપભોગ માટે તેં સૃષ્ટિ કરી માનવીની પરંતુ નાથ !

ચારે તરફથી અજંપાનો આર્તનાદ સંભળાઈ રહ્યો છે દુઃખ, દૈન્ય અને દારિદ્ર્યથી પૃથ્વી પીડાઇ રહી છે અન્ન-વસ્ત્રના અભાવના પોકારો પડી રહ્યા છે અકસ્માત, આગ, ખુન ધાડ, લુંટ, જળપુર અને વાવા-ઝોડાના ખબરો ચોપાસથી આવી રહ્યા છે, રાજનીતિજ્ઞોના હૃદયોમાં સત્તા લોભનો અસુર તાંડવ કરી રહ્યો છે, માનવ સંહારના શસ્ત્ર સરંજામોના ઢગલા ખડકાઇ રહ્યા છે, ફરી દાવાનળ સળગી ઉઠવાની ભીતિ માનવ-હૃદયને કોરી રહી છે; અભાવ, ચિંતા, ભય, દુઃખનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું છે

ભગવંત !

અકળ તારી કળા છે, ક્ષુદ્ર માનવબુદ્ધિ માટે અગમ્ય છે, માનવી તો એટલુંજ સમજીને આશ્વાસન લે કે પ્રભુ, તું જે કંઇ કરી રહ્યો છે તે સારા માટેજ હશે અને તે આશ્વાસન સાથે શાન્તિનું સામ્રાજ્ય સ્થપાવાની આશાથી મીટ માંડી રહ્યો છે, તને પ્રાર્થી રહ્યો છે, તારી દયા યાચી રહ્યો છે દયાળુ દેવાધિદેવ દયા કર

"કુમલ."

## વિજય

શેઠશ્રી રમણલાલ લલ્લુભાઈ

હે સકળ જગતના ઉત્પતિકર્તા સમગ્ર ઐશ્વર્યયુક્ત શુદ્ધ સ્વરૂપ સર્વ સુખદાતા પરમેશ્વર, આપ કૃપા કરી અમારાં સંપૂર્ણ કુગુણ, કુવ્યસન અને દુઃખોને દૂર કરજો જે કલ્યાણકારી ગુણ, કર્મ, સ્વભાવ અને પદાર્થ છે તે સર્વ અમને પ્રાપ્ત કરાવજો.

મનુષ્યને વિજય મેળવવા સ્વાભાવિક રીતેજ મન થાય છે પરંતુ તેમ કરવા પુરૂષાર્થ કરવા મન થતું નથી વગર મહેનતે ઓછા પુરૂષાર્થે જો વિજય મળતો હોય તો મન લલચાય છે અને પુરૂષાર્થ કરવા મન વિચાર કરતું નથી; પણ વિજય મેળવવોજ છે એમ દૃઢ નિશ્ચય કરે અને ઉત્સાહથી તે તરફ મનોવૃત્તિ કેળવે તો ગમે તેવી કઠીન વસ્તુ પણ પ્રાપ્ત થઈ શકે છે ।

ઉત્સાહથી ચિત્ત પ્રફુલ્લિત બને છે, મનમાં નિરાશા કદી વ્યાપતી નથી અને આનંદપૂર્વક કર્મો કરવા શક્તિમાન થવાય છે એજ ઉત્સાહ મરણ–પથારીએ પડેલા મનુષ્યને ઊંઠીને ઉભા થવાની શક્તિ આપે છે. ઉત્સાહથી મનુષ્ય તેજસ્વી બને છે, શત્રુઓનો સંહાર કરવાની તાકાત મેળવે છે અને તેના બળમાં અનેકગણો વધારો થાય છે; જેથી શત્રુઓ તેની સામે ઊભા રહી શકતા નથી અને જીવનમાં વિજય પ્રાપ્ત કરે છે ઉત્સાહથી બળ વધે છે, ઇન્દ્રીઓ ઉપર કાબુ મેળવવા શક્તિ મેળવી શકે છે અને મનને નિશ્ચયવાન અને દૃઢ બનાવી શકે છે. દરેક મહાન પુરૂષનો ઇતિહાસ જોઇશું તો માલુમ પડશે કે ઉત્સાહથી શત્રુઓનો સંહાર કરી શક્યા છે અને અનેકગણું બળ વધારી શક્યા છે જ્યાં ઉત્સાહ હશે ત્યાં મનોબળનો અભાવ દેખાશે નહિ મનોબળ કેળવવાથી અંતઃકરણમાં અનેકગણું બળ પ્રાપ્ત થાય છે જેથી મન આનંદમાં રહી શકે છે ખોટા કર્મો કરવા તરફ તેનું મન પ્રેરાતુંજ નથી કારણ ખોટા કર્મો કરનાર મનુષ્યનાં મનમાં ઉત્સાહ વસ્તુ હોતી નથી. જગતમાં આનંદથી વિચરે છે, મનુષ્યને યશ સંપાદન કરવાની ઇચ્છા થાય છે, પરંતુ યશની પ્રાપ્તિ મનમાં ઉત્સાહ ભર્યો હોય તોજ શક્ય બને છે. યશપ્રાપ્તિ માટે બીજો કોઇ માર્ગજ નથી.

ઉત્સાહ અને વરિષ્ઠતા એ બન્ને ગુણો એકબીજાના જોડીદાર છે. તેમના પ્રતાપે સર્વ કોઇ વસ્તુ સંપાદન થઇ શકે છે, તેને અંગે બધુજ ઐશ્વર્ય આવી ખડું થઇ જાય છે.

સ્વભાવથી ઉત્સાહી પુરૂષ અનેકોમાં ઘણા થોડા મળી આવે છે તેથી બધાઓ તેને માન આપે છે આ ઉત્સાહી પુરૂષ પોતાનાં જીવનમાં અનેક પરાક્રમો પોતાનાં બળવડે કરી શકે છે તેથી પોતાના જીવનમાં પણ વિજય વાવટો ફરકાવે છે. ઇત્યેમ્

* * *

## મારે દેહમંદિરે.

કાયાનું જતન એટલે આત્માના મંદિરનું જતન. આત્માને રહેવા માટે શરીરરૂપી સ્થળ ન હોય તો આત્માની ઓળખ કરવી માનવજાત માટે ઘણી મુશ્કેલ છે. પણ એ આત્માની પીછાન દેહમાંજ થઇ શકે છે. તેથી દેહને મંદિર જેવું સ્વચ્છ બનાવો તો અંદરનો આત્મા વધારે તુષ્ટ અને ઉલ્લાસમાં રહેશે દેહનું મંદિર જેટલું સુંદર ચળકતું અને ધામ જેવું બનાવો તેટલો આત્મા આનંદ અનુભવશે. આ કારણે દેહનું જુદી જુદી રીતે જતન કરવામાં આવે તો તે દેહ સોનેરી મંદિર જેવો બની જાય.

# તંત્રીની કલમે

## મધ્યમ વર્ગની અવદશા–

લડાઈ દરમિયાન અને તે પછીના અત્યાર સુધીના વખતમાં ઉદ્યોગપતિઓ, વેપારીઓ અને મજુર વર્ગને સારો લાભ મળ્યો છે. ઉદ્યોગપતિઓ અને વેપારીઓને તેજીનો લાભ મળ્યો છે અને મજુરોને સારા પગાર ઉપરાંત મોંઘવારી ભથ્થા અને બોનસના રૂપમા સારી આવક મળે છે, વળી તેમના કુટુંબમા તો જેટલા માથા તેટલો બધા રોજી મેળવે એટલે તે વર્ગ તો જરૂરિયાત કરતા વધુ મેળવે છે અને વધારાના પૈસાનો દુર્વ્યય પણ કરે છે આપણો ખેડુત વર્ગ પણ માતબર બન્યો છે અનાજ અને અન્ય પાકના મનમાન્યા ભાવ ઉપજ્યા છે. આ બધા વચ્ચે ફક્ત એક મધ્યમ વર્ગજ ભીંસાતો આવ્યો છે ઘરમા રળનાર એક અને ખાનાર ચાર પાચ. પગાર ટુંકો અને મોંઘવારી સીતમ રાત્રી દિવસ કાળજા તુટ મહેનત કરવા છતાં આ વર્ગના આવક જાવકના પાસા ભેગા થાતા નથી અનેક કુટુંબે પોતાની પાસેના દાગીના અને સારી ચીજ વસ્તુ વેચી અત્યાર સુધી નભાવ્યું છે સરકાર પણ મધ્યમ વર્ગની આ દુર્દશાથી માહિતગાર છે થોડા વખત અગાઉ હિંદના ગવર્નર જનરલ નામદાર રાજાજી મુંબઈ આવેલા ત્યારે તેમણે જાહેરમા કહેલ હતુ કે આ, દેશમાં મધ્યમ વર્ગની દુર્દશા અવર્ણનિય છે.

મધ્યમ વર્ગ ઘણે ભાગે વેપારી કે સરકારી નોકરી કરતો હોય છે તેની આવકમા બહુ બહુ તો સો ટકા વધારો થયો છે જ્યારે ખર્ચ ચારસો ટકા સુધી વધી ગયો છે આ ભાવ વધારામા કેટલેક અંશે આપણી સરકાર પણ જવાબદાર છે એમ અમારે સખેદ કહેવુ પડે છે યુદ્ધ કાળ દરમિયાન માલનું જે ઉત્પાદન થતુ તે વિદેશી સરકાર પોતાના કે મિત્ર રાજ્યોના વપરાશ માટે લઈ લેતી અને તેથી હિંદની પ્રજાને ભુખાવાનો અનુભવ કરવો પડેલો પરંતુ યુદ્ધ પુરૂ થયા પછી અને સવિશેષતો ૧૯૪૭ના ઓગસ્ટમા રાષ્ટ્રીય સરકાર સત્તા પર આવ્યા પછી પણ આ પરિસ્થિતિ ચાલુ રહેવા માટે સરકારની બેદરકારી અને બીન આવડત સિવાય કોઇ પ્રકારના કારણો જણાતાં નથી કેનેડા, અમેરીકા અને બ્રિટનમાં અત્યારે ૫૦ થી ૮૦ ટકા ભાવ વધારો છે જ્યારે આપણા દેશમાં ભાવ વધારો ઘણો ઉંચો ગયો છે જ્યા સુધી સરકાર કોઇ પણ પ્રકારે ભાવ નીચા ન લાવે ત્યા સુધી મધ્યમ વર્ગની સ્થિતિ સુધરવાની નથી

અત્યારની સ્થિતિ જો લાંબો વખત ચાલુ રહેશે તો મધ્યમ વર્ગ નાશ પામશે અને મધ્યમ વર્ગના નાશમા દેશની પાયમાલી છે, કારણકે દરેક

દેશમાં સમાજના સંસ્કાર અને પ્રણાલિકાઓને મધ્યમ વર્ગ જ 'જાળવી શકે છે ધનિક વર્ગ તો સ્વેચ્છ.એ મહાલે છે અને નીચલા વર્ગનું જ્ઞાન પ્રાપ્ત કરવાનુ માનસ નથી એટલે મધ્યમવર્ગના વિનાશમા સમાજના ઉચ્ચ સંસ્કાર, સાહિત્ય, કળા, આચાર-નીતિ વગેરેનો નાશ છે મધ્યમ વર્ગ રાષ્ટ્રની કરોડ રજ્જુ છે તેને સાબુત રાખવાની ખાસ આવશ્યક્તા છે અને તે સાબુત રાખવા ચાલુ વપરાશની ચીજોના ભાવ નીચા લાવવા મધ્યસ્થ અને પ્રાંતિક સરકારોએ ગણતરીથી કામ લેવુ જોઇએ

જે દેશમાં મધ્યમ વર્ગ કગાળ અને અસહાય બને છે તે દેશ સમૃદ્ધિમા આગળ વધી શકતો નથી કારણકે મધ્યમ વર્ગમાંથી જ સાહસિક વેપારીઓ, ઉદ્યોગપતિઓ, વહીવટકર્તાઓ અને કારોબારના નિષ્ણાતો જન્મે છે એ વર્ગની આપત્તિ નહિ ટળે તો એ વર્ગમાં સમાજવાદીઓ અને સામ્યવાદીઓના વિદ્રોહાત્મક વિચારોના બીજ રોપાશે, માટે મધ્યમ વર્ગની વિપત્તિના નિવારણાર્થે આપણા ચાસકોએ હવે કટીબદ્ધ થવુ જોઈએ

સરકાર પક્ષે આટલી ટીકા કર્યા પછી મધ્યમ વર્ગના એવા આપણે પોતે શુ કરવુ જોઇએ તેનો વિચાર કરીએ આપણે આપણા માટે કોઇના પર આધાર રાખ્યા વગર આપણી મુશ્કેલીઓ ટાળવા મહા પ્રયાસ કરવો જોઇએ આપણે જુના ખચાળ રિત રિવાજોને તિલાંજળી આપવી જોઇએ દેખાદેખી અને પાડોશીના વૈભવની નકલ ત્યજવી જોઈએ આપણી બ્હેનોએ ઘરકામ હાથે કરવુ જોઇએ અને અવકાશના વખતમા કંઇક આવક વધે તેવા ગૃહઉદ્યોગ કરવા જોઇએ ઘરની આવકના પ્રમાણમા કર કસરથી રહેતા શિખવુ જોઇએ આ જમાનામા અવકાશના વખતમા પગ પર પગ ચડાવી બેસી રહેવુ અને આડોશી પાડોશીની કુથલી કરી જીવન વ્યતિત કરવું તે નહિ ચાલે

'બાપના કુવામા ડૂબી ન મરાય' એ કહેવત લક્ષમા રાખી આપણા મધ્યમ વર્ગે જીવન નિર્વાહના સાધનો મેળવવા માટે જે જે પ્રમાણિક વ્યવસાય હોય તે અપનાવવા જોઇએ ફલાણો ધધો આપણાથી ન જ થાય એ વાત ભૂલી જવી અને કોઇ પણ પ્રમાણિક ધધામા નાનમ નથી એમ સમજી સરળતાથી વ્યવહાર ચાલે તેવો ધધો કરવા કટીબદ્ધ થવું જોઇએ અને તોજ આપણી ઘણી મુશ્કેલીઓનો અત આવશે પરમાત્મા સૌને સન્મતિ અપો

× × ×

ગ્રાહકોને—ગતાંકમા અમે જણાવ્યા પ્રમાણે આ સસ્થાની કાર્યવાહક કમીટીએ માસિકનુ લવાજમ વાર્ષિક રૂા ત્રણ કર્યુ છે દુનિયાનાં અને દેશનાં સઘળા દૈનિકો, સાપ્તાહિકો અને માસિકોએ પોતાના લવાજમ વર્ષો પહેલાં વધાર્યાં છે આપણી જ્ઞાતિની

સ્થિતિ સામાન્ય હોઈ અમે એનું એજ લવાજમ અત્યાર સુધી રાખ્યું હતું, પરંતુ આમ કરવાથી મોટી રકમની ખોટ આવવા માંડી પરિણામે અમારે મુશ્કેલીને પહોંચી વળવા માટે બે વખત મુંબઈ ફાળા માટે જવું પડ્યું તે સૌને વિદિત છે આ અસહ્ય મોંઘવારીમાં અમારા કદરદાન ગ્રાહકોએ હંમેશ નિયત કરતાં વધુ લવાજમ મોકલી અમને મદદ આપ્યા જ કરી છે અમે આ સ્થળે તેમનો આભાર માનીએ છીએ લવાજમનો આ વધારો જે થોડાએક ગ્રાહકો નિયત લવાજમ મોકલે છે, તેમને વધારા જેવું લાગશે તેઓ કૃપા કરી માસિકને આવતો ખર્ચ અને લવાજમની તુલના કરશે તો તેમને સમજાશે કે આ લવાજમ પણ ખર્ચને પુગી વળવા માટે પુરતું નથી આ લવાજમમાં પણ ગ્રાહકોને તો લાભ જ છે આ સંસ્થા કોઈની માલીકીની નહિ હોવાથી તેમાથી નફો કરવાનો કોઈનો ઇરાદો ન જ હોય સંસ્થા હર હંમેશ ગ્રાહકને તેના લવાજમના પ્રમાણમાં વધુ બદલો આપવા ઉત્સુક છે અને રહેશે તેની અમે ખાત્રી આપીએ છીએ માટે આ વધારો માન્ય રાખી દરેક ગ્રાહક પોતાનું લવાજમ મોકલી આપી અમને સહકાર આપશે તેવી અમારી નમ્ર પ્રાર્થના છે.

* * *

## જીવનમંત્ર.

શ્રી જેયતારામ પંડ્યા —વડનગર

દિલ જે કહે તે કરવું, હે પ્રવાસી! દિલ જે કહે તે કરવું,
વિચારીને તે આચરવું, હે પ્રવાસી! ભય મૂકીને કરવું—ટેક.
ગ્રંથો વાંચી, સિદ્ધાંત સમજો, મમતે બાઝી ન મરવું,
સત્ય સમજી, બુદ્ધિ અનુભવથી, વખત મુજબ અનુસરવું-હે પ્રવાસી॰
સત્ય વિજય ત્યાં ન ભય શંકા, ખોટી ટીકાથી ન ડરવું,
દુઃખના ડુંગર આવી મળે પણ, ડગવું ન પાછું ભરવું-હે પ્રવાસી॰
શરૂ કરેલા શુભ કાર્યોને, પુરા કરવામાં મરવું;
રહેશે કદાપી શેષ માત્ર જો, પ્રભુ ઇચ્છા એ ગણવું-હે પ્રવાસી॰
જીવન જીવવા મહામંત્ર છે, વિજયથી એ વિચરવું,
'રામ' સમજી લે અમુલ્ય ધર્મ, ભલે ક્ષણ પછી છે મરવું-હે પ્રવાસી॰

# બાપુ-મારી મા

લે. મનુબહેન ગાંધી

( ગતાંકથી ચાલુ )

૮

## સાચું શિક્ષણ કયું ?

મેં ગયે વખતે લખ્યું હતું તેમ પૂ. બાપુજી મને ભણાવતા, છતાંયે ક્યારેક હું બાપુને કહેતી કે, આપે મને ભણવા ન દીધી ( કરાંચીથી મને પોતાની પાસે બોલાવી લીધેલી ) મારે તો પરીક્ષાઓ આપવી હતી અને તે વખતે કંઈક હાલની બહેનોની જેમ ડિગ્રીનો મોહ પણ ખરો. ઈશ્વરનો મારા ઉપર કેટલો ઉપકાર કે એ મોહમાંથી મને છોડાવી ! અને આજે હું એટલું કહું તો અવિવેકી નહીં ગણાઉં કે, હું માનું છું કે મને બી એ, એમ એ. કે લંડનની મોટામાં મોટી ઉપાધિઓમાં જે પાઠો ન મળે તે પાઠો આ પરમ ગુરુએ આપી મારા જીવનને ધન્ય બનાવ્યું જો કે આ બધું ડહાપણ તો અત્યારે સૂઝે છે પણ જ્યારે બાપુજી હતા, ત્યારે તો હું સંભળાવતી કે મને ભણવા ન દીધી.

બાપુ કહે "પણ મારે તો તને ભણતાં અને ગણતાં બને શીખવવું છે તેનું શું ?"

મેં કહ્યું "જુઓ, મહાદેવકાકા આટલું ભણ્યા તો જ આપના મંત્રી થઈ શક્યા ને ? બીજાઓ પણ જેઓ મોટા થયા છે તે બધાએ ડિગ્રીઓ મેળવી તેથી જ ચડ્યા ને ?"

બાપુ હસ્યા: "મોટા એટલા ખોટા, અને 'ડિગ્રી' કરતાં 'ઉપાધિ' શબ્દ તું વાપર, અને ઉપાધિ' એ ખરેખર 'ઉપાધિ' જ (ચિંતા) છે હું બૅરિસ્ટર બન્યો એનો પશ્ચાત્તાપ મને આજે થાય છે અને ખરું કહું તો મને કદી ખ્યાલ પણ નથી આવતો કે હું બૅરિસ્ટર બનેલ છું.

"એટલે હવે તો હું મારા એ અનુભવે જ બીજાને એ ઉપાધિઓમાંથી બચાવું ! હા, ભાષા તરીકે બધું જાણવું જ જોઈએ પણ આજની યુનિવર્સિટીમાં જે ગોખણપટ્ટી થઈ રહી છે, વિદ્યાર્થીઓ પોતાના લોહીનું પાણી કરે છે, એ જ મને ખૂંચે છે. આપણા દેશમાં આજે તો રચનાત્મક કામની જરૂર છે. ગામડામાં કેટલુંયે કામ પડ્યું છે વિદ્યાર્થીઓ પોતે વાંચવા પાછળ જેટલો વખત કાઢે છે, એટલો જ વખત જો કોઈ પણ રચનાત્મક કામ પાછળ આપતા થઈ જાય, તો દેશનો વાન બદલાઈ જાય હા, એ વાચન પાછળ જ્ઞાન મેળવવાની વાત હોય તો જુદી વાત છે, તો જ્ઞાનની પાછળ વાચન અને વાચનની પાછળ જ્ઞાન એ મંત્ર હોવો જોઈએ પણ આજના વિદ્યાર્થીઓમાં પરીક્ષા પાછળ વાચન અને વાચન પાછળ પરીક્ષા એ દૃષ્ટિ છે. અને પછી ? પછી એ જ્ઞાનનો ઉપયોગ પૈસા કમાવા પાછળ થાય કોઈ ડૉક્ટર થાય, તો કોઈ વકીલ થાય, તો કોઈ એન્જિનિયર થાય, અને પાસ થયા પછી નોકરીના શોધાશોધ ચાલે અને નોકરી એટલે દળી દળીને ઢાંકણીમાં વાળવા જેવું છે. અને તે આપણા આખા ભણતર પાછળ મોટામાં મોટી નોકરી કેમ મળે તે ધ્યેય હોય છે આમાં અપવાદો હશે જ ચાળીસ કરોડની પ્રજામાં બધા જ એવું કરે છે એમ કહેવાનો હેતુ નથી જ પણ ભણતર પાછળનો આજનો એક શાશ્વત નિયમ આ છે અમુક અભ્યાસ કરીએ તો જ સેવા થાય એ તો બધી ભ્રમણા છે. ગમે તે સ્થિતિમાં રહેતા છતાં માણસ સેવા કરી શકે છે ઈશ્વરે માણસમાં એવી શક્તિઓ મૂકી છે કે તે કોઈ બહાનું કાઢી જ ન શકે નહીંતર માણસ

જાત એવી ભયંકર છે કે ન કરવું હોય તો બદલાના જ કારણે તું જોશે કે, કોઈને પૈસો દેશો, તો કોઈનું શરીર કામ આપતું હશે, કોઈની બુદ્ધિ કામ આપે, કોઈની જીભ, હાથ, પગ, આંખ, કાન, નાક બધું જ સેવાર્થે કામ આવી શકે છે આ તો મેં તને દાખલા આપ્યા એટલે જે બધી શક્તિ હોય તે કૃષ્ણાર્પણ કરીએ, એટલે આપણને પૂરા દોકડા મળે જેની શક્તિ કરોડ આપવાની હોય અને જે અધો કરોડ જ આપે તેને પચાસ દોકડા મળે પણ જેની શક્તિ પાઈ જ આપવાની છે અને તે પાઈ જ આપી દે તો તેને સોએ સો દોકડા મળે

“વર્તન આવું હોવું જોઈએ સ્વાર્થબુદ્ધિ કે ડગલો માંગી મનુષ્ય જો કંઈ કરશે તો એ સેવા નહીં જ મનાય જ્યાં ઈશ્વરાર્પણ છે, ત્યાં સ્વાર્થને સ્થાન જ નથી આમ સેવા કરનાર રોજ પોતાની શક્તિમાં વધારો કરે છે ઉદ્યમ કરે તે પણ સેવાભાવથી એમ જે સેવાપરાયણ રહે છે તેના હસવામાં, ખાવામાં, પીવામાં, રમવામાં અને બોલવામાં દરેક દરેક ક્રિયામાં સેવાભાવ ભર્યો હોય છે એટલે તેના બધાં જ કાર્યોમાં નિર્દોષતા હશે આવા ભક્તોને ઈશ્વરે જોઈતી બધી જ શક્તિઓ આપી હોય છે. એટલા માટે જ આ શ્લોકો છે

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥
मच्चित्ता मद्गतप्राणा बोधयन्त परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥
तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥

અર્થ—જે લોકો અનન્ય ભાવે મારું ચિંતવન કરતા મને ભજે છે, તે નિત્ય મારામાં જ રહેનારાના યોગક્ષેમનો ભાર હું ઉઠાવું છું. એટલે કે ફળની આશા મારા પર છોડી મારું કામ કરો મારામાં ચિત્ત પરોવનારા, મને પ્રાણાર્પણ કરનારા, એકબીજાને બોધ કરતા, મારું જ નિત્ય કીર્તન કરતાં, સંતોષમાં અને આનંદમાં રહે છે એમ મારામાં તન્મય રહેનાર અને મને પ્રેમપૂર્વક ભજનારાને હું જ્ઞાન આપું છું ને તેથી તેઓ મને પામે છે

“આ શ્લોકો તું વિચાર તેમાં છેલ્લો તો બહુ ભારે શ્લોક છે આમાં મદાલસાનું કામ તો છે જ પણ ઈશ્વરનું કામ કરવામાં તારી મેળવેલી ડિગ્રીઓનો તું શું ઉપયોગ કરશી, એ જ કહાવવા માગું છું અને કદાચ તું ભણી હોત અને કોલેજમાં જતી હોત તો તું ક્યાં હોત? આજે મારું ચાલે તો બધા જ કોલેજિયન છોકરીઓ–છોકરાઓને આ રમખાણમાં પટકી દઉં ખરેખર, જો આપણા વિદ્યાર્થીઓના માનસમાંથી ડિગ્રીનો મોહ ચાલ્યો જાય, તો આખી દુનિયાના નકશામાં તું જોશે કે, જે હિંદુસ્તાન બિંદુમાત્ર છે. તે સમુદ્ર જેવડું થઈ જાય. ‘સૌ પોતાની પછેડી પ્રમાણે સોડ તાણે’—આ સુંદર કહેવત નાનકડા કુટુંબને જ લાગુ નથી પડતી, મોટા મોટા દેશોને પણ લાગુ પડે છે જેવો દેશ એવી તેની રીતભાત અને એવું કામ કાજ હોવું જોઈએ પણ અંગ્રેજોનું ન કરવા જેવું અનુકરણ કરતા આપણે તો પડીએ જ હંસ કાગડાની ચાલે જો ચાલવા જાત તો હંસ મરી જ જાત, પણ હંસ પોતાની ચાલે જ ચાલ્યો એટલે જ ઉગર્યો એ વાર્તા તો તું જાણે છે ને? વાર્તાઓ પણ વાર્તા ખાતર નથી હોતી એની પાછળ કેવો મહા ઉદ્દેશ ભર્યો હોય છે! હિંદુસ્તાનમાં અપ્રગત ઘણા કુરિવાજો છે, છતાંયે હિંદુસ્તાન જો પોતાની ચાલે જ ગતિ રાખે, તો એ ન કલ્પી શકાય એવું સ્થાન ભોગવે કારણ હિંદની સંસ્કૃતિ અજોડ છે હું તો જેમ જેમ તને ગીતા સમજાવતો જઈશ તેમ તેમ નવા નવા

# આપણાં છાત્રાલયો અને તેમનું સંચાલન.

શ્રીયુત પીપરલાલ અંબાણી.

[ ૮ ]

## મહીલા છાત્રાલય.

[ આ ણી રાજકોટ બોર્ડીંગના આનદ મત્રી શ્રી પીપરલાલભાઇનો આ લેખમાળાનો આ આઠમો હપ્તો છે. આ લેખમાળામા તેમણે મહિલા છાત્રાલયની જરૂરત વિષે ખાસ ઉલ્લેખ કર્યો છે. મર્હુમ શેઠ મદનજીભાઇની મહિલા છાત્રાલય માટે તીવ્ર ઇચ્છા હતી. રાજકોટમા ભરાએલ પ્રથમ મોઢ વણિક સમેલન વખતે તેમણે આ દિશામા પ્રયાસ કર્યો હતો. આ દિશામા ખાસ પ્રયાસ થાય તો જરૂર ફતેહ મળે, જ્ઞાતિની બ્હેનોની સ્થિતિ સુધારવાની ધગશવાળા ભાઇઓને શ્રી પીપરલાલભાઇના સૂચનને મૂર્તસ્વરૂપ આપવા કોશિષ કરવા વિનતી. તત્રી ]

થોડા દિવસ પહેલા આપણા એક જ્ઞાતિબધુ મને મળવા આવ્યા. તેઓ ઉચ્ચ કેળવણી પામેલા, સુધારકી અને સેવાભાવી યુવાન છે. તેમણે વાતચીતની શરૂઆત કરતા કહ્યુ, "અમારા ગામમાં જ્યારે કોઇ નાતવરો થાય છે, ત્યારે પ્રથમ પુરૂષોની અને ત્યારબાદ સ્ત્રીઓની પગત થાય છે, અહીં પણ એવીજ પ્રથા છેને ?"

મે કહ્યુ—ના, અહીં એથી ઊલટી પ્રથા છે. નાત-જમણમા સ્ત્રીઓની પગત પ્રથમ થાય છે અને પુરૂષોની પાછળથી થાય છે.

આગતુકભાઇ—તમારી પોતાની ભાવના તો એ પ્રકારની હોય, એમ લાગતું નથી.

મે કહ્યુ—તમે શા ઉપરથી માન્યુ કે મારી ભાવના તેવી નથી ?

આગતુકભાઇ—'મોઢ મહોદય' માં છેલ્લા સાત માસથી તમે જે લેખમાળા લખી રહ્યા છો, તે બધામા તમે કેવળ કુમાર છાત્રાલયોનીજ ચર્ચા કરી છે, કન્યા છાત્રાલયનુ તેમાં કયાય નામ સરખુએ આવ્યુ નથી.

મેં કહ્યુ—કુમાર છાત્રાલયની ચર્ચા પુરી થઇ રહ્યા પછી મહીલા છાત્રાલય વિષે હું જ્ઞાતિબધુઓનુ ધ્યાન ખેચવાનોજ છુ.

આગતુકભાઇ—મે તમને કડવુ સત્ય સભળાવ્યુ તે ખરૂં કર્યું ને ? મને નવાઇ લાગે છે કે આજ ૩૦-૩૦ વર્ષથી આપણી જ્ઞાતિ કુમાર છાત્રાલયો માટે પ્રબધ કરી રહી છે અને એક પછી એક નવા નવા છાત્રાલયો ઉઘડતા જાય છે, પણ આપણી કન્યાઓ માટે એકાદ છાત્રાલય ઉઘાડવાની પ્રેરણા કેમ નહિ જાગતી હોય !

મે કહ્યુ—જે વખતે જે બાબતની જરૂરિયાત ઉભી થાય છે, તે વખતેજ તે બાબત આપોઆપ જન્મ ધારણ કરે છે. નાના ગામડાંઓમા વસતા આપણા જ્ઞાતિભાઇઓના પુત્રોને અગ્રેજી કેળવણી આપવાની જરૂરત ઉભી થતા આજના આપણા કુમાર છાત્રાલયો જન્મ્યા છે. આજથી ૩૦ વર્ષ પહેલા (જે વખતે કુમાર છાત્રાલયો સ્થપાયાં તે વખતે) કન્યા છાત્રાલય સ્થપાયું હોત તો તેનો લાભ કેટલી કન્યાઓ લેત ? અને આજે ગામડામાં વસતા આપણા કેટલા ભાઇઓ પોતાની કન્યાઓને ઉચ્ચ કેળવણી આપવા ઇચ્છે છે ? શહેરોમાં વસતા જ્ઞાતિબધુઓમાથી પોતાની કન્યાઓને ઉચ્ચ કેળવણી આપવા ઇચ્છતા ભાઇઓની સખ્યા સેકડે ૫૦/૦ હશે કે કેમ

એ શંકાસ્પદ છે કન્યાઓને કેળવણી આપવા સો કોઈ ઇચ્છે છે એ ખરૂં પણ તેના ન ીતા પ્રાથમિક કેળવણીથી ભાગ્યેજ આગળ વધેલી છે સૌરાષ્ટ્રમાં દરવર્ષે આપણી જ્ઞાતિની કેટલી કન્યાઓ મેટ્રીકની પરીક્ષામા બેસતી હશે ?

આગન્તુકભાઈ—શું તમે એમ પ્રતિપાદન કરવા માગો છો કે આપણી જ્ઞાતિની બહેનો માટે છાત્રાલયની જરૂરત હજી સુધી ઉભી થઈ નથી ?

મેં કહ્યું—ના, હું માનું છુ કે આપણી જ્ઞાતિની બહેનો માટે એક છાત્રાલય હોવુંજ જોઇએ પણ તેનો લાભ કન્યાઓ મોટા પ્રમાણમાં લેશે એમ તમે રખે માનતા કેવળ કન્યાઓ માટે કોઈ છાત્રાલય સ્થાપવામા આવે તો તેમા બહુજ કંગાલ સખ્યા રહી શકે એમ મારૂં અનુમાન છે

આગન્તુકભાઈ—ત્યારે બહેનોનુ છાત્રાલય કોને માટે બાંધવુ જોઇએ ?

મેં કહ્યુ—કુમારી કન્યાઓ કરતાં વિધવા અને ત્યક્તા બહેનોને માટે છાત્રાલયની ખાસ જરૂર છે. આપણી જ્ઞાતિમા વિધવાઓ અને ત્યક્તાઓની સખ્યા કેવડી મોટી છે તેનો તમને કંઈ ખ્યાલ છે ? અને તેમનો મોટો ભાગ કેવુ કરૂણજીવન ગાળે છે, તે તમને વર્ણવીને કહેવાની જરૂર છે ? એ બહેનોને કેળવણી આપવાની અને કોઈપણ પ્રકારે સ્વાશ્રયી બનાવવાની અનિવાર્ય જરૂર છે.

આગન્તુકભાઈ—તમારી માન્યતા પ્રમાણે આપણી જ્ઞાતિ માટે કન્યા છાત્રાલય કરતાં મહીલા છાત્રાલયની વધારે જરૂર છે ખરૂંને ?

મેં કહ્યું—હાં, આપણી જ્ઞાતિએ રાજકોટ, ભાવનગર કે જુનાગઢ એ ત્રણ શહેરોમાંથી કોઈપણ એક શહેરમાં મહીલા છાત્રાલય ઉઘાડવુ જોઇએ અને તેમાં જ્ઞાતિની જે કુમારી બહેનો ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરવા ઇચ્છતી હોય, તેમને માટે સગવડતા કરવી જોઇએ, ઉપરાંત વિધવાઓ અને ત્યક્તાઓને મોટા પ્રમાણમાં દાખલ કરીને તેમને કોઈપણ પ્રકારે સ્વાશ્રયી બનાવવાની તજવીજ કરવી જોઇએ. જે બહેનો મોટી ઉંમરની હોય તેમને સિવણકામ ભરત-ગુથણ, કાંતણ કે મુરબ્બાઇ-ડીંગ જેવા ગૃહ ઉદ્યોગોમાથી કોઈપણ એક ગરાજગ શીખવવાની વ્યવસ્થા કરવી જોઇએ જે બહેનો નર્સીંગકામ શીખવા ઇચ્છતી હોય તેમને તેને લગતી તાલીમ આપવી જોઇએ

આગન્તુકભાઈ—તમારા કહેવા પ્રમાણે આપણી જ્ઞાતિએ વિધવા બહેનોને સ્વાશ્રયી બનાવવાનો પ્રશ્ન મહીલા છાત્રાલય સ્થાપી તત્કાલ હલ કરવા જેવો છે ખરો. આજસુધી આ સબધમાં કશી વ્યવસ્થા થઈ નથી એ ખરેખર શોચનીય છે, આવુ એક મહીલા છાત્રાલય સ્થાપવું હોય તો આશરે કેટલી રકમની જરૂર પડે ?

મે કહ્યું—જુના સમયમા તો એકાદ લાખ રૂપિયા મળે તો આવી સસ્થા ઉભી કરી શકાતી હતી, પણ આજના અસાધારણ મોંઘવારીના સમયમાં મહીલા છાત્રાલય માટે બે લાખ રૂપિયા તો જોઇએજ જુના સમયમાં આવી સસ્થા માટે મકાન બાંધવું હોય તો રિયાસતી સરકારો બહુજ સસ્તી કિંમતમાં જમીન આપતી હતી પણ હવે સૌરાષ્ટ્ર સરકાર કંઈ તે પ્રમાણે આપે નહિ કારણકે તે આપણી સસ્થાને કોમીસંસ્થા ગણે છે

આગન્તુકભાઈ—બે લાખ રૂપિયા જેવડી મોટી રકમ આપશે કોઈ દાનવીર જ્ઞાતિબંધુ કાઢી આપે એમ હાલના સંજોગો જોતાં મને લાગતુ નથી.

મે કહ્યુ—એમ કંઈ નથી, વખતે કોઈ નીકળી પણ આવે આ બાબતમાં રસ ધરાવનારા ૧૫ ૨૦ ભાઈઓ નીકળી આવે તો મહીલા છાત્રાલય ઉભું થઈ જાય શરૂઆતમાં ભલે નાના પાયાપર ભાવ જે ભાઇઓ અને

બહેનોને આપણી જ્ઞાતિની વિધવા બહેનોને અને એ આ કામ માથે ઉપાડી લેવુ જોઇએ સ્વાશ્રયી બનાવવાની સાચી ધગશ હોય જેઓ દાનવીર ભાઇઓનો સહકાર તો સાંપડી સ્ત્રી-કેળવણીને વેગ આપવા ઇચ્છતા હોય તે રહેવાનોજ.

---

## —ઃ ગ્રાહકોને ઃ—

દુષ્કાળ રૂપાથી આવતા અંકથી આ માસિક ૩૭ મા વર્ષમાં પ્રવેશ કરશે આવતો અંક દીવાળી (કાર્તિક) અંક તરીકે તા ૨૫-૧૦-૪૯ ના રોજ રાબેતા મુજબ બહાર પડશે દીવાળી અંક સુંદર, રસદાર અને સ્પષ્ટ સામગ્રીથી ભરપુર હશે જે ભાઇઓએ તા. ૧૫-૧૧-૪૯ સુધીમાં પોતાનુ લવાજમ મોકલ્યુ હશે, તેમને આ અંક વખતસર મળશે અન્ય ગ્રાહકોને તે અંક વી પી થી મોકલવામાં આવશે જ્યારે પોસ્ટ ઓફીસ રોજના માત્ર ૨૦ વી પી. સ્વીકારતી હોઇ વી પી થી મંગાવનાર ગ્રાહકોને તે અંક મોડો મળવા સંભવ છે. અંક પ્રાપ્ત કરવાના દીનના ૧૫ એમ ઇચ્છતા ગ્રાહકબંધુ પોતાનુ લવાજમ મનીઓર્ડરથી મોકલી આપે તેવી વિનતી

લવાજમ મોકલતી વખતે મનીઓર્ડર કુપનમા ગ્રાહકોએ પોતાનો ગ્રાહક નમ્બર અને શરનામુ સ્પષ્ટ જણાવવુ જેથી લવાજમ જમે કરવામા મુશ્કેલી ન પડે. નવા ગ્રાહકે પોતે નવા ગ્રાહક છે તેમ અવશ્ય લખવુ.

લડાઇ દરમિયાન અને તે પછીના અત્યાર સુધીના વખતમા છપાઇ તથા કાગળના ભાવ પાંચ-છ ગણા વધ્યા છે તે ગ્રાહકોને સુવિદિત છે માસિકના નિયત લવાજમમાં આવતી મોટી નુકશાનીને પહોંચી વળવા અમારે એ વખત તો મુંબઇ ફાળા માટે જવું પડ્યું હતું તે પણ આપ જાણો છો આ પ્રમાણે પ્રતિવર્ષ આવતી નુકશાની માટે ફાળો કરવા વારંવાર જવાતું નથી તેથી અને ગ્રાહકબંધુઓની સુચનાથી કાર્યવાહક કમીટીએ વાર્ષિક લવાજમ રૂા ત્રણ કર્યું છે આ લવાજમ પણ ખોધવારીના હિસાબે તો પુરતું નથી તેથી સ્વેચ્છાએ જે ગ્રાહકબંધુ રૂા. આડાત્રણ કે તેથી વધુ લવાજમ મોકલશે તેની યાદી માસિકમા પ્રગટ કરવાનો નિયમ અમે ચાલુ રાખ્યો છે આશા છે કે ઉદાર અને શકિત સંપન્ન ગ્રાહકબંધુઓ યથાશક્તિ વધુ લવાજમ મોકલી આ સંસ્થાને મદદરૂપ થશે.

ગ્રાહક રહેવા ઇચ્છા ન હોય તેમણે કૃપા કરી એક પોસ્ટકાર્ડથી અમને જણાવવા કૃપા કરવી જેથી દીપાવલી અંક જેવો કીંમતી અંક રદ ન થાય અને પોસ્ટેજ ખર્ચ રૂા ૦-૪-૩ બચે

ગ્રાહકોની સંખ્યા વધે તેમાજ આ સંસ્થાની ઉન્નતિ છે. એટલા માટે દરેક ગ્રાહકબંધુને અમારી આગ્રહભરી વિનતી છે કે પોતે ગ્રાહક તરીકે ચાલુ રહે અને પોતાથી બની શકે તેટલા ગ્રાહકો વધારી આપે

**વ્યવસ્થાપક.**

---

મોરબી—અત્રના આપણી જ્ઞાતિના અગ્રગણ્ય સજ્જન મા શ્રીકમળશી ખાનચંદ મેતા મોરબી સ્ટેટ ધારાસભામાં ચૂંટાઇ આવ્યા છે તેઓશ્રી જ્ઞાતિહિતના કાર્યમા સારો રસ ધરાવે છે. અને પ્રસંગોપાત સમાજસેવાના કાર્યમા યથાશકિત ફાળો આપી રહ્યા છે. તેઓશ્રી વધુને વધુ યશસ્વી સ્થાન પ્રાપ્ત કરે એ શુભેચ્છા!

# સંસારને સીમાડેથી

લેખક શ્રી વિષ્ણુકુમાર કુબેરદાસ પંડ્યા...
જનોલીગંટ—દિલ્હી

**[સમાજની કેટલીક કુરૂઢિઓ અને કમનસીબ કિસ્સાઓને આલેખતી રસપ્રદ અને બોધક ઘટના........ગતાંકથી ચાલુ]**

[ ૨૦ ]

સૂર્ય ધીમે ધીમે તેનુ સામ્રાજ્ય સંકેલી રહ્યો હતો બપોરના સમયની શાંતિની થંભી ગએલી પ્રવૃત્તિ પાછી પુન મુળ સ્વરૂપે શરૂ થઇ, રસ્તાઓ પર આવ-જા થઇ રહી હતી નિશાળમાંથી છૂટેલા વિદ્યાર્થીઓ બાલમસ્તીમા મગ્ન બની સૌ સૌના ઘર પ્રતિ જઇ રહ્યા હતા કેટલાક ભાવિક લોકો દેવ દર્શનાર્થે ગામના મહાદેવના મંદિર તરફ ધીમે ધીમે પગલાં માંડી રહ્યા હતા ગામની ભાગોળે એક સાર્વજનિક પુસ્તકાલયના ઓટલા પર કેટલાક યુવાનો દેશ-વિદેશની વાતો અને વિનોદ કરી રહ્યા હતા ગામની હોટલોમા ગ્રામોફોનની રેકર્ડો સંગીત રેલાવી રહી હતી. અને કેટલાક નિયમિત રીતે ટેવાઇ ગએલા લોકો હોટલોને કદી સૂની પડવા દેતાજ નહિ બજારમાં વેપારીઓની દુકાનો પર ઘરાકો ભાવ-તાલ પૂછી, કેટલીક રકઝકને અંતે, ઉંવટની કિંમત ઠરાવી, સસ્તો અને સારો માલ લીધાનો સંતોષ અનુભવી રહ્યા હતા દુકાનદારો તો તેમની હમેશની ઢબે, એક રૂપિઆમાંથી બે રૂપિઆ મેળવવાની વાણિજ્ય વૃત્તિ માટે મશહુર હોય, પોતાના ધંધામા મસ્ત બની ગાદી પર પાને ચાવતા આગ-મથી બેઠેલા વાર્તાલાપ કરતા હતા આ પ્રમાણે સર્વ સ્થળે વૈવિધ્યપૂર્ણ જીવન પ્રવૃત્તિ ચાલી રહી હતી. અને આ બધુ નિયમિત નિહાળતો સૂર્યદેવ અત્યારે પોતાની ઉગ્રવૃત્તિને મંદ બનાવી ધીમે ધીમે અસ્તાચળપે પ્રયાણ કરી રહ્યો હતો.

'માલતીબેન! આજે તો ચાલો તમારી વાડી જોઇ આવીએ' દિનેશે માલતી તરફ જોઇ પ્રેમભાવથી કહ્યુ

'હા, હા, માલતીબેનની વાડી તો ખરૂ સુંદર જોવા લાયક જગ્યા છે. દિનેશકુમાર' તમે, રમણિકભાઇ અને તમારા બેન જાઓ' વિનોદરાયે કપડા બદલતા કહ્યુ

અને મોટાભાઈ! તમે નહિ આવો? આ વળી ક્યાં જવાની તૈયારી કરો છો?' માલતીએ કંઇક નિરાશ થતા પૂછ્યુ

"બેન! હુ જરૂર આવત પરંતુ આજે સાંજે મારે અગત્યનુ કામ હોઈ બહાર જવુ છે.' વિનોદરાય કાંડા પ નુ ઘડીઆળ જોઇ ઉતાવળ કરતા બોલ્યા

'અને માલતીબેન! તમે જાણો છો ને કે આજે સવારથી મારુ માથુ દુખે છે એટલે હુ તમારી સાથે આવી આનંદમા ભાગ ન લઇ શકુ અદલ દિલગીર છુ.' વિલાસે કપાળે મુકેલા હાથ પર આંગળીઓ ફેરવતાં ધીમા અભિનય અવાજે કહ્યુ

'લો, મારા મોટાભાઇ બહાર જવાનું બહાનું કાઢી બેઠા અને તમે આમ માથુ લઇ બેઠા' પછી અમે માત્ર બે ત્રણ જણાજ વાડીએ શુ જઇએ! અને તેમા આનંદ પણ શો આવે!' માલતીએ વિલાસનું માથું દબાવતા કહ્યુ

'અરે માલતીબેન! તમે આ શું કરો છો! રહેવા દો, રહેવા દો, એતો મટી જશે' વિલાસે માલતીનો હાથ પકડતા કહ્યુ

'ત્યારે એમજ કહોને કે તમારે માથુ

### શ્રીયુત ચુનિલાલ પરમાનંદદાસ
જામનગર.



જેઓની સૌરાષ્ટ્ર સરકારે તેમના કામની કદર કરી જામનગરના બેડીબંદર પર પોર્ટ ઓફીસર તરીકે નિમણુંક કરી છે

અટેમાં જોઈ રમનિધિનું કવિ હૃદય બોલી ઉઠ્યું

'આ વેલી કેવી ખાશીને ઝાડ સાથે વળગી છે! ને રસ લે છે, ફળ અર્પે છે અને પ્રેમથી રહે છે આવા સુખી દિવસો પસાર થઈ જાય છે અને વેલી કરમાઈ જાય છે, મૃત્યુ પામે છે પરન્તુ ઝાડ તેને કદી ભૂલતું નથી અને તે તેની પ્રિયાના વિયોગથી ઝૂરે છે પણ અંતે સમય જતાં બીજી વેલાને પોતાના હૃદય સાથે રાખે છે અને સ્નેહથી તે વેલાને રસપાન કરાવે છે વખતના વાયરા વહી જાય છે અને ઝાડ વૃદ્ધત્વ પામી મૃત્યુને શરણ થાય છે ત્યારે મરામડી નિરાધાર દુખી વેલી દર્દમય રૂદન કરે છે પરન્તુ તે થોડા સમય માટેજ, અને પછી બીજા વાડનો આધાર લઈ તે પોતાનું જીવન રસમય બનાવે છે'

રમનિધિનું આ વર્ણન માલતીએ રસ-પૂર્વક સાંભળ્યું અને પછી કંઈક દુઃખી થતાં બોલી ઉઠી 'ઓહો! જ્યારે વૃક્ષો-વનસ્પતિમાં પણ આવી પ્રેમભાવના છે ત્યારે આપણા માનવ સમાજમાં કેવી ક્રુર રૂઢિઓ હૈય છે!'

'એટલે તમે શું કહો છો?' રમનિધિએ માલતીના ઉતરી ગએલા ચહેરા તરફ જોઈ આતુર ભાવે પૂછ્યું

'તમેજ હમણાં કહ્યું ને કે વૃક્ષો પણ એક બીજાના આધારે જીવે છે તો પછી આપણા સમાજમાં પણ પુરૂષ અને સ્ત્રી એકબીજાના આધાર સિવાય કેવી રીતે જીવી શકે?' માલતીએ રમનિધિની આંખોમાં જોયું અને તાગમૈત્રક રચાયું ચાર આંખોએ હૃદયના ઘણા ઘણા ભાવો ઠાલવી દીધા, છેવટે માલતીએ આંખો નીચે ઢાળી દેતાં જોયું, રમનિધિએ તેની હડપચી પકડી મોંને ઉચું કર્યું તો તેના હાથમાં માલતીની આંખોમાંથી ટપકેલાં આંસુ પડ્યાં અને તે ચમક્યો

'અરે! તમે આ શું કરો છો? શા માટે?' રમનિધિએ માલતી સામે એકીટસે જોયું

'કંઈ નહિ, ચાલો, આપણે હવે ઘર તરફ જઈએ, નહિતર પછી મોડું થઈ જશે' માલતીએ આંસુ લુછતાં કહ્યું

'મોડું થશે તેની ફિકર ચિંતા ન કરો, પરન્તુ મને કહો કે તમોએ આંસુ શા માટે સાર્યાં? રમનિધિની આંખો માલતીની આંખોને પુનઃ મળી

'રસ્તામાં બધુંજ કહીશ અત્યારે તો જલ્દિથી ચાલો' માલતીએ ચાલવા માંડ્યું

'બહેન બા! સૂવા આવું છે?' માલતી અને રમનિધિ વાડીના ઝાંપા બહાર નીકળતાં

રમેવાળે હાથ જોડી પૂછ્યું

'ના, ના, કહેવા જરૂર નથી' માલતી અને રમનિધિએ ઝડપથી ચાલવા માંડયું.

રસ્તામા અધારૂં થઇ ગયું હતું, વાતાવરણમા તમરા નો અવાજ પ્રસગી સ્ત્રો હતો. કવચિત ગાડાને લઇ જતા ખેડુતોના 'ડચકાર' અને બળદોને ગળે બાધેલી ઘટડીઓનો મીઠો રણકાર તો કવચિત દૂર ગામમા કૂતરાઓના ભસવાનો કર્કશ અવાજ કાનપર અથડાતો હતો.

રસનિધિ અને માલતી બન્નેજણો એક ઝાડની ઓથે બેસી પેટભરીને વાતો કરી અને હૃદય હાલવ્યા

'તુ અભનાથ નથિ હૂં તારો છુ, તુ મારી છે સમાજના ક્રુર રૂઢઓનો હું સામનો કરીને પણ હું તને મારી બનાવીશ લે આ મારી રમણ ભેટ.'

રમનિધિના આ શબ્દો માલતીના હૃદયમા શીલાલેખની માફક કોતરાઇ ગયા અને રમનિધિએ આપેલી બગડી તેની અભરબાગા બની ગઇ

'અને હૂં મારૂં સમગ્ર જીવન તમારે ચરણે શરણે થઇ છુ સ્વીકારો આ મારી પણ સ્મરણ ભેટ' માલતીના આ શબ્દોએ રમનિધિના હૃદયનો સપુર્ણ કબજો લઇ લીધો અને તેની અગૂળી પર માલતીએ આપેલી વીંટી ચમકી રહી

અને મોડી રાતે ઘેર પર આવ્યા ત્યારે તેમના વડીલોના હૃદયમાં વિવિધ પ્રશ્નોએ સ્થાન લીધુ હતુ

રમનિધિએ આપેલી વીંટીને માલતીએ આખી રાત હૃદય સરસી ચાપી અને રસનિધિએ ..! [અપૂર્ણ]



## અભીપ્રાય.

'હું અને આત્મા" લેખક-રમણલાલ મતુભાઇ, એ પુસ્તક વિષે ગઢડાથી શ્રી હિંમતલાલ નાગજીભાઇ લખે છે કે—

સદ્‌વિચારોથી ભરપુર, જીવન વ્યવહારમા અતિ ઉપયોગી, મોક્ષનો માર્ગ બતાવનાર, તત્વ નીરૂપણ, ભક્તિભાવ, શમ્યજ્ઞાનભાવ વગેરે અનેક પ્રકારના હૃદયજન્ય ભાવોથી મિશ્રિત, અમૃતરસ સમાન આ પુસ્તક છે તેના જેટલા વખાણ કરીયે તેટલા ઓછા છે

તા ૨૩-૯-૧૯૪૯

# આત્મકલ્યાણની વાતો. :: :: :: ::

અનુ—શ્રીયુત વિ. મૂ. શાહ. બી એ

(૮)

જગતની સંપત્તિ જેટલી વધશે એટલી જ અભાવની વૃદ્ધિ થશે જેની પાસે દશ વીસ રૂપિયા હોય છે તેને સો પચાસની ઇચ્છા થાય છે, પરંતુ જેની પાસે લાખો રૂપિયા છે તે કરોડોની ઇચ્છા કરે છે એટલા માટે સંપત્તિ વધારવાની ઇચ્છા કરવી તે પ્રકારાંતરે અભાવ વધારવાની ઇચ્છા કરવા બરાબર છે યાદ રાખો—વધારે મળવાથી તમને સુખ નહિ થાય, ઊલટું દુઃખ અને કષ્ટ વધશે.

ભલે તમે અભિમાન કરતા હો કે મારી પાસે આટલા ગામ છે અને આટલા બાગ બંગલા છે, પરંતુ આપણે બેસવા માટે એટલી જ જગ્યા કામ આવશે જેટલીમાં આપણું શરીર રહી શકે છે જેટલું હમેશાં ખાતા હશો એટલું જ ખશો. જો કે એટલું તો ખરૂં કે જેમ જેમ સગવડ વધતી જશે તેમ તેમ કેટલીક વધારે ચીજો ખાશો, પરંતુ પરિશ્રમ ન કરવાને કારણે તે ચીજો પચાવી શકશો નહિ, જેથી અમુક સમય પછી તેટલું ખાવાને લાયક પણ નહિ રહેશો.

યશ, કીર્તિ તથા સન્માન વગેરે વધશે, તો અપયશ, અપકીર્તિ તથા અપમાનનો ભય રહ્યા જ કરશે. જેટલું ઊંચે ચડયા હશો, તેટલું નીચે પડવામાં વધારે દુઃખ થશે એટલા માટે ધન, સંપતિ, યશ, સન્માન વગેરે વધારવાની ચિંતા છોડીને ભગવાનનું ચિંતન કરો જેનાથી તમારૂં સાચું કલ્યાણ થાય.

ખૂબ સમજી લ્યો અને વિશ્વાસ રાખો કે ધનવાન કીર્તિવાન, સત્તારૂઢ અને વિષયોથી વધારે સંપન્ન લોકો સુખી નથી હોતા, તેઓના ચિત્તમાં શાંતિ નથી હોતી તેઓની સ્થિતિ વધારે ભયાનક હોય છે કેમકે તેઓ અભાવ પણ તેટલો વધારે વધી ગયો હોય છે એટલું નક્કી છે કે જ્યાં અભાવ હોય છે ત્યાં અશાંતિ છે અને જ્યાં અશાંતિ છે ત્યાં દુઃખ છે.

સંસારના લાભહાનિની પરવા ન કરો જે કામ તમારી સામે આવી જાય તેને જો તમારા અંતઃકરણને સારૂં લાગે તો તમારી બુદ્ધિ અનુસાર શુદ્ધ ભાવથી સૌના કલ્યાણનો વિચાર કરીને કરો, પરંતુ એ કદિ ન ભૂલો કે આ સઘળું એક નાટક છે અનંત મહાસાગરની લહેરો છે. તમે તમારી જાતને હમેંશા એનાથી ઊંચે રાખો કામ કરો, પણ તેમાં ફસાયા વગર, રાગદ્વેષ વગર કરો જે અનાયાસે આવી જાય તે કરી લ્યો પણ એની સાથે કશો સંબંધ નથી કામ ન આવે તો પણ કશી હરકત નહિ

તમારી જાતને હમેંશાં આનંદસાગરમાં ડુબાડી રાખો દુઃખની કલ્પના જ તમને દુઃખ આપે છે ધારો કે કોઇ માણસ તમને ગાળ દે છે, તમે સમજો છો કે તે મને ગાળ દે છે તો તેનાથી દુઃખ થાય છે તેને તમે ખરાબ સમજો છો તેના પ્રત્યે દ્વેષ કરો છો, તેનું વેર લેવા ઇચ્છો છો. પરંતુ વિચારો તો ખરા કે તે માણસ તમને ગાળ દે છે કે કોઇ જડપદાર્થને લક્ષ્ય કરીને કોઈ કલ્પિત નામથી ગાળ દે છે. શું તમે 'નામ' તથા 'શરીર' છો કે તે ગાળો સાંભળીને તમે રોષ કરો છો તમને કોઇ, ગાળ દઇ શકે જ નહિ તમારૂં અપમાન કદિ પણ

થઈ શકે જ નહિ

જો કોઈ તમે ન સમજતા હો એવી ભાષામાં તમને ગાળ દે તો તમને ગુસ્સો નથી આવતો તો પછી તમે એમ કેમ નથી સમજતા કે તે માણસ જે ભાષામાં ગાળો દે છે તેનો અર્થ જ બીજો થાય છે તમે એને ગાળો શા માટે સમજો છો? ગાળો સમજો છો તો તમને દુ ખ થાય છે આશી-ર્વાદ સમજો તમારી કોઈ સારી કલ્પનાનુસાર તેને સારું રૂપ આપી દેશો તો તમને કશું દુ ખ જ નહિ થાય

હમેશા શાંત રહો નિર્વિકાર રહેવાનો યત્ન કરો જગતના ખેલની અસર તમારા ઉપર ન થવા દો ખેલને ખેલ જ સમજો તો જ તમે હમેશા સુખી રહેશો પછી ન કંઈ વધારવાની ઇચ્છા થશે અને કંઈ ઓછું થવાથી ન કશું દુ ખ થશે.

જે કાંઇ તમને પ્રાપ્ત થયું છે તેનાથી સંતુષ્ટ રહો અને અનન્ત લક્ષ્ય રૂપ શ્રી પરમાત્માને કદિ પણ ન ભૂલો યાદ રાખો, અહિંની લીલાથી ખરી રીતે તમારું કશું સુધરતું કે બગડતું નથી

પ્રભુને યાદ કરો, પ્રભુમાં પ્રેમ કરો, પ્રભુને જીવનનું લક્ષ્ય બનાવો, તે તરફ જ આગળ વધો પ્રભુનું સ્મરણ, ચિંતન, કાર્ય કરવામાંથી તમને ફુરસદ જ ન મળવી જોઈએ જગતનું જે કાંઈ જરૂરી કામ હોય, જે કર્યા વગર ચાલે એમ જ ન હોય તે પણ પ્રભુનું સ્મરણ કરતા કરતા પ્રભુનું કાર્ય સમજીને જ કરો અને હમેશા બધી અવસ્થામાં સંતુષ્ટ રહો, તૃપ્ત રહો ઇતિશમ્।

## આજની અનિવાર્ય આવશ્યકતા.

# પુનર્લગ્ન

શ્રીયુત વરજીવનદાસ પરિખ

આપણી જ્ઞાતિનું નૂતન બંધારણ ઘડાઇ રહ્યું છે આ માટે છેલ્લી ગોળ પરિષદ્‌માં એક કમિટી નિમવામાં આવી હતી આ કમિટીએ નવા બંધારણનો પોતાનો અહેવાલ 'મોઢ મહોદય' દ્વારા અને અનાવદી પત્રિકાદ્વારા જ્ઞાતિ જનતા સમક્ષ આ અગાઉ પેશ કર્યો છે

આ આખાયે અહેવાલ સબંધે વિસ્તૃત ચર્ચા કરવા હું અહીં નથી લખતો કારણ એમાં ઘણુંએ કહેવાનું છે, એટલી જગ્યાને અહીં અવકાશ નથી, પરંતુ આ બંધારણને લગતો એક અગત્યનો મુદ્દો-પુનર્લગ્ન-પરત્વે અહીં થોડુંએક લખવા પ્રેરાયો છું

થોડા માસ અગાઉ પ્રગટ થએલા બંધારણની ચર્ચાના એક ભાગરૂપે 'મોઢ મહોદય' માં પુનર્લગ્ન વિષય ઉપર એક લેખ પ્રગટ થયો હતો આજના આ એકવીસમી સદીના કાળમાં પુનર્લગ્નની અનિવાર્ય ગણાય એવી જરૂરિયાતને અવગણવાનો પ્રયાસ એ લેખમાં થયો છે

પ્રથમ વાત એ છે કે સ્ત્રીઓ વતી આપણને તેમના અંગત જીવનને સ્પર્શતા આવા મહત્વના પ્રશ્નો પરત્વે બોલવાનો આપણને અધિકાર નથી એ કહેવું બરાબર નથી સ્ત્રીઓ આજે પુરૂષોના વર્ચસ્વ નીચે છે એટલે એમનો સ્વતંત્ર અભિપ્રાય આપી નથી શકતી એ પણ બરાબર નથી; અને આ કારણે એમ માની લેવાનું કશું કારણ નથી કે સ્ત્રીઓ આજના જીવનથી સંતુષ્ટ છે

મોટા ભાગની બહેનો પુનર્લગ્ન ઇચ્છતી નથી અને ધર્મમય જીવન ગુજારવાનું સ્વેચ્છાપૂર્વક પસંદ કરે છે એવી દલિલ કરનારને એમ કહી શકાય કે તો પુનર્લગ્નની પ્રથાને પ્રથમ તબક્કે આપણે ફરજીઆત તો નથી કરવા માગતા દલિલ કરનારના કથન મુજબ જે અલ્પ સંખ્યામાં સ્ત્રીઓ પોતાની સ્વેચ્છાથી પુનર્લગ્ન કરવા માગતી હોય, તેને તેમ કરતી અટકાવવાનો આપણને શો અધિકાર છે?

"સ્ત્રીઓ માટે પુનર્લગ્નની છૂટ મૂકવાથી તેમનું નૈતિક અધઃપતન થશે" એમ કહેનાર લેખક ભૂલી જાય છે કે આજે પુનર્લગ્નની છૂટ નહિ હોવાને કારણે આપણું ચાલેસાય અધઃપતન થઇ ગયું છે વિષય ઉપભોગ એ કુદરતી જરૂરિયાત છે. એને સ્ત્રી કે પુરૂષ સામાન્ય જીવન અવસ્થામાં અવગણી શકે નહિ, પરંતુ હું કહીશ કે ૪૦ વર્ષના વિધૂર ભાઇને ૧૦ થી ૨૦ વર્ષનાં લગ્ન જીવન પછી બે પાંચ હજાર રૂપિયા ખર્ચીને કુમારી કન્યા સાથે લગ્ન કરવાનો અધિકાર જે સમાજ આપે છે એજ સમાજ પરણીને માસરે આવી, બે પાંચ વર્ષમાં વિધવા થએલી સ્ત્રીને ફરજીઆત વૈધવ્ય પાળવાનું કહે એમાં કયા ન્યાય છે?

એ ખરૂં છે કે એક કાળમાં વિધવા આપણા કુટુંબમાં માનભર્યું સ્થાન ભોગવતી વિધવા હોવા છતાં, કુટુંબમાં એનું માન અને દરજ્જો જળવાતા આ સન્માનભર્યા સ્થાનથી વૈધવ્ય જીવનનાં દુઃખો હળવાં થતાં ધર્મભાવના પ્રત્યે મનને પરોવવાથી સંસારિક સુખના વિચારો ભુસાઇ જતા, અને વિધવા એ રીતે સંસારમાં રહી વિરક્ત અને અસંસારી જીવન જીવતી; પરંતુ આ બધું આજે કેટલા પ્રમાણમાં શક્ય છે તે ગંભિરતાપૂર્વક વિચારવું જોઇએ

આજે નથી આપણા વરેવરના કુટુમ્બોમા વિધવાનું એ પૂજનીય, માનનીય સ્થાન. આજે નથી આપણા કુટુમ્બમા પવિત્ર વાતાવરણ આજે નથી કુટુમ્બમા જોઈતી ધર્મભાવના

એટલે આજના આ યુગમા કોઈ વિધવા બ્હેનને ફરજીયાત વૈધવ્ય જીવન ગાળવા કહેવુ એ પાપ છે ઇશ્વર પણ ક્ષમા ન આપે એવો એ અસહ્ય ગુન્હો છે

આજે આપણી જ્ઞાતિમા બ્હેનો ખૂદ બ્હાર આવી આ પ્રકારની માગણીઓ મૂકી રહી છે એ શુભ ચિન્હ છે સાચી વાત એ છે કે આજે સ્ત્રીઓ કેળવણીના પરિણામે જાગૃત બની છે તેમના જીવનનુ હિત-અહિત તેઓ સ્વતંત્ર રીતે વિચાર કરતી આજે થઈ છે

પરન્તુ આ પ્રકારની હિમ્મત કરી બ્હાર આવી માથુ ઉંચકનારી બ્હેનોની સખ્યા કેટલી ! આંગળીને વેઢે ગણી શકાય એટલી અલ્પ સખ્યામા આવી બ્હેનો આવશે ત્યારે એ સિવાયની અસખ્યાબધ બ્હેનોનુ શુ ! આપણા સમાજે એવી બ્હેનોને તેમની આંતરિક ઇચ્છા વ્યક્ત કરવાની તક આપવી ઘટે, અને જો તેઓ સ્વેચ્છાપૂર્વક પુનર્લગ્ન માટે તત્પર હોય તો તેમને માટે તેવો માર્ગ આપણે કરી આપવો જોઇએ

સમય સમયનુ કાર્ય કર્યે જાય છે આપણે —આપણો સમાજ જો નહિ જ સમજે તો કાળબળ તો તેનું કાર્ય કર્યું જ રહ્યું છે, રહે છે અને રહેશે, પરતુ આ રીતે સમગ્ર સ્ત્રી-જાતિને કચડવાનો કોઇને અધિકાર નથી

આપણી નજર સ્હામે બાળવયમા વૈધવ્ય પામેલી બ્હેનોના અનેક કિસ્સાઓ આપણે નિહાળીએ છીએ આ બધી બ્હેનો પ્રત્યે આપણા અંતરમાથી સ્વય સ્હાનુભૂતિ પ્રગટતી હોય છે કે 'આ કુમળી બાળા ! બિચારી હવે એની બાકીની જીન્દગી કેમ પૂરી કરશે !' આપણા કુટુમ્બમાંજ આવી કોઇ બ્હેન હોય અને તેના પ્રત્યે આપણી સહાનુભૂતિ હોય, એમ છતા સમાજ સ્હામે માથુ ઉંચકવાની આપણી અશક્તિ હશે તો આપણે એ બ્હેનને કહીશુ, સપાદ આપીશુ કે 'બ્હેન ' ધર્મમા જીવ લગાડ બનવાનુ હતુ તે બની ગયુ હવે ઇશ્વર ભજન કર કે આવતે ભવ સુખ મળે " આ ભાવના અને પરભવના આ લૂલા આશ્વાસનો, અને ધર્મના ઓઠા તળે થતી આ વાતો ખૂદ ઇશ્વર કેમ નિભાવી લેતો હશે એ એક સમસ્યા છે

અને આ પછી આપણા કુટુમ્બમા આપણો ૩૫ થી ૪૦ વર્ષનો નાનો ભાઇ ૧૦ થી ૧૫ વર્ષના ગૃહ સસાર પછી ચારથી છ બાળકોના પિતા થયા પછી એકાદ સુવા વડમા તેની પત્નીને ગુમાવી બેસે છે ત્યારે આપણે રોકડા રૂપિયાની કોથળીઓ કેડે બાંધીને કાઠિયાવાડના ગામડાંઓ ખૂદી વળીએ

છીએ એ બાઇને અમુક મર્યાદિત સમયમા ફરી ન વરાવી લઇએ તો આપણા બાપદાદાની આબરૂને બટ્ટો લાગનો હોય છે એટલે કોથળીના મો ખોલીને સ્પષ્ટતાથી કહુ તો કન્યા-વિક્રય કરીને એ વિધુરભાઇ માટે આપણે ૧૨ થી ૧૫ વર્ષની કુવારી કન્યા મેળવીએ છીએ. આ ન્યાય છે? ઇશ્વર શુ આમા રાજી થતો હશે?

પુરૂષ અને સ્ત્રી એટલે સપૂર્ણ મનુષ્ય જીવન બન્ને એકમેક વગર પાગળા છે એક ગાડાના બે પૈડા સરિખા બન્ને પરસ્પરની ઉણપથી અધૂરાં છે. એક હથે તાળી ન પડે એટલીજ એ સાચી વાત છે એક વગર બીજાનું જીવન અશકય છે

એટલે સ્ત્રીને ફરજીયાત વૈધવ્ય પાળવા કહેવુ અને ઉપરથી 'પુનર્લગ્નની વાતમા તેમને રસ નથી એમ બતાવવુ એ તો દિવસ ને રાત' કહેવા બરાબર છે આજે એવી વાત ગાઇ માને તેમ નથી સ્ત્રીઓ પોતે તેમનું જીવન-હિત-અહિત આજે સમજી શકે તેમ છે અને માથુ ઉચકીને સ્ત્રીઓ તેમનો માર્ગ મોકળો કરી રહી છે મઇકાલેજ મુંબઇમા આપણી જ્ઞાતિમા થયેલાં પુનર્લગ્નના એ પ્રસગો સ્ત્રીઓમાં આવી ગહેલી જાગૃતિના સબ્જડ પુરાવાઓ છે કોઇ સમાજ, કોઇ જ્ઞાતિ, કે કોઇ જુનવાણી માનસ અપનાવનાર એની અવગણના કરી શકે તેમ નથી એની સ્હામે કોઇ આખ આડી કરી શકે તેમ નથી.

કાળનું એ બળ અદ્દભૂત બળ છે કાળનો પ્રવાહ સતત્ વ્હેતો રહે છે એના પલટાતા રગને કોઇ અવગણી શકતુ નથી અને એ સતત્ વ્હેતા પ્રવાહની સ્હામે કોઇ શક્તિ-કોઇ તાકાત ટકી સકતી નથી એમા તણાઇ જવુ હોય તોજ એ બની શકે

એટલે આપણી જ્ઞાતિમાં પુનર્લગ્નની છુટ મરજીયાત પૂરતી દાખલ કરવી એ આજના યુગમા આપણા જ્ઞાતિ અગ્રેસરોનુ પ્રથમ અને મુખ્ય કર્તવ્ય છે એ કર્તવ્ય પાલનમા ઢીલ કરવી આજે હવે મુનાસબ નથી આપણે સમયસર ચેતી જઇશુ તો એમા આપણા સૌનુ હિત છે બાકી થોડા વેગે આવતા પૂરને કોઇ ખાળી-અટકાવી શકવાનુ નથી એ કોઇ ન ભૂલે )

---

# સંતતિ પ્રત્યે માબાપનું કર્તવ્ય

રજુ કરનારઃ—શ્રીયુત વોરા અમૃતલાલ મગનલાલ—વિરમગામ

સંસ્કારિતા—બાળકોનો શિક્ષણ વિષયક બોજો શિક્ષકો ઉતારી શકે છે, પરન્તુ તેમ છતાં બાળક યથાર્થ શિક્ષણ લે છે કે કેમ, ને શિક્ષણની બાળકના જીવન પર કેવી અને કયા પ્રકારની અસર થાય છે તે તપાસવાનું કામ તો મા બાપોનું જ રહે છે, પરન્તુ આ સ્થળે જે વાત કહેવાની છે તે ચારિત્ર્ય સંબંધમાં જે નાનાં બાળકો જેમની સાથે ખેલતા રમતા હોય છે તે બાળકોના મા બાપની ખાસિયત ઉચ્ચ હોવી જોઇએ. જે કુસંસ્કારી માબાપનાં સંતાન હોય છે તેમનામાં સંસ્કારગત્ કુટેવો લાગુ પડી ગયેલી હોય છે આવા સંસર્ગથી સાથે રમતા સારાં બાળકો પણ ખરાબ થઇ જાય છે અને તેમનામાં કેટલીક કુટેવો એવી જડ ઘાલી બેસે છે કે જે શરીર અને મન પર કાયમી અસર કરે છે અને પછી જીંદગી સુધી તે કુટેવ છુટી શકતી નથી. કોઇના એઠી બીડીઓ પીવી, અરસપરસ ગાળાગાળી કરવી ચારિત્ર્ય વિષયક ખોટી ખોટી અશ્લીલ ચેષ્ટાઓ કરવી આ બધા બાળ સંસ્કૃતિના દેખાવમાં નાના છતાં મહાન દોષો છે તેવા સંસર્ગથી મા બાપોએ બાળકોને દૂર રાખી તેના સુસંસ્કાર તરફ સાવચેત રહેવું ઘટે

કેટલાંક માબાપો બાળક જરા ભૂલ્યું એટલે તેને મારવા મંડી પડે છે, કેટલીક માતા બાળકોને 'નપીરી, ન ભાઇ, વાંસા મુઇ' ઇત્યાદિ ગાળો દે છે તે બહુ ભૂરી કુટેવ છે. કેટલીક માતાઓ પોતે કોઇ પર કોઇ કારણથી ગુસ્સે થાય છે તો પોતાનો ગુસ્સો બાળકોને મારીને ઉતારે છે આ બધી મા બાપની પોતાની જ ખામી છે એને કે બાળકોને સુશિક્ષા આપવી અને તેનાં જીવનમાં વક્રતા ન આવે તેવી સુધારણા કરવી એ મા બાપની પોતાની જ ફરજ છે, પણ બાળકોને મારવાથી તે કંઇ સુધરતું નથી, બલ્કે વધુ અગાડી નિભર થઇ જાય છે એમ સમજી મા બાપોએ પોતાનું વર્તન સૌમ્ય અને સુંદર બનાવી લેવું જોઇએ

સાચું ધન—બાળકોને સંસ્કારિતા અને શિક્ષણ આપવું એ જ સાચું ધન છે તે ધનને કોઇ છીનવી શકતું નથી જે માબાપો આવા શાશ્વત ધન તરફ બેદરકાર રહે છે અને તેના માટે ધાતુના ધનનો સંચય કરે છે, તે ખરેખર ભૂલ કરે છે ધનનાં સંચયથી બાળકો સુખી થાય છે તે માન્યતા કેવળ ભ્રમપૂર્ણ છે ઊલટું ધન જ્યાં હોય છે, ત્યાં વૈભવ, વિલાસો, મૂર્ખતા અને મદ વધે છે જે દુર્ગુણોથી કુળનું પતન થાય છે, અને સંતાનો દુઃખી થાય છે કિંવા ભાઇ ભાઇ વચ્ચે લડી સંપત્તિ અને શરીર બન્ને ગૂમાવે છે આમ કરવાથી ધન સંચયની તૃષ્ણાથી ઉત્પન્ન થતા અનેક પાપો, રાષ્ટ્રદ્રોહ, અને બિમારીઓનો અંત આવી જશે અને રાષ્ટ્રનાં ભૂખ્યાં ટળવળતા ભારતી માતાના બાળકોને પણ રાહત મળશે, આ વસ્તુ નિર્વિવાદ સત્ય છે આજે એવા ઘણા દ્રષ્ટાંતો મળશે કે જેનાં મા બાપો ધનનો વારસો મૂકી ગયા છે તેમની સંતતિ દુઃખ અને બેકારીની લતોમાં ગોથાં ખાતી ખાતી માબાપો પર અભિશાપ વરસાવી રહી છે, અને એવા પણ ઘણા દ્રષ્ટાંતો છે કે જેમનાં મા બાપો સ્થૂળ ધન નહિ પણ

સદ્‌ગુણો અને શિક્ષણનો વારસો ભૂલી ગયા છે તે સંસ્કાર અને સંપત્તિથી મહાચાર અને સુખમાં ઝૂમી રહ્યા છે. માટે માબાપોએ તેવા ધન સંચયને બદલે શિક્ષણ અને સંસ્કારિતાનો પોતાના બાળકોમાં વારસો મૂકવો એજ ઉચિત છે અને એજ તેમની પવિત્ર ફરજ છે,

વ્યાયામ—શરીરને તંદુરસ્ત રાખવા માટે કંઈ બાગ બાના ખોરાકોની આવશ્યકતા રહેતી નથી. પણ આ વાતને નહિ સમજનાર ઘણા માબાપો પોતાના બાળકને ન પચી શકે તેવા બલિષ્ટ પદાર્થો પરાણે ખવડાવી, પુષ્ટ બનાવવા ચાહે છે અને એ રીતે બાળકો પ્રત્યેના પોતાના પ્રેમને વ્યક્ત કરે છે તે જબ્બર ભૂલ કરે છે તેમણે પોતાના બાળકોને તંદુરસ્ત રાખવા માટે બહુ સાદો ખોરાક અને સાત્વિક ખોરાક આપવો ઘટે અને સાથે સાથે વ્યાયામની તાલીમ પણ આપવી જોઈએ, જ્યાંસુધી બાળક નાનું હોય ત્યાં સુધી તો તેને દોડવાનું કૂદવાનું વગેરે જાતની નાની રમતોથી વ્યાયામ મળી રહે છે પરંતુ જેમ જેમ મોટું થાય તેમ તેમ તેને સારી વ્યાયામશાળાઓમાં ઉપયોગી કસરત શીખવાની તાલીમ આપવી જોઈએ આવી તાલીમ આપવાથી વગર ઔષધે અને વગર બલિષ્ઠ આહારે તેનું સ્વાસ્થ્ય સુંદર રહે છે, અને તેના માનસિક શકિત પણ વિકસિત થાય છે

બાલિકાઓને તો ઘરગથ્થુ કાર્યોથી કસરત કરાવવી જોઈએ જેથી તેમના શરીરસ્વાસ્થ્યના સાથે તેમને ગૃહઉદ્યોગોનું જ્ઞાન મળે, અને તેથી આર્થિક દૃષ્ટિએ લાભ થાય આ શિક્ષણ અને વ્યાયામ ઉપરાંત બાલિકાઓને માતાએ ઉત્તમ પ્રકારનાં સંસ્કારોનું શિક્ષણ પણ વિશેષ આપવું જોઈએ કારણ કે પુત્રનું જીવન પુરુષજાતિ હોવાથી સદા સ્વતંત્ર રહે છે. પણ બાળાઓને તો વિવાહીત થયા પછી શ્વસુરગૃહે જવાનું હોય છે ત્યાં તે મહિલાઓ ઉદાર અને સુંદર જીવન ગાળી શકે તો જ તેનો ગૃહસ્થાશ્રમ આદર્શ બની શકે છે આ રીતે બાળક અને બાલિકાઓને તે તે અંગને ઉપયોગી શિક્ષણ અને સંસ્કાર આપ્યા પછી યોગ્ય વય થયે, તેમને યોગ્ય સ્થળ જોઈ તેમની સંમતિ મેળવી ગૃહસ્થાશ્રમમાં જોડી આપવા, એ માતાપિતાની ફરજ છે એ ફરજના પાલનથી આર્યભાવનાનું મૂળ દૃષ્ટિબિન્દુ બરાબર જળવાઈ રહે. કેટલાક માબાપો બાળક અને બાળા પ્રત્યે અસમાન ભાવનાઓ રાખતા હોય છે તેમને ઘેર જ્યારે પુત્ર અવતરે છે ત્યારે તે ઉત્સવ ઉજવે છે, પણ જ્યારે પુત્રી અવતરે છે ત્યારે જાણે મહાન દૈવી કોપ ન થયો હોય તેવી દુઃખ સ્થિતિ અનુભવે છે આ ભેદ બાળપણથી માંડીને ઠેઠ સુધી રાખે છે, આવી ભેદભાવના એ એક ભારતીય સંસ્કૃતિ માટે મહાન કલંકરૂપ છે તેની વૃત્તિ ઉત્પન્ન થવાનું મૂળ કારણ તો "પુત્ર કમાઈ લાવે અને પુત્રીને તો આપવું પડે પુત્ર તો લાડી લાવે જ્યારે પુત્રી તો સાસરાને ઘેર ચાલી જાય" આવી આવી જાતની સ્વાર્થી વૃત્તિજ છે આવી મનોદશા પાશવવૃત્તિથી પણ નિકૃષ્ટ ગણાય

અપૂર્ણ.

( પૂ. મુનીશ્રી સંતબાલજીના આદર્શ ગૃહસ્થાશ્રમ પુસ્તકના આધારે )

* * *

સુભગ—ભાવનગરવાળા પારેખ મોહનલાલ જવેરીલાલનાં પુત્ર ભાઈ દિલીપકુમારનું વેવિશાળ બોટાદવાળા શ્રી વ્રજલાલ લાલજી દાણીની પુત્રી જસુમતી સાથે

# શ્રી સૂર્યકાન્ત નટવરલાલ સુરતી,

એમ. ઈ ઇ.



ભાવનગરના નિવૃત્ત નાયબ દિવાન અને 'મોઢ મહોદય કમિટી' ના પ્રમુખ શ્રીમાન નટવરલાલ માણેકલાલ સુરતીના પુત્ર ભાઇ શ્રી સૂર્યકાન્ત અહીં બી. એસ. સી થઇને રેડીયો અને કમ્યુનીકેશન તથા ઇલેક્ટ્રીકલ એન્જીનીઅરીંગના વિશેષ અભ્યાસ માટે અમેરીકા ગયા હતા તેઓ સાડાત્રણ વર્ષ ત્યાં રહીને બ્રુકલીનની પોલીટેકનીક ઇન્સ્ટીટ્યુટમાં અભ્યાસ પૂર્ણ કરી ત્યાંની એમ ઇ ઇ (માસ્ટર ઓફ ઇલેક્ટ્રીકલ એન્જીનીઅરીંગ) ની ડીગ્રી મેળવીને જુલાઇ આખરે હિંદ પાછા ફર્યા છે

હિંદના ઔદ્યોગિક વિકાસમાં એમના જેવા નવજુવાન પોતે અમેરીકામાં સંપાદન કરેલા જ્ઞાનનો લાભ આપે એ ઇચ્છવા યોગ્ય છે

મુંબઇમાં વસતા ભરૂચના મોઢ વણિક બંધુઓએ તેમના સન્માન અર્થે તા. ૨૮-૮-૪૯ ના રોજ દિવાન બહાદુર શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપદે મુંબઇની મોડર્ન સ્કુલમાં સુંદર સમારંભ યોજ્યો હતો

શ્રી સૂર્યકાન્ત ન. સુરતી હાલમાં મુંબઇની પ્રતિષ્ઠિત ઔદ્યોગિક પેઢી કામાણી લી માં જોડાયા છે તેમની કારકીર્દી ખૂબ સફળ નીવડો એવી શુભેચ્છા સાથે તેમને અમારા અભિનંદન.

---



---

ભાવનગર—મહેતા ગીરધરલાલ હરજીવનદાસના પુત્ર મનસુખલાલનું વેવિશાળ ચોરવાડના શેઠ અંદરજી માણેકચંદના પુત્ર શેઠ મગનલાલની પુત્રી સુશીલા સાથે.

## સમાચાર સંગ્રહ

**મુંબઈ**—આ માસિકના રજત મહોત્સવના પ્રમુખશ્રી શેઠ ધરમદાસ શામળદાસ કોઠારી યાત્રાએ ગયા હતા. તેમણે શ્રી સીતારામજી મંદિર નાથદ્વારામાં રૂ ૧૭૧૮) ના ખર્ચે ગૌશાળા બનાવી આપી. તેમના ભક્તિભાવથી આકર્ષાઇ ભગવદીય મંડળ નાથદ્વારા તરફથી તેઓશ્રીને એક અભિનંદન પત્ર અર્પણ કરવામાં આવ્યો છે શેઠશ્રીને તેમના આવા સત્કાર્ય માટે અમારા પણ અભિનંદન.

**સ્થાનિક**—શહેર ભાવનગર મ્યુનિસિપાલીટીની ચૂટણી ગઇ તા ૧૫-૯-૪૯ ના રોજ થઈ હતી આપણી જ્ઞાતિમાંથી શ્રીયુત નટવરલાલ મણિલાલ પરીખ એમ એ તથા ડો લક્ષ્મીચંદ નાનચંદ પરીખ બને સ્વતંત્ર ઉમેદવાર તરીકે ઊભા રહ્યા હતા અને દેઓ બને ચુટાએલા જાહેર થયા છે. આ બને ગૃહસ્થોને અમારા અભિનંદન.

**શ્રી દશા મોઢ ગોભવા જ્ઞાતિ યુવક મંડળ—અમદાવાદ**—આ મંડળ સ્થપાયાને ૧૦ વર્ષ થયા છે. મડળનો હેતુ જ્ઞાતિ ।। તમામ બાળકોને ફ્રી કેળવણી આપી શકાય તેવો પ્રબંધ કરવાનો છે એ હેતુ બર લાવવા માટે વાર્ષિક ખર્ચ રૂ ૧૫૦૦૦) થાય તેને પહોંચીવળવા રૂ ત્રણલાખનું કાયમી ફંડ અગર વાર્ષિક રૂ ૧૨૦૦૦) મળે તેવી રકમોના સ્થાયી વચનો મળવા જોઇએ મંડળે પ્રયત્ન કરી અત્યાર સુધીમાં જ્ઞાતિ ફંડો વગેરેના સહકારથી રૂ ૭૦૦૦૦) ના વ્યાજના રૂ. ૩૨૦૦) પુસ્તકો અને કોલેજની ફી પાછળ ખર્ચવા માંડ્યા છે મડળ પાસે માહાની માવજત માટેના સાધનો છે તેનો છૂટથી લાભ લેવાય છે, વળી તેમણે એક પુસ્તકાલયની યોજના કરી છે આ માટે સ્વ શેઠ જમનતલાલ હિંમતલાલ જગાભાઈવાળાના સ્મરણાર્થે તેમના ધર્મપત્ની અ સ્વ સુલોચનાબેને રૂ ૨૦૦૦) મડળને અર્પણ કર્યા છે પુસ્તકાલયની ઉદ્ઘાટન વિધિ દશેરાના રોજ કરવામાં આવી એ પુસ્તકાલય સાથે વાંચનાલય ચલાવવા માટે શેઠશ્રી સારાભાઈ હીરાલાલ શાહે તેમના માતુશ્રી અતીલક્ષ્મીનાં સ્મરણાર્થે રૂ ૧૦૦૦) મડળને અર્પણ કર્યા છે

મડળના પેટ્રન શ્રીયુત જયન્તીલાલ છોટાલાલ શાહ મુંબઇ હાઇકોર્ટના ઉચ્ચ ન્યાયાસને નીમાયા તે માટે મડળ તરફથી તેમને માનપત્ર આપવામાં આવ્યુ હતું. તેમજ શેઠશ્રી ચીનુભાઈ લલ્લુભાઇ, તેમનાં ધર્મપત્ની અ સૌ વિમળાબહેન અને શેઠ રોહિતભાઇ યુરોપ અને અમેરીકાની મુસાફરીએ ગયા ત્યારે તેમને મડળ તરફથી વિદાયમાન આપવામાં આવ્યું હતું મડળ પાસે અત્યારે રૂ ૨૭૬૬૩-૧૨ ૩ ની મુડી છે, મડળની કાર્યવાહક કમીટી ઘણી ઉત્સાહી માલુમ પડે છે જ્ઞાતિબંધુઓ તેમને બને તેટલો મદદ્દાર, સાથ અને સહાય આપે

**ઇન્દોર**—૮૦૦ વર્ષ ઉપર ગુજરાતમાંથી જે જ્ઞાતિબંધુઓ માલવામાં ગયા હતા, તેમણે હાસામપુરામાં કુલદેવીની સ્થાપના કરી હતી આ સ્થાનના જીર્ણોદ્ધાર માટે તા. ૧૫-૬-૪૯ ના રોજ ઇંદોરમાં એક જ્ઞાતિ સભા બોલાવવામાં આવી હતી આ સભાએ એક જીર્ણોદ્ધાર કમીટી નીમી છે, આ કમીટીએ જીર્ણોદ્ધાર માટે નાણાની સહાય માટે એક અપીલ બહાર પાડી છે. જ્ઞાતિ બધુઓ પોતાથી બની શકે તે સહાય આપે તેવી અમારી વિનતી છે નાણા મોકલનારે—સ્થાન—હાસામપુરા જીર્ણોદ્ધાર સમિતિ ઠે. ૬, રાજવાડા

ચૌક-ઈડર એ શરનામે નાણા મોકલવા

જામનગરે—શ્રી ભવાનીમાતા રાસમંડળ તરફથી દરવર્ષની માફક આ વર્ષે પણ નવરાત્રી ઉત્સવ ઘણાજ ઉત્સાહથી ઉજવવામાં આવેલ હતો. તેમાં આપણી જ્ઞાતિની ઘણી બાળાઓ ભાગ લે છે અને ગરબાઓ ઘણીજ સરસ રીતે ગાય છે. તેમજ દીગ્વીજય પ્લોટ મંડળ તરફથી પણ નવરાત્રી ઉત્સવ ઉજવવામાં આવેલ, બાળાઓને તૈયાર કરવામાં આપણી જ્ઞાતિના અ. મ. ભાગેરથીબ્હેન ઘણીજ સારી મહેનત ઉઠાવી રહ્યા છે

જન્મ—મુંબઈ-પારેખ પરમાણંદદાસ બકોરદાસના પુત્ર બાબુલાલને ત્યાં પુત્ર જન્મ

સુરત—ભાઈ મગનલાલ રતિલાલ કાપડીવાને ત્યાં પુત્ર જન્મ

કેલબો—મોદી ધીરજલાલ ખીમચંદને ત્યાં પુત્રી જન્મ તા. ૩૧-૮-૪૯

વઢવાણકેમ્પ—વકીલ જગજીવનદાસ ઓધડભાઈ શેઠની પુત્રી લાભગૌરીને ત્યાં પુત્ર જન્મ

નાગપુર—રાણપુરવાળા દોશી નારણદાસ કાળીદાસને ત્યાં પુત્રી જન્મ.

વેવિશાળ—શ્રી રેવાશંકર ભાણજી બજરીઆના ચી. શશિકાન્તનું વેવિશાળ ભાવનગરના વોરા રમણીકલાલ રતિલાલની પુત્રી સુધાલક્ષ્મી સાથે આસો શુદ ૧૦.

શ્રી જેઠાલાલ ખેતશી મેતાના ચિ. દારકાદાસનું વેવિશાળ વાંકાનેરના પારેખ ભાઈલાલ લક્ષ્મીચંદની પુત્રી યશવતી સાથે આસો શુદ ૧૦

આકોલા—શેઠ કાંતિલાલ જસરાજ પટેલના પુત્ર ભુપતલાલનું વેવિશાળ રાજકોટવાળા નંદલાલ ફુલચંદ અજાણીની પુત્રી અરવિંદા સાથે

નાગપુર—બેરાઈવાળા શેઠ ગોકળદાસ લખમીચંદના પુત્ર ભાઈ જમનાદાસનું વેવિશાળ આરમોરીવાળા શેઠ ઠાકરશી લખમીચંદની પુત્રી બેન ગુણવતી સાથે

જામનગર—શાહ પ્રેમચંદ મથુરાદાસના પુત્ર રમણલાલનું વેવિશાળ આણંદપુરના વોરા સુંદરજી વાલજીની પુત્રી ધનલક્ષ્મી સાથે

જામનગર—શેઠ રામજીભાઈ છાપિયાના પુત્ર ભાઈ શાંતિલાલનું વેવિશાળ રાજકોટ શેઠ મગનલાલ કસ્તુરજીની પુત્રી બહેન વસંતકુમારી સાથે

દેહવિલય—મુંબઈ-મેસર્સ ગોરધનદાસ કાં. વાળા શેઠ પ્રાણલાલ કેશવજી તથા શેઠ ગોરધનદાસ કેશવજીના મોટાભાઈ શ્રી બાલુભાઈ કેશવજી તા ૧૪-૯-૪૯ ના રોજ સ્વર્ગવાસી થયા મર્હુમનો જન્મ લીંબડી ગામમાં સંવત ૧૯૨૬ માં થયો હતો. તેમણે લીંબડી છોડી પચીસેક વર્ષ થયા લખતરમાં સ્થાનિક નિવાસ કર્યો હતો. તેઓ વારંવાર તેમના પુત્રો જેઓ શ્રી ગોરધનદાસ કાં. માં કોટન બીઝનેસમાં એજન્ટ છે તેમની પાસે મુંબઈ આવતા લખતરમાં તેમણે એક પ્રમાણિક અને સાચા વેપારી તથા પ્રતિષ્ઠિત ગૃહસ્થ તરીકે સુંદર છાપ પાડી હતી. મર્હુમ ધાર્મિક વૃત્તિવાળા અને ગરીબો પ્રત્યે ખૂબ દીલસોજી બતાવનાર હતા. તેમના માનમાં લખતરમાં હડતાળ પડી હતી. લખતર મહાજને તથા ત્યાંના ઠાકોર સાહેબે તેમના ભાઈઓ અને પુત્રો પર દીલસોજીના તાર કર્યા હત. મર્હુમ તેમની પાછળ ભાઈઓ તેમજ પુત્રો અને પૌત્રોનું બહોળુ કુટુંબ મૂકી ગયા છે

ભાવનગર—વોરા પરમાણંદદાસ અમૃતલાલનો વર્ષ એકનો બાળપુત્ર તથા મણિયાર નાનાલાલ બાપુલાલનાં વિધવા બાઈ કાશી વૃદ્ધવયે સ્વર્ગવાસી થયા

જામનગર—દેસાઈ જાદવજી ત્રિભોવનદાસનો યુવાન પુત્ર ભાઈ ધીરજલાલ સ્વર્ગવાસી થયા

પોરબંદર—મણિયાર અમૃતલાલ મનોરદાસ ભાવનગરવાળા ટુંક બિમારીમાં સ્વર્ગવાસી થયા

મુંબઇ—શેઠ મોરારજી કેશવજી કેન્સરના વ્યાધિથી સ્વર્ગવાસી થયા તા ૨૨-૯-૪૯ મર્હુમ સ્વભાવે શાંત અને પ્રેમાળ હતા, તેઓશ્રી શેર દલાલ હતા

અમદાવાદ—ભાડજાના ભાઇશ્રી મનાઇલાલ જગજીવનદાસ પરીખ ૨૨ વર્ષની યુવાન વયે ટાઇફોઇડની બિમારીથી સ્વર્ગવાસી થયા તા ૯-૯-૪૯ તેમનામાં જ્ઞાતિસેવાની ધગશ ખૂબ હતી. તેમણે કદિ તાઢ-તડકો કે રાત-દિવસને ગણકાર્યો નથી તેઓશ્રી કાઠિયાવાડ દશા મોઢ વણિક મંડળની કાર્યવાહક કમીટીના મંત્રી હતા, મંડળના મનોરંજક સમારંભમાં તેમણે ઘણી સેવા આપી હતી સુદૃઢ અને યોગ્ય શરીર, હસતું વદન, આનંદી સ્વભાવ અને નિખાલસ દિલના આ યુવાન અનોખી ભાત પાડતા હતા

ભાવનગર—સોનગઢવાળા મેતા જગજીવનદાસ ડુંગરશીના ભત્રીજા ભાઇ દ્વારકાદાસની વિધવા બાઇ શાંતા સ્વર્ગવાસી થયા તા ૨-૧૦-૪૯

વઢવાણ શહેર—ચોકસી ચત્રભુજ ઇશ્વરલાલનો બીજો પુત્ર ટાઇફોઇડની બીમારીમાં સ્વર્ગવાસી થયા

રાણપુર—શેઠ મણિલાલ ગોકળદાસના ભાણેજ સ્વર્ગવાસી થયો.

માંડવી—ભાઇશ્રી છોટાલાલ રામજી વકીલ મુંબઇ મુકામે એકાએક સ્વર્ગવાસી થયા છે આસો શુદ ૧૩ મર્હુમ બહુ લોકપ્રિય હતા, તેમની ઉમર ફક્ત ૪૮ વર્ષની હતી, તેમના આ અકાળ અવસાનથી તેમના આપ્તજન સ્નેહીજન અને અમલદારવર્ગને ખૂબ આઘાત લાગ્યો છે પરમાત્મા તેઓને આ મહાન દુઃખ સહન કરવાનું બળ આપો.

પરમાત્મા સદ્ગતોના આત્માને શાંતિ અર્પો

"મોઢ મહોદય" ને મળેલ ભેટની પહોંચ.

૫૧) શેઠ હાકેમશી પ્રેમજીભાઇ કોડીનારવાળા હા. શેઠ મથુરદાસ મૂળચંદભાઇ-મુંબઇ મુરબ્બી વર્ગમાંથી માનદ્ મુરબ્બી વર્ગમાં દાખલ થવા માટે.

૧૧) શ્રીયુત અમૃતલાલ શિવલાલ પારેખ તરફથી તેમના પિતાશ્રી શિવલાલભાઇના સ્મરણાર્થે-વઢવાણ શહેર.

૫) શ્રીયુત મુળજીભાઇ વલ્લભદાસ મહેતા-રાણપુર હા પરી જેઠાલાલ નારણદાસ

૧૦૧) શેઠ રણછોડદાસ લાલજીભાઇ શાહ-મુંબઇ, આશ્રયદાતામાંથી મુરબ્બીવર્ગમાં દાખલ થવા માટે

૫) શ્રીયુત ઉમેદલાલ પુરશોત્તમદાસ-અમદાવાદ

વ્યવસ્થાપક

"મોઢ મહોદય" ને રૂા ચાર ત્રણ કે તેથી વધુ લવાજમ મોકલનારના પહોંચ

| | | | |
|---|---|---|---|
| ૩। શેઠ ગોવિંદજી અમીચંદ | મુંબઇ | ૩। ડૉ. જાદવરાય વલ્લભદાસ | રાજકોટ |
| ૪) રા ચંદ્રવદન મગન ચોકસી | સુરત | ૩। ગ. કૃષ્ણલાલ બી. મહેતા | માટુંગા |
| ૩। ,, શાંતિલાલ વનરાવનદાસ | લીંમડી | ૩। વૈદ્ય ખેમરાજ ગ્રમ | તરાના |
| ૩। ,, ભાઇચંદ કશળચંદ | મોજીદડ | ૩। ગ. મુળજીભાઇ વનરાવનદાસ | લીંમડી |
| ૩। ,, કપુરચંદ ચકુભાઇ | પડધરી | ૫) રા જમનાદાસ છગનલાલ | કમાસગઢ |

વ્યવસ્થાપક

## શ્રી મોઢ શુભેચ્છક ફંડ—મુંબઈ

ઉપરોક્ત ફંડમાંથી જ્ઞાતિની વિધવાઓ, અસહાય કુટુંબો અને ગરીબ વિદ્યાર્થીઓને માસિક સહાય આપવામાં આવે છે તે સૌ જ્ઞાતિબંધુઓને સુવિદિત છે. ફંડના વ્યાજની ઉપજ કરતાં અનેકગણી મદદ આ ફંડમાંથી ટ્રસ્ટી સાહેબો આ અસહ્ય મોંઘવારીમાં આપી રહ્યા છે. ચાલુ સાલ રૂા. ૨૫૦૦૦) ઉપરાંતની મદદ આપવામાં આવી છે. ટ્રસ્ટીઓ બહોળા હાથે મદદ આપવાનું ચાલુ રાખી શકે તેટલા માટે દરેક જ્ઞાતિબંધુની ફરજ છે કે પોતાનાથી બની શકે તેટલી મદદ આ ફંડને મોકલે. જ્ઞાતિના ઉદાર શ્રીમંત બંધુઓ તો પ્રતિવર્ષ અમુક નિયત રકમ મોકલ્યા કરે એવી અમારી ખાસ ભલામણ છે. ચાલુ વર્ષમાં આ ફંડમાં નીચે મુજબ સહાય મળી છે. તેની

કાયમ ફંડ ખાતે—

૨૧૦૦૦) શેઠ વલ્લભભાઈ નાગરદાસ-ધંધુકા નિમિત્તે શેઠ કેળવણી ફંડમાં એમના ટ્રસ્ટીઓ શેઠ પરશોતમદાસ હરજીવનદાસ અને શેઠ નાનચંદ બેચરદાસ તરફથી

૨૫૧) શેઠ ભીખાદાસ બ્રીજમોહનદાસ — બનારસ

૨૦૧) ડૉ. ચમનલાલ માણેકલાલ — મુંબઈ

૨૦૦) શેઠ આત્મારામ નારણદાસ — ગોરેર

૨૦૦) શેઠ પુરુષોત્તમદાસ ભગવાનદાસ — ધરમપુર

વપરાશ યોગ્ય મદદ ખાતે

૨૦૦૦૦) સર પરશોત્તમદાસ ઠાકોરદાસ — મુંબઈ

૧૦૦૦) શેઠ લાલદાસ મોહનદાસ અને અ. સૌ. ચંચળબહેન લાલદાસ — મુંબઈ

૧૦૦૦) શેઠ રમણલાલ ગોકળદાસ સરૈયા — મુંબઈ

૨૦૦૦) શેઠ જયંતિલાલ રામદાસ શ્રોફ — ”

૫૦૦) શેઠ આણંદલાલ હીરાભાઈ — વડોદરા

૩૦૦) શેઠ ચંદુલાલ મગનલાલ ખાડવાળા તરફથી તેમના સ્વ. પિતાશ્રી શેઠ રમણલાલ તથા સ્વ. માતુશ્રી નાનુગૌરીના સ્મરણાર્થે

૨૫૧) શેઠ દામોદરદાસ પરમાણંદદાસ દેસાઈ તરફથી તેમનાં સ્વ. પત્ની સૌ. ત્રિવેણી બહેનનાં સ્મરણાર્થે — ભાવનગર

૨૦૧) શેઠ મણિલાલ જગજીવનદાસ ગાંધી તેમના સ્વ. બંધુ નાનાલાલના સ્મરણાર્થે — ભાવનગર

૨૦૧) શેઠ નારણદાસ મથુરાદાસ નાળીએરવાળા — મુંબઈ

૧૦૧) શેઠ અમૃતલાલ માણેકલાલ મહેતા

૧૦૧) શેઠ હરજીવનદાસ કેશવજી — મુંબઈ

૧૦૧) એક જ્ઞાતિ બંધુ તરફથી

૧૦૧) શેઠ અનંતરાય શામળદાસ મહેતા તરફથી તેમના પિતાશ્રી શેઠ શામળદાસ ભવાનભાઈના સ્મરણાર્થે — મુંબઈ

૧૦૧) શેઠ ભીખાભાઈ પરભુદાસ તરફથી ચિ. જશવંતરાયના લગ્ન પ્રસંગે — ભાવનગર

૧૦૧) શેઠ અમૃતલાલ ત્રીભોવનદાસ પારેખ ભાવનગર
૧૦૧) શેઠ છગનલાલ ઠાકોરદાસ ઘીવાળા સુરત
૧૦૦) અ૦ સૌ. સુશીલાબ્હેન વિઠ્ઠલદાસ મુંબઈ
૧૦૦) ,, તેમના સ્વ. પુત્રી બ્હેન મીનાના સ્મરણાર્થે મુંબઈ
૬૦) શેઠ પરશોત્તમદાસ હરજીવનદાસ તરફથી એક બાઇને વધુ મદદ આપવા માટે મુંબઈ
૫૧) શેઠ મુકુંદદાસ મોતીચાલ બનારસ
૫૧) શેઠ મેદાલાલ ગણપતલાલ ઇંદોર
૫૧) શેઠ કચ્છગલાલ શામળદાસ તરફથી તેમના પત્ની સ્વ. સરલા બ્હેનના સ્મરણાર્થે
૫૦) શેઠ વલ્લભદાસ કનૈયાલાલ ઉજ્જન
૨૫) શેઠ દ્વારકાદાસ ગોપાલદાસ બનારસ
૨૫) શેઠ હરિલાલ ભોવાનીદાસ તેમના પુત્ર ભાઇ જયકાંતના સ્મરણાર્થે દીવ
૨૩) બે જ્ઞાતિ બંધુઓ તરફથી

ઇશ્વરલાલ મોતીલાલ
ઓ. સેક્રેટરી

## સ્વીકાર અને સમક્ષા

ગુરૂદ્વારે–કર્તા–શ્રીયુત વલ્લભજી ભાણજી કવિ–મોરબી. શ્રીયુત વલ્લભજી ભાઇનાં પુસ્તકોથી જનતા સુપરિચિત છે. તેમની કલમમાં આત્મનો નીચોડ હોય છે તદ્દન સાદી અને સરળ ભાષામાં તેમનું લખાણ વાચકના હૃદયને ખૂબ ખૂબ સ્પર્શે છે.

અનેક યોનિમાં અટવાઇ આપણને જ્યારે આ મનુષ્ય યોનિ મળી છે ત્યારે માનવ જન્મનું સાર્થક કર્યા વગર પશુ યોનિની જેમ સાંસારિક સુખ પાછળ ભટક્યા રહેવું તે, નરી મૂર્ખતા છે આધ્યાત્મિક ઉન્નતિ વગર આધિભૌતિક ઉન્નતિ આત્મા વિનાના દેહ જેવી નિ મત્વ સમવત છે. સાંસારિક સુખ માટે હવાતિયા મારતા આપણે થોડો વખત પણ આધ્યાત્મિક ઉન્નતિ માટે પ્રયાસ કરવો જોઇએ, આ ઉન્નતિ માટે સત્સંગ આવશ્યક છે સાધુ પુરૂષોના સત્સંગ વગર આ ઉન્નતિ પ્રાપ્ત થતી નથી; પરંતુ આવો સત્સંગ ક્યાં શોધવો ? ગુરૂદ્વારે આવા સત્સંગની ગરજ સારે છે તેમાં સાત દિવસનો સત્સંગ ગોઠવવામાં આવ્યો છે આ સપ્તાહ દરમિયાન ગુરૂ ચરણે બેસી અમૂલ્ય લાભ મળે છે

આ ઉપરાંત કવિરાજના ઊર્મિ ભજનો અને પદો લગભગ ૭૫ જેટલા આ ગ્રંથમાં છાપેલાં છે ઘેર બેઠા સત્સંગ કરી દેહનું સાર્થક કરવું હોય તો આ ગ્રંથ જરૂર વસાવો ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૨૫૦ હોવા છતા કીમત માત્ર રૂ ૧–૮–૦ પોસ્ટેજ અલગ મેળવાનું ઠે 'મોદ મહોદય' ઓફીસ–ભાવનગર

માતંગીના ગીતો (પુસ્તક ૧ લું) સપાદક શેઠ રમણલાલ લલ્લુભાઇ, પ્રકાશક મોતીલાલ બાલાભાઇ શ્રી મોઢેશ્વરી ઉર્ફે માતંગી દેવસ્થાન સસ્થા તરફથી બહાર પડેલું આ ચોથું પુસ્તક છે આ પુસ્તકમાં માતાજીના સ્તવનો, ભજનો અને પદોની સખ્યા ૮૭ છે બધા ગીતો સુંદર ભાવવાળી અને સહેલાઇથી સમજાય તેવાં છે. આ ભજનો માતાજી

આગળ હમેશા વાજીંત્રો સાથે ગવાય છે ભક્તિ પ્રધાન ભાઇ બહેનોએ આ પુસ્તક અવશ્ય વસાવવું જોઇએ પૃષ્ટ સંખ્યા ૮૦ હોવા છતાં કીમત ફક્ત રૂા ૦-૮-૦ છે પોસ્ટેજ અલગ મળવાનું ઠેકાણું કર્તા પાસેથી, મોતીબાગ, એલીસબ્રીજ અમદાવાદ અથવા "બોદ્ધ મહોદય" ઓફીસ-ભાવનગર

સરળ હોમીઓપથીક—(પ્રથમ પ્રવાહ) લે. ચંપકલાલ મગનલાલ ઠે. કૃષ્ણનગર ભાવનગર (સૌરાષ્ટ્ર) આ ગ્રંથમાં બે વિભાગ પાડેલા છે પહેલા વિભાગમાં હોમીઓપથીક એ શું છે તે તથા ઔષધની પાવર, ડૉઝનું વર્ણન તથા તેની બાહ્યોપચાર તથા ખાસ દવાઓનું વર્ણન છે બીજા વિભાગમાં વ્યાધિ, તેનાં કારણ, લક્ષણો, ચિકિત્સા તથા સૂચનાઓ આપી છે છેલ્લા પ્રકરણમાં બાયોકેમિકનો આછો પરિચય આપેલ છે.

આ ગ્રંથના કર્તા શ્રીયુત ચંપકલાલ વર્ષો થયા બાયોકેમિક તથા હોમીઓપથીક દવાઓ તથા શ્રીયુત જે જે કણિયા કૃત જીવન રસાયન શાસ્ત્ર વેચે છે આ ધંધામાં તેમણે બહોળો અનુભવ મેળવ્યો છે આવા અનુભવી સુદગૃહસ્થના હાથે લખાયેલ આ પુસ્તક સમાજને ઘણું ઉપયોગી છે વ્યાધિઓ મુક્ત રહેવાં માટે આ પુસ્તકનું વાચન આવશ્યક છે.

ડેમી આઠ-પેજી સાઇઝ, પૃષ્ઠ સંખ્યા ૨૦૦ છતાં કિંમત ફક્ત રૂા. ૨-૧૨-૦ છે

**શ્રી ગુજરાત વૈશ્ય સભા-અમદાવાદ**—આ સંસ્થાનો ઇ. સ. ૧૯૪૮ નો વાર્ષિક રિપોર્ટ મળ્યો છે તે વાંચતા માલુમ પડે છે કે આ સંસ્થા સ્થપાયાને ૪૫ વર્ષ થયાં છે તેમાં વૈશ્ય કોમના બાળકોને અભ્યાસ માટે રાખવામાં આવે છે, રિપોર્ટવાળા વર્ષ દરમિયાન ૧૪૯ વિદ્યાર્થીઓએ સંસ્થાનો લાભ લીધો છે અત્યાર સુધીમાં ૧૪૦૦ વિદ્યાર્થીઓ આ સંસ્થામાં રહી ભણી ગયા છે સંસ્થાને રૂા ૮૦૦૦) ની નુકસાની આવી છે, અને નવી સાલ માટે રૂા ૧૨૦૦૦)ની ખાદવાળું બજેટ ઘડવામાં આવ્યું છે આ રીતે આવતી ઘટને પહોંચી વળવા સંસ્થાએ એક ભંડોળ સમિતિ નીમી છે, જેની મારફત રૂા ૨૩૦૦૦)ની રકમ એકઠી કરી છે

સંસ્થા પાસે કુલ થાપણ રૂા ૪૦૪૫૯૯-૧૨-૨ નો છે.

સંસ્થાના પુસ્તકાલયમાં ૪૩૦૦ પુસ્તકો છે. તેની પાસે ભવ્ય વ્યાયામશાળા પણ છે. આ સંસ્થામાં આપણી કોમના ૩૦ વિદ્યાર્થીઓએ રીપોર્ટવાળા વર્ષમાં લાભ લીધો છે ગુજરાત વૈશ્ય કોમની આ બૉર્ડીંગને દરેક ઉદાર હાથે સહાય કરવી જોઇએ સંસ્થાની કાર્યવાહક કમીટીના પ્રમુખ શેઠ શ્રી હિંમતલાલ મોતીલાલ છે અને ઉપ પ્રમુખો શેઠ શ્રી રમણલાલ લલ્લુભાઇ અને શેઠ કનૈયાલાલ મોતીલાલ છે માનદ્ મંત્રીઓમાં શેઠ નરસિંહલાલ લલ્લુભાઇ અને ટ્રેઝરર તરીકે શેઠ રતનલાલ લલ્લુભાઇ છે જે સંસ્થાના વહીવટ કર્તાઓ આવા સખી દિલના સેવાભાવી ગૃહસ્થો હોય તે સંસ્થાને જરૂર મદદ કરવી જોઇએ.

**શ્રી ગીતા વેદાન્ત**—ગીતા પ્રેમી અને અભ્યાસી ભાઇશ્રી પુરુષોત્તમદાસ ભાણજી મહેતાનું ગીતા ઉપરનું વિભાગણીવાળું આ પુસ્તક છે તેમણે જેમ બને તેમ ઓછા

ભાગો પાડીને વર્ગીકરણી કરીને મુખ્ય ઉદ્દેશ જાળવ્યો છે આ પુસ્તક જ્ઞાન, વિજ્ઞાન અને અભિજ્ઞાન મેળવવામા ઉપયોગી છે. આ રીતે અસ્પષ્ટ શાસ્ત્રને ધોરણે પ્રગટ થયેલ આ પુસ્તક પ્રથમ છે સમાજને તે ખરેખર ઉપયોગી થઇ પડશે કીમત રૂા ૧–૦–૦ મળવાનુ ઠે. કર્તા પાસેથી. મુ. અમરેલી.

શ્રી મોઢ વણિક બોર્ડિંગ–સુરત—નો વાર્ષિક રિપોર્ટ મળ્યો છે. આ સંસ્થા સ્થપાયાને ત્રણ વર્ષ પુરાં થયા છે દરમિયાન ૩૪ વિદ્યાર્થીઓએ તેનો લાભ લીધો છે. રિપોર્ટવાળા વર્ષમા વિદ્યાર્થીઓ ૧૯ હતા સસ્થા પાસે ૨૦ વિદ્યાર્થીઓનો સમાસ થઇ શકે તેવુ માડું હવા ઉજાસવાળુ મકાન છે વધારે વિદ્યાર્થીઓ સમાઇ શકે તેવડુ મોટુ મકાન બાધવા માટે કમીટીએ રૂા. બે લાખની ટેલ નાખી છે. ગુજરાતના સખી શ્રીમત ભાઇઓ પાસે આ ટેલ નજીવી છે અમે આશા રાખીએ છીએ કે ટુંક વખતમાંજ આ ટેલ ભરપાઇ થશે.

આ બોર્ડીંગમા ત્રણ વર્ષના અતે ઇન્કમટેક્ષ રીફન્ડ મળ્યા પછી રૂા ૧૬૦૦) ખાધ આવશે જે જ્ઞાતિ બધુઓએજ પુરવી રહી

સ૦ પુરૂષોતમદાસ હરીનદાસ તરફથી સંસ્થામા બે હાફ ફ્રી બોર્ડર રાખવામાં આવ્યા છે. શેઠ નાથાલાલ વિઠ્ઠલદાસ જેઓ વિઠ્ઠલવાડીના એક ટ્રસ્ટી છે, તેમણે આખી અને અડધી આખી વિદ્યાર્થીઓને બને તેટલા પુસ્તકો ટ્રસ્ટ તરફથી પુરા પાડ્યા છે સુરતની આપણી આ ઉન્નતી સસ્થાને સમૃદ્ધ અને પગભર કરવા ઉદાર હાથે સહાય કરવા અમારી જ્ઞાતિ બધુઓને પ્રાર્થના

મહા સુગધી સ્નફ વર્કસ–પ્રો ધોળકીઆ રણછોડદાસ ઝીણાભાઇ–સિહોર—આ પુસ્તકમાં આ કારખાનાનો તમામ ઇતિહાસ આપેલો છે કારખાનામા તમામ માલ જાતિ દેખરેખ નીચે ઉત્તમ રીતે બનાવવામાં આવે છે. ૧૦૦ વર્ષનું જુનું આ કારખાનુ છે કારખાનામાં બનતી તપકીર હિંદના દરેક પ્રાંત ઉપરાંત આફ્રિકા, ઝાંઝીબાર, બરમા, સિલોન, મલાયા, અરેબીયા વગેરે દેશોમાં વપરાય છે પુસ્તકની અંદર કામોલયના સંચાલકો માલ કેવી રીતે તૈયાર કરે છે તેના સુદર ફોટાઓ આપેલા છે

---

# દેનાબેંક

**DEVKARAN NANJEE BANKING CO. LTD.**

હેડ ઓફીસ, દેવકરણ નાનજી બીલ્ડીંગ, કોટ, મુંબઈ અને ૪૭ શાખાઓ.




દેનાબેંક તમને નાણાંની બચત કરવા જે સેવા આપે છે તે તમને ભવિષ્ય માટે મદદ કરશે

દેનાબેંક ચાલુ ખાતામાં દર વર્ષે ૦ ૧/૪ ટકા લેખે અને સેવીંગ્ઝ ખાતામાં ૧ ૧/૨ ટકા લેખે વ્યાજ આપે છે

દેનાબેંકના ત્રણ વર્ષના કેશ સર્ટીફીકેટો ૨ ૩/૪ ટકા વ્યાજ આપે છે

| | | |
|---|---|---|
| સત્તાવાર થાપણ | રૂ. | ૧,૦૦,૦૦,૦૦૦ |
| ભરાયેલી ,, | રૂ. | ૫૦,૦૦,૦૦૦ |
| વસુલ થયેલી | રૂ. | ૫૦,૦૦,૦૦૦ |
| રીઝર્વ ફંડ | રૂ. | ૧૬,૦૦,૦૦૦ |

કુલ થાપણો ને ફંડઝ (૩૧-૬-૪૬) રૂા ૮ કરોડથી વધુ અને ખાતાઓની સંખ્યા ૧૬ હજારથી વધુ.

દેનાબેંકની સાત ઓફીસોમાં સેફ-ડીપોઝીટ વોલ્ટસની વ્યવસ્થા છે. ખાનાંઓ ભાડેથી મળી શકશે

દેનાબેંક ઇન્વેસ્ટમેન્ટ સરવીસ દ્વારા એક આસામી માટે જામીનગીરીઓ શેરો, સોનું, ચાંદી વગેરે ખરીદવાનું અને વેચવાનું કામ કરી આપે છે

દેનાબેંકની સેવીંગ્ઝ ઇન્સ્યુરન્સ યોજના આકર્ષક શરતોએ અને દાકતરી તપાસ તથા બીજી વિધિઓ વીના રૂ. ૨,૦૦૦ સુધી વીમો ઉતરાવવાની ગોઠવણ કરે છે

દેનાબેંક પોતાના આસામીઓ માટે લેટર્સ ઓફ ક્રેડીટ અને પરદેશી હુંડીઓનું કામકાજ કરે છે

પ્રવીણચંદ્ર વ. ગાંધી,
મેનેજીંગ ડીરેકટર.